

આ પુસ્તક ઇસ્વી સને ૧૮૬૭ ના ૨૫ મા કાયદા પ્રમાણે
"રેજીસ્ટર" કરાવ્યું છે.





આ પુસ્તક ઇન્ડસ્ટ્રીયલ પ્રેસ, ૯, એસ્ટીયન રોડ, કોટ, મુંબઇ
મધે રૂસ્તમજી પીરોજશાહ પાવરીએ છાપ્યુ છે, અને
(મિસ) ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ
ખંબાલા હીલ, મુબઇ, મધે
પ્રકટ કર્યું છે.

# My Mother!

## The late Mrs Avanbai Limjibhoy Palamkote.

Born 20-11 1847 ] [Died 5 6 ..



## મારાં મરહુમ માતાજી!

### બાઈ આવાંબાઈ લીમજીભાઈ રામાભાઈ પાલમકોટ.

જન્મ-તા૦ ૨૦-૧૧-૧૮૪૭ ] [મરણ તા૦ ૫-૬-૧૯૦૩

કુલ સૃષ્ટિના સારની શાહિ હું બનાઉં,
ને જગતનાં વૃક્ષોની કલમ ઘડાઉં
ને આસમાનની પીઠ પર મુજ ઉભરા જણાઉં
તોપણ મુજ લાગણીમા હારી હું જાઉં ।

માથાંના વાળનીમી ગણતી ક થાય ।
તોપણ હુજ હેરાન ન [illegible] ગણાય ।
જે ખોયુ છે તે શોધુ છે પણ જડશે કયાં જણાય ।
જડશે તે બેહેસ્તમાંજ વ્હાલી મુજ માય ।

ભીખાઇજી.

# ગ્રંથાર્પણ.

---

પાક
પરવરદેગારના
મહા પૂજ્ય નામની
અંત:કરણની યાદ સાથે,
મારાં અતિ વ્હાલાં અને પ્રેમાળ
માતુશ્રી, જેમનાં બીનસ્વાર્થી, અખૂટ,
અખંડ, ઊંડાં પ્યારમાં લંબાઇ, પોહોળાઇ તથા
ઊંડાઇ સર્વદા મેં એક સમાન દીઠી છે; જેમનાંમાં
ઉમદા ખવાસ, ઉત્તમ ગુણ, શાન્ત સબૂરી, તિક્ષણ
તર્કશક્તિ, નમ્ર સહનશીળતા અને દયાનો દિલસોઝ
ઝરો સંપૂર્ણ સ્થિતિમાં વ્હેતો મેં જોયો છે; તથા પૃથ્વિની
પ્રદક્ષિણા કરતાં પણ ન જડે એવાં એક મમતાળુ માતુશ્રીને,
તન–મન–ધનથી જે કેળવણી તેઓએ મને આપી છે, તે
અનંત ઉપકારનો બદલો વાળવાના કિંચિત્ માત્ર
ખ્યાલ વગર, તે હજારો હેશાનની એક નિર્જીવ
પિછાણ તરિકે તેમનાં આભારમાં દટાયલી
તેમની વ્હાલી દિકરી, આ અદના
પુસ્તક અંતઃકરણનાં હજારો
ખાલેશ ઊભરાઓ સહિત
નમ્રતાપૂર્વક અર્પણ કરી
આત્મિક સંતોષને
પ્રાપ્ત થાવું
છું.

ભીખાઇજી લી. પાલમકોટ.

# પ્રસ્તાવના.



## મઝદાંની મદદ!

### મારાં માતાજી!

આ પુસ્તક પ્રકટ કરવાનો મારો મનોરથ તે બખ્શાયશગરની ક્ષેસથી ફળિભૂત થયો છે, તે જોઇ મને પરમાનંદ થાય છે. એ માટે અંતરાત્મામાં પરમાત્માની ઉપકૃત છું!

આ મારો છેલ્લો પ્રયત્ન છે.

પ્રભુ કૃપાથી આ પરિશ્રમથી હું હવે નિરાંત થઇ છું!

માયાળુ માતુશ્રીનાં મનન કરવા યોગ્ય લખાણો; તેમની નોંધની શોધ, તેમના હિસાબ-કિતાબની તપાસ, ખરી વિગતો ને ખરા આંકડાઓ મેળવવા મેં કીધેલો પ્રયાસ, તેમના દિલજીત મુખમાંથી સાંભળેલી સાચી હકીકત, એ સર્વે જુન ૧૯૩૫ થી જુન ૧૯૩૬ સુધી જે શ્રમ મેં ૭૦ મે વર્ષે પ્રેમપૂર્વક માતુશ્રી માટે માથે ઉઠાવ્યો છે, તે મહત્વનું કાર્ય પ્રફુલ્લિત થયલું નિહાળી એક પ્રકાશક તરિકે, એક વ્હાલી વફાદાર ગુણવાન્ દિકરી તરિકે તે પરમ કૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરી ખુશ થાવું છું!

મારાં વ્હાલાં માતાજી વારંવાર કહેતાં:—"મારૂં લખાણ વાંચીને તું સુધાર. તારૂં શુદ્ધ ગુજરાતી છે."

૧૮૭૬-૭૭ થી લખેલાં એમનાં બોધક, શ્રેષ્ટ વિચારો અને ઉમદા ફિલસુફીભર્યાં લખાણો કે જે ૬૦ વર્ષો આગમજનાં અસલી જુના જમાનામાં દર્શાવેલા **સુધરેલા** મનોરંજક ખ્યાલો એક જરથોસ્તી પારસી બાનું તરિકે એમણે હિમ્મતથી જાહેર કર્યાં છે.

૭૩ વર્ષો ઉપર ૧૮૬૩ મા મારાં નેકબખ્ત માતાજી ૧૬ વર્ષની વયે મારા પિતાજી સાથે લગ્નનાં પવિત્ર ગાંઠથી જોડાયાં, ત્યારે બન્ને (મારાં માત-પિતા)

**સુધરેલા વિચારના હતાં.**

તે એમની જીંદગીનાં રસીલા હેવાલ ઉપરથી વિવેકી વાંચક-વર્ગ જાણી-પિછાણી શકશે.

એક **પતિવ્રતા પત્ની** તરિકે મારાં ફિલસુફ માતુશ્રીએ પોતાનાં ખાવિંદને સુખ-સંપ-શાંતિ:, દુરઅંદેશી અને ડહાપણથી સાચવી-સંભાળી લીધા હતા. ફક્ત એમનેજ નકલ કરવા યોગ્ય દાખલો હઝારો પારસી પરણેતરો જો અંગીકાર કરે તો હઝારો કુટુંબમાથી કંકાસનું કાળું કદમ નાબુદ થાય! નાં, એટલુંજ નહિં, પણ '**પારસી મેત્રીમોન્યલ કોર્ટ**'

ને તાળા પડે! એ 'કૉર્ટ' કાઢી નાખવાની સરકારને ફરજ પડે, કે જે પારસી કોમની કીર્તિ પૃથ્વિના ચોખણ્ડ ભાગોમાં પ્રસરી રહી પમરાટ ફેલાવે

પરણવું એટલે શું?

## જેમ ખુદા એક તેમ ખાવિંદ એક!

પરણ્યા પછી છૂટા પડવાનો ખ્યાલ બન્ને જેહાનમા નહિ માફ થઇ શકે એવો મોટો ગુનાહ છે! નસીબમા જે સુખ-દુખ હોય તે સહનશીલ થઇ ડહાપણથી સ્રજતને શરણ થઇ લઇ ચલાવે તેજ

## જીવતી સતી!

મારા માતાજીનો ધડો લેના યોગ્ય શ્રેષ્ટ દાખલો અગીકાર કરો તો તમે સઘળી પરણેલી સ્ત્રીઓ સુખી થશો.

આ ઇતિહાસીક પુસ્તકમા પાલમકોટ કુટુબની

## તવારિખ ૧૭૫૬ થી ૧૯૩૬

સુધી ટુકમા વશાવળી સાથે લખી છે

લગભગ **પોણા બે સદી** ઉપર કોણે ધાર્યું હશે કે ૧૯૩૬ મ મારા વડવાઓનુ વર્ણન પ્રકાશમા લાવવા ૭૦ મે વર્ષે હુ સામર્થવાન થઇશ

પાલમકોટ કુટુબના હિમ્મતવાન ને ચાલાક સ્થાપક ૬૯ વર્ષ જીવ્ય હતા ત્યાર પછી સઘળા સગાઓ ભર જુવાનીમા મરણ પામ્યા! ફક્ત મનેજ ૬૯ વર્ષ પૂરા થયા! આવી લાબી ઉપોગી જીદગીની સાજે મારં સ્રજતમા આ ઇતિહાસીક પુસ્તક લખવાનું નિર્માણ થયનુ હશે, તેથીજ જગદિશ્વરે આટલી લાબી મારી જીદગી થવા દીધી! મને પોતાને પણ આશા નહિં હતી કે મારા વડવાઓનો હેવાલ હું પુસ્તકાકારે પ્રકાશમા લાવી શકીશ. આ પુસ્તક સર્વેને ભેટ તરિકે મળશે. વેચવાનુ નથી.

## પાલમકોટ કુટુબના સ્થાપક

## મરહુમ પાલનજી જીવણજી જીલ્લા હતા.

મારા માતાજીની એક નોધમાથી નીચનુ લખાણ જે એમણે "સાચવી સંભાલી રાખવા" લખ્યું છે, તે નીચે રજુ કરું છું—

"તા. ૧૧ મી ડીસેમ્બર ૧૮૦૬. રોજ ૨૦, માહ ૩ (શાહેનશાહી) ૧૧૯૬ યઝદેઝરદી.

મરણ—પાલનજી જીવણજી પાલમકોટવાલા—ઉમર વર્ષ ૬૯ એવણ મધરાસ મધે પાહલમકોટા ગામમા એક મોટા વ્યાપારી હતા ત્યા એવણ ૧૮૦૧ થી જઇ રહ્યા હતા, અને તે તરફના ઇંગ્રેજો તથા દેશીઓમા મોટુ માન ધરાવતા હતા. એવણનુ મરણ પણ ત્યાજ નીપજ્યુ હતું"

પારસી પ્રકાશ-દફતર ૧ લુ પાનુ ૨૦૧

કુટુબના સ્થાપક મરહુમ સાહસિક નેકબખ્ત પાલનજી જીવણજી ૧૭૮૦ ના સાલમા જાણતા નહિ હતા કે ભીખાઇજી પાલમકોટ આ અવનિમા આવી મારા કુટુબનો હેવાલ ૧૯૩૬ મા પ્રકાશમા લાવશે!

ારા વડવાઓની તવારિખ સાથે મેં મારી જીંદગીનો પણ ટૂંક હેવાલ ખ્યો છે. ઘણો મોટો ભાગ મારી "ફૉર્ટી ફાઇવ યર્સ ઇન મ્યુઝિક" અને "ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિક" નામની ચોપડીઓમાં લખાઇ ગયો છે.

આ બાબતમાં સુજ્ઞ વાંચક મને આત્મ પ્રશંસાનો દોષ નહિં આપે!

આ મોટો ગ્રંથ તૈયાર કરવામાં એક ભલા ભાઇએ મારી ઝાંખી, બળી આંખોને રહાત આપી ઘણી કિમતી મદદ કરી છે. કાવ્ય દેવીને અર્પણ થયલા જાણીતા કવિ મરહુમ ભાઇ **દાદાભાઇ એ. તારાપોર-વાળાની** લાગણી–દિલસોઝી ૧૮૯૦ થી ૧૯૧૪ (એમનો સ્વર્ગવાસ ૧૯૧૪ માં) સુધી મારી તરફ જેવી હતી, તેવીજ એમના રાંક, ભલા દિકરા

**ભીખાજી**

ી હોવાથી ૧૯૩૫ નાં જુન 'માસથી આ' પુસ્તકનાં અસલ લખાણો, છાપવા માટે પાછાં લખવા, તેમજ ૬૭ વર્ષો ઉપર સ્થાપેલા પ્રખ્યાત **નડસ્ત્રયલ પ્રેસની** સફાઇદાર છપાઇનાં 'પ્રૂફ'' તપાસવા, એક વર્ષ સુધી એ ખાનદાની ખવાસનાં ગુણવાન ભલા ભાઇએ પોતાનું અમીરી ખમીર ખાડી, જંગી જેહેમત ઉઠાવી મને મદદ કરી છે.

માતાજીનાં સઘળાં અસલ લખાણો, સઘળી અસલ નોંધ, કવિતા વેગેરે જે જે એમણે નજરે જોયુ છે, તે વિષે પુસ્તકનાં બીજા ભાગના ૯૦ માં પાનાં ઉપર વાંચક–વર્ગને એ ભાઇ ખાતરી આપે છે, કે જેથી સર્વેનાં મનનું સમાધાન થાય !

ભાઈ ભીખાજીનાં બીનહાંસલ પરિશ્રમ માટે જેટલો આભાર માનું ટલો થોડો છે!

સર્વેશ્વર એમને સુખ, સંપ, શાંતિ: સાથે સદા તન–મન–ધનથી આબાદ રાખે!

પુસ્તકનો બીજો ભાગ શુરૂ થતાં મારા મરહુમ ભલા ભાઇ સોરાબનાં ચોપાનિયા વિષે જે લખાણુ મેં કર્યું છે, તે તરફ વિવેકી વાંચક–વર્ગનું મનતાઇપૂર્વક લક્ષ ખેંચું છું. ફકત આ એકજ બાબત (ચોપાનિયાંને ગતી) **ચોક્કસ કારણોને લીધે** હાલ તુરત અપૂર્ણ રાખી છે! જે ચોપાનિયું ૧૮૯૦ માં નિકળ્યું હતું, તેની તવારિખ **૫૦ વર્ષે** ૧૯૪૦ માં સંપૂર્ણ સમાપ્ત થશે!

જ્વાળામુખી પર્વત જેવા જળતા જીગરનો ચિતાર, કર્મ–દેવીનાં વૈચિત્ર ફાંટાનું વિલક્ષણ કરૂણારસિક અને ચિત્તવેધક ચિત્ર આ પુસ્તકનાં છેલ્લાં પ્રકરણમાં જોવામાં આવશે.

આ સોરંગી સૃષ્ટિની અચાનક આફતમાં તે કિરતારની નહિં કલ્પિ શકાય એવી નેમથી જેઓ ઘેરાઇ ગયાં હોય, તેઓને આવી અસહ્ય આફત ળા તે મહાત્માની મિનોતૃમ ઉપર આધાર અને વિશ્વાસ રાખ્યાથી ગેબી દિલાસો મળે છે!

આ છેલ્લું વિલક્ષણ વર્ણન વિસ્તારીને લખવાની મને ફરજ પડી છે! આ પ્રકરણ લખી રહ્યા પછી પ્રખ્યાત **'બૉમ્બે મેલ'** નામનાં અઠવાડિક

પત્રમાં **પવિત્રાત્મા પોપ** શું કહે છે, તે આ છેલ્લાં પ્રકરણમાં પ્રસંગોપાત હોવાથી નીચે રજુ કરું છું! પોપનાં પવિત્ર આત્માએ પણ બદગોઇને ધિક્કારી કાઢી તિરસ્કાર દેખાડયો છે! આ વાંચોઃ—

"The World with calumny abounds,
The Whitest virtue slender wounds:
There are whose joy is night and day
To take a character away,
Eager from route they haste
To blast the generous and chaste,
And hunting reputations down, proclaim
Their triumphs through the town.
What mind is in such a base enjoyment
To feel the slightest self-enjoyment!"

આ પ્રસ્તાવના બંધ કરવા આગમજ બે ભલા ભાઇઓને ભુલવા નહિં જોઇએ. ૬૭ વર્ષોનાં પુરાણા ઇનડસ્ટ્રયલ પ્રૅસનાં માલેક

**ભાઈ રૂસ્તમજી પી. પાવરી**

તથા એ પ્રેસનાં ઉદ્યોગી, ઉમંગી, ઉત્સાહી

**'મૅનેજર' ભાઈ બમનજી દોરાબજી સઠ્ઠા**

ની અથાક મેહેનતની જો હું કદર નહિં બુઝું તો ઘણી નગુણી ગણાવું! એ બન્ને ભલા ભાઇઓએ ૫ માસમાં ૬૦૦ પાનાનું પુસ્તક તૈયાર કરી મારી ઘણી સગવડ સાચવી છે. 'પ્રૂફ' માટે કહીશ કે એટલા સરસ મેં મારી આખી જીંદગીમાં જોયા નથી! એઓએ દરેક રીતે મને સંપૂર્ણ સંતોષ આપ્યો છે, તે માટે એ બન્ને ભાઇઓનો જાહેરમાં ઉપકાર માનું છું—મુખ્ય કરીને બાહોશ, ઉદ્યોગી અને મેહેનતુ 'મૅનેજર' **ભાઈ બમનજી દોરાબજી સઠ્ઠા**ની જંગી જેહેમત, ઉત્કંઠા અને કાળજી કાજે જેટલો આભાર માનું તેટલો થોડો છે!

મારાં પ્રેમાળ માતાજીનાં લખાણનું આ પુસ્તક અંતઃકરણનાં હઝારો હેશાનના ઊભરાઓ સહિત માતાજીનેજ અર્પણ કરું છું. એમનાં પવિત્ર પ્યારનો નિર્મળ ઝરો કદી સુકાયલો મેં જોયો નથી, સદા વેહેતોજ જોયો છે! માતાજી સ્વર્ગમાંથી પણ મારી ઉપર ચાલુ નેગાહ રાખે છે, ત્યાંથી પણ મને મદદ કરે છે, ત્યાંથી પણ મને બચાવે છે! આ પુસ્તક શુરૂ કીધું, ત્યારથી એવણને ચાલુ મારા સ્વપ્નામા જોયાથી મને ગેબી દિલાસો ને ગેબી ઉત્તેજન મળ્યું છે! ઇશ્વર એમનાં આત્માને શાંતિઃ બક્ષે!

આ પુસ્તકને શુદ્ધ, સરળ અને રસિલું બનાવવાની મારી લક્ષપૂર્વક અતિ કાળજી છતાં જો કોઇ સ્થળે ભુલભર્યું જણાય તો "માણસ માત્ર, ભુલને પાત્ર" એ કહેવત ધ્યાનમાં રાખી મોટાં મનથી દરગુજર કરવાની વિવેકી વાંચક-વૃંન્દને અને મારા નિષ્પક્ષપાત નુકતેચીનીઓને વિનન્તી કરું છું.

**ભીખાઇજી શેઠ પાલમકોટ.**

# મારી જીંદગીનો હેવાલ.



લખનાર : આવાંબાઈ લીમજીભાઈ પાલમકોટ.

મુંબઈ, કરેલવાડી, તા૰ ૨૩ મી સપટેમ્બર ૧૮૮૭, રોજ નેક મુબારક
ઓરદાદ સાલ, મહા પેહેલો ફરવરદીન સને ૧૨૫૬ યઝદેજરદી.

## દિબાચો.

હું મારી જીંદગીનો હેવાલ આ ચોપડીમાં લખું છું.

મારી જીંદગીનો હેવાલ ખરેજ વાંચવા લાયક છે. તે મારે મનથી એક કહાંણી જેવો છે. તે લખવાની લાંબા વખતની મારી ઉમેદ છે, અને હવે નહીં ઢીલ કરતાં ફુરસદને વખતે લખવો શરૂ કીધો છે; તેમાં કશી સહરાધાત કે ખોટો એક પણ બોલ લખવામાં આવશે નહીં. પણ જોણુવા જોગ બીનાં અંદર દાખલ કરવામા આવશે.

પ્રથમ મારા પાક પેદાનાં કરનાર, મહા બળવાન સાહેબનું નેક મુબારક નામ મારી ઝબાંન ઉપર લેવું જોઇએ. પાક ખુદાવંદતાલાની હું જેટલી તારીફ કરૂં તેટલી મારે મનથી થોડીજ છે. મારી સને ૧૮૭૬ નાં સાલની એક નાહની ચોપડીમાં મારા વીચાર મેં ઉતારેલા છે તે વાંચી ખુદા તરફની શું ફરજ છે તે સમજવું. જેમાં ઘણું હુંકમાં લખેલું છે. અત્રે કશું લંબાણ નહીં કરતાં હુંકમાંજ લખેલું છે; કારણ કે આ જમાંનો ઘણો કેળવાયલો ને ભણેલો છે, સાંને એલમ હાંસલ કરવાથી પોતાનાં પેદાનાં કરનારનું મહાભારત કામ પીછાણી શકે છે. જે મહા બળવાન ખાવંદે આપણુને આ થોડા વખતની ને વગર ભરોસાની જેહાંનમાં મોકલ્યાં છે, તેમાં કાંઇ સાથે લાવ્યાં નથી, કાંઇ લઈ જવાનાં નથી, પણ કાંઇ એક મુકી જઇશું. તેમાં એજ કે ભલાઈ યા બુરાઇ, નેકી યા બદી એટલુજ જળવાઇ રહેશે. સઘળું ફના થશે, પણ ખુબી–ખાંમી રહેવાની, એટલું ઇન્સાન જાતે હંમેશાં યાદ રાખવું, પણ તે જમાનાં સુધી ક્યાંર જળવાઇ રહે, કે જ્યારે જીંદગીનો ટુંક હેવાલ

સમેલો હોય ત્યારેજ, અને જો તે જળવાઇ ગયો હોય તોજ. ખુદાએ ઇનન બનાવ્યાં છે પણ તે ઇનસાંન જાતને આએ દુન્યામાં પહેલો દરજ આપ્યો છે. તે ઇનસાને પોતાંના પેદા કરનાર માલેકને પીછાંનવોજ જોઇએ એટલુંજ નહી, પણ તેની ખુદ્દસે આપે અને આદી બુદ્ધીએ એટલું દેખાડવું જોઇએ કે પાક પેદા કરનારે કેવાં મહાભારત કામો કીધા છે, જુઓ અને તેની શક્તિની પીછાણ કરો નીચે જુઓ કેવી આર કળદ્રુપ અબજો જીવડાને પાલનાર અને પોશણ કરનાર આપુ ધરતી મા છે. અને પછી ઉપર જુવો કે કેવું મહોલું ને વીચીત્ર દેખાવતું આક અને તે ઉપર રોશની વખત સર બખશતો ખોરશેદ યઝદ, અને રાત વખતે રોશની આપતો મહાબોખતાર, કરોડો અને અબજો નતારા આકાશને દીપાવી દેનાર છે બોહોલો દરીયો અને રળીયામણી નદીઓ અરે! એ મહાભારત ચીજો તમોને શું દેખાડે છે? અજાયબી જેવુ કાઇ ખ્યાલ નથી થઇ શકતો કે તે મહા શકતીવાન સાહેબની ખુબીઓ એટલુંજ નહી, પણ એ સર્વે ઉપર લખેલી ચીજો મહા અમર છે ર જાહેરી એજ તે પેદાના કરનારની શકતી દેખાડવા બસ છે. સર્વે ચીજ કર્તા ખુદા છે, પણ શુ ઇનસાન જાત તે ખુબીઓનો ખ્યાલ કરે છે હુ હીમ્મતથી કહું છુ કે ઘણા થોડા પાક પેદાના કરનારની ખરી ખુ પીછાનતા જરૂર શીખજો તેજ પુર શકતીવાન સાહેબ દરેક કામ તમોને સચ્ચાઇ હશે તો મદદ કરશે.

એકજ ખુદાને હમેશા માનવા અને મનમા ધારવા શીખજો. બ કોઇ ખુદા નથી, એમ મન એકીનથી માનજો સારા ને ભલાં નેક કામ તેનીજ મદદ માગજો. કેટલા એવા નાલાયકોને હું જોઉ છું કે જે ભમાવનારાઓની પુઠે પુઠે ફરી જાદુ જેવા પાપી કામમા ઘેલા બની જાય છે. એ કાઇ ખુદાની નજરમા વાજબી નથી અને છેવટ પસ્તાવામા જોય છે. તેવાં માણસ કદી સુખી થતા નથી. તેઓની જીંદગી કંગાલ અને હીની રહે છે

આપણો બુલંદ ધર્મ, નેક જરથોસ્તી ધર્મ શુ શીખવે છે? એ ખુદાને માનવા, નેકી, નીતી, સચ્ચાઇ, સફાઇ, ઇલમ, હુન્નર, પોત તેમજ પોતાનાં જેવા બીજાંનું ભલું કરવુ. આવા ખાલેસ ધર્મની સા ખુબીથી કોણ કહેશે કે તે ખામીવાળો છે? એ નેક અને પાક ધર્મમાં કશી ખામી જોતી નથી.

ખુદાતાલાએ મને આ ભલા જરથોસ્તી ધર્મમાં પેદા કીધી છે, તેને માટે હજારો શુક તે પાક યઝદાનનાં કરૂં છું. ખુદાને પીછાણનાર તેનાં દરેક બારીક કામની કદર બુજે છે. સદા યાદ રાખવું કે જે માણસ કાંઇ પણ મહાભારત શોધ કરે છે તેમાં તે ખાકી ઇનસાંનને તે બુલંદ શકતીનાં સાહેબની તમામ મદદ છે. તેવાં કામો વાસ્તે તેઓને બચાવવામાં ને મદદ કરવામાં ખુદાનો હાથ છે. ભલું અને બુરૂં તેની ખુબી અને ભલાઇઓ ઇનસાન જાતને બતાવી છે. ત્યારે માણુસ જાત કેવો લોભી, લાલચુ, જુઠો, ઠગારો કોઇ વેળા નીવડે છે, તે આ સ્યાનાં જમાનાના લોકને સમજાવવું નહીં પડશે, પણ અરે ઓ ઇનસાંન! આએ વગર ભરોસાની જેહાંનમાં તને કોઇ ચીજ કામની નથી, એમ મત માનજે.

દુન્યા ઓહોળી અને અફાગ પડેલી છે, અને મારા વિચાર પ્રમાણે અને અનુભવ ઉપરથી હું ધારૂં છું કે જમીન કરતાં સમુદ્ર ઘણો વધારે હોય એવું લાગે છે. સુકકી જમીન કરતાં પાણીથી ઢંકાયલી વધુ દેખાય છે. એ મારી મુસાફરીમાં જોઈ લીધું છે. ખુદરતે મને એવી બનાવી છે કે મારી બચગીથી હું ઘણાંજ ધ્યાનથી કોઇ એક મહાભારત ચીજ જોતી તો તે ઉપર ઘણાં ધ્યાંનથી મન લગાડતી ને તેમાં કેવી ખુબી-ખામી છે તે મારાં મન સાથે વિચાર કરતી. મારી બચગીથી હું મુંગે મોંહડે કોઇને પણ જણાવ્યા વીના મારા મનમાં ભલાં અને બુરાં ઉપર ઘણી બારીક દેખરેખ રાખતાં શીખી છું. નેક વાંચનાર કદાચ કંટાળો ખાશે, પણ છેવટ સુધી વાંચવાથી ખુદાનાં અંદાઓમા કેવો ફરક હોય છે, તે મારી આ ધાગેલી કાહાંણી પુરી થવાથી તમોને જણાશે, અને ખરૂં શું તેનો ખરો તોલ કરવા શીખશો. મારે મનથી મારાં બચ્ચાંઓ હજી નાદાંન છે. તેઓ પાછળથી જાણશે કે હમો અને હમારાં માય કોણ અને કેવાં હતાં. કદાચ એઓને મારો હેવાલ નહીં કામનો હોય, પણ એઓનાં બચ્ચાંઓને તે ખરેજ કામનો થઈ પડશે. તેઓ પોતાનાં વડીલો કોણ અને કેવાં હતાં, ને આએ પુસ્તકથી જળવાઇ રહેલી નોંધથી ખરેજ ખુશી થઇ હરખાશે. એવી મારી ખાતરી આએ કલમ મારા હાથમાં છે તે વખતે થાય છે. અને તે સર્વે ચીજ્જે ઇનસાંનથી બી પ્યારા મારા પેદાનાં કરનાર પાસે મારી એ નેક મુરાદ માંગી લેવાની છે કે આએ હેવાલ લખવાને મે શરૂ કીધો છે, તેને પાર ઉતારવામાં તે સાહેબ મને મદદ ને સારી તંદગેસ્તી બક્ષે અને મારો હેવાલ લખવાની મારી લાંબા વખતની મુરાદ પાર પડે!

મારા હેવાલ સાથે બીજા ઘણુંઓનાં ટુંક હેવાલો આવશે. સાથે મારાં મનનાં વીચાર પણ આગલ ચાલતાં માલમ પડશે. આ ચોપડી કાંઈ છાપવાની મતલબથી લખી છે, એમ સમજવું નહીં. અ મારે જણાવવું જોઇએ કે હું જે ગુજરાતી અક્ષરો કાઢું છું, તેમાં સંકો ખામી તમોને જણાશે, કારણ કે શુદ્ધ ગુજરાતી મને આવડતું નથી. કોઇ ચોકસ નીશાળની શીખેલી નથી કે અત્રે 'ટ' અને 'ત' ને કય ગોઠવવો તે જાણું; વાસ્તે અત્રે ટુંકમાં તે ખુલાસો જણાવી ને આગ વાંચવાથી વાંચનારની ખાતરી થશે. શુધ્ધ લખવું હું ઘણું પસંદ કરૂ છું, પણ દલગીર છું કે મને એથી કમનસીબ રાખી છે, ને પાછળથ દુઃખ અને અગવડની તરેહવાર વીપતીથી મને કેટલું નાસીપાસ થવુ પડયું છે! મારી એ ખામી પોતાની નથી. મારા દાખલાથી પુખ્ત વિચાર કરી મારાં બચ્ચાંઓને તેમ મેં બેનસીબ નથી રાખ્યાં. હું પોતે, ઘણી અગવડો ને કાઇ એક દુઃખ ખમીને તેઓનો કીમતી વખત નહીં ખોહતાં પુરતી અને બને એટલી કેળવણી આપવા હું ઘણી ખંતી અને પુર ઉલટભર રહું છું. જે મારી મેહનત ને રંજનો બદલો ને મારી આપેલી ખરા દીલથી હુનર અભ્યાસને લગતી કેળવણી તેઓને પાછળથી જણાશે. તેઓ મારે પગલે ચાલી તેઓ પોતાનાં ફરઝંદોને પણ તેવાં પુર્વીણ કરતાં શીખવશે. મેં મારી અક્કલને, બનતાં તક ઘટતી હદમાં ઘટતે વખતે વાપરેલી છે. હું લોક–મતનું માણસ નથી. સો માણસનું હું હજારો જાતનું સાંભળું છું, પણ કરવું મારા વિચારનું, પછી તેમાં હું ભલું કરૂં કે માંઠું કરૂં, પણ મારા વિચારથી. ખુદાનું નામ લઇને આ હેવાલ મેં લખવાનો શરૂ કીધો છે, તે કાંઇ મારી કાચી અક્કલથી નહીં, પણ આજે હું મારી પુરી પાકી વયે મારી ચાલીસ વરસની ઉમરે પુરા અને પાકા અનુભવ પછીજ મને ઉલટ થઇ છે, તેથી આ હેવાલ લખવો મેં શરૂ કીધો છે, તે પુરા પકા અનુભવથી, દુઃખ–સુખ કાંહાણી વીપત્તી કેવી સબુરીથી ખમ્યાં છે, તે સર્વે વીસ્તારીને નહીં પણ ટુંકમાં લખવામાં આવશે. હું ગમે એવા નબળા અને નાજુક બાંધાની છું, પણ મનશક્તી આટલાં દુઃખો ખમવા છતાં મને ઘણી મજબુત લાગે છે. તેથીજ તે મને યાદ છે. એટલે લખવાનો પક્કો વિચાર કીધો છે. જેવો કે મારી પાસે તેવી કશી નોંધો આગળની નથી. મારા મનમાં મજબુત નોંધ છે. એમ તો અવ્વલથી આખર સુધીનો હું હેવાલ લખું તો એવાં ૨૫) પુસ્તકો ભરાય. પણ તેટલી કાંઇજ જરૂર નથી.

આએહેવાલ હું લખવા નારૂ કરવા જાણવા જોગ નોધ આજે નજદીક બે વરસ થયા હું રાખતી આવી છુ અને હવે પછી બી જેબી મને યા બનશે તેની નોધ તેજ દીને ઉતારતી જવાનો મેં ચોક્કસ વીચાર રાખ્યો છે, કારણ કે એક બનાવ તેના વખતના વેહવા પછી ઠંડો પડી જાય છે, માટે તે વખતના જુસ્સા સમેત જો લખીયે તો તે વધારે મન-માનતો અને રમીલો લાગે છે, માટે મે એ નોધો કાગળ પર ઉતારી સાચવી રાખી છે. જ્યારે તેનું કામ પડશે, યાને હેવાલની અંદર લખતા તે યાદ આવશે, ત્યારે લખીશ તેટલુ મારૂ મગજ રોકાતું બચશે. આજ નજદીક બે વર્ષ થયા મારા મગજમા કવીતા લખવાનો શોખ કુદરતી પેદા થયો છે, તે પણ હુ આવડે તેવી ઉતારી રાખું છું, પણ મને તે મનમાનતી અને પક્કી લાગતી નથી, પણ આગળ ચાલતા તેને સુધારવા શકતીવાન થઇશ હું મારી કાની સમજુ છુ કે જીંદગીનો હેવાલ લખતાં મારા મનની દરેક છુપી બાબદો તેમજ બીજાઓની પણ થોડી ઘણી બાબદ બહાર આવશે. પણ દુન્યાનો એવો સરેસ્તો છે, એમ હું સમજુ છુ. મારા મનમા કશી વડાઇ મોટાઇ કે મગરૂરી તો છેજ નહીં હું એક ઘણા સાદા ને સ્વચ્છ મનનું માણસ છું ખુદાતાલાએ મને એક નહી પણ ત્રણ વખત મોતના જાલેમ પંજામાથી બચાવી છે, તેથી મને તે સાહેબનો ઉપકાર માનવો જોઇએ, ને કાંઇ પણ સારૂ કરવું જોઇએ. મારી પાસે પૈસા હોય તો હું ઘણો સારો ઉપયોગ કરૂં, પણ તે નથી તો કાંઇ બી કરવું જોઇએ

વાચનાર, તમોને મારી ખાસ ભલામણ છે કે દરેક ચોપડીનો દિબાચો જરૂર વાચજો



# મારી જીંદગીનો હેવાલ.

દોહરા.

"જીંદગી તણા ચિનારની જે જન રાખે નોંધ;
કામ પડે ત્યારે તહીં, પડે ન કરવી શોધ.
દર્પણુ સમ છે જાણજો, નોંધ તણું આ કામ;
જશું મરી આપણ મગર, એથી રહેશે નામ.
સજ્જન શાણાં માનજો, જીંદગી તણું એ ચિત્ર,
સદા લખો 'દિલજાન'થી, સમજો માહરા મિત્ર."

દા. એ. તારાપોરવાલા.

આ મારી માનીતી ને વહાલી શેહેર મુંબઇમાં એક ગરીબ પણ સુખી કુટુંબમાં હું જન્મ પામેલી છું. મારો જન્મ તા૦ ૨૦ મી નવેમ્બર ૧૮૪૭, રોજ દીન, માહ અરદીબેહેસ્ત, ય. ઝ. ૧૨૧૬ મારા મમાવાને ત્યાં પારસી ધારા પ્રમાણે ધોબીતળાવનાં એક ઘરમાં થયો હતો. મારા બપાવા સોરાબજી ફરામજી ગોદર; જેવણુ એક ગરીબ માં–બાપનાં પાંચ દિકરાઓ માંહેલા એક હતા. તેવણુનાં ચાર ભાઇઓ ઘણાં ઓછ્યા હતા. તેમાં ત્રણ તો ખરેજ અભણુ હતા; પણ ચોથા જરા ભણેલા હોવાથી છેવટ સુધી નોકરીથી ગુજરાંન કરતા હતા. મારા બપાવા ઘણાંજ લાયક, સાલેસ, સમજુ અને સારા શીખેલા હોવાથી, તે વખતની સરકારી પે–ઓફીસમાં શરાફ હતા, અને ત્યાંજ પેલા ઉપર લખેલા પોતાનાં દાદાભાઇ નામે ભાઇને પણ સરાફની નોકરી બીજાં ખાતાંમાં આપી દીધી હતી, એટલે તેવણુ પણ ગોઠવાઈ ગયા હતા. ત્રણ ભાઇઓ સાથે તેઓને, મારે સરખાવવા નહી જોઇએ, કારણુ તેઓ સર્વેથી નાના હતા તેમજ ગરીબ અને એક માર્ગી, એટલુંજ નહીં, પણ ખુદાતાલાની બંદગીનાં કરનારા હતા. તેઓ દીવસમાં બે વખત ભણુતા હતા. ઘણું થોડું બોલતા અને કોઇને કશું કદી માંહું નહી લગાડતા. તેવણુને સર્વે કોઇ 'દાદા કાકા'નાં નાંમે ઓળખતા. તેઓ જેમ છેલ્લા હતા, તેમજ સૌથી છેલ્લે પોતાંના ૪ ભાઇઓનાં મરણ પછી (હું જો ભુલતી નહી હોઉં તો) સને ૧૮૬૭ માં બેહેસ્તનશીન થયા. તેવણુ કાંઈ ઘણા બગરવાલ નહીં

પાસે છે, તે તમોજ ખાઓ!" આથી જેમ હસવાનું થયું તેમજ તેઓ કાંઇ એક શીખામણ મળી. તેઓ કોઇને કશી રીતે દુઃખ દેનારા નહીં હતા, કે કશી લુચ્ચાઈ નહીં કરતા, પણ બીચારાઓને કશી અક્કલ કે હોશીઆરી હતીજ નહીં. જેમ તેઓને ઠગના તેમ ગરીબ બીચારા ઠગાતા, પણ પોતાંની કશી અક્કલ નહી ખરચતાં એવા ભોલા ને ઓલીઆ હતા. તેઓની ધણીઆંણીઓનાં હાથમાં નાનું બાળક રડતું તો તેઓ પુછતાં કે "કાંય બંને વાછને લલેચ," તો તેઓની ધણીઆણી કેહતાં કે "એતો માંસ ખાવા માંગેછ!" તો બીચારા બજારમાં જઇ તુરત લાવતા અને તેવણ હશી હશીને પોતાંની સાથવાળીઓ સાથે મનપસંદ ચીજો મંગાવી ખાતાં. પેલાં નાના બાળકને નામે તેઓ મોજ કરતાં, પણ ગરીબ બીચારાઓ એટલી અક્કલ નહીં ધરાવતા. જો દારૂવાળાને ત્યાં જતા તો કોઈ વેળા માંથેની ટોપી ઉતારી તેમાજ દારૂ માંગતા, એટલા ઓલીયા હતા! એ બે ચાર દાખલા ટાંકીયા છે તે વાંચનારને સમજ પાડવાની મનલબથી આપ્યા છે.

મારા બપાઈનું નામ આંવાંબાઇ હતું. તેઓ પોતાંનાં સાસરાં ઘરમાં સર્વેની સાથે હળી મલીને ચાલતાં. તેવણ સ્વભાવે ઘણાં રાંક હતાં. કો ; નરસ બોલતાં નહીં, તેમજ ટેકવાળાં અને મોભાદાર રીતે વર્તતાં હતાં. એવો તેવણનો કુદરતી ખવાસ હતો. તેવણ કાંઇ શીખેલાં-ભણેલાં હતાંજ નહીં, પણ સારો ખવાસ ધરાવતાં હતાં. તેઓનાં બીજાં બેહેનો તેઓથી ઉલટા સ્વભાવનાં હતાં. તે છતાં પોતાંનો સદગુણ તેવણે જેવો ને તેવો જાળવી રાખ્યો હતો. અને ખુદાતાલાએ ,તેવાજ ખાવંદનાં મોહોરદાર તેવણને બનાવ્યાં હતાં, એટલુંજ નહી, પણ આ જોડાંથી એક સુખી કુટુંબ વસાવ્યું હતું, તે પણ આગલ ચાલતાં વાંચવામાં આવશે.

મારાં બપાઇએ એક બેટાનો જન્મ આપ્યો હતો જે ખરેજ સવખત અને સારૂં ચોધરીયું હશે કે તેઓનાં આ વારેસ કુટુંબનાં વડા જેવા છેલ્લે સુધી નીવડયા. આગે બેટાનાં જન્મથી મારા બપાવા ઘણાંજ રાજી થયા, પણ તેવણનાં માતા ખુશી નહી થયાં કારણકે તેઓને છોકરી ગમતી હતી. પોતાંને ત્યાં છોકરી હતીજ નહીં ને પોતાંનાં છોકરાને ત્યાં પણ છોકરી નહીં જન્મી; એજ વાતથી તેઓ દલગીર થયાં. પણ ખુદાની કુદરત અજાએબ જેવી છે કે તેઓનાં કરમમાં છોકરી જોવા કે સાંભળવા હતીજ નહી. મારાં બપાઇએ બીજી વખતે પણ બેટાનો જન્મ આપ્યો હતો.

તે બાળક થોડા વખતમાં આએ દુન્યા તજી ગયું. ત્રીજી મરતબે તેવણે એક બેટાનો જન્મ ફરવરદીન મહીનો ને અનેરાન રોજે આપ્યો, સપુત અને સાલેસ અને અસરાફ મારા માનવંતા મુરબ્બી બાપ હતા. મારા બપાવા બચરવાલ થતા ગયા. તેઓનાં આ બે બેટાઓ બચ્ચીથીજ ાં કદાવર, હીમ્મતવાંન અને બહાદુર જેવા તેવણને લાગતા હતા. ણસને ખરચ વધે છે, ત્યારે તેને લાખો વિચાર કરવો પડે છે. તેમ ક દિવસે કાંઇ નજીવી ખટપટ મારા બપાવાને પોતાંનાં માતા સાથે થઇ . જેનું પરીણામ એ આવ્યું કે તેવણ ઘેર છોડી જઇ સાસરાં કુટંબ થે જઇ રહ્યા. માતાથી છુટા પડયા પછી તેઓ પાછા પોતાંનાં કબીલામાં લાયા નહીં તે ગરીબ ભાઇઓ અને માતા પોતાંનું ગુજરાણ સારી રીતે રતાં હતાં. હવે લાંબો વખત તેવણ મારા બપાવાનાં માંય છવવા પામ્યાં હીં. તેઓ પોતાની વસ્તી વાડીની આગલ થઇ ગયાં. તેઓનાં ગુજરવા છી મારાં બપાઇએ એક બેટીનો જન્મ આપ્યો. જેથી સર્વેનાં મનમાં ગ્યું કે આખરે બીચારાં બપાઇનાં નસીબમાં છોકરી જોવા તથા સાંભળ- વાનું હતુંજ નહીં. તેથી તેવણનાં જોવામાં નહી આવી.

મારા વડા માનવંતા કાકાનું મુબારક નામ બેહેરામજી. મારા માયાળુ અને સખુરીવાળા બાપનું નાંમ રૂસ્તમજી હતું. અને તેવણે પછી જન્મેલી બેટીનું નાંમ હમાબાઇ હતું. ત્રીજા બેટાનું નામ નાનાભાઇ હતું. ચોથા બેટા માંણેકજી હતા અને પાંચમાં બેટા પેસ્તનજી હતા. એક બીજી બેટી છવણાઇ, ને સર્વેથી છેલ્લી અને ખરેજ કમનસીબ ત્રીજી બેટી દીનબાઇ હતી. જેનો હેવાલ આગળ લખતાં વાંચનારને ખરેજ દલગીરી પેદા થશે. ઘણી વખત આપણે જોઇએ છીએ કે જે બાળક જન્મથીજ કમનસીબ બને છે તે કદાચજ સુખ જોવા પામે છે. પણ તે ખરૂં સુખી હોતું નથી. કાંઇને કાંઇ દુઃખ તો ભોગવે છેજ.

એ પ્રમાણે મારા બપાવા બચરવાલ હતા. પણ સારી આબરૂથી તેવણ પોતાનાં કુટુંબનું ગુજરાંન કરતા હતા. મેં ઉપર કહ્યું તેમ પોતાનાં સાસરાં સાથે આવી રહ્યા હતા, અને મોટો કબીલો હોય એવુ ભરચક ઘેર દેખાતું હતું. મારાં બપાઇ પોતાંની બેહેનો કે જેઓ માયનાં ઘરમાંજ હતાં, તેઓ પર નીરાંત હતાં. અને તમાંમ તેઓનું ને તેઓનાં બચ્ચાંઓનુ કામ વડાં બેહેન રોસીબાઇ ઉઠાવી લેતાં હતાં. બજારનો કારભાર તેવણનાં બાવા કરતા અને બે હીસ્સે ઘેર ચાલતું. મારા બપાઇનાં એ બાપ ઘણા સાલેસ

ઇતેજારીથી, મહા-મુશીબતથી ને ઘણી જેહમતથી જીવાડેલો એક
એવુ નાહનું કુટુંબ હતું. મારાં માંય નાના છોકરી હતાં, અને મારાં મ
વડા બેટી હતા. એવણ પોતાનાં મામીને ઘેર પરણેલા હતાં. એ ગ
કુટુંબમા બન્ને બેટીઓ પાર ઉતરેલા હતા. મારા માંમી જે પોત
મામીને ઘેર પરણેલા હતા, તેવણ અમદાવાદમા રેહેતા હતા આ મ
હાથમા કલમ છે, ત્યા તક તો તેવણ એક મોટાં કુટુંબના 'મોટાં મા
તરીકે હયાત છે. અને તેવણના વડા બેટા એક મેહેનતું, બાહોશ
ચચલ સરકારી અમલદાર છે. અને તેવણ મારી સાથે બેવડી-ત્રે
સગાઇ ધરાવે છે. તે એમ કે મારા એક પુરા બેટાના તેવણ સસરા થ
તેવણની વહાલી ને વડી બેટી મારી વહુ થાય છે, ને આગળ ચા
વધુ જાણાશે

આ પ્રમાણે મારા બપાવા બે બેટાઓને પરણાવી પાર ઉત
પોતાની વડી બેટી હમાબાઇને સગામા, હોરમસજી રૂસ્તમ ફરામની છોક
ઘેર અદરાવેલા હતા.

હવે એ મારા સાલેમ બપાવા પોતાની નોકરી ઉપરાત પોત
ખાનગી કાઈ ધધો કરતા હતા. કારણ મોહલુ કુટુંબ પાળવુ,
માણસને નવો ધધો સુઝે છે, તેમ તેવણ ઉથલ પાથલ પોતાની
પુછામા કરતા હતા પણ મારા ભાગ્યે આ તેવણનાં ધધામા ખોટ આ
ને મારા સાભળ્યા મેલે આસરે રૂ ૧૦,૦૦૦) ની રકમ ખોહી દી
જેની ધાસ્તીથી એવણ માદા પડી ગયા. અને એવણની માદગી ઘણી આ
નધી ગઇ. મોતને અનેક બહાનુ હોય છે, તેમ તેવણને એ બહાનુ થ
તેનણે પોતાના ફરઝદોને આગલ બોલાવી છેલ્લી નેક દુવા ચાહી. ક
છોકરી જે તે વખતે સવા વરસની હતી તે સુધી રહે એવા દુવા તેણ
માથે હાથ મુકી દીધા વાચનાર ને વખત એ દેખાવ તે ગરીબ કુટું
માટે કેવી દયા ઉપજાવવા જોગ હશે! ને અત્રે વીસ્તારના લાખો થા
તેઓએ પોતાના વડા બેટા તથા મારા બાવા એમ બે જણને પોતા પ
બોલાવ્યા મારા બાપ લાબી મુદતના પોતાનાં મુરબી સાથે કસાય
હતા! કાઈ શીખામણ બાબદ સારૂ, પણ જ્યારે પોતાંના મુરબ્બીની આ
જેસરની હાલત જોઈ, ત્યારે પસ્તાવો કરી તુરત તેવણના હુકમને મ
આપી વડા ભાઈ બેહેરામજી સાથે ગયા. પોતાનાં બન્ને વડા બેટાઓ
મુલાકાત બાદ, તેનણે મારા કાકાને ગંભીર સાદે કહ્યુ કે, "આએ કુટુંબ
નારે હવાલે સંભાલ લેજે." તેઓએ 'ઝનાનર રીતે હાથની આંગળી

ઇસારતથી એવી અસરકારક રીતે કહયું કે જોનાર કદી ભુલી નહી જાય. આજે પણ તેઓની વાત યાદ કરતાં હાજર જેઓ તે વખતે હતાં તેઓને ઘણું લાગી આવે છે! એક ખુબીવાળું નેક ખસલત માણસ પોતાંની પાછળ સદા સુગંધી ફુલો એજ મુકી જાય છે! એટલી મુલાકાત બાદ તેવણનો જીવ જાણે નીરાંત પડયો હોય તેમ થયું. આખરે સર્વેની આશા ભંગ થઇ! અને આ બચરવાલ કુટુંબનાં વડા મુરબીનું કવખતે દુઃખ ભરેલું મરણ નીપજયું! આ જબરી ખોટનો ખાડો તેવણનાં ધણીઆણીને માથે વાદળ પેઠે આવી પડયો! એક સુખી કુટુંબનો આવો હાલ જોઇ આસપાસનાઓને ઘણું લાગ્યું અને તે લાગવા જેવોજ બનાવ હતો. પણ સારૂં થયું જે મારાં બપાઇ પોતાંનાં માત-પીતાની પાંખમાં હતાં, એટલુંજ નહી, પણ પોતાંનાં સારા સ્વભાવથી સર્વેનો પ્યાર પુરતો મેળવ્યો હતો. જેથી તેવણનાં દુઃખે સૌ દાઝતાં હતાં.

આ તેઓનાં ક-વખતનાં મરણ વખતે, કોઇ પણ બેટાને ત્યાં ફરજંદની વૃધ્ધી હતી નહીં. તેવણનુંજ કુટુંબ-પાંચ બેટા-ત્રણ બેટી અને બે વહુઓ એટલું હતું. તે વખતનાં સરકારી ધારા ગરીબોનાં હકમાં કેવા સંતોષકારક હતા. જેઓનાં ખાવંદો સરકારી નોકરીમાં હોય, તેઓને તેઓનાં મરણ બાદ, તેઓની ધણીઆણી તેમજ બચ્ચાંઓને સરકાર તરફથી 'પેનશન' મળતું હતું. આજે તેવો સંતોષકારક ધારો નથી કે તેવા સરકારી નોકરની વીધવાઓને તેમ 'પેનશન' મળે, જેઓને મળે છે તે જુદા કાયદા પ્રમાણે થોડું મળે છે. તે વખતે મારાં બપાઇને રૂ. ૧૦) અને બીજાં નાની ઉમ્મરનાં બચ્ચાંઓને તેઓની ઉમ્મર પ્રમાણે બીજા રૂ. ૨૦) મળી જુમલે રૂ. ૩૦) મળતા હતા. હવે જેમ બચ્ચાંઓ મોટાં થતાં જતાં તેમ ઓછું થતું ગયું. જ્યાં તક તેઓની હૈયાતી હતી, ત્યાં સુધી સરકાર તરફથી તેઓને 'પેનશન' મળતું હતું. તેઓનાં વખતમાં સરકારને લાયક નોકર મલતા નહીં હતા, પણ આજે તે વખત કેવો ફેરવાઇ ગયો છે! હવે તો એક નોકરી માટે ૭૧ 'એપલીકેશન' આવે છે! સેંકડો કે બલકે હજારો માણસો સરકારી નોકરીમાં રેહેવા તૈયાર છે. કેવો વખત જલદી ફેરવાઇ ગયો છે; તે માણસને ધ્યાન નથી. માણસો એસી ધ્યાનથી વીચારે તો તેઓને જુનાં ને હાલનાં વખતનો તફાવત તુરત માલમ પડશે. હું ધારૂં છું તેમ કદાચ ખરૂં હોય કે ખોટું, પણ મુંબઇમાં હદથી જ્યાદા અની ઘણો સુધારો અને અનેક ચીજનો પુશકળ વધારો થઇ ગયો છે. તેથી વસ્તીનું પ્રમાણ તે વખત કરતાં ચાર ઘણું વધેલું માલમ પડે છે. આ બધા પ્રતાપ રેલવેનાં છે અને

સરકારે દુલ્લા જીવથી આપેલી કેળવણીનાં. એક સાધારણ કલાર્કનાં વાંધા હતા, પણ આજે કેળવણીનાં પ્રતાપથી જેટલા જોઈએ એટલા ઓગીસગે મલી આવશે.

મારા બપાવા કેહતા હતા કે—"સબુર કરો. ગભરાવો નાં. જીવશે તે જોશે. ઉજ્જડ હશે ત્યાં વસ્તી થશે, અને ડુંગરો ઉપર દીવા બલશે, માણસો પગેપગ થશે. વખત આવવા દેવો. જે જીવશે તે જોશે.—" આગે તેઓનાં બોલો મારાં માય-કાકીને મોહોથી મેં સાંભળેલા છે, તે હું લખું છું.

તેઓ વારંવાર પોતાના વડાઓનાં એ શબ્દો યાદ કરે છે, કે તેવણની અગમચેતી ખરી પડી છે, અને ખંખ્ખર ડુંગરો ઉપર દીવા બલે છે, અને ઉજ્જડમા વસ્તી થઈ છે.

## છાપા-ખાનાંમાં મારા બાવાજી.

મારા કાકા બેહેરામજી પોતાના મરહુમ બાપની જગાએ નેમાયા. તેઓને તુરત નોકરી પોતાનાં બાપની મળી. હવે મારા મુરબ્બી બાવા પણ બે-રોજગાર નહી હતા. પણ તેવણ નજદીક રૂ. ૭૫) નો પગાર તે વખતનાં **અંગ્રેજી છાપાખાનાંમાં** નોકરી હોવાથી મેળવતા, પણ તેવણ બધું જીવે ખાતા-પીતા, પોતાનાં દોસ્ત આસનાઓ સાથેજ 'પ્લેઝર' કરતા, અને ઘેરમાં ઝાઝું નહીં આપતા. જેથીજ પોતાના બાપની શીખામણથી ગુસ્સે થયા હતા. મારા બાવા છાપખાનાંનું કામ ઘણું જલદી શીખી ગયા હતા. તેવણ અંગ્રેજી સારૂં જાણતા હોવાથી, હાલના પ્રખ્યાત શેઠ કેખશરૂ કાબરાજીના બાવા નવરોજી સાથે તેવણને ઘણુ સારૂં હતું અને તેઓના મોહોથી વાત કરીતાં એમ પણ સાંભળ્યું હતું કે 'નવરોજી સાથે ભાગમાં હમો ધંધો કરતા હતા.' પણ હવે મને આ હેવાલ ચોકકસ યાદ નથી રહ્યો કે અત્રે વીસ્તારીને લખું. તેવણ ઘરમાં ઘણાં રોબથી રેહેતા, સૌ ઉપર ધાક રાખતા અને ઘરમાં સૌ બીહીનાં અને મલાહાજાથી વાતચીત કરતાં. એવો તેવણના ડોળાનો ત્રાસ હતો. મારા બપાવાને માટે મેં એમ સમજેલું કે તેવણ પણ કોઇને કદી ઘાટકી સજા નહીં કરતા, પણ કાચ્ચાં સુતરથી હાથ બાંધતા તેજ પોતાનાં છોકરાઓને મોટાંમાં મોટી સજા સમજતા. આજના ઘાટકી બાપોની માફક તેવણ નેતર કે લાકડી નહીં વાપરતા. તેવા અસરાક ને સાલેસ બાપનાં એ બે આહોરા બેટાઓ હતા.

હવે આએ પોતાનાં બાપનાં કમ-વખતનાં મોતથી ઘેરનો બોજો તેઓના સાથે આવી પડયો. જે કાંમ કાદ જેવું તેવું નહી હતું. એ ખમનાં

આવેલાને તો ભારી નહીં લાગે, પણ જેના ઉપર શરૂઆત થાય તેને તો
ઘણ ભારી લાગે એ કુટુંબને બમણી ખોટ ગઇ, મેલેલા પૈસા ગયા અને
સાજાથી વડા મુરબ્બી ખોવા ખુદા સર્વેનો વાળી છે બધા ગયા ને જશે.
પણ મુમારૂ નામ તે સાહેબનુ અમ્મર રહેશે કારણકે ઇનસાનનો તે
સાહેબ પ્રેરેયો વાળી છે એમ સત એમનથી માનતુ મારા બપાવાની
જગા મારા વડા કાકાને મળી અને તેનણુને મનતો પગાર રૂ ૫૦) તેજ
મારા કાકાને મળ્યો હવે મારા કાકાએ આ તક જોઇને પોતાના ભાઇને
સમજાવ્યુ કે "તમારે પણ મારી સાથે ઓફીસમા આવવુ સરકારી
નોકરીના ફાયદા તેનણુને સમજાવ્યા કે એમ વખત ગુમાવવો સારો નથી
બધો બોજો આપણે બન્ને જણ ઉપર છે, માટે વીચારીને કરવુ
જોઇએ" મારા બાવાના મન ઉપર અસર થઇ અને આ મેહેનત ભરી
ઇન્જનગરની નોકરી તેનણે છોડી દીધી અને શરૂઆતમા રૂ ૧૮)ના પગારે
રેલા બન્ને ભાઇઓ સાથે ઓફીસે જવા લાગ્યા હવે તે વખતના કાયદા
પ્રમાણે મારા બપાઇને તેમજ જે નહાના છોકરા હતા, તેઓને 'પેનશન'
મળતી હતી તેથી સારી રકમ ઘરમા આવતી હતી

વાચનાર પુછશે કે બાપની પુરા પગારની નોકરી વડા બેટાને એકા-એક કેમ મળી? પણ હુ ઉપર લખતા ભુલી ગઇ - મારા કાકાને તો
મારા બપાવાએ થોડુ શીખવ્યા પછી સ્કુલમાથી ઉઠાડી લઇ ઓફીસમા
પોતે નજર આગળ નોકરીએ રૂ ૧૮) ના પગારે થોડા વર્ષ અગાઉથી
રાખ્યા હતા તેથી તેવણુ માહેતગાર થઇ ગયા હતા તેવણુ તુરત પોતાના
બાપની જગ્યા ઉપર ગોઠવાયા અને પોતાની ખાલી પડેલી જગા પર
મારા બાવાને નેમ્યા મારા મમાવા પણ એજ ઓફીસમા હતા તેમજ
ઉપર જણાવેલા મારા બાવાના કાકા 'દાદા કાકા' પણ એજ ખાતામા
હતા, એટલુજ નહીં, પણ મારા વડા કાકાએ ધીમે ધીમે જેમ પોતાના
ભાઇઓ નાહના હતા તેઓ મોટા થતા ગયા તેમ તેઓને ઓફીસમા
ગોઠવતા ગયા અને તેઓએ પણ લાંબી મુદત સુધી નોકરી કીધી હતી
આજનો વખત એવો મેલેલો નથી આજે તો સરકારી ઓફીસમા એક
જગા ખાલી પડે તો મે કડો 'એપલીકેશનો' આવે ઉમેદવારોની સખ્યાનો
પારજ નહીં એવો મહ્લાબેલો વખત!

હવે મારા બપાવાના પાચ બેટાઓમા જોઇને ત્યા ફરજન્દ હતા નહી,
પણ સને ૧૮૪૭ ના નવેમબર માસની ૨૦ મી તારીખે મારો જન્મ

ગામમા પારસીઓની દુકાનો ને વસ્તીનાગો ઝમો હતો ત્યા મોમાલી અને આરબ લોકની વસ્તી હતી ને પારસીઓની દુકાનો હતી એડન તે વખતે અગ્રેજ સરકારે તુરતનુજ થોડા વરસ થયા વસાવેનું હતુ જેથી ત્યાના જગલી મોમાલીઓ જેઓ ઘણા જનુંની હતા તેઓ તક જોઇને પહાડની ટોચનોમા ભરાઇ રહેતા અને લાગ જોઇ એક મોટો પથ્થર પરદેશીઓને મારતા, જેથી કોઇ બાપડો સપાટામા આવી જતો તો હેરાન થતો મારા બાવા એ પથ્થરના મારથી ઘણી વખત બચ્યા હતા, કારણ તેઓ મારતે ઘોડે તે તરફથી નીકલી આવતા એ બધી હકીકત મે મારા મુરબીને મોઢે સાભળેલી છે એડનનો હેવાન વીસ્તારીને મારી નજરે જોયલો લખશ કે એડન કેવુ હતુ તે નહીં જોયનાઓને જલદી ધ્યાન આવશે

આ હકીકત હુ લખુ છુ ત્યારે હુ કેવી દુખી ગમખાર ને ગલીર હાલતમા છુ નથી હવે મારા એ અસરાફ બાપ કે નથી મારા એ માનવતા કાકા એ બેઉ લાયકીવાના ભાઇઓની સપીની જોડ આ ફાની દુન્યા છોડી ગયા છે! જે મારા દીલમા મારા મરહુમ ખાવદના ગમ સાથે તેઓનો પણ ગમ જોડાયલો છે આજે તેઓ હયાતી ભોગવતા હતે તો આએ મારી કાહાણીમા મને જોઇતી મદદ મળતે અને વધુ ખોનાસાઓ વીસ્તારીને લખવામા મદદ આપતે મારી એ કાહાણી લખતા જોઇ કેવા ખુશી થતે! પણ અફસોસ! હવે મારા બાનાનો હેવાન થોડો વખત પડતો નાખુ છુ

## કંકાસ ત્યાં નાશ.

મારા બપાનાના ગુજરવા બાદ મારા બપાઇ પોતાના માય સાથે લામો વખત રહેવા પામ્યા નહીં, કારણ કે મારા વડા કાકાનો સ્વભાવ આકળો હતો ઘરમા બૈરાઓમા ધુળ જેવી વાતમા કઠઓ-કંકાસ થતો, તે તેઓવી દેખી શકાતો નહી હતો આએ રોજની પચાત નાબુદ કરના તેનણે પોતાના મમાઇ મમાવાને કહ્યુ કે તમારા કુટુબને લઇ તમો જુદા પડો હવે બધા આખા ઘરમા કેટલા નાના-મોટા હશે તેનો વાચનારને ધ્યાન આવશે કુલ્લે ૧૮) મારા બપાઇ પોતાના ફરઝદો સાથે ૧૧) જણા અને મારા બાવાના મમાઇનુ પોતાનુ કુટુબ ૭) જણ એટલે એટલા જણાઓના સ્વભાવ ખુદરતી જુદાજ પડના જોઇએ, પણ જ્યા પૈસાની વાત આવી ત્યા તો કજીઓ પોતાના પગના જરૂર લબાવતો જશે તેમજ મારા બપાવાના મોત પછી પૈસાની ભાગી ભાજગડ ઉભી થઇ તેનો નીકાલ

મારા કાકાએ કરી નાંખ્યો. તે એમ કે બે વહુઓને બન્ને હુન્નરની જણસ હતી તે અને મારા બીજા કાકા માણેકજી સારે ઠેકાણે અદરાયલા હતા તેની બૈરીને પણ મારા બપાવાનાં હાયની લગન અગાઉ રૂ. ૨૦૦૦) ની જણસ હતી, પણ તે અદરાયલી છોકરી માંહાં ભાગ્યે લગન અગાઉ મરણ પામી. હવે એ બધા લગભગ રૂ. ૬૦૦૦) મારા કાકાએ કટકે કટકે કરજ અને ખરચમાં વાપરયા. બંન્ને ઘેરની વહુઓનું સદાબરૂં ઘરેણું ઉતારી લીધું. અને કજીઆ દુર કરી નાંખ્યા. એટલુંજ નહી પણ તેવણે મારાં બપાઇનાં માયને ઘેરમાંથી પોતે જુદાં પાડયાં જેથી ૭) માણસ કમી થયાં. ઘણે વરસે મારાં બપાઇ પોતાનાં માતાથી છુટાં પડયાં. તેવણ પોતાનાં દીકરાઓને હાથે પડેલાં, પોતાનું તાજ ખોહતાં પોતે જાતે રાંક હોવાથી કશું જોર ચલાવી શકતાં નહીં હતાં. પણ એઓ લાંબી હયાતી ભોગવવા પામ્યાંજ નહીં. તેવણ થોડાંજ વરસ જીવ્યાં.

તે પછી મારા કાકા બીજું સારૂં મકાંન પોતાંને મારે જોતા હતા. જે મારા બાપ મુબઇ છોડી ગયા પછી પાંચ માસ પછી મલ્યું. જે શેઠ નવરોજી વાહાડીયાનાં મોહોલામાં મી૦ પેસ્તનજી બાયાનાં ઘરનો ત્રીજો માળ મલી આવ્યો, જે તેવણે ભાડે લીધો. આ ઘર મોટું હતું, અને ઘણું મજાહનું હતું, એટલુંજ નહીં, ઘરવાળા સારા આસામી હતા. એ માળ પર એક મોટો કુસાદે ઓરડો હતો, જે મારા વડા કાકાએ રાખ્યો. અને બાજુમાં બે નાના ઓરડા હતા તે પોતાના બે ભાઇઓ નાનાભાઇ તથા માંણેકજીને આપ્યા. હવે બીજાં બધાં અવારનવાર ચાલમાં નહી તો માણેકજી કે જેઓ છડા હતા, તેના ઓરડામાં રહેતાં. આ ઘરની રાંધણી ઘણી મોટી અને ઉજાસવાળી હતી. હું તે વખતે માત્ર ૧) વરસની હતી. બચ્ચાંમાં આખા ઘેર વચ્ચે હુંજ હતી. જેથી ફરતાં ફરતાં મારી પર ઘણી પ્રીત રાખતાં. હું મારા વડા કાકાને 'મોટાબાવા' ને નામે બચગીથી બોલાવતાં શીખી હતી. અને મારાં વડા ફુઇને માઇજીનાં નાંમે ઓલખતી હતી. જેવણને ત્યાં મારેથી વડો, એક વર્ષમાં ૭) દિવસ કમનો છોકરો હતો. જેને હું **ભાઇને** નાંમે ઓલખતી હતી. મારાં વડા કાકીને કાકીમાયને નાંમે અને મારાં માયજીને દીનીમાયને નાંમે બોલાવતી હતી. હું બચગીમાં પણ બોલકની ઘણી હતી. મારા ઘરવાળા જોતીષશાસ્ત્ર ભણેલા હતા, તેવણનો દેખાવ દમામદાર હતો. ઘણાં ધીમી ચાલનાં હતા. તેઓએ દાદર પરથી ચડતાં મને જોઇ હશે. એક વખત ધીરેથી પોતાંનાં ધણીઆણીને મારે વીશે પુછ્યું કે હું કોણની છોકરી હોવસ. તેવણે પોતાંનાં ખાવીંદને ખુલાસો

કર્યો કે એ બેગમજીની છોકરી નથી, એ તો એવણના ભાઇ એડન ગયલા છે તેનણની છોકરી છે પછી તેવણે પોતાની બેરીને કહ્યું કે કાઇ વેળા નાત પરથી વાત કરી એ લોકને ચેતાવજો કે 'એ બચ્ચાને સભાળે, કાનણ બચ્ચુ ધાણ દેખાવનુ છે કાઇ કોઇ મોટી માદગી એ ભોગવશે' હવે તેઓએ તો ચેતાવ્યુ ભરમમાજ કે આ છોકરીને તમો સભાળો. છુટી ચાલે છે તે મોટા દાદર પરથી પડી જશે, નહી તો કાઇ નજરાઇ જશે તો બચ્ચુ હેરાન થશે

મારા માય બીચારા ગધતા અને ઘરનુ સર્વે કામકાજ કરતા તેનણને પાચ ઘડીની ફુરસદ નહીં વળી ટીપણીના પાણી ભરવાના મારા કાકીમાય તો કદી પાણી ભરવા જાયજ નહી તે વખતે મુબઇમા પાણીની ઉંચી ટીપણી હતી તે વાત મારા માયને મોઢે મે સાભળી છે ચોખાનુ ધોયનુ પાણી પણ ફેહેવા દેતા હતા ને તેમા માછલી પોના ને તપાસી-તપાસી પાણી વાપરતા આએ મોટા મકાનમા સારા પાણીવાળો મોટો કુવો હતો પણ ગરમીના દીનસમા પુરતુ પાણી નહીં મળતુ, ત્યારેજ થોડુ બહારથી લાવનુ પડતુ તેવણ ગતને છેડે સીવતા, અને ચીકન ભરતા અને બીચારા ઉપર ખરચની વણી વેઠેલા ભોગવતા મારા બાપ કાઇ મારા માયને માટે જુદા ઉપર ખરચના રૂપીયા નહી મોકલતા, જેથી તેવણને કેટલીક આપદા ખમની પડતી માય-બાપ તો બીચારા ગરીબડા મારા મમાઇ ભરી સીવીને પોતે વર ચલાવતા એવી તેઓની ગરીબ હાલત એટલુજ નહી, પણ એક બેટા માટે તેવણની ઉમેદ ઘણી હતી જેને ઉછેરતા તે ગરીબ મા-બાપને કવી અને કેટલી મેહેનત પડી હશે, કે જે છોકરો ૭) વરસની વયે ચાલવા શીખ્યો તેને સહીયડ આવવાથી તેના બદનની ચામડી બીગડી ગઇ તેવણ આજે વણી ગરીબ અવસ્થામા પોતાની દારૂ-ભાઇથી ગુજરાન કરે છે, કારણ તે વખતના દોર પ્રમાણે વધુ શીખ્યા નહીં તેવણ મારા મામા થાય ને પેના લક્ષાપતી શેઠ કાવસજી દા દુબાશ ને ગોરાબજી દાદાભાઇ દુબાશના માસા થાય

### તકદીર આગળ તદબીર ફોકટ.

મારે માટે ચેતવણી મળના છતા જે હોનારત બનનાર હતી, તે ના નહીં બને? એમ તો ધારવુ મુશકેલ છે. જે બનવાનુ છે, તે બનશેજ. તે આપણી સભાળથી અટકનાનુ નથી હોનારત અચીતી અને અચબુચ બને છે તેમજ એક વેળા હુ રમતી રમતી મારા મોટાબાવાના ઓરડાની

પાંખે એક નાનો ઓરડો હતો ત્યાં ગઇ. હવે તે તરફ કોઇની નજર હતી નહીં. પણ મારા અતીશય રડવાના અવાજે બધાં જાણીતાં થયાં, પણ તેઓનો કશો ઉપાય ચાલ્યો નહી; કારણ બારણું અંદરથી અડગરો મજબુત આવવાથી બંધ થઇ ગયું! એ ઓરડાને બે દરવાજા હતા, પણ તેબી બંધ હોવાથી બહારથી ઉઘડી શક્યું નહીં. બૈરાંઓનો ઘોંઘાટ ને રડારોળ વધી પડી! મારે માટે તેઓને વધુ કાળજી હતી, જેથી ગભરાટનો કશો પાર નહી હતો. તે વખતે મારા બાવાનાં કાકા જેઓ મીસતરીનું કામ જાણતા હતા, તેવણ પોતે હુશીયાર નહીં હતા, જેથી ફાંફાં મારવા લાગ્યા, પણ બારણાં મજબુત બંધ થઇ ગયલાં તે કાંહાંથી ખુલે. હું તો એ નાહના ઓરડામાં બંધ થઇ પડી. વળી સર્વેનો ગભરાટ આગળ વધ્યો, કારણ મારો અવાજ ધીમે ધીમે બીહીકથી બેસ્તો ગયો, અને આ નવાં ઘર માટે તેઓને વહેમ એટલો તો પડી ગયો કે તેનો કાંઇ સુમાર નહી. એટલામાં ઘરધણી બહારથી આવી લાગ્યા. બપોરનો ૧૨) વાગવાનો વખત હતો. તેવણ નીચેથીજ સમાચાર જાંણતાં ઝડપમાં માળ પર આવીને હુકમ કીધો કે "ગમે તો બારણું ભાંગી નાંખો! શું ફાંફાં મારોછ. ગુલાબ જેવું બચ્ચું ગભરાટથી મરી જશે? શું જોયા કરોછ?" હવે બધાંને હીમ્મત આવી, ને કાંઇ ને કાંઇ જોર કરી તેઓએ નકુચા ભાંગી નાંખ્યા, અને મને તેઓએ બેસુધ હાલતમાં ઘોલીયાની નીચે પડેલી જોઇ! પાર વનાનો ગભરાટ કરી મુકયો ને તેઓ સમજ્યાં કે માગે અંત આવી ચુકો. પણ નહીં, તેઓને ઘરવાળાએ ધીરજ આપી કે "મગુર કરો હોંસમાં લાવવાના ઇલાજ કરો." મારા કાકાને ખબર પડતાંજ તેવણ આવી લાગ્યા. ઘેરવાળાએ ઠપકો દીધો કે "હું તમોને હંમેશા બચ્ચાંઓને તપાસવા કેહેતો હતો પણ તમે મારાં બોલવાને વજન નહી આપ્યું ત્યારે આવો બનાવ બન્યો!" તેવણ પોતાનાં જ્યોતીશ શાસ્ત્ર માટે વધુ મગરૂર થયા. મને ઘણે વારે અને ઘણી મેહેનતે હોંશમાં લાવી શક્યા, પણ તે મારી માંદગી ને મારા સુખી જીવનને બીગાડનારો વખત એકાએક આવી પડ્યો હતો. હવે સર્વેનો ગભરાટ નરમ પડયો. મને બોખાર ચઢી. મારી ઉમ્મર તે વખતે માત્ર ૬) વરસની હતી પણ બધાંઓનો વીચાર એવો હતો કે ઘેરના કુવામાં ચારો છે તે એ દેખામણું બચ્ચું ઝપટમાં આવ્યું. એ તેઓનાં મગજમાં ચોકસ થસી ગયું કારણ કે તેઓ કેહેતાં હતાં કે બારણાંના અડગરા પર મારો હાથ પોહોંચે એટલું નહીં હતું. પણ મને એવો વિચાર આવે છે કે, મેં જરા જોર વાપરી કદાચ દીધો હોય. પણ પાછો કેમ ઉઘાડવો ને હું

બચ્ચુ હોવાથી સમજ પડી નહીં હોય જેથી એ બનાવ બન્યો ! આ મારી માંદગીએ કાંઇ જેવુ તેવુ રૂપ નથી પકડ્યુ, પણ તગેહવાર દુખોએ મારી જબરી પુઠ પકડી અને મને પુશ્કળ રડ લાગી મારા શરીરમા જાણે આગના ભભુકા ઉઠતા હોય તેમ થવા લાગ્યુ મારા માયને આખે દિવસે રાતને છેડે પણ સુવાની જપ નહી હતી તેનણને હુ આખી રાત મારા બદન પર પસવારવા ને થોકવા માટે અતીશય રડતી. જેથી તેવણુ બીચારા આખા દિવસના વહીતરાથી કંટાળી જતા, અને રાતની મારી બેજારીથી ઘણા ચીરડાતા, કંટાળતા હતા, કારણ મારૂ દુખ કાંઇ થોડા દિવસ કે થોડા માસનુ નહીં હતુ, પણ રોજનુ ચાનુ દર્દ અને ચાનુ માદગી થઇ પડી બીચારા મારા મમાઇ–પપાઇના આ મારી માદગીથી હાજા ગગડી ગયા એક તો મારા બાપના કાગળો આવતા કે એ મારી છોકરીના જીવને કાંઇ હાની થઇ તો કદી મુમઇનુ મોહુ જોનાર નથી આ વાતથી બીચારાઓ ઘણા ગભરાતા ને ધ્રુજતા કે શુ થશે? ખુદા ખુદા કરી તેઓએ ૭ માસ કાઢયા પણ જાણે મારી માદગીનો છેડોજ નહી હોય તેમ મને નવુ દુખ થયુ ને તો તે સહીયડનો ધારતી ભરેલો રોગ હતો તે વખતે થોડો એ રોગ વાસ્તે તગેહવાર વેહેમના વમળમા ગોતા ખાતા મને આજે એ માટે બીહીક ઘણી છે, પણ વહેમ કશોજ નથી. પણ એ સહીયડ કાંઇ જેવા તેવા નહી હતા આખા બદન પર ભારી દંડેરો હતો અને વણોજ બીહામણો દેખાવ મારો તે વખતે થયલો હતો જોનારને જેમ ભય તેમજ દયા ઉપજતી કેહેવામા આવતુ કે એટલુ તો જોર હતુ કે કેટલાક દિવસો સુધી હુ પુર શુધ્ધીમા નહીં હતી, અને કશો ખોરાક લેતી નહી હતી મારા બદન પર બદામ જેટલી જગા નહી હતી પણ તમામ એક એકની માહેથી ફુટેલા દાણાથી ભરેલુ હતુ અને જે હેરાનગતી મે એ માદગી માટે ભોગવી છે, તેમા બીચારા માયને ને બીજાઓને મે અઠાગ મેહેનત આપી છે તેઓ મારા દુખથી બેજાર તો હતાજ, પણ આ દુખ વધવાથી તેઓની નાસીપાસી અતી ઘણી વધી પડી મારી આશા હવે તેઓને થોડી લાગી, અને સર્વે ઘણા ગભરાટમા હતા પણ ખુદાની જ્યા મહેર ત્યા સર્વે ભય નાબુદ થાય છે, તેમ મારા બાબમા લાગે વખતે બન્યુ મારી આ માદગીની વચ્ચે મારા બીચારા મમાઇ કે જેવણુ મારી સાલગીરેહ માટે ચીકનનુ જભલુ તૈયાર કરતા હતા, તેવણુ ઢેકેલામા પડવાથી અડધુ ભરી રહ્યા હતા, પણ મારા માયને દીલાસો આપતા કે "માય, તારી દીકરી જીવે અને ખુદા મારી

અરજ વાચે!" કોઇ વેળા માણસનુ બેનેનુ બને છે, તમ મારા બીજા વરસને એક–બે માસ હતા, તેટના મારા મમાઇ મજ માદગી ભોગવી ગુજરી ગયા!

હુ તો જરા મેજ હુશાર થયની પણ મારી તદગેસ્તીમા નહીજ ત્યાર પછી, મને ચોથુ વર્ષ બેમ, તેની બે–ત્રણ માસ અગાઉ મારા બપાઇ પણ ગુજરી ગયા! આ બનાવથી બીચારા તેનણુના બુઢા મા–બાપને ભારી દુખ લાગ્યુ તેમા મારા બપાઇના બાના તો ખરેજ દુખી થઇ ગયા અને તેનણ તો આ માનીતી ને વહાલી દીકરા તોલની દીકરીના મોતથી ગમ ખાઇને ૪) માસમાજ ગુજરી ગયા આ એક પર એક બનાવથી અમારા કુટુબમા ગમગીની ઘણી પેદા થઇ!

"ખરૂ ખોટુ સાહેબ જાણે
ફોકટ ભાર જોથી તાણે!"

હવે મારી માદગી તો ઝાઝી નહીં હતી, પણ મારી તમામ શક્તી અને ખુબસુરતીનો આ દરદમા નાન થયો અને હુ એક વખત ઘણી ખુબસુરત હતી તે કેવી માઠી હાલતમા આવી પડી તેથી સર્વેની દયા મારી તરફ ઘણી ખેચાઇ તેઓ તરહવાર મત આપવા લાગ્યા જે અત્રે લખુ તો ટાહેના જેવુ લાગશે પણ જે બીનાથી મને ફાયદો થયો તેઓનુ મતજ લખાશે કોઇએ કહ્યુ કે આએ બચ્ચાને તમો જગ નાનીમાઇ ચાદગતના નગ્ને દેખાગે જે હશે ને તેનણ કહેશે દુખનુ મારેનુ માણસ કાઇ પણ કરવા જાય જોકે માગ વડા કાકાને ભાગે છીટ હતી અને કોઇને પણ કશા વેહમમા સામેલ થના દેતા નહીં, પણ માગે માગે તેનણને પુછનામા આવ્યુ કે "તમારો હોકમ હોય તો એ નદાઉ જોગીને દેખાડયે' કારણ ઘેરમા એક તો આના મારા બનાવો બનેના અને બે વરસ થયા આએ બચ્ચુ હેરાન થાય છે, માટે જોવી જે હશે તે કહેશે આએ બીના સાભની મારા મોટાબાવાએ તુરત હા કહ્યુ કે "કાઇથી ઇનાજથી મારૂ થતુ હોય તો બેનાસક કરો" પોતાના મમાઇને કહ્યુ કે "ઘરડા માયે રૂ ૧) તમો આપો તમારે હાથનો, અને રૂ ૧) હુ આપુછ" રૂ ૨) આપી માગ કાકી માયના બહેન અને માગ માય ઉપના જોશી આગળ મને લઇ ગયા તેવણે મારો ટપકો જોઈ, મને તપાસીને મત આપ્યુ કે "આ છોકરી ઘણી દેખાવની હોવાથી ઝપટમા આવી છે' તેઓએ આપણા પાક મહજબની કલામ પઢીને ૩) દિવસ સુધી મને પીછીના

જ્પેટા લીધા અને એક ચાંદીનું માદળીયું બનાવી આપ્યું ને કહ્યું : "આ ગળામાં પહેરાવો. એને હવે કદી ઉતારતી નહીં. આ છોકરી ઘણી ભાગ્યશાળી છે, ને ચાલાક નીકળશે અને હજુ એની એક-બે ઘાત જવી જોઈએ."

વાચનારા! હું કાંઈ વેહેમી વીચારની આજે નથી અને આગળ પણ હતી નહી, પણ આ હેવાલ મેં મારા માબાપ કને મોટે સાંભળ્યો ..., ને એને ગોઠ ખરા છે તે વખતે તેના જેવી હતા. એ ઉપના નાદવીબાઈ આફતના મારા એકદરાઉ જવી ને વખતે ઘણા વખાણાયલા, પ્રમાણીને કેવા નાચ્યા હતા ને આપણા પારસી અને નામીચા જરથોસ્તી ધર્મ ઉપર કેવા ધ્યાન આપનારા હતા તે તેવણને ઉત્સાહ આપવા ખાતર મારે ઉપલો ખરો હેવાલ લખવો જોઈએ. હવે એક પછી બદલામાં આવે છે. મારી માંદગી તદન નાબુદ થઈ ગઈ. મને નવ પુરા થઈ ચોથું સાલ પણ શરૂ થયું અને હું શાન્ત પાછી ધીરજવાળી, ડાહી થતી ગઈ અને મારૂં રડવાનું અને આગમાં આગ વધવાનું સૌ જતું રહ્યું. ટુંકમાં કહો કે હું તદનજ સારી થઈ ને ઉપલા જોશી માટે ઘણું ઉંચું મત થવાને બદલે સઘળા પસ્તાવા લાગ્યા કે એવી ખબર હતે તો પહેલાથીજ બતાવતે તો આટલું દુખ નહીં ખમતે, પણ આજે, મારા વીચાર પ્રમાણે તો તકદીરની આગળ તદબીર ફોકટ છે. જે બનવાનું હોય છે, તે તો બને છે ત્યાં અક્કલ અને હુશીયારી કદાચજ કામ આવે છે. નસીબમાં જે દુખ-સુખ લખેલું હોય તે મીટતું નથી. તેવી માણસ નસીબ પર હાથ જોડી બેસી રેહેવું નહીં જોઈએ. પોતાની અક્કલનો સારો ઉપયોગ કરવો જોઈએ.

મને સાજી થયલી જોવાને મારા મમાઈ-બપાઈ ઉમેદવાર મરી ગયા! એટલુંજ નહીં, પણ મારા બપાઈ પોતાના પરદેશ પડેલા વહાલા દીકરાને પણ મળ્યા નહીં, તેવણ પોતાના કુટુંબને છેલ્લી સલામ કરી ચાલતા થયા. તે અરસામાં પોતાના હાથે પોતાના ફરજંદોને પરણાવી પાર ઉતાર્યાં હતા. ફક્ત એક મારા વચલા ફુઈ ઉનવાઈ કુવારા હતા. તેવણના બેહેસ્તનશીન થવાની થોડા માસ અગાઉ મારા નાનાભાઈ કાકાને ત્યાં એક બેબીનો જન્મ થયનો તેવણે કાને સાંભળ્યો હતો. મારા સૌથી નાના કાકા પેસ્તનજી કે જે પોતાના નાના મામીની એક પુત્રી છોકરી સાથે અટવાયલા હતા. તેના લગન નાની વયને લીધે રહી ગયા હતા જે પાછળથી મારા વડા કાકાએ પોતાની સગવડે કરી આપ્યા હતા. એ પ્રમાણે

તેમના બચ્ચા ઉપર ઘણો જીવ આપતા ને તેઓને પોતે અતલગના સગા માફક ગણતા તે બચ્ચાઓની જતન કરતા. તે બધા નાહના-મોટા તેવણને દીનીમાય કરીને કેહેતા કારણ હુ મારા માયને દીનીમાય કેહેતી હતી, હુ મારા વડા પુદને માયજી કેહેતી એ બધુ મોટા આદમીઓ બચ્ચાને બચપણથી સારી રીતે વડાને માનવી બોલાવતા શીખવે તેથી તેઓ તે પ્રમાણે બોલતા-બોલાવતા શીખે, માટે બચ્ચાઓની કેળવણીનો આધાર મા-બાપ ઉપર છે હુ કોઇ વેળા તે ધરવાળાના છોકરાઓ સાથે ભેલાઇને જ્હાય રમતી, અને તેઓ મને વણુ હેતથી ચાહતા હતા તેઓને પહેલાથીજ મારી ઉપર પ્યાર હતો હવે મને લગભગ આતમુ વરસ બેસવાનુ હતુ તે અરસામા મારા બાના પોતાની હદની ત્રણ માસની રજા લઇ મુબઇ આવ્યા તેઓ સ્ટીમર પરથી ઉતર્યા તે દીને હુ તો નીશાળે ગયલી હતી તેમણે ઘરમા પગ મુકતાજ પૂછ્યુ

## "મારી આલીમાય કહાં છે!"

એ શબ્દ સાભળતાજ મારા કાકીમાએ મારા કાકા નાનાભાઇની છોકરી જે મારેથી ૧॥ વરસ જેટલી નાની હતી, તેને આપી કે "લેઓ રૂસ્તમજી તમારી આએ માનીતી દીકરી" મારા બાપ બીચારા મને ૧૧ માસની છોડીને ગયા પછી મારી પર કાંઇ વીતમના વહી ગયલા, તે બીચારા શુ જાણે કે મારી દીકરી કેવી હોય, પણ તેવણે મારા કાકીમાયને સવાલ કીધો કે, "શુ આએ મારી આલીમાય?" ત્યારે મારા કાકી હશીને કેહેવા લાગ્યા કે "ત્યારે કઇ તમારી આલીમાય?" જેથી થોડો વખત વીચારમાજ બેસી રહ્યા ને તે છોકરીને રમાડીને ખોળા પરથી ઉતારી પાડી એટલામા બપોરનો વખત હતો. હુ નીશાળેથી ઘેર જમવા આવી, કે બધા મને જોઇ હસી પડયા અને મને હાથ પકડી મારાં બાવા પાસે લઇ ગયા તેવણને જોતાજ મે તો શરમથી મારી મેઉ આખો ધાકી દીધી એક પારકો માણસ સમજી આગળ જતા શરમાત, પણ બધાની હસાહસ વચ્ચે મને તેવણે પોતાના હાથમા પ્યારથી ઉચકી લીધી, અને બોલ્યા કે 'એજ મારી દીકરી! તમોએ મને ઠગ્યો કે?" એ પ્રમાણે સર્વે મળ્યા-ભેટયા, જમવાનો વખત થવાથી સર્વેએ જમી લીધુ. પછી એક બીજાના દુખ-સુખથી વાકેફ થયા કારણ પાચ વરસ પુરા થયા બાદ બધા સાથે મળ્યા હતા પોતાના ગરીબ માતા અને મમાવા એ બન્નેના મોત માટે ઘણા દલગીર થયા તેવણ પાચ વરસની નોકરી

પછી ત્રણ માસની રજા મેળવી મુંબઈ આવ્યા તે અમથા આવ્યા હતા નહીં, પણ, તેઓની મતલબ હમો સર્વેને લઈને જવાની હતી હમો સર્વે જઈશું એવી ઉમેદમા હતા મારા મમાવા પણ મારા બાપાના ગુજરયા પછી પોતાની ગરીબ હાલતમા ગુજરી ગયા હતા. જેથી મારા માયને કશો આશરો હતો નહિ. તેઓ ઘણાજ કંટાળી ગયા હતા

## મારાં માયની મુઝવણ.

અને રોજ બીચારા દુવા ચાહતા કે 'એ ઘરથી મારો કયારે છુટકો થાય!' કારણ તેઓને વણુ વહીતરૂ કરવુ પડતુ હતુ! પાચ દહાડા કેઠે પણ નીસામો ખાવા જવાને પણ બનતુ નહી પોતાના મા-બાપ તો હતા નહી એક ભાઈ હતા જેઓ પોતાની બૈરી સાથે ગરીબ હાલતમા જેમ તેમ ગુજરાન કરીને ઘર ચલાવતા હતા પણ માણુસ ધારેછ શુ ને ખુદા કરેછ શુ તેમ તેઓ આ યા અને ત્રણ માસ તો પાણીના રેલા મીસાલ નીકળી ગયા હુ તો મારા બાપ આગળ જતી નહીં હતી મને તેઓને જોઇ શરમ લાગતી કદાચ થોડો વાર ઉભી રેહેતી પણ મારા મોટાબાવા આગળ ઘણો વખત બેસતી અને સાથેજ નાસ્તો કરી નીશાળે જતી.

હવે મારા બાવા પોતાની મુદ્દત પુરી થવાથી જવાની તૈયારી કરવા લાગ્યા અને મારા માયને તથા મને સાથે લઈ જવાની ઇચ્છા પોતાના મુરબી સમાન ભાઇને જણાવી તેઓએ તથા તેઓના ધણીઆણીએ મારા બાવાને સમજાવ્યુ કે "તમો હાલ છોકરાઓને લઇ જઇ શકશો નહીં. તમારી ધણીઆણી હમેલદાર છે અને જંગલની વચ્ચે હમો મોકલશુ નહીં તમારે બોલાવવા હોય તો આવતે સાલ બોલાવજો હમો મોકલશુ, પણ જાણી જોઇને શેહેર વેગમાથી ભાઈ હું એઓને મોકલી શકતો નથી વળી ઘણે વર્ષે આવો બનાવ કે, વાસ્તે કેમ થાય કેમ નહી એમ મોકલવા અમારી હીમ્મત ચાલે કેમ તેનો તમોજ વીચાર કરો!" આએ કેહેવાથી મારા બાપ બીચારા નાસીપાસ થઇ ગયા અને કહ્યુ કે 'ભાઈ પારકા ચેરમા આજે ૫) વરસ થયા ખાઉંછુ અને મને ઘણી અગવડ ખમવી પડે છે, વાસ્તે હવે ઘર માંડીને રહુ તો સારૂ.' મારા મોટાબાવાએ સમજાવીને કહ્યુ કે "પાચ વરસ ગયા એક જતા જણાશે નહીં એ વીચાર માંડી વાલવો" મારા બાવા ઘણુ સમજુ અને શ્યાના હતા, અને ઓહોસીલા નહીં હતા તેથી તેઓએ માની લીધુ. અને પોતાના ભાઇનો સખુન રાખી તેઓ સર્વેને મળી બેસી મુંબઇ છોડી એકલાજ સીધાર્યા.

## મને શીખવવા મારાં માય ઈંતેજાર.

મારા માય બીચારા જેવા ને તેવા હાલ રહી ગયા! અમો આવને વર્ષે મુમબઈ છોડનાર હતા, તેથી મને નીનાળેથી જે બાકીનો વખત મળતો તેમા બીજી ખાનગી સ્કુલે મુકી કે જયથી હું જલદી શીખુ તો સારું તેમજ મને ભણવાનુ પણ શીખવવામા આવતું, કારણ મને સદરા પેહેરાવીને લઈ જવાના હતા એવી રીતે થોડી તૈયારી ધીમે ધીમે તેવણ કરતા રહ્યા. મારા માયે નવ માસ પુરા થતાજ એક બેટાનો જન્મ આપ્યો, અને તેથી મારા મોટાબાવાને ત્યાજ, કારણ મારા મમાવાને ત્યા તેઓની સારવાર કરવાનુ કાઇજ હતુ નહી. મારા માયના તેમજ મારા ખરચ માટે મારા બાવા પુરતી રકમ દર માસ મોકલતા હતા મારા એ ભાઇના જન્મથી સર્વેના દીલ ખુશી થયા અને તેનું નામ તેહમુલજી રાખ્યુ હવે મારા બાવાએ આ તરફ જોઈ ભાઇને લખ્યુ કે મને ઘણી અડચણ પડે છે, એટલુજ નહી પણ મારૂં રેહેવાનુ તવાઇ બંદર ને મારી ઓફીસ ગામમા અને વળી ઓફીસમા કામ ઘણુ હોવાથી મને જનું આવવુ ઘણુ દુર પડે છે. મારા છોકરાઓને પુરતી સગવડ સાથે મોકલી દેવા. આ પ્રમાણે કાગલ દર મેલે આવતા જેથી મારા માય ઘણુંજ ખુશી થતાં, કારણકે તે બીચારાને કશુ લખતા-વાચતા શીખવેલું નહી, તેથી તેવણ સાત વર્ષ સુધી ઘણા ગુંગલાઇ ગયા હતા. તેથીજ તેવણ મને શીખવવાની તજવીજ કરતા હતા અને તેવણના માય-બાપે તેવણને નહી શીખવ્યા તે માટે હંમેશા બળાપો કરતા. હવે મારા મમાઇનો વાંક મુદ્દલ નથી. તેવણ તો શીખેલા ભણેલાને પસંદ કરનારા હતા, પણ બચપણમા તેવણ સાસરે ગયલા તે મારા બાવાના મમાઇ કેળવણીનાં કટ્ટા દુશમન હતા. તેવણે પોતાની એક પણ બેટીને વીદ્યા-અભીયાસ શીખવ્યો નહી ને કોઈ શીખવવા કેહેતુ તો તેવણ કહેતા કે 'છોકરીઓ **શીખે તો તેઓનાં ઘણીની રોજી ઘટે, ને તેઓ પોતાંનો અભ્યાસ ભુલે. છોકરીની જાતને શીખવ્યે નહી.'** મારા માટે ઘણી વખત પંચાતી કીધેલી કે-"મોતમાથી માડમા આવેલી છોકરીને શીખવા મુકી? કઇ ઓફીસમા જવાની છે?" ઇત્યાદી મારા માયને ઘણી ગાળો દેતા, પણ તેવણ ઘરમા હતા નહી તેથી તેવણનુ કશું ચાલતું નહી. મારાં માય એક એક કાગળના કેવા મોહોતાજ ને ઈંતેજાર હતાં તે અત્રે લખું તો ઘણું લંબાણ થાય. તેવણ પોતાના ખાવંદને પોતાનો હેવાલ લખવાને અને છુટ ખરચ મંગાવવા ઓફીસઆવે હાલે હતા. જેથી તેવણ પર વીતેલું

તે તેવણુ મને શીખંવવા ઉતાવળ કરતાં. હવે મારાં કાકાએ વીચાર્યું કે એ લોકને મોકલવાં પડશે, જેથી મારી નવજોતની તૈયારી કરી રાખી અને મને સદરો પેહેરાવ્યો.

## સાતમે વર્ષે ઇનામ મળ્યું.

એજ માસમાં મારી સ્કુલમાં પરીક્ષા હતી. આ પરીક્ષામાં બીજી મોટી છોકરીઓ સાથે મને પણ એક ઇનામમાં બીજી પાડમાળા મળી, જે મને આજ તક યાદ છે. તે બહુ રંગનાં પુઠાંની ચોપડી હતી. અને તેનાં પુઠાં ઉપર મધમાંખનાં પુડાની નીશાંણી હતી. આજની ત્રીજી ચોપડીનાં પાડો તેમાં હતા. આ ઇનામ મને મારી ૭) વરસની વયે મળેલું જોઇ બધાં ઘણાં ખુશી થયાં. હું ઘણું સારૂં વાંચી–લખી જાણતી હતી. મારે માટે માસ્તરનું સારૂં મત હતું. મારાં જેટલી ઉમ્મરની એક પણ છોકરી ઇનામ માટે ઉમેદવાર હતી નહીં. મેં ૧૧ વર્ષમાં ઘણો સારો અભ્યાસ હાંસલ કીધો હતો.

## મુંબઇમાં તોફાન.

એડન જવા અગાઉ મુંબઇમાં ઘણું ભયભીત તોફાંન થયું હતું. તે દેખાવ હમણાં સુધી મારા ધ્યાનમાં છે. તેને લોકોએ ધરતીકંપનું નામ આપ્યું હતું, પછી તે કેટલું ખરૂં હતું તે તો સાહેબ જાંણે! પણ ખુદાની મેહેરબાનીથી ફરીને તે તોફાંની દેખાવ થયો નથી અને હું આશા રાખું છું કે કદી નહી થાય. તે તોફાંન એટલું તો જોરમાં હતું કે જમીનમાંથી ઝાડો તેનાં ભારી થડ સાથે ઉખડી ગયાં હતાં. અને લોકોનાં નબળાં ઘેર જમીનદોસ્ત થઇ ગયાં અને કેટલાંક ઘરોનાં છાપરાં ઉડી ગયાં. બારાંમાં તો ઘણી ખરાબી થયલી સંભળાતી હતી. આકાશનો રંગ તો જાંણે સાંજ પડવા આવી હોય તેવો દેખાતો હતો. તે કેટલા કલાક રહ્યું તે મને યાદ નથી, પણ તેની ખરી વીગતો તો તવારીખમાં હશેજ.

મારાં વડા કાકીમાય તે વખતે પોતાંને મકીરે હૈદરાબાદ જવા પગ રસ્તે નીકલ્યાં હતાં. કારણ આજની માફક રેલવેની ઝડપવાલી ગાડીઓ મુંબઇમાં દોડતી નહી હતી.

## તે વખતની રેલ ગાડી.

પણ તેની શરૂઆત થઇ ચુકી હતી. ત્યાં મારાં બાવાની માસીની છોકરી રીક હતી; તેને હવા ખાવા લઇ ગયાં હતાં. જ્યા હમો એક દિવસ રહી બીજે દીને પાછાં ફર્યાં હતાં પણ તે ગાડીની અંદર બેસવાનાં બાજટ

મુદ્દલ મળેજ નહી. એક મોટો પેટારો હોય તેવા આકારનો ડબ્બો. પેસેનજરોને ઉભા રેહેવાનુ, તેમા બેશ માટીકા આથેજ ગમે એટલા ગીચનામા આવતા તેનો કશો ધગ-ધડો હતોજ નહી અને રગ-રૂપમા પણ મોભાયમાન હતી નહીં આજે દુન્યામા વખણાયતું બોરીબંદર સ્ટેશન તે વખતથી હું જોતી આવી છું પણ જમાનો કેવો ફેરવાયો છે! તેનો આગળો વખત કેવો બદલાઇ ગયો છે! આજે તે કેવી મેહેલ જેવી દીપતી ટાનત પોતાની બતાવે છે! તે વખતે મુમબઇના લોકોને એ રેલ ગાડી જોવાની ટાઇ એટલી તો નવાઇ લાગતી કે એક બીજાને બચ્ચાઓ વગેરે પુછતા કે રેલની ગાડી જોઇ કે? એટલી લોકોને નવી નવાઇ લાગતી હતી તે ખરેજ નવાઈ જેવુ લાગતુ હતુ

## ઇંગ્રેજ સરકારનુ રાજ્ય.

આજે જમાનો પોતાનુ રગ-રૂપ બદલી તરેહવાર કળાથી પોતાને નવી નવાઇથી આગળ વધાર્યું જાય છે જેથી લોકો ઘણા ચાલાક બની ગયા છે. એ અગ્રેજ સરકારના રાજના પ્રતાપ છે સદા એનું રાજ હિંદુસ્તાનને માથે કાયમ રાખો એ મારી દુવા એ રાજને આમીન થાય! એ રાજ્યમા કેટલા અને કેવા ઝડપથી સુધારા-વધારા થાય છે! તે કયા લોકોને અણ-જાણ્યું છે! કેવુ અદલ રાજ! તેનો પુર અક્કલથી ખ્યાલ કરતા બીજાં રાજ્ય કરતા ઘણુ મનમાનતુ રાજ્ય છે. કોઇને કાંઇ ઓછુ પડવાથી જો બલતા કહાડતુ હોય તો તેમા સમજની ભુલ છે! રાજ્યનો વાંક નથી

## સ્ટીમરની સફર.

હવે અમો એડન જવા તૈયાર થયા મારા મોટાબાવાએ તો અમોથી જુદા પડતા પોતાને ઘણા દલગીર જણા યા પણ શુ કરે? તેવણને અમોને મોકલ્યા વીના કેમ ચાલે? અમારે માટે આગબોટમા પકાવી ખવડાવવા એક બબરચી રાખ્યો હતો, અને સાથે મારા મામા અરદેશરને સભાળ સારૂ આપ્યા હતા હું જો ભુલતી નહીં હોવુ તો, નવેમબર ૧૮૫૩ ના સાતમા સરકારી 'પેસેજ'મા અમો સ્ટીમરમા બેઠા અમોને સેકંડ કલાસની એ- કેબીન મળી જેના ટૉપની સાથે બે હુક જડી લીધા અને તેમા દોરી ને ડાંડીયા ભેગીને મારો ભાઈ કે જે ૫) માસની વયનો હતો, તેને માટે ઝોળી તૈયાર કરાવી રાખી હતી અને આસપાસ ત્રણ સુવાની ખેઠકો હતી આજની માફકની ગોઠવણ તે વખતની સ્ટીમરમા નહીં હતી, પણ લગાર જુદી ગોઠવણ હતી આજે તો કેબીનમા મોટું

જોવાની ટેવ છે, પણ અમારી કેબીનમાં તે વખતે હતી નહીં. અમે તો ઘણી ખુશી સાથે મુંબઇનું બારૂં છોડી ગયાં. અમારે માટે સર્વે સારી ગોઠવણ રાખેલી હતી. તે વખતનાં ઠેર પ્રમાણે પારસી અબળાઓને લાંબી મુસાફરીએ જવું ઘણું નવાઇ જેવું ને લોકમાં જાણવા લાયક થઇ પડતું હતું. તેમજ અમારા કુટુંબમાં મને લાગતું હતું. કેમકે આટલો નાહનો છોકરો તેને એટલે દુર લઇ જવો એ તેઓને ઠીક નહીં દેખાતું. હવે અમો તો સર્વે અતલસનાં સગાં-વહાલાંથી દુર છુટાં પડી થોડાજ કલાકમાં બારૂં છોડી ગયાં અને ભર દરીએ જઇ પડયાં. નીચે પાણી ને ઉપર આકાશ સીવાય કશું દેખાય નહીં! પેહેલી નજરે જોનારને એ દેખાવ અજબ જેવો લાગતો. અમોને દરીઓ લાગશે અને જીવ બગડશે એવી ધાસ્તી લાગતી હતી, પણ મને તો તેવું કશું થયુંજ નહીં પણ જેમ મારાં ઘરમાં ફરતી હોઉં તેમ લાગતું. હું તો તંદન સારી પેરે હતી. એક બે દીવસ મારાં માયનો અને મામાનો જીવ ફરવા લાગ્યો. અમારી સાથે આવેલા બબરચીની જરા વધારે તબીયત બીગડી આવી. મને મારાં માય કેબીનમાંથી બહાર નીકલવા દેતાં નહીં. મને એખલીને જવા સખત મનાઇ હતી. એમ કરતાં ૭ દિવસ નીકળી ગયા. મારાં માય મારી સાથે સ્ટીમરનાં ડુટક પર આવવા માટે દાદર પર ચઢતાં હું પાછળ હોવાથી તેઓનાં પગ માહેલી સપાટ મારી આંખમાં જોરથી વાગી, તે બહાંણે જરા બે દીવસ તબીયત બેચેન હતી. અમોને દહાડા આસરે ૯) થયા હશે, તે દીવસે મારી શાલગીરેહ હતી. મારાં બાવા જેવણ એડનમાં હતા તેવણે વાડીમાં ખાવાનું કીધેલું હતું. તેવણ જાણતા હતા કે મારાં છોકરાંઓ એક-બે દીવસમાં મને આવી મલશે. અમો ૧૧) **દીવસે એડનનાં બારાંમાં જઇ પહોંચ્યાં.** એ બારાંનો દેખાવ ઘણો જાણવા જોગ નહીં હતો. મોટા ગંજાવર પહાડ. એટલુંજ બસ દેખાતું હતું બીજું કાંઇ મલે નહીં! બારાંમાં હમો દાખલ થયાં ત્યાંથી કશો બીજો જાણવા જોગ દેખાવ હતોજ નહીં. એડન, જાણે એક બોહોળા પાણીમાં કાંગીયો તરતો હોય તેવો દેખાવ જોનારની આંખે લાગતો. એ શેહેરને પાણીનાં અટકાવ માટે એવડા પહાડ, કીલ્લાની દેવાલ કરતાં ૧૦) ઘણાં ઉચ્ચા ખુદરતી બાંધી લીધા હોય તેમ મને દેખાતું હતું.

અમોને સ્ટીમર ઉપર અમારી સાથવાલાંઓ સાથે ઉભાં રહી બારાંનો દેખાવ જોવાને ઘણું સરસ લાગતું. એટલામાં મારાં માયની નજર

એક બોટ ઉપર પડતાજ તેવણુ ખુશી થઈ મને મ્હેવા લાગ્યા કે 'જો તારા બાપ આવે છે!' વળી મને તેઓને જોઇ પાછુ આગળની માફક શરમાવુ પડતુ. મને તુરત પોતાની આગળ બોલાવી પેટમા દાબી ખુશી થયા. સર્વેની કેવી તબીયત હતી તે પુછી. સર્વે સામાનની તૈયારી કરી અમોને સંભાળથી બોટમા બેસાડી કીનારે લઇ ગયા

## એડન—૧૮૫૩ માં.

હુ બીહકન નહી હતી પાણી, બોટ–મછવો જોઇને મને જરાબી ધાસ્તી લાગતી નહીં અમો તો જેવા ગયા તેવા શેઠ બેરાબજી ખગસના મકાનમા તવાઇ બદરે ઉતર્યા કે જે ઘણુ નજદીક હતુ આ તવાઇનો દેખાવ પણ રેતીનુ જગલ હોય તેવો હતો ત્યા ફક્ત હોટેલની ઇમારત અને ઉપલુ એક ઘેર હતુ. અને બાકી આસપાસ ઝુપડા હતા ત્યા પણ પહાડ ઘણા પાસે નજર આવતા આ શેહેરના ઘરને મુબઇના ઘર જેવા છાપરા નહીં મળે મોડા–બાડા જેવા દેખાતા ત્યા નળીયા મળતા નહી હોવાથી લોકો ઘરને અગાસી બાધી લેતા, જેથી તેનો દેખાવ એવો લાગતો કે જાણે માથેથી કાપી નાખેલા હોય તેવો દેખાતો. ધુળ અને પવન તો એટલા જોરમા ફુકાતા કે પહેલા જોનારને નવાઇ જેવુ લાગતુ અમો ઉપલા મકાનમા ગયા તે મકાન ઘણુ મજાહનુ અને અદરથી શોભાયમાન હતુ. એને એક માળ હતો અમો તે માળ ઉપર ગયા, કારણ અમોને ત્યાજ રેહેવુ હતુ ત્યા એક મોટા આગળા ખંડમા એક ઓરડો હતો, અને તેજ લાઇનમા બીજા બે–ત્રણ ઓરડા હતા તેની પાછળની લાઇનમા અગાસી હતી, જ્યાથી દરિયાનો દેખાવ નજરે આવતો હતો બારામા પડેલા વહાણ, મછવા, સ્ટીમર સર્વે દીસતા હતા તે દેખાવ ઘણો સારો લાગતો હતો અમોએ ચાહ–નાસ્તો લીધો તે પછી માગ બાવા મને તે ઘરધણી,

## શેઠ સોનાબજી ખરાસ

જે મારા નાના ફુઇના સસરા થતા હતા, તેઓની આગળ લઇ ગયા તેવણુ આગે ભરેલા, ઉમ્મરે પુગેલા બુઝોર્ગ બાપ જેવા લાગતા હતા તેવણુનુ બોલેલું જલદી સમજ નહીં પડતુ, કારણ તેવણ ઘણાજ ઝડપથી બોલતા અને બોનતા જરા લથડતા. તેઓમા નરમાસ અને સભ્યતા એટલી હતી કે કોઇને તેવણ અકારા હોય તેમ બનતુ નહીં હોટેલના માણસો તેવણુની ઉપર જીવ કહાડી આપતા સર્વેની સાથે મીઠાસથી

વર્તતા. એક મોભાદાર માણસનાં જેવો તેમનો તોરં અને તમ્મર આલમ પડતો. તેવણને ઘણું માન હતું. એવણે પોતાનાં સારા ગુણોથી સર્વે લોકોમાં સારો પ્યાર મેળવી લીધો હતો. એઓને સર્વે નાનાં મોટાં એક એક સરખી રીતે સોરાબજી શેઠ કરીને કહેતાં. અને એજ નામથી ઓળખતાં. આખા તવાઇ બંદરમા તેવણુંજ હોટલ હતું અને સારા પાયા પર ધીકતું હતું. તે સાથે જોઇતી ચીજોની દુકાન; અંગ્રેજોને રમવા માટે બીલીયર્ડ રૂમ હતો. એ મકાન અમારા રેહેવાનાં મકાનની પાસેજ બાંધેલું હતું. અને ત્યાં તેવણ આખો દીવસ દેખરેખ રાખતા. એ દુકાન એક લાંબી ચહેલીનાં આકારની હતી. તેનો એક લાબો ઓટલો અને પચમાં દેવાલનાં ખીલ્લાં ભરી લઇ જુદા જુદા આશરે ૮ કે ૧૦ ઓરડા બનાવેલા હતા. પછવાડે તેવોજ ઓટલો અને ખાલી જગ્યા કે જે કમ્પાઉન્ડ જેવી લાગતી. આએ જગા પર એક લીલું ઝાડ જોનારને કદી પણ નજરે પડતું નહીં. જ્યાં જુઓ ત્યાં શીહા કાળા પથ્થર ને ધુળ.

## સોમાલી પવન.

બપોર પડતાં પવન ફુંકવા માંડયો તે વંનટોળીયાના આકારનો હતો તે જોવા હું અગાસી પર જઇ ઉભી. દુરથી એક ગોલ ચકરી ખાતો વંટાળીઓ ઘુંમતો ઘુંમતો આવતો હતો. એમ થઇને બધો કચરો ઢગલાનાં આકારમાં એક થયો. આ નવાઇ જેવો દેખાવ હું ઘણો વાર જોતી ઉભી. પાસેની વીનીશનની બારીમાં પવન ભરાવા લાગ્યો. તેનો અવાજ જેમ એક માણસ બીહવાડવા ઉભો હોય તેવો અવાજ કાઢવા લાગ્યો, જેથી હું ચોંકી ને પાછળ જોવા ગઇ તો કોઇ મલે નહીં. પણ ઊ ઊ જેવા અવાજથી હું ગભરાઇ ગઇ! પવન એટલા તો જોરમાં ફુંકાતો કે આખું ઘર ધુળથી ભરાઇ જતું. મેં અંદર જઇ મારાં માયને પુછયું કે આએ શું અવાજ છે? તેવણ પણ બીધાં, ખબર કાઢતાં માલમ પડયું કે એ તો પવન ફુંકાય છે તેનો અવાજ છે. એક નોકરે અમોને કહ્યું બાઇ એ તો 'સોમાલી' પવન રોજ ફુંકશે. એવા વંટોળીયા તો હંમેશાં અત્રે થાય છે. એટલુંજ નહી, પણ જ્યારે પવન સાથે પવન અથડતો, ત્યારે કાંઇ જાડું કપડું ફાડી નાંખે તેવો અવાજ થતો. હું તો વજનમાં હલકી હોવાથી મને તો ચેતવણી મલી ચુકી હતી કે જ્યારે સોમાલી પવન ફુંકાતો હોય, ત્યારે મને રસ્તા પર નહીં મોકલવી. નહીં તો વંટોળીયાના સપાટાથી પડી જશે. તેમજ એક દીવસે હું બહાર ઉભેલી હતી અને ઉપરો પવન ફુંકાતો હતો, તે જોઇ સોરાબજી શેઠ મને કહેવા લાગ્યા: 'છોકી છોકી

ઉદી જછે, ઉદી જછે ' આર્જ માફક તેવણુ ઝડપથી બોલતા; એટલુંજ નહીં, પણુ એક બોલ બે વખત બોલવાની આદત હતી.

હમો બે-પાંચ દીવસ પછી ગામમાં મારાં બાવાનાં દોસ્તદાર શેઠ હોરમસજી કોમેસરીએટવાળાને ત્યાં મળવા ગયાં. એઓની સાથે અમારે રહેવું હતું. ગામમાં જવાને માટે પહાડ પરથીજ સડક કાઢેલી હતી, તે કેવી વાંકી-પહોળી-સાંકડી-ઉંચી-નીચી એવી તરેહવાર આકારની હતી, અને ગાડી નીચે દોડતી ત્યારે જાણે પડી જતી હોય એમ લાગતુ. એ આશરે ત્રણ કે ચાર મૈલનો રસ્તો હશે. જ્યાં જાવો ત્યાં વેરાંન જગ્યા નજરે આવતી. ગામમાં દાખલ થવા અગાઉ મુંબઇની એક ભાગલ હોય તેવી જગ્યા નજરે આવતી, જ્યાં સંટ્રી પહારો ભરતો હતો. એ ભાગલ રાતનાં બંધ થતી અને જો કાંઇ અગત્યનુ કામ હોય તો પાસ વગર દાખલ નહીં કરતાં. હમો ગામમા દાખલ થયાં ત્યાનો દેખાવ ઠીક દીસ્તો હતો. મોહોલ્લાઓમાં ચુના ઇંટનાં ઘરો હતા. ઇંટ, તેને પથ્થર સમજવો. ત્યાંનાં લોકોને ઈંટ મુદલ બનાવતાં આવડતી નહીં હતી. હમો એક દુકાનમા ઉતર્યાં. જે દુકાનની સામે મેદાન હતું અને લાંબી એક હારમા દુકાનો હતી. તે બધી પારસીઓનીજ હતી. વચમાં પોસ્ટ ઓફીસ હતી. ત્રણ દુકાનોની વચમાં છ ફુટની ગલી માણુસોને આવવા જવા માટે રાખેલી હતી. અને મોહોલ્લાઓ સરખા હતા. મેદાનની વચ્ચે એક મીનારો આગળનાં વખતનો ઉભેલો દીસતો હતો. એવો દેખાવ તે ગામનો હતો. અમો ગયાં તે દુકાન સોપારીવાળાની હતી. ત્યાં શેઠ હોરમસજી કોમીસરીએટવાળા પોતાંનાં ધણીઆણી સાથે રેહેતા હતા. અમોને જોઇ ઘણાં ખુશી થયાં ને કહ્યું કે બે દિવસ રહો. મારાં માયે તેવણુને ધીરજ આપી કે હવે આપણે સાથેજ રહીશું. એમ કહી મળીને પાછા તવાઇ બંદર ગયાં. અમો ત્યાં થોડા દીવસ રહ્યાં, એટલામાં અમારે માટે એક ઘર જોઇ કાઢયું. જે ખુલ્લી જગ્યામાં એક માળ અને બીજી નાહની બંગલી જેવું હતું. અમોને તે જગ્યા પુરતી હતી. હવે અમો મોરાબજી શેઠની રજા લઇ તેવણનો ઘણો ઉપકાર માની સર્વે ગામનાં ઘેરમાં રેહેવા ગયાં. જ્યાં પેલા અમારી સાથે રેહેનાર હોરમસજી તથા તેવણુનાં ધણીઆણી, અને તેવણુનાં એક જેઠ હતા. તેઓને કાંઇ ફરઝંદ હતાં નહી. એ ત્રણ જણાં અને અમારૂં કુટુંબ. અમોને તેવણે પહેલો માળ રેહેવા માટે આપ્યો. જેમાં ત્રણ ઓરડા હતા. બીજે માળે હોરમસજીએ પોતે રેહેવાનું રાખ્યું હતું અને નીચે ખડકીની જગ્યા પોતાંનાં ભાઇને રેહેવા આપી હતી. અમો આખું ઘેર વાપરતાં

હતાં. મારાં મામા પણ ત્યાંજ નોકરી મલવાથી સાથે થોડા- માસ હતા. મી. હોરમસજીના ધણીઆણીનું નામ દીનબાઇ હતું, અને મારાં માયનું નામ પણ તેજ હતું. હું તેઓને કાકા અને કાકીને નામે બોલાવતી હતી. તેઓને ત્યાં ફરઝંદ નહીં હોવાથી તેઓ મને ઘણાંજ ચાહતાં હતાં. અને પોતાંની આગળથી મને ખીસાડતાં નહી. મને સાથે દુકાન પર લઇ જતા, અને જોઇતી ચીજો, પગનાં બુટ વગેરે અપાવતા. એ કાકી બીચારાં ઝાઝાં હોંસ અક્કલ ધરાવતાં નહીં હતાં, અને પકાવતાં પણ આવડતું નહીં હતું. તરેહવાર ચીજો ખાવાનો તેઓ બન્નેને ઘણો શોખ હતો. તેઓની એ ઇચ્છા મનમાનતી મારાં માય પુરી પાડતાં, તેઓ અમારી પર ઘણાં ખુશ રેહેતાં. હું તો સાંજનાં ૪) વાગતે કપડાં બદલી દુકાન પર ફરવા જતી. હમારા મોહોલ્લામાંથી બહાર નીકલતાં નાકાં ઉપરની **પહેલી દુકાન શેઠ સોરાબજી ખરેઘાટની આવતી હતી.** આ દુકાનવાળા શેઠીયા નાહનાં કદનાં હતા. ઉમ્મરે પુગેલા, સ્વભાવે ઘણાંજ ઠંડા, સાલેસ, અસરાફ અને પોતાંનાં કામમાં ગુંતાયલા એક લાયકીવાળા વેપારી હતા. તેવણનાં છોકરા પેસ્તનજી પણ ત્યાંજ હતા પાછળથી આવ્યા હોય તે મને હાલ ચોક્કસ યાદ નથી. એવણનો ભાગ્યાશાળી છોકરો **મનચેરશાહ** I.C.S. ની પરીક્ષામાં કેવા ફત્તેહમંદ નીવડયા છે, તે કોઇને અણજાણ્યું નથી. એડનનાં શેઠીયાઓમાં એઓ પહેલા હતા. એટલુંજ નહી પણ ત્યા દોખમુ પણ તેવણનું બંધાવેલું હતું. અને ઘણાંજ માન પામેલા વેપારી હતા. તેમજ લાયકી ને મર્યાદા- વાળા હતા. એ દુકાનની ભેટ લઇ હું

## એદલજી વાછા.

હાલના પ્રખ્યાત મી. દીનશાહ વાછાના બાવાની દુકાને જતી. અને રાતનાં તેઓની સાથે જમી ૯ વાગે ઘેર આવતી. તેઓનો અતલગનો સગો જે દુકાનની દેખરેખ માટે હતો તે મને મુકવા આવતો. એનું નામ દોરાબજી હતું. તે આખા એડન વચ્ચે સોમાલી બોલી ઘણીજ સરસ બોલી જાણતો હતો. તેનાં જેવો બોલનાર કોઈ હતો નહીં. તેને એડનનાં ઘણા સોમાલી તથા આરબ લોકો ઓળખતા હતા. તે ઘણા વરસનો અત્રેનો રેહેવાસી હતો. તે હંમેશા રાતની વખતે મને મુકવા આવતો. એને રસ્તામાં જે કોઇ સોમાલી મલતો તેઓ સાથે છુટથી વાતચીત કરતો. તે કદે ઘણો ઉંચ્ચો ને પાતલો હતો. તેના જેવો ઉંચ્ચો કોઇ પારસી ત્યાં જોયો હતો નહીં. તે ઠંડા મીજાજનો ગરીબ પણ આબરૂદાર હતો, ને

એદલજીની માસીનો દીકરો હતો એ બધા ભાઇઓ ધાગ્રા પ્રમાણે ભાગમા દુકાન ચલાવતા હતા પણ તે મને ચોક્કસ યાદ નથી દુકાનમા કાવસજી નામે એક ભાઇ હતો તે સ્વભાવનો આકળો હતો ખરશેદજીને વાચનાર કદાચ ઓળખતા હશે હાલ કેમ્પમા ડોસાભાઇ છે, તેવણના બાવા તેઓ હતા એ ખરશેદજી ઘણા ખુબસુરત, નમાના અને નામનાળા ગ્રહસ્થ હતા પણ તેઓ અમો ગયા પછી થોડાજ માસ ત્યા રહ્યા હતા. તેઓના બીજા ભાઇ

## રૂસ્તમજી વાચ્છાની

આવવાની વકી હતી બચ્ચા તરીકે આખા એડનમા હુંજ હતી મારો ભાઇ ઘણોજ નાહનો, એટલે ફરવા લાયક નહી હતો, તેથી મને સર્વે વણાજ ચહાતા અને મને નહીં જોતા તો તેઓ તુરત મારી ખબર પુછાવતા ઉપર જણાવેના કાવસજીને તો મારા વીના સુખ્લ ચાલતુ નહીં તેને બચ્ચા પર પ્યાર ઘણો હોય એમ લાગતુ હતુ મને દુરથી જોતાજ કોઇની દુકાને જવા દેતા નહીં મારી સાથે માઇ ગાઇ વાતો કરતા ને વખત કાઢતા એ દુકાનના ભાગમા મનચેરજી કમોદની દુકાન હતી એવણ મારી મામીના સગા હતા તેવણ ઘણા બખીલમા ખપતા તેવણે મને એક વખત દુકાનમા લઇ જઇ બધી દુકાન દેખાડી અને પોતાને હાથે એક 'ડોની ગાડી આપી જે એક શોભાયમાન દાબડામા મુકેલી હતી આએ તેની ભેટ લઇ હુ બહાર આવી કે બધા હસના નાચ્યા— અરે મુવા કમોદ આએ તે શુ નખ્ખોદ વાળ્યુ? મુવા બખીલ! રૂ ૪) તુને આવતે આજે અમોએ તુને સખા જોયો!" તે તેઓના હસવાની કની પણ દરકાર કર્યા વીના એગનુજ બોલ્યો કે 'એ તો માગ સગાની છોકરી છે, તે મારે આપવુ જોઇએ' તેઓ બધા સાથે હશી બોલીને હુ ઘેર આવી હુ ઘણી એક મારગી હતી કોઇ પાસે કદી કાઇ પણ હુ માગતી નહી પણ મને જે કોઇ આપતુ તો મને સામી શરમ લાગતી મારી ચાલ ચલનથી તેઓ ઘણાજ ખુશી રેહેતા કદીબી કાઇ કગલતા નહીં વારવાર દરેક દુકાનની ભેટ હુ લેતી એ દીવસ **શેઠ સોપારીવાળાની** દુકાને ગઈ ત્યા આજના વખાણ પામેલા

## શેઠ કાવશજી દીનશાહ એડનવાળા

હતા એઓ દીનશાહ દરજીને નામે ઓળખાતા હતા આ બન્ને બાપ બેટા શેઠ સોપારીવાળાને ત્યા દુકાનનો માલ વેચવાને મેનેજર પણ હતા, અને

દેખાવમાં દુકાનનાં માલેક હોય એમ દેખાતા હતા. એવણુની દુકાનમાંથી મને વારંવાર કાગળનાં ભરત-કામના નમુનાનાં 'પીકચર' મલતાં. કોઇ તેવાં નાનાં રમકડાં મને બચ્ચું જાણી આપતા. તે હું મારાં માયને ઘરમાં રાખવા આપતી. તેને ભાંજી-ફોડી વગે નહી લગાડતી. બચગીથીજ હું ઘણી જતન દરેક ચીજની રાખતી. એજ હારમાં અમારા પહેલે જણાવેલા મેરાબજી ખરાસનાં વડા બેટા

## શેઠ રૂસ્તમજી ખરાસ

ની જુદી દુકાન હતી. તેવણુ પોતાનાં બાપથી પોતાંનો જુદો ધંધો એક નાનો હીસ્સો લઈએક દુકાન રાખીને કરતા હતા. તેઓ એ ધંધાને વળગી રહ્યા હોય તેમ દેખાતું નહીં હતું. પોતાંનો ધંધો આગળ વધારવા ઘણાં ખંતી હતા. દુકાનમાં સોડા વોટરનો સાંચો પણ હતો. અમેરીકાવાળા સાથે એઓનો વેપાર ચાલતો હતો. પોતે સારૂં અંગ્રેજી જાણતા નહીં હોવાથી મારાં બાવાને તેવણુ હંમેશાં પોતાંની ખાનગી વાત તથા જે કાંઇ લખવાતું હોય તે તેવણુને કેહેતા, કારણ મારા બાવા સાથે તેવણુ લાંબો વખત સાથે રેહેતા હતા, જેથી એક બીજાને ઘણીજ દોસ્તી હતી. મારા બાવા સહવારનાં એક હશનઅલી નામે આરબ વેપારીને ત્યાં બે કલાક લખવા જતા. એ વેપારીને ત્યાં તેઓને ૧૫) કે ૨૦) 'રાહલ'નો પગાર હતો. એ દેશમાં રૂપીયાનાં ચલન સાથે ઘણું કરીને 'રાહાલ' વાપરતા. અને મોટે ભાગે એજ ચલન હતું. આ ખરાસ કાકાને ત્યાં તો તેઓ બીચારા સાંજે ઓફીસથી છુટયા પછી રાતનાં ૮) વાગતા સુધી લખતા. તેઓ ઘરમાંથી સહવારે ૮) વાગે નીકળી રાતે ૮) વાગે ઘરે આવતા. એટલી મેહેનત તેઓ કરતા. અને ઓફીસમાં પણ ઘણાંઓનાં કામકાજ કરતા; પણ એઓમાં ઘણોજ તારીફ લાયક ગુણ એજ હતો કે કદીબી કોઇની વાત બીજા આગળ કરતા નહી. પછી તે વેપાર સંબંધી, નકામી કે કામની હોય, તોપણ તે કોઇને કેહેતા નહીં, અને પોતે જાણવા છતા મુખમાંથી કાંઇ પણ બોલ બહાર કાઢતા નહીં. આ ગુણથી તેવણુ દરેક વેપારીને ઘણાં વહાલા હતા. એ ખરાસ કાકાનો વેપાર વધતોજ ચાલ્યો. તેવણુ મોખા કોફી પોતે ચુંટાવી સાફ કરાવી અમેરીકા મોકલતા, અને ત્યાં વાળા એજંટ સાથે એવણુને લાંબો વખત થયું ઘણું સારૂં હતું એ વેપાર વધારવામાં તે વખતે મારા બાવા એવણનાં જમણા હાથ જેવા હતા. એ ખરાસ કાકા ઘણાં લાયકીવાળા, આબરૂદાર અને દરેક ગુણમાં સારા હતા. એક ગુણવંતા માણસ જેવા ભલા ને માયાળુ હતા. એવણુનું

કુટુંબ મુંબઇમાં હતું. એવણ અત્રે એખલાજ હતા. અમારી અગાઉ એવણનાં ધણીઆણી એડન આવી ગયાં હતાં. એવણને બે છોકરાં હતા. એક માણેકબાઇ નામે બેટી, અને મેહેરજીભાઇ નામે બેટો હતો. એમ તેવણે મને કહ્યું હતું. હું તેઓને જોવાની મારી ઇચ્છા દેખાડતી, ત્યારે મને સધીયારો આપી, આ લાયકીવાળા કાકા મને કેહેતા કે "તેઓને જોવાની તારી મરજી છે તો ચાલ હું થોડા વખતમા તેડાવમ." આ ખરાસ કાકાનો હેવાલ લંબાણ લખવાનાં કારણ છે. એવણ અમારા અતલગનાં સગા છે, ને મારા મરહુમ બાવાના મીત્ર હતા. એઓના કુટુંબ સાથે આજે પણ વધુ વેહેવાર છે, તે આગળ ચાલતા જણાશે. એવણનો અને મારા બાવાનો જન્મ બન્નેનો એકજ દીવસે થયલો છે. ફરવરદીન મહીનો ને અનેરાંન રોજે એ બન્નેની ગાલગીરેહ પડતી હતી. અને બન્નેની ગાલગીરેહનું ખાણું સાથેજ વાડીમા થતુ હતું. બન્નેના નામ પણ રૂસ્તમજી અને બન્નેના બાપના નામ પણ મેરાબજી.

## મારા બાવાની અટક ગવરનર કેમ પડી.

જેથી ગુંચવાડો નહી પડે કરી તેઓના દોસ્તો મારા બાવાને **ગવરનરની** અટકથીજ બોલાવતા. અને એજ નામથી સર્વે ઓળખતાં હતાં. એ ભલા કાકાજી મને ઘણા ચાહતા હતા. પોતાંના બાપની દુકાન જે તવાઇમાં મોટી હતી, ત્યાં મને પોતાંની ગાડીમા સાથે લઇ જતા હતા. પોતે ત્યાંની દુકાનમાંથી મન ગમતાં રમકડાં કહાડી આપતા, તે લેવાની હું આનાંકાની કરતી તો સમજાવી-પટાવી મને આપતા. એઓને ત્યાંનાં રમકડાં ઘણાં વર્ષો જાળવીને મેં રાખ્યાં હતાં. એક દિવસે મને એ કાકી માયે જમવાનું ઇજન કીધું. ઘેર જતી વખતે એક સુંદર લાકડી જે બૈરાંને માટે વાપરવાની હતી, તે મને આપીને કહ્યું કે "આવાંમાય, આ એ લાકડી હું તને આપું છું, તે તું મારી યાદ દાસ્ત તરીકે તારી પાસે રાખજે અને વાપરજે." આ તેઓની ભેટ ખચીત મેં ઘણાં હેત સાથે હસીને તેઓનાં હાથમાંથી લઇ કહ્યું: "હું મોટી ખુશીથી હંમેશાં જાળવી રાખશ." તે લઇ હું ખુશી સાથે ઘરે ગઇ. બીજે દીવસે વાચ્છાની દુકાને ગઇ. આ લાકડી જોતાંજ કાવસજી વાચ્છાની નજર તે ઉપર બેસી ગઇ. હું તે વેળા ૯ કે ૧૦ વર્ષની હતી. તે લાકડી ઘણી શોભાયમાન હતી. તેને એક સુંદર અકીકનાં હેનડલથી મઢેલી હતી. તેની નીચે નકસીદાર ચાંદીની એક ઇચ પતી જડેલી હતી. તેણે મને સમજાવી કે 'એ લાકડી મને તુ આપી દે' આ બોલ સાંભળતાંજ મેં કહ્યું—"નહીં બા, એ તો

ખરાસ કાકાએ મને જાળવી રાખવા કહી છે." તમે મને મો રૂપીયા આપો તોખી નહીં આપુ પહેલે દિવસે તો તેને અખાડા કીધા હુ તો મારી જોલાઇમા હંમેશા લઈ જતી હતી.

એક બીજા પારસીની દુકાન હતી તેવણનું નામ એદલજી કોલાબાવાળા હતુ તેવણ બચરવાલ હતા બૈરી છોકરાઓ સર્વે તેજ મકાનમા રહેતા. આ દુકાન તેવણની પોતાની મત્તા હતી બાપ–બેટાઓ સાથે મળી કામ કરતા તે મોટી દુકાન હતી એટલુંજ નહી પણ તે દુકાન જુની હતી. તેઓનું કુટુંબ લાબા વખતથી ત્યા વસ્તુ હતું આએ એદલજીના ધણીઆની પોતાની બે વહુઓ સાથે રહેતા હતા, પણ તેવણ ઘણુજ વહેમી હતા અસલી વીચારના ને વળી જરા વાત પર શક લઇ જતા તેવણ મારા માયને કહેતા કે તમારા બચ્ચાઓને મેસના ટીલા કરો, ને ખુલ્લી હવામા ના મોકલો આ ડોસાને આવુ બોલતા જોઇ મેં તેવણ કેવા છે તે મનમા ગોખી રાખ્યું હતું

હુ બચપણમા પણ બારીકીથી સર્વે રીતભાત અને વાતચીત સાભળી લેતી હતી અને મારા મનમાજ રાખી મેળતી કોઇ શું બોલ્યું તે બીજાં આગળ વાત કરવાની હીંમ્મત કદી થતી નહીં અને સદા ચુપજ રેહેતી

**મરદ મંડળમાં** મને ફરવાનો મહાવરો હોવાથી, હુ તરેહવાર વાતો સાભળવાથી હુશીયાર થતી ગઇ આખા એડન વચ્ચે ઉપલુજ કુટુંબ અને અમો હતા તે સીવાય બીજા બધા છડા માગીડાઓ હતા મને ગેરમા ટાકી અર્વેની હકીકત આગળ બેસાડી પુછતા અને મને કેહેતા કે– 'જોની તુ ફરવા જાય, ત્યારે ખરાસ કાકાને, રૂસ્તમ વાચ્છાને કે જેવણ તુરતનાજ પોતાના ભાઇ ખરશેદજીની બદલીએ દુકાનમા આવ્યા હતા, પણ તેવણ દુકાન ખાતે નહી પણ પોસ્ટ ઓફીસમા સરકારી નોકરીએ હતા—'તેઓને ને બીજા જે કાઇ તારી સાથે વાત કરે, તેઓને કેહેજે કે 'તમારા બૈરી છોકરાઓને તેડાવોની જો મારૂં નામ ના દેતી, હ ! તુ જાણે. તારે નામે કેહેજે'

હુ એકાએક વરથી જતા કદી પણ કાઇને આકળાપણામા કહી દેતી નહીં હતી. પણ જે વખતે ચોક્કસ તક મને જણાતી ત્યારેજ એક પછી એકને કેહેતી આવુ મારા બોલવાથી તેઓને ખચ્ચીત ઘણી ઉલટ આવતી તેઓ, હુ જાણે કેવી મોટી ઉમ્મરવાળી હોવું તેમ વળી પોતાની

અટચણના ખુલાસા મને કરતા તેઓની પુઠ મેં એ વાત સુધી પકડી રાખી હતી રોઠ રૂસ્તમજી વાચ્છા પોતાના ભાઇ કાવસજીથી તદ્દન ઉલટાજ ખવાસના હતા તેવણ ઘણા ખુશ ચેહેરાના હસમુખા, બોલકના, હંડી, મીલનસાર, હીમ્મતવાન અને દરેક રીતે પોતાના ભાઇ ખરશેદજી જેવાજ મને લાગતા તેવણ મને પોતાની સાથે વાડીએ લઇ જતા આખે રસ્તે મારી સાથે વાત કરતા ચાલતા અને તે તકનો લાભ લઇ મેં તેઓને ઘણી ઉલટ આપી કે 'જો રૂસ્તમજી તમારા છોકરાઓને તેડાવો એડનમા તો નાઇ બેસા નહી મને' આએ વાતથી તેને કાઇ અજબ ઉલટ થઇ મને કબુલાત આપી કે 'બે–ચાર માસમા મારી બૈરી તથા મારા દીકરા સોરાબને તેડાવ બસ ખુશી થઇ?" મને બી ખરેખર લાભો વખત થયો માહવાતું નહીં હતું આ રૂસ્તમજીને મારા બાના સાથે ઘણુંજ સારૂં હતુ એવુ કે એક–બીજા વના ચાલે નહીં

## શેઠ કાવસજી દી. એડનવાળા.

એજ રીતે મેં મજ્જાક પુઠ માવસજી એડનવાળાની પકડી, કારણ એઓ ગરીબ સ્થીતીમા હતા આજે તો એ કુટુબ લખોપતી છે. હું ખરે હેવાલ એ ભના નગ્નો લખશ જેમ સર્વેને માટે ખરો ખુલાસો છે, તેમજ વાચનારે જાણવો એ બાપ–બેટાઓ શેઠ ગોપારીવાળાની દુકાનમા હતા, પણ પોતાનો સ્વતંત્ર ધંધો કરતા હતા, અને આબરૂદાર હતા ત્યાના પારસી શેઠીયાઓ એવણને પોતાથી ઉતરતા ગણતા; પણ હુ બારીકીથી જોતી કે એ બન્ને ભાઇઓ એમના બુઢા બાપ કે જેને દીનશાહ દરજી કહેતા, એ તેઓની ખરી અટક હતી, તેઓ મારા લાયકીવાળા હતા ત્યાના પારસીઓ હમેશા વાર–તેહેવાર પર ઘડંબાર અને આતવારે વાડીએ એક થતા હતા ત્યા હુ પણ હમેશા સામેલ થતી હતી તેઓ પોત પોતામા વધારે છુટથી બોલતા એક બીજા પોતાથી નમળા હોય તેની મશખરી–મજાક કરતા તેઓને કાઇ ફાવતુ નહીં, ત્યારે મને પોતાની આગળ તેડીને બેસાડતા, અને હીંમ્મત આપી શીખવતા કે ફલાનાને આએ નામથી ઓળખવા અને ફલાનાને પેલા નામથી ઓળખવા હુ નાદાન હોવે મારે મોહોડે પહેલા શીખવી રાખી નામ પડાવતા, પછી તેઓ દમ બાધીને હસતા એવી રીતે તેઓ વાડીમા મનપસદ મોજ મેળવતા પણ કાવસજી કશી રીતે ગુસ્સા કે રીસ નહીં કરતા મારા મોટા ગમ જોઇને રમ્યા કરતા અને કેહેતા કે 'મારૂ નામ ઘણુ મઝાહનું પાડયું છે એમજ કેહેજે—ફીકર નહીં' એવુ ડહાપણ વાપરતા સ્વભાવે

ઘણાં શાંત હતાં. હવે એડનમાં પારસીઓની વસ્તી વધવી લાગી. ત્યાં એક ત્રીજું કુટુંબ બૈરાંઓનું ઉમેરાયું. કાવસજી તેમજ તેઓનાં ભાઇ દોરાબજીનાં ધણીઆણીઓ એડન આવ્યાં. પેહેલાં તેઓની મુલાકાતે અમારે ઘેરનાં કાકીએ મને મોકલી કે 'જા જઇને જોઇ આવ તે બૈરાં મીઠાજી છે કે બોલકણાં?' હું તરત કાવસજીની દુકાને ગઇ. મને જોતાંજ કાવસજી બોલ્યા કે આવ, આલીમાય, મને હાથ ધરીને પોતાંની ધણીઆણી આગળ લઇ ગયા. આએ મી. ગવરનરની છોકરી. એમ મને બૈરી તથા ભોજાઇને ઓળખાવી. તેઓને મને સોંપી પોતે પાછા દુકાનમાં ગયા. હવે આ બે બાનુઓમાં કાવસજીનાં ધણીઆણી ભોલા ને હસમુખાં હતાં તેવણનું નામ જરબાઇ હતું, અને દોરાબજીનાં ધણીઆણીનું નામ ડોસીબાઇ હતું. કાવસજીનાં આ બીજા ધણીઆણી હતાં. એઓને કશાં ફરઝંદ હતાં નહીં. ડોસીબાઇને એક બેટી હતી, જે મારાં કરતાં બે વર્ષ નહાની હશે, પણ મારી સાથે રમવા લાયક ઠીક હતું. હું કાંઇ ઘણી રમતીયાલ હતી નહી, પણ એક મારગી સ્વભાવની હતી, તોપણ મારાં માટે મારા જેવું એક બાળક મને પસંદ હતું.

## એડનમાં શેઠ કાવસજી અને દોરાબજી એડનવાળાનાં ધણીઆણીઓએ પગે ચાલીને જવાનો ધારો પાડયો.

મેં તો ઘરે જઇ કાકીને કહ્યું, કે 'કાવસજીનાં ધણીઆણી તો હસમુખાં ને ભોલાં છે, પણ ડોસીબાઇ જરા મીઠાજી છે'—પણ તે મારી ભુલ હતી, કારણ હું નાદાન હોવાથી મેં તે વધુ વર્ષની સ્ત્રાની ઓરત છે, અને ટેકવાળી છે એમ પીછાંણ્યું નહી. પાછળથી મારી ખાતરી થઇ. હવે તે બંન્ને બાનુઓને પેહેલાં મુલાકાતે બોલાવ્યાં અને રાતે જમાડીને તેઓને ઘેર મોકલ્યાં. હુંજ તેઓને બોલાવી લાવી હતી. એડનમાં આગળ જ્યારે પારસી બાનુંઓ હતાં નહીં, ત્યારે ઝાંઝો તેઓ **દીવસમાં બહાર નહીં નીકળતાં,** પણ તે ધારો આએ ભોલી બાનુંઓએ તોડી નાખ્યો. અને પોતાંનાં ખાવંદને તોરમાં કહ્યું કે 'આપણે ગરીબ આદમી ગાડી શાંની ને ગધેડાં શાંનાં? ચાલો બુચી માંય, આપણે ચાલતાં જઇએ.' મેં બી તેઓને ઉત્તેજન આપ્યું કે હા ચાલો એમજ કરો. એમ કરતાં એડનમાં બૈરાંઓ પગે ચાલતાં બહાર નીકળવા શીખ્યાં! જાણે દેશી રજવાડો હોય તેમ તેઓ પેહેલાં કરવા લાગ્યાં હતાં, પણ મુંબઇથી આવતાં બાનુંઓએ આએ નકામો ચાલ તોડી નાંખ્યો તે ઠીકજ થયું! આખા

એડનમા પારસીઓમાં સારામા સારી ગાડી ખરામ કાકાની બ્રુમ ગાડી હતી તેવણુ કોઇ વેળા મારા માય માટે મોકલતા બીજાઓ માટે અખાડા કરતા આએ કાવસજીના કુટુબની બાનુઓ ઘણા મીલનસાર અને સારા સ્વભાવના હતા એક બીજાને ત્યા ખુશીથી જતા આવતા બૈરાઓ એક ચોક્કસ દહાડો દરાની મહીનામા એક વખત વાડીએ જતા, અને ફી સાં પોતાની આપતા અને **ઘણાં સપથી એક બીજા સાથે વર્તતાં અને હસી–બોલી પોતાંને ઘેર જતાં.** કાલાએવાળાને ત્યા પણ તેવણુના બેટા દોરાબજીની ધણીઆણીએ એક બેટાનો જન્મ આપ્યો હતો તેથી એક બાળક વધ્યું હતું. એવી રીતે આસ્તે આસ્તે વસ્તીમા વધારો થવા લાગ્યો

## એડનની ફરમાંસુ વાડી

ની થોડી તે વખતની હકીકત નકામી જશે નહીં, કારણુ હમણા તો કાવસજી દીનશાહના હાલના પુર દોર–દમામથી ઘણો, વાડી તથા અગીયારીમા સુધારો તેમજ વધારો જોવામા આવે છે પણ જુની તવારીખ વધારે સરસ ગણાય છે હમણા તો લગન પણ થાય છે એડનની એ એક પુરી વાડી એક ઉંચ્ચા ને પહોલા પહાડને લાગેલી ટેકડા પર બાધેલી હતી નીચે સડક પરથી એક મોટો દરવાજો હતો, જ્યાથી આશરે ૫૦) વાર જેટલી લાબી એક સડક ચાલવી પડતી હતી, તે પછી સીડી એક માળ જેટલી ચહડતા એક બાગના આકારનો કમપાઉંડ આવતો જેમા કુડાઓ માટે ગોળ પાળ બનાવેલી હતી, પણ ત્યા ખાલી કુડા પડેલા હતા આ શહેરમા ઝાડ કે પાન સ્વપનામા પણ દેખાવા ના પાડતા હોય, તેમ એક બે કુડામા કોઇ જેમ તેમ પાતરા ઉગાડેલા હતા. ત્યાર બાદ થોડી સીડી ચહડતા આ મકાન આવતુ. આ મકાન એક મોટો ઓરડો બસ બીજું કશું મળે નહીં. તે ઓરડાની આસપાસ ચોખડ મોટો પહોળો ઓટલો. એજ જાણવા જોગ મકાન હતુ તેના પાછળા બારણા આગળથી ચહડ ઉતરની બે પગથીઓ બનાવેલી હતી, જ્યાથી રાધણી તથા અગીયારીમા જવાતુ હતુ. એ ઘેર ચાહલીના આકારનુ હતુ. તેમા આશરે ૪–૫ ઓરડા હશે એક અગીયારીનો, બીજો વડા દસ્તુરને રેહેવાનો, અને બીજા બેમા બબરચીખાનું તથા ગોડાઉન એમ હતુ ઓટલા પર જમવાની ટેબલ હતી બે મોબેદો જાથુકના પડી રેહેતા, અગીયારીના આવા ખરચ માટે ફંડ હતુ કે ઉઘડાવતા તે મને યાદ નથી વડા મોબેદને પાદશાહનાં નામે અને બીજા દોરાબદારુ, તેવણુ ફી ઉઘડાવતા, અને પોતેજ ખાણું પકાવી પોતેજ સર્વેને પીરસ્તા. અગીયારીમા જાયકનું આતશનું પાતરૂં હોય

તેવું કશું હતું નહીં. અને તેના પાછળા ભાગમાં થોડેજ દુર પહાડની પાસે

એક દોખમું

નજરે આવતું જેની બેવડી પાલ ગોળ બાંધી લીધેલી હતી. અને ઉપરથી લોખંડની જાલીથી બંધ કરેલું હતું. એ દોખમું ત્યાંનાં **શેઠ સોરાબજી ખરેઘાટની સખાવતથી બંધાયલું** જણાયું છે. તે ભલાં માણસનો પોતાંનો જવાંન છોકરો તેજ દોખમે ચઢેલો હતો, જેની સબી રંગેલી તે વાડીનાં હોલમાં મુકેલી હતી. એ વાડીની પાસે જમણાં હાથ પર પાછળા ભાગ પર એક હારમાં મોટાં કુસાદે ટાંકાં વરસાદનું મીઠું પાણી ઝીલીને ભરી રાખવા બાંધેલાં હતાં તે આશરે ૪) કે ૫) ટાંકાં હશે. તેમાં ઉતરવાની નાની પગથીઆની સીડી ચુનાની બાંધેલી હતી. પણ તે ટાંકાં ખાલી પડી રેહેતાં, કારણ એડનમાં મીઠાં પાણીની ભારે તંગી હતી. વરસાદ તો એ શેહેરમાં નવાઇ જેવો હતો. વર્ષે એ વર્ષે વરસાદ કાંઇ ગણત્રીનો ૪–૫ ઇંચ પડતો હશે. જ્યારે વરસાદ પડતો, ત્યારે ટાંકાં ભરાઇ જતાં. ત્યાં સીપાઇનો પોહોરો સરકાર તરફથી રેહેતો. તે પાણી સરકાર પોતે વેચાતું આપે. પાણી આ શેહેરમાં ઘણું મોઘું મળતું. આખા એડન વચ્ચે એક કુવો, તે સરકારી અમલદારો અને કામદારો માટે હતો. બાકીનું મોઘું પાણી મલતું તે ભીસ્તી પાસે વેચાતું ભરાવવું પડતું હતું. મોટા ખપમાં તો તદન ખારૂં પાણી વાપરવું પડતું હતું. આ શેહેરમાં ધોયલાં કપડાં જલદી ખારથી ફાટી જતાં, તથા નાશ પામતાં હતાં. ટાંકાં ખાલી હોવાથી હું અંદર ઘણી વેળા ઉતરીને અંદર ફરી વળતી, મને કશી તે વીશે ધાસ્તી કે બીહીક હતી નહીં. કોઇ મોટાં ઉતરવાની હીંમ્મત નહીં કરતાં. તેઓ સામાં મને ધમકાવતાં કે એવી જગામાં નહીં ઉતર્યે. એડનમાં પાણી ગ્યાલનનાં હીસાબે મળતું, પણ ઘણું મોઘું મળતું.

એ ટાંકાંને માટે એમ સાંભળ્યું છે કે તે મતોડું ખણતાં જમીનમાંથી બાંધેલાં તૈયાર નીકલ્યાં હતાં, પણ તેમાં કેટલી સચ્ચાઇ છે, તે મને ખબર નથી. એ ટાંકાંને છેડે બે પહાડની કદણ સાથે મળે છે. એ બધાં ખુણાં હું જોઇ વળેલી હતી. એ બે પહાડનાં ખુણાંમાં એક લુલતું ટાંકું બાંધવાનો સરકારનો ઇરાદો હતો. તેની સરવાઇ ચાલતી હતી. હું ભુલતી નહીં હોવું તો તે મોટું ટાંકું સને ૧૮૫૮ માં પુરૂં થવા આવેલું હતું, અને કોઇ તે ટાંકાંની ઉપર ચઢવા હીંમ્મત કરતું નહીં હતું. હું તે ટાંકું બંધાતું હતું તે વેળા બે વખત જોઇ આવેલી છું. તે ત્યાંનાં લોકને

હજુર યાદ છે. હવે વધુ વીગત પાછળથી આપતાં મારાં બાવાનાં કુટુંબ વીશે થોડું લખવા માંગું છું.

એડનમાં જે શેરમાં મારાં બાવાના દોસ્તદાર હોરમસજી કોમીસરીએટ-વાળા સાથે રેહેતા હતા, તેઓ સાથે ઘણી સારી રીતે અમો દહાડા કાઢતાં હતાં. મારાં મામાને પાછા મુબઇ, થોડા માસ અત્રે રાખ્યા પછી રવાના કીધા. અને નવલા નામે બબરચી હતો તેને પણ પાછો મુબઇ મોકલી દીધો, કારણ કે તે સારો માણસ નહી હતો. અને બીજો કોઇ તેઓએ પોતાંનાં ઓળખીતો માણસ રાખ્યો હતો.

## મારાં માયની હીંમ્મત.

### એડનમાં બાળકને જન્મ આપનાર પહેલ્લાં પારસી બાનું.

મારાં માયને તે પછી એડન છોડવાની વકી હતી તેવણ મુબઇ આવવા સાફ નાં પાડતાં, પણ સર્વે લોકો તેવણને કેહેતાં ને સમજાવતા કે 'દીનબાઇ તમે એક વેળા મુબઇ જાઓ,' ત્યારે માય સાફ હીમ્મતથી કેહેતાં કે જે બનશે તે મારૂં નસીબ, પણ મુબઇ તો નહી જાઉં. એ બહોંસ એઓ એટલાં માટે કરતાં કે તેવણ હમેલદાર હતાં. અને એડનમાં પારસી ઓરતે બચ્ચાનો જન્મ આપેલો નહીં હોવાથી તેઓ મારાં માય વાસ્તે ધાસ્તી કરતાં ને સમજાવતાં. પણ માય ઘણાં બહોંસીલાં હતાં. અને એમજ કેહેતાં કે 'ફીકર નહી. કોઇએ એ ધારો નથી પાડયો તો એ પેહેલ હુ કરસ.' પેલાં બીચારાં કાકી તો ઘણાં ધભરાતાં ને મારાં માયને કેહેતાં કે "દીનબાઇ મને તો કશી સમજણ નથી જો! બેહેન તમે આંએ હીમ્મત કરી રેહેવા માંગો છો, પણ તપાસજો! મારે માથે બદલામી નહી આવે જો!" એમ કરતાં પેલા કોલાએવાળા એદલજીનાં વેહેમી ધણીઆણી મારાં માયને ખુબ દમ કરવા લાગ્યાં. "ઓ વાય! માએ, તું નાદાન જેવી, આંએ વેર વાણીઆનું, અને મુરડાં ઘરમાંથી લઇ ગએલાં ત્યાં તું બાસે કે? નારે માય! એમ બને નહીં!" પણ મારાં માય તો બસ નાંજ કેહેતાં કે "મારાં સુખી છવને દુઃખમાંથી મેં અસતો ૧૧ વરસ થયું છોડવ્યો, તે શું ખરચ ખાતી પાછી જાઉં કે? ના, નહી જે બને તે મારૂં ભાયગ! આંએ મારાં બેહેન છે, તે મને બસ છે." એવી હીમ્મત રાખતાં. એટલુંજ નહીં પણ ઘરવાળો વાણીઓ કે જેની પેહેડી પાસેજ હતી, અને ત્યાંજ તે રેહેતો હતો તેને આવીને પણ મારાં માયને સમજાવ્યાં તે પણ ફોકટ. તેવણે પોતાનો ઠરાવ ચોક્કસ કીધેલો હતો.

અને પોતેજ સમજદાર હોવાથી કશી અડચણ જોઇ નહી. આ અનજાણાં શેહેરમાં મોટી ફીકર હુશીયાર દાઇની હતી. હુશીયાર તો ઠેકાણે રહી, પણ થોડું જાણે તેવી પણ નહીં મળે! એ શેહેરનાં લોકો ઘણાં 'જંગલી હેવાન જેવાં તેથી સર્વેને ફીકર હતી. તે બધાંની ફીકર વચ્ચે તારીખ ૨૪ મી કે ૨૫ મી ડીસેમ્બર ૧૮૫૪ ના દીને. પારસી રોજ અહુરમઝદ, મહા તીર સને ૧૨૨૩ ય. જ. ના દીને મારાં માથે એક ખુબસુરત બેટાનો જન્મ આપ્યો. મને ચોક્કસ યાદ છે કે અંગ્રેજોની ક્રીસ્ટમસ્ટના દીવસેજ આ મારાં બીજા ભાઇનો જન્મ થયો હતો. આ દીવસ મારાં કુટુંબને માટે મુબારક હતો. અને સર્વેની ધાસ્તી ફીકર અને ખેંચાઇ રહેલું ધ્યાન શાન્ત થઇ ગયું. અને ખુશી ખુરમીથી દીવસો ગુજારવા લાગ્યાં. કાંઇ પણ વેહેમ કરી પાછા મુબઇ આવતે તો મેહેનત માટે ખરચમાં તણાઇ જતે. કોઇ પણ જાતનો વેહેમ માણસોએ રાખવો નહીં જોઇએ. તેથી ખરાબી થાય છે. એથી એડનનાં લોકોની ધારતી હવે દુર થઇ. કોલાબેવાળાની વહુ આલીબાઇએ પણ તે પછી પેહેલીજ વાર એક બેટાનો જન્મ આપ્યો અને હવે એડનમાં આ બીહીક હતી તે દુર થઇ ગઇ. મારાં ભાઇનું નામ સર્વેની પુર મરજી માથે હોરમસજી રાખ્યું અને કાકી તો ઘણાં પ્યારથી સર્વેને ચાહતા. આ મારો ભાઇ ઘણો ગોરો ને મોહો-મણો હોવાથી પોતે છોકરો કરી લેવાની ઘણી ઇચ્છા દેખાડતાં હતાં, પણ મારાં બાવાએ દલગીરાઇ જણાવી નાં પાડી કે મારાં વડા ભાઇ બેહેરામજીને ત્યાં કશાં ફરઝંદ નથી, માટે એ બેટો તેઓનો થશે. ,એમ હોવાથી તમારો સખુન હુ રાખી શકતો નથી. આ હોરમસજીના ભાઇ ફરામજી જે સાથે હતા, તેઓને ત્યાં પણ બેટાનું ફરઝન હતું નહી. આ ભાઇને ત્રણ બેટીઓ હતી, જેથી બીચારાને એક મન પસંદ છોકરાની હોંસ ખુદરતી હતી. તેવણ ઘણાં પ્યારથી ચાહતા હતા. હવે એજ વર્ષમાં આ હોરમસજીએ એક ઘેર પોતે બાંધવા માટે પાયો નાંખેલો હતો, અને મારાં ભાઇના જન્મ વખતે અર્ધું તૈયાર થવા આવેલું હતું. તે તેજ મોહોલ્લામાં પાસે હતું. એક જમીનનો ખાલી કટકો લઇ તેનાં પર સારૂં મન પસંદ ઘેર બાધવા માડેલું હતું. આ ઘરમાં એક કુવો ખણાવ્યો હતો, પણ તેનાં પાણી કેવાં હશે તે જાણવાની મનસબથી પેલાં કાકી મને કહેવા લાગ્યાં કે 'આલીમાય, જરા જા તો આપણા કુવાના પાણી તું ચાખી આવ કે કેવાં છે.' હુ તો ઝડપમાં દાદર ઉપરથી ઉતરવા જતી હતી, પણ તે દાદરને સીડી બે બાજુએ હતી. હુ જેવી ઝડપથી ઉતરવા

હવે હોરમસજી કાકાવાળું ઘેર તો બંધાઇને ધીમે ધીમે તૈયાર થવા લાગ્યું અને મારાં માય જાણતાં હતાં કે ત્યાંથી જે વખત જાય છે તેમાં છુટાં પડશું.

## મારાં બાવા ઘર બાંધે છે!

એક દીવસે તેઓ બન્ને અગાસી પર બેસીને વાત કરતાં હતાં, તેવામાં કાકીની નજર એક લાંબે બંધાતાં ઘેર પર પહોંચી. તેવણ આતુરતાથી મારાં માયને પુછવા લાગ્યાં કે 'દીનબાઇ આએ બજારનાં મોહલ્લામાં આએ કોણનું ઘેર બંધાય છે?' કારણ આખાં ગામમાં બે મજલાનું ઘેર કાઇનું હતું નહીં. વળી કશાં ઝાડ-પાન મળે નહીં કે કશો ઓથો પરદો હોય. આ ઘરને બે માળ અને ત્રીજી અગાસી પર બંગલી નજરે પડી. મારાં માય કશું જાણતાં નહીં હતાં, પણ તેવણે કહ્યું કે 'મેં તો હમણાજ જોયું. બેહેન હું તો ઘણે દીવસે અગાસી પર આવીછ તે મને ખબર નથી.' કાકી બોલ્યાં—'સાંજે હોરમસજી આવે ને પુછું તો ખરી. મરે ઘેર તો કોઇ મજાહનું સરસ બનાવે છે હો. આપણે ખબર કાહડશું.' મારાં માયને તો ખબર હતીજ નહીં. સાજ પડતાં હોરમસજી આવી લાગ્યા તેવણને કાકી આતુરતાથી પુછવા લાગ્યાં કે 'જોવોની હોરમસજી, બજારનાં મોહોલ્લામાં આએ બે-ત્રણ માળનું ઘેર કોણનું બંધાયછ?' તેવણે ધીરે રહીને કહ્યું, 'હું નથી જાણતો, પણ ધાર્યા પ્રમાણે આપણા રૂસ્તમજી બાંધે છે. તું કાંઇ કોઇ આગળ બોલતી નાં.' આએ સાંભળતાંજ કાકી તો ખુશ થઇ ગયાં. અને બીજે દીવસે ખુશ ખબર આપવા તૈયાર થયાં. ઉતાવળાં પડીને કેહેવા લાગ્યાં કે "મરે, દીનબાઇ, તમારા વર ઘેર બાંધેછ, ને તમેજ નથી જાણતાં કે?" મારાં માએ પોતાંની અચરતી ને હરખ વચ્ચે નાંજ કહ્યું "નારે બેહેન, સોગંદ ખાઇને કેહુંછ કે હું તો કાંઇ જાણતી નથી" પછી તેવણની ખાતરી થઇ કે ખરેજ અનજાણાં છે. પછી મારાં માએ મારાં બાવાને કહ્યું 'સારૂં, સારૂં રૂસ્તમજી, ઘેર બાંધોછ તે લોકો જાણે, અને હું નહીં જાણું!' કરી ગુસ્સો કરવા લાગ્યાં, પણ મારા બાવાએ ઠંડે પેટે જવાબ દીધો કે "તે કોણે કહ્યું? ઘેર મારેથી બંધાતું હોય તે મારૂંજ કે શું? હું જાણતો નથી!" તેવણે ભેદ જાણવા માટે અમોને કોણે ખબર કરી તે જાણવા માટે બહાણાં કીધાં. મારાં માય જેવણ સ્વભાવનાં આકળાં હતાં, તેવણ ચીરડાઇ ગયાં અને બે બોલ બોલવા પછી ગુસ્સે થયાં, પણ મારાં બાવા ઘણાંજ ઘણાંજ ધીરજવાળા હતા.

ગઇ કે પાછેની સીડી કે જે જરા અધારી હતી, તે પરથી મારો પગ જોરમા છટકયો, અને એવો નહી ધારેલો અકસ્માત બન્યો. હુ તદન ઉંધી પડી ગઇ, અને મારો એક આગળો દાત જોરથી છભની વચ્ચે પેસી ગયો, જેથી બેસુમાર લોહી જવા લાગ્યુ માગ માય તથા કાકી ઘણા ગભરાવા લાગ્યા કાકી તો પસ્તાવા લાગ્યા કે 'મગે મે કહાનુ કહાં એને મોકળવા કહ્યુ.' મારા માય તો સુવાવડા હતા. હુ તો લોહી ઘણું જવાથી બેસુદ્ધ જેવી બની ગઇ પછી તુરત ડૉ રતનજીને બોલાની મદદ લઇ મને હુશીયાર કીધી, જ્યા સુધી જીભ ઉપર પડેલો જખમ રૂઝાયો નહી ત્યા સુધી મને ફક્ત દુધના ખોરાક પર રાખી મુકી હતી, તેથી મને જલદી ફાયદો થયો ખરો, પણ મારી ઝબાન જે ઘણી તેજ અને સફાઇદાર બોલવામા હતી તે હવે કમજોર થઇ ગઇ થોડા દીવસ સુધી મને બોલતા અડચણ પડવા લાગી અને આજેબી કોઇ વખત ઘણુ સડસડાટ બોલતા મેહેજ બોલ લચડી પડે છે, એવુ મને લાગે છે આ વાત મને હમેશા યાદ રહી, તેનું કારણ પણ એજ છે આ ખરાબ બનાવથી બન્યુ એમ કે હુ એ બનાવથી શીખી કે હવે કદી પણ ઉતાવળ કરી દોડવું નહી. અને પડી નહી જવાની ઘણી સભાળ લેવા લાગી ને તે સભાળ હુ તે દિવસથી શીખી ચુકી છુ.

## સાવચેતી.

મને એવી ચોપ તે વખતથી ભરાઇ ગઈ કે સભાળ શુ ચીજ છે, તે બરોબર શીખવા બની આવ્યુ એ ઉપરથી વાચનાર સભાળના ફાયદા શું છે તે સમજશે માણસોએ સભાળ રાખવાની કેટલી જરૂર છે તે આપણી સભાળથી ઘણી વખત ખરાબ બનાવ અટકી જાય છે કોઇ વેળા સભાળ છતા ખરાબ બનાવ બને છે, તેને માટે આપણે તો એમજ કહીશુ કે 'હા એ તો તકદીરમા બનનાર હશે તે બન્યુ,' સંભાળના ફાયદા ઘણા હોય છે ને ઘણા ખરાબ બનાવો બનતા અટકે છે પાછળથી પરીણામ સારૂં આવે છે. સભાળ કાઇ બે–ચાર બાબદમાજ સમાયલી નથી, પણ સંકડો અને હઝારો બાબદમા સમાયલી છે સ્યાનો, સભ્યતાવાળો અને ધીરજવાળો માણસ હમેશા વધુ સભાળવાળો હોય છે. તે ઘણી ભુલ ચુક કરતો નથી, તેનુ કારણ ઉપલા ગુણો માહેલા એક બે ગુણો તેનામા હશેજ. તે કોઇના ટપકામા આવતો નથી પણ ઉતાવળો, ઉછાછળો, આકળા સ્વભાવનો માણસ પોતાનુજ બુરૂ કરતો નથી, પણ તે માત–પાચનો નાશ કરે છે, બીગાડ કરે છે, તથા ધીચકારામા ખપે છે અને ધીક્કારમા આવે છે.

હવે હોરમસજી કાકાવાળું ઘેર તો બધાઇને ધીમે ધીમે તૈયાર થવા લાગ્યુ અને મારા માય જાણતા હતા કે લાવી જે વખત જાય છે તેમા છુટા પડશુ

## મારાં બાવા ઘર બાંધે છે!

એક દીવસે તેઓ બન્ને અગાશી પર બેસીને વાત કરતા હતા, તેવામા કાકીની નજર એક નામે બંધાતા ઘેર પર પહોચી તેવણ આતુરતાથી મારા માયને પુછવા લાગ્યા કે 'દીનબાઇ આએ બજારના મોહલ્લામા આએ કોણનુ ઘેર બધાય છે? કારણ આખા ગામમા બે મજલાનુ ઘેર કાઇનુ હતુ નહી વળી કશા ઝાડ-પાન બજે નહી કે કનો ઓથો પરદો હોય. આ ઘરને બે માળ અને ત્રીજી અગાશી પર બગળી નજરે પડી મારા માય કશુ જાણતા નહી હતા, પણ તેવણે કહ્યુ કે 'મે તો હમણાજ જોયુ બેહેન હું તો વણે દીવસે અગાશી પર આવીછ તે મને ખબર નથી' કાકી બોલ્યા—'માજે હોરમસજી આવે ને પુછુ તો ખરી. મરે ઘેર તો કાઇ મજાહનુ સરસ બનાવે છે હો આપણે ખબર કાહર્યે' મારા માયને તો ખબર હતીજ નહી. નાજ પડતા હોરમસજી આવી લાગ્યા તેવણને કાકી આતુરતાથી પુછવા લાગ્યા કે 'જોવોની હોરમસજી, બજારના મોહોલ્લામા આએ બે-ત્રણ માળનુ ઘેર કોણનુ બધાયછ? તેવણે ધીર રહીને કહ્યુ, 'હુ નથી જાણતો પણ ધાર્યા પ્રમાણે આપણા રૂસ્તમજી બાંધે છે તુ કાઇ કોઇ આગળ બોલતી ના' આએ સાભળતાજ કાકી તો ખુશ થઇ ગયા અને બીજે દીવસે ખુશ ખબર આપવા તૈયાર થયા ઉતાવળા પડીને કેહેવા લાગ્યા કે "મરે, દીનબાઇ, તમારા વર ઘેર બાંધેછ, ને તમેજ નથી જાણતા કે?' મારા માએ પોતાની અચરતી ને હરખ વચ્ચે નાજ કહ્યુ "નારે બેહેન, બોગદ ખાઇને કેહુ છ કે હુ તો કાઇ જાણતી નથી" પછી તેવણની ખાતરી થઇ કે ખરેજ અનજાણ્યા છે પછી મારા માએ મારા બાવાને કહ્યુ 'સારૂ, સારૂ રૂસ્તમજી, ઘેર બાધોછ તે લોકો જાણે, અને હુ નહી જાણુ!' કરી ગુસ્સો કરવા લાગ્યા, પણ મારા બાવાએ હઉ પેટે જવાબ દીધો કે "તે કોણે કહ્યુ? ઘેર મારેથી બધાતુ હોય તે મારૂજ કે નુ? હુ જાણતો નથી!' તેવણે ભેદ જાણવા માટે અમોને કાણે ખબર કરી તે જાણવા માટે વલખા લીધા મારા માય જેવણુ સ્વભાવના આકળા હતા, તેવણ ચીરડાઇ ગયા અને બે બોલ બોલતા પછી ગુસ્સે થયા, પણ મારા બાવા ઘણાજ ઘણાજ ધીરજવાળા હતા

ધીમે ન્હીને મ્હણુ કે "હોરમસજી પોતાને ઘેર જશે આપણુને આએ વેરતુ ભાર નથી પાનવરો આપણે પણ એક નાનુ જેનુ મકાન બાધસુ, કારણ કે આએ ઘેરમા અડચણુ ઘણી પડે છે માસાને તથા પેશુને સુવા અડચણુ થાએ છે હોરમસજી તો ફક્ત માળ પરની નગલી વાપરે છે આપણે બધુ વાપરે છીયે, છતા સમાવસ થતો નથી"

માગ બાવાના મામા તે સૌથી નાની માસી રતનબાઇના નર થતા હતા. એવણુ એડનની કમીસરીએટ ખાતાની ઓફીસમા નોકરી હતા ગોરાના વણીઆણી સદા પોતાના માયને ત્યાજ રેહેતા તેનણુને ત્યા એક છોકરી હતી, જે મે આગળ લખેનુ છે તે છોકરી મારી કાકી (જાઇજી) થાય છે અને આ પેસ્તનજી મારા બાપનો સૌથી નાનો ભાઇ થતો હતો તેવણુ બચપણમા ઘણાજ મસ્તીખોર હતા અને આખા ઘેરને ઘુમ પડાવતા હતા અને મને ચીગડનામા ભારે મોજ મેળનતા, જેથી મારા માય વણા કટાળી જતા હતા પણ એડન આવી તેવણુ ખુશી થતા કે બધાની પચાતીમાથી છુટી થઇ તેવણુનો સતોષ થોડાજ વખતનો હતો, કારણ કે મારા વડા ભાઇ થોડાજ વખતમા કટાળો આવી જવાથી તેવણે આ નાના ભાઇને એડન મારા બાવા પાસે મોકલી દીધા આ મારા નના ભાઇ શુ શીખેના નહી હોવાથી ફક્ત ગુજરાતીજ આવડતુ હતુ, પણ અગ્રેજીના સારા જ્ઞાન માટે તેવણે મારા કાકા પેસ્તનજીને એક અગ્રેજ મોલજરને હવાલે કીધા હતા ત્યા કામ જોગુ થોડુ ઘણુ શીખ્યા હવે આગળા ચેના–ચેડા થોડા કમતી થયા મને ચીરડવતા જોતા તો મારા બાવા તો ધુળ જટકી નાખતા મારા બાવાની ધાક ઘણીજ હતી, અને હમેશા બીહીને ચાલતા એમ કરતા તેવણુ પણ સુધર્યા, અને ગાળા હોવાથી મારા બાવાએ પોતાના નાના ભાઇને પોતાની ઓફીસમા કોઇ બીજા ખાતામા ગોઠવી દીધા મારા બાવાના માસા પહેલા તો પોતાના એક પુરા જમાઇને આવો ચીબાવનો જોઇને ઘણોજ બળાપો કરતા અને મારા બાવાને સવાલ કરતા કે એનુ શુ થશે? પણ મારા બાવા તેવણુને કહેતા કે "માસા એ તો બચ્ચુ છે, આગળ ચાલતા સુધરશે તેમજ તેવો જોયુ કે ધીમે ધીમે તેવણુના જમાઇ કેળવાતા ગયા અને આગળ ચાલતા ઘણા હુશીયાર બની ગયા હુ જોઉં છુ કે આપણા લોકો ધીરજ ખોહી દઇને એક મસ્તીખોર બચ્ચાને ચેડા કાઢતા યા મસ્તી કરતા જોઈ બસ એમજ સમજે છે કે જાણે તે હવે હોસમા કે કેળવણીમા આગળ વધશેજ નહી ને નકામી આશા છોડી દઇ કેટલાકને

સંતાપ કરતાં જોઇ હસવું આવે છે! જાણે તેઓએ બચપણ, ડહાપણ અને લાયકીથીજ પસાર કીધું હોય, અને તેઓ જાણે જન્મથીજ સાન–સમુજનાં હોય, તેમ અમથાં પોતાનું ડહાપણ જણાવવા ઘણાઓ નીકળે છે. એવું હું નજરે જોઉ છું. મને તે બચ્ચાંઓની નાદાની ભારી નકી લાગતાં, પેલાં મોટાં કે જેઓ આવી બાબદનો ઉછીનો બળાપો કરતા હોય છે, તેઓ મને વધારે નાદાન જેવાં લાગે છે! માણસોએ સમજવું જોઇએ કે ખુદરતનું કામ ધીરૂં છે. ધીરેથી વખત જતાં સૌ સારૂં થશે, મા–બાપો બચ્ચાંઓને જન્મ આપે છે, પણ કરમ નથી આપતા.

## મારાં બાવાનું ઘર.

હવે મારાં માય સમજ્યાં કે મારાં બાવા ઘેર તો બાંધે છે, એ વાત તો ખરી થઇ. જેથી ઘણાંજ ખુશ થઈ ગયાં. મને બાવાએ કહ્યું, "આલીમાય, તું આજે સાંજે ફરવા નાં જતી. ઓફીસમાંથી પાધરો ઘેરમા આવી હું તુંને લઈ જવશ." સાંજનાં હું તૈયાર થઈ અને ખુશીથી ગઇ મેં ત્યાં જઇને જોયું તો, બે માળ થવા આવેલા હતા, અને કડીઆઓ દેવાલને ચુનાંથી નકસી કરતા. પેહેલા માળ પર બે ઓરડા હતા, અને પેહેલે માળે પાછળા ભાગમાં બીજા ત્રણ ઓરડા બનાવ્યા હતા. પણ બીજે માળે તો અમારે માટે વાપરવાનું હોવાથી ત્યાં તો બેજ ઓરડાઓ હતા. તે ઘણા મોટા અને કુશાદે હતા. તમામ દેવાલો ઘણી મજબુત પથ્થરની બાંધેલી હતી. કામ તો ઘણું મનમાનતું, મજબુત અને શોભાયમાન હતું. ખડકી કે જેને ભોંયતળીયું કહીએ છીએ, તે જગ્યા અધારી હતી. નીચેની ગોઠવણ સારી નહીં હતી. બાવા કામ તો હુશીયાર સુથાર–મીસ્તરીથી લેતા, પણ સાંભળવા મેળે જગ્યાની તંગી હતી. વાચનાર કેહેશે કે એ ઘેર તેવણે છુપું શા માટે બંધાવ્યું હશે. તેનો હું અત્રે ખુલાસો કરૂં છું. મારાં બાવા ઘણાં એક મારગી ખવાસના હતા, પણ કાઇ થોડું બોલતા અને ખુશ મીજાજનાં હતા. તેવણનો ચેહેરો એવો ઠંડો દેખાતો કે જોનારનું દીલ ખુશ કરે તેવો હતો. પોતે સરકારી નોકર હોવાથી ઘણાંજ બીહીતા, અને દુશમનો રખેને તેઓને સતાવે તેની ફીકર હતી, જેથી વગર ગોંધાટે પોતાનું કામ કરી લેતા. અને તેજ ખાતાંનાં પોતાંનાં હાથ નીચેનાં સુથારો પાસે કામ લેતા હતા. જેવા અદેખી આંખોમાં ભારી આતશ સળગેલો હતો. અને અદેખાઓ ઘણાં બળતા, કે એ એટલો આગળ કેમ વધે છે. તેની ઘણી બારીક દેખરેખ રાખતા. કોઇબી રીતે તેવણને વાંકમાં લાવવાની તેઓ તજવીજમા હતા. આ

શત્રુઓ ઓશીસવાળાજ હતા, કે જેઓ પાગ્ગીને જોઇ બળી જતા, જેથી બીચારા પોતાનુ કામ પોતાના પૈસા ખરચના ઝના બીહીને કરતા એજ કારણ હતુ બીજુ કરુ નહી. મે તો ઘેર આવી મામી આગળ બધી વાતો કહી જેથી તેવણુ તથા મારા માય ઘણા ખુશી થયા અને ધીમે ધીમે બધા જોવા જવા લાગ્યા । ાનુ ઘેર વહુ જલદી તૈયાર થયુ અને તે ઘેરનુ મુહુરત સારી રીતે તેઓએ હર્શી-ખુશાથી કરીને જઈ ગ્યા. તે પછી હમો ઘેરમા થોડા માસ એકલા પડયા , તો ઘેર પાસે હોનાથી આખો દહાડો ત્યાજ ાકી આગળજ રેહેતી તેઓ બન્નેને મારા વગર એક દિવસબી ચેન પડતુજ નહી કામનુ આએ ઘેર મોટુ હતુ, ને તે વળી સારા રસ્તા પર હતુ એટલુજ નહી પણ આસપાસ કોઈના ઘર હતા નહી ચારે બાજુએથી ખુલ્લુ પોહોળુ અને તેટલજ લાબુ હતુ અને આખા ઘેરના માગ પર થોડાજ પાછળા ભાગ પર બે ઓરડા બનાવેલા હતા બાકીના ભાગ પર મોટી કુસાદ અગાસી હતી એડનના ઘેરોને જ્યા જોવો ત્યાં અગાસી છાપરાનો ઘાટ મળેજ નહી, જાણે ઉપરથી કાપી નાખેલા હોય તેવા દીસ્તા તેઓબી શુ કરે? નળીયા તો મળેજ નહી અને તે બનાવવાના સાધણુ પણ નહીંજ, ત્યારે દેશ તેવો વેશ એમ હતુ હવે અમારુ ઘેર તૈયાર થયુ અમો પણ સારી રીતે મુહુરત કરી ત્યા જઇ રહ્યા બીજે માળ અમે વાપરતા હતા અને ત્રીજે માળે તો ફકત એક બગની હતી, ત્યા માગ બાવાનો સુવાનો ઓરડો હતો પેહેલા માળ ઉપર મારા બાવાના માસા અને તેવણુના ભાઇ, જેવણ કોમીસરીએટ ઓશીસમા નોકરી હતા તેવણ વણા ભના, સાલેસ, એક મારગી અને લાયક માણુસ હતા તેઓની સાથે એ માસાના જમાઇ, મારા નાના કામ, પણ રેહેતા હતા આ ત્રણે જણા એકજ ઓરડામા રેહેતા એઓનુ ખાવા-પીવાનુ સવે માગ બાવા પુરૂ પાડતા આવી રીતે સપથી તેઓ લાબી મુદ્દત સુધી ગ્યા

વાચનાર જોશે કે ઘણુ લાબુ પીજન ાહી રતા ટુકમાજ લખ્યુ છે, અને વીસ્તારીને જો લખવા બેસુ તો ઘણો વખત રોકાય છે મારી કમ ફુરસદને લીધે મારેથી વધારે લખાતુ નથી, પણ તેથી જાણવા જોગ બાબદ પર હુ ખુલાસો લખવા ચુકશ નહી

હવે અમારે લગતી બાબદ પડતી મુકુ છુ શેઠ માવસજી દીનશાહ એજનવાનાને ત્યાની થોડીક હકીકત વાચવા લાયક ધારુ છુ

## શેઠ કાવશજી દી. એડનવાળા.

એક વખત એવો હતો કે કાવસજી પોતાની ગરીબાઇને લીધે એડનનાં શેઠીયાઓમાં ઉતરતા ગણાતા હતા. તે મેં મારી નજરે જોયલું છે. પણ વખતનો દોર હંમેશાં પોતાની પીઠ ફેરવે છે. તવંગરને ગરીબ અને ગરીબને તવંગર બનાવે છે. તે દેખાવ મારી નજરે જોયો છે. તે ખુદરતનું કામ કેવું છે, તે વાંચનાર તમો હંમેશાં નીહાળીને જોશો તો તમોને જણાશે. આ એડનનાં શેઠીયામાં ખપતા સાહેબો આજે તો મને કોઇ હૈયાત નથી દેખાતા, પણ તેઓ જેવા હતા તેવી જાહોજેલાલી સાથે આ જેહાંનમાથી પોતાનો વામો ઉઠાવી ગયા નથી! છેવટે પૈસા કે જે મોતેબર માનમાં ખપે છે, અને ખપાવે છે, તે માણસનાં લોહી જેવા છે. તેનેથી ઘણાં તેઓ ઝંખવાતા હતા.

આ કાવસજી તથા એમનાં ભાઇ દોરાબજી બન્ને ભાઇઓ ઠીક સંપીલા હતા. એટલુંજ નહીં, પણ કાવશજીનો સેતારો ચઢતોજ હતો. આ બન્ને ભાઇઓની બાનુઓ એડન આવ્યા અગાઉ એઓ જરા આગળ વધેલા હું જોતી હતી. કાવસજી સબુરીવાળા અને ડાહ્યા હતા. આજે તો કાવસજી દીનશાહ ઘણાંજ પ્રખ્યાત છે. એ માટે વાંચનારને ઓળખ ઘણી આપવાની જરૂર નથી.

આ બન્ને દેરાંણી જેઠાંણી એડનનાં પારસી કુટુંબમા ઘણાં પલોટાઇ ગયાં, પણ તેઓ લાંબા દીવસ રેહેવા પામ્યાં નહીં; કારણ બન્ને જણાં હમેલદાર થયાં હતાં. કાવસજીનાં ધણીઆણી પેહેલી વાર હતાં, અને દેરાંણી તો બીજી વાર અને વધારે અનુભવવાળા હતાં; તેનું કારણ એમ કે કાવસજીની આગલી પેહેલી ધણીઆની ગુજરી ગયા પછી આએ બીજા ધણીઆણી હતાં. જેથી તેવણ પોતાંની ઉમ્મર પ્રમાણે સમજદાર હતાં. એઓની અઘરણીની ક્રીયા એડનમાંજ સારી રીતે કરી લીધી હતી. એવણનો જીવ તે વખતે ઘણો દલગીર થયો, તે એટલા માટે કે એવણને સસરાએ જણસ કીધી નહીં હતી. પછી મારા માયે કહ્યું કે "નહીં જરબાઇ, મનમાં ઓછું નહીં લાવીએ. તમારા ભાયગમાં હશે તો હીરા મોતીનું પેહેરશો." આએ બોલેલું કાંઇ ઘણું સ-ચોઘડીએનું હશે, તેમજ આ ભોળી બાનુંએ સુન્નાનું, મોતીનું, ને પછી હીરાનું જરીયાંન પેહેરીને પોતાના જીવને આજ તક ખુશ કરી નાંખ્યો છે. હવે બન્ને જણાં એડન છોડી મુબઇ જણાર હતાં, પણ તે વખતે તવાઇ બંદર ઉપર

કાવસજી એક મોટું ઘેર બાંધતા હતા. તે ઘણું મરમ, મેનકદાર ઘર બંધાયું હતું. જેને તૈયાર થતા હજી વખત હતો, જેથી જ-બાઇએ પોતાના ધણીને પુછયું કે "કાવસજી ઘેરનું મુહુર્ત કોણ કરશે?" કાવસજીએ તુરત હસીને જવાબ દીધો કે—"તુને ફીકર શાંની પડીચ. આપરી આલીમાય કરશે. શુ તુ તેથી રેહેવા માંગેછ કે?"

જુવો કે, આ બધું એ લોકો પૈસાની ગરમીથી ભુલી ગયા હશે, પણ એટલુ તો કાવસજીને મોહોડેથી મે સાભળ્યુ હતું કે

શેઠ કાવશજી દી. એડનવાળાના પહેલ્લાં ઘેરનુ મુહુર્ત
મારે હાથે થયુ.

"આએ પોરત્રેટ જેવો છો તે તમારા હાથનુ મુરત કીધેલુ ઘેર છે." હુ સાભળીને ખરેજ ખુશી થઇ કે વારૂ, એ લોકોને હજુ યાદ તો છે

હવે આ બન્ને માનુંઓ સર્વેને સારી રીતે મળી ભેટીને એડન છોડી મુબઇ ગયા તે પછી થોડેજ દીવસે સમાચાર મળ્યા કે બન્નેને ત્યા બેટાના જન્મ થયા છે, એ બન્ને ભાઇઓને ખુશાલી ભરેલુ હતુ. હવે એઓનુ ઘેર તૈયાર થયું, અને મુહુર્ત કરવાનો દહાડો નક્કી કર્યો, ઘણી સારી રીતે ખાણી-પીણી કરીને તે કામ પાર પડયુ એઓને ત્યાના બૈરાઓ નહીં હોવાથી કોઇ પણ બૈરાને બોલાવવામા આવ્યા હતા નહીં

* * * *

**પણ મુહુર્ત તો મારે હાથે ઘરનુ કરાવ્યુ હતુ**, અને બે દિવસ સુધી હુ ત્યાજ રહી હતી આ ઘર ઘણા સ-વખતે બાંધેલુ હશે. તે પછી તો મારા સાભળવા પ્રમાણે ઘણા ઘેરો બાંધ્યા છે. અને આજે એવણુ લક્ષાપતી ગણાય છે એવણે ઘણો સુધારો કીધો છે, એટલુંજ નહીં પણ એડન પોતેબી ઘણુ સારી હાલતમા આજે છે ઘણા પારસીઓ એ શેહેરમા વસે છે. લોકો ખુશીથી ધધે રોજગારે જાય છે. જ્યા પારસીનો પગ પેઠો તે શેહેર જલદી પોતાની જાહોજલાલીમા થોડું-ઘણુંબી વખણાશે હવે કાવસજીને ત્યાના બાનુઓ પરવારી પાછા એડન આવ્યા, અને સૌની સાથે આગળની માફક ભેલાવા લાગ્યા. આ કાવસજીનો સેતારો ચઢતોજ હતો જે કરે તેમા ફત્તેહ પામવાથી માણુસની ઉમેદ ઘણી આગળ વધે છે. અને તેથી તેને હીમ્મત આવે એ કુદરતી હોય છે.

માણસ જાત માટે કદી પણ હલકો વિચાર તમો લાવશો નહીં, કે તે ઉતરતી પંક્તીનો છે માટે શું બીસાદ ધારાવે છે. એ તમારા વીચાર તમોને પોતાનેજ કેવા ખોટા પાડે છે તે ખુદા તમોને ટુંક વખતમાં બતાવે છે. એ કાવસજી દીનશાહ આજે લાંબી મુદત થઇ પોતાનાં કુટુંબ-કબીલાનું મનમાનતું પોષણ આબરૂથી કરે છે, જે ખરેજ એમને માન અને શોભા ભરેલુ છે. પૈસા થવાથી અતી ઘણાં મગરૂર કે છકેલ બની જેમ બીજાઓ તેનો ગેર ઉપયોગ કરે છે તેમ કીધો નથી, પણ પોતાંનાં ઓહાળા ધંધા-વેપારને લીધે સેંકડો માણસોને રોજીએ લગાડી દીધાં છે. વચમાં થોડાં વર્ષ ઉપર જરા વીપતીમાં આવી ગયા હતા. પણ ખુદાની મેહેરબાનીથી પાછા ઉગી નીકળ્યા હતા. જો તેવી સારી ગોઠવણ નહીં થતે તો તે બીચારાને ઘણું ખમવું પડતે. એઓએ પોતાનાં કરતા-કારવતાઓ ઉપર એટલો વીશ્વાસ મુકયો કે તેઓ કરે તે ખરૂં; જેથી ઉપનું પરીણામ એઓએ જોયું. અને એક મોટા રકમ ખોહી.

બહોળા ધંધાને લીધે એઓને ત્યાં કોઇ વેળા ભારી અંદરનો અંદર ઘણો ઘોટાલો થાય છે, તે તેઓને નથી દેખાતો; પણ બહારવાળાઓને સારી રીતે જણાય છે. ફુરતાજી, રીપલાટ અને લોભી દોસ્તો મીઠાસથી ઘણી વખત સારી રીતે ચરીને ખાઇ જાય છે! એઓને માટે અમો બાપ-દીકરીએ એક મતે વીચાર્યું હતું કે આએ કારભાર ચલાવનાર સારો નથી! કાવસજી કોઇ વેળા માર ખાશે. અમારો પગ એઓને મકાને હતો નહીં. આગળનાં જેવી મીત્રાચારી પણ હતી નહીં. વર્ષે બે વર્ષે કોઇ વેળા મળતાં તો ખેરઆફીયત પુછતાં. એટલોજ વેહેવાર હતો. જ્યારે માણસો તવંગર થાય છે, ત્યારે હંમેશાં જુનાં દોસ્તોને ભુલી જાય છે, અને બેવકુફો ને ખુસામત ખોરાઓ ત્યાં જલદી પોતાનો પગ પેસારો કરે છે. મારાં ગરીબ બાપ પોતાંની ગુંજાસમાં જીંદગી ગુજારનાર હતા, પણ કોઇની ખુશામત કે વગર ઇજને કે વગર કામે કોઇની સીડીએ નહીં ચઢતા. એવા મોટા મનનાં અને સખી દીલનાં માન અને મોભાવાળા હતા. જેઓની સાથે ઘણુંજ સારૂં રાખેલું અને જેઓને માટે દાઝ રાખેલી, તેવા દોસ્તો સાધારણ સ્થીતીમાંથી આગળ વધી લક્ષાપતી થયા, ત્યારે આ મારા બાવા મહેનતું, સ્યાનાં અને ખરા ખેરખાહ દોસ્તને એકદમ ભુલી ગયા! તો પણ એવણનાં ભાઇ દોરાબજીએ છેલ્લે અમારાં એક એડનનાં ઘરનો સારો વહીવટ ચલાવ્યો હતો. જે હવે પછીનાં લખાંણમાં આવશે. કાવસજીને આજે ધંધામાં સારી મદદ છે, એઓનાં

ભાઇઓ તેમજ તેઓના દીકરાઓ અને પોતાંના દીકરા જમાઇની કાંઇ થોડી મદદ નથી એઓની પોતાની પણ અથાગ મેહેનત છે. આ ડાળ-પાખડા આરા હોવાથી વડને ગોભાવે છે. એઓના બેટા-બેટીઓ પોત પોતામાજ પરણેલા છે બહાર નથી ગયા જેથી વધુ શોભાભરેલું છે, ને તેથીજ આજે સારી જાહોજલાલી એઓ બધાઓ ભોગવે છે. નમીજનો સતારો એવોજ હોય છે

માણુસ જાત નમીબને માટે મેહેનત કરવા કદી પછાત ના રેહેતો ખુદાતાલા પર હરદમ વીશ્વાસ રાખી ધંધો કરો જેમા ધન નહી તો અન્ન તો મળશેજ, પણ લોભના પાપથી દુર રહેજો.

હવે એડનમા પારસી કુટુંબ વધી ગયા રૂસ્તમ વાચ્છાના ધણીઆની એક ગોરાબ નામે બેટો લઇ એડન આવી પહોચ્યા જેને મળવા મારે જવુ હતુ, પણ મારા બુટ જુના હોવાથી મે જવાને સાફ ના પાડી. એમ બહોત્ર કરતા બે દીવસ નીકળી ગયા. આ પછી બુટ આવ્યા, ત્યારે હું તેવણની મુલાકાતે ગઇ. આ બાનુનું નામ રતનબાઇ હતું એવણ મારા ફુઇના નણંદ લાગતા હતા, જેથી હમોને જરા સગાઇ પણ હતી. તેવણ ઘણા નરમળા, નાના કદના અને મીલનસાર હતા તેઓને મારા માય આગળ મુલાકાતે લાવી મેળવીયા. મને એ રતનબાઇ સાથે સારૂં હતુ. તેવણ સાથે બહાર જતી તો તેવણ બહોસ કરીને પોતાનુ જરીયાંન મને પેહેરાવતા આ બાનુએ તો આવ્યા પછી બે બેટાઓનો જન્મ આપ્યો હતો એઓનાં દુખમા મદદ મારા માયની એઓને ઘણી હતી તેમજ એક વેળા હુ ઘણા દીવસ સુધી એવણ આગળ રહી હતી એ રુસ્તમજીના ૩) છોકરા અને એક છોકરી એટલા ફરજદ હતા સૌથી નાહના દીકરા **નોરોરવાન વાચ્છા** આજે લોકોમા જાણીતા થયા છે, કારણ 'રીપન મ્યુઝીક કલબ'મા પોતાની શકિત મુજબ ગાયન તેમજ જલસાઓ કરીને લોકોમા જાણીતા થયા છે એવણના વડા ભાઈ પણ સારા ઓધ્ધાની નોકરી ઉપર છે. તેમજ વચલા કેખુશરૂ પણ ભાવનગરના ડોકટર બરજોરજીના જમાઇ થવાથી ત્યાજ સારી નોકરીએ છે એ પ્રમાણે ત્રણે ભાઇઓને હું સારી હાલતમા જોઉ છું તેઓની માતા આ બેટાઓનું સુખ જોવા પામી નથી તે ઘણી નરમી હોવાથી ઘણા વર્ષો થયા આ જંજાળી દુન્યામાથી પોતાનો વામો ઉઠાવી ગઇ છે. તે પછી એ રૂસ્તમજીએ બીજી ધણીઆણી કીધી હતી. અને બીચારાં

બચ્ચાંઓ પણ પોતાનાં બાપનું સુખબી એક વર્ષ થયું ખોહી બેઠાં છે! એજ પ્રમાણે જમાનાની ચાલ છે, અને તેમ આપણે વખત જતાં ઘણાંને દુન્યાં છોડી જતાં જોઇએ છીયે।

## શેઠ રૂસ્તમજી શે. ખરાસ.

શેઠ રૂસ્તમજી ખરાસનાં ધણીઆની રતનબાઇ પોતાની છોકરી માંણેકબાઇ તથા છોકરા મેહેરજીને લઇ એડન આવ્યાં. આ કુટુંબ આજે ઘણુંજ જાણીતું છે.

તે પછી ડૉ. રતનજી જેવણ અમદાવાદનાં ડૉકટરના નામે હાલ મુંબઇમાં ઓલખાય છે, તેવણ પણ એડન આવ્યા.

કોલાબેવાળાનું તો મોટું કુટુંબ હતું, પણ એક વચલા છોકરા મનચેરજીની ધણીઆંની મુંબઇમાં રહેતી હતી, તેવણ પણ બે છોકરાંઓને લઇ એડન આવી પુગ્યાં.

એ પ્રમાણે એડનમાં જ્યાં એક બચ્ચાંની નવાઇ હતી, ત્યાં એટલાં તો વધી ગયાં કે ત્યાંનાં જંગલી સોમાલી અને આરબ જાતનાં અજબ થવા લાગ્યાં. જેઓએ સોમાલીને નહીં જોયલા તેઓ પણ અજબ થવા લાગ્યાં. એક બીજાંને ઘેર મુલાકાતે જતાં. વાડીએ પણ કોઇ વેળા બધાં બૈરાંઓ સાથે જતાં. તે દીવસે માટીડાઓ કોઇજ નહીં આવતા, એવો ધારો હતો. **બૈરાંઓમાં સંપ સારો હતો.**

## "એડનનો સેતાન પાહડ."

મને એક વખત કાકા સાથે પહાડ પર જવું હતું. એ પહાડ એડનમાં સૌથી ઉંચ્યો ગણાય છે. એને '**સેતાન પહાડ**' કરીને પણ કહેછે. દરીયાના કીનારેથી તેનો છેડો લાગેલો હતો, અને તેનો તમામ ભાગ દરીયામાં હતો, જેનાં ઉપર એક નાની સડક બાંધેલી હતી. માણસ પગે ચાલીને જઇ શકે, યા થંડ. મીજાજનો ઘોડો હોય તો તે ઉપર જવાય છે. અને જો પડે તો દરીયા સીવાય છુટકો નહીં; અને તેની લાસ હાથ પણ લાગે નહીં. પાલખી જઇ શકતી હતી. સ્ત્રીઓને જવું પડતું તો પાલખીમાંજ જતાં. આ પહાડ ઉપર યુરોપીયનો હવા ખાવા જતાં હતાં. સડક આસરે ૩–૪ માઇલ છે, એમ કહેવાતું હતું.

અમો બન્ને જણાં અને એક મીસ્તરી તે પહાડની હેઠાણમાં જઇ પહોંચ્યાં. કાકાએ મને પુછ્યું કે "કેમ તારેથી ચઢાશે કે તું થાકી જશે,"

મેં તો હીમ્મતથી ચઢવા હા કહ્યું. મને દરેક ચીજો જોવાની ઉલટ ઘણી હતી. અમો ચઢયાં, પણ કાળા પથ્થર શીવાય કશુ નજરે પડતું નહીં. જેમ જેમ ઉપર જતા ગયા તેમ તેમ ઘણું ચઢાન આવતું. હું ચઢતાં થાકી ગઇ હતી, પણ ઉતરતાં મને એટલું નહી લાગ્યું.

હવે કાકાને એ પહાડ ઉપર બગલા બાંધવાનો શોખ થયો! પણ શુ આટલા દુર કાઇ ચુના મતોડાનુ કામ ચાલે? કોણ તે લઇ જાય? એ તો ખરેજ મુસ્કેલ હતુ ત્યા મે એક નાકે એક સાદરીનો ગુંથેલો બગલો જોયો, તેમા એક મડમ પોતાના ૩–૪ બચ્ચા, એક બટલર, એક આયા એટલા રહેતા જોયા તે ઉજ્જડ જગ્યામા પોતાના ધણી વગર રહેતી હતી! તે જોઇ મને ઘણી અજાયબી લાગી તેને મને હીદુસ્તાની ભાષામા કહ્યુ કે "દર આતવારે મારે સાહેબ આવે છે" આ ઉપરથી કાકાએ ઠરાવ કીધો કે આપણે ગરમીની મોસમ આ પહાડ ઉપર કાઢીશુ તેથી તે મડમના બગળા પાસે એક ખાલી બંગળો હતો, તે ભાડે લીધો, અને હુ કાકી અને નોકરો, એટલા ત્યા રહેવા ગયા. કાકા મહવારના નોકરી ઉપર આવતા અને રાતના પહાડ ઉપર રહેતા. એવી રીતે ઘણા દીનસ ત્યા રહ્યા, અને ત્યા તેમણે બગલો બંધાવ્યો. તે કેવો? બામ્બુના ખાચાનાવી દેવાલો બનાવી તેને ડબલ ચટાઇથી સુતળીઓ અને દોરીઓથી મીની લેતા એ કામ કરનારા યાહુદીઓ છે તે યાહુદીઓ એ કામમા ઘણાજ હુશીયાર જણાતા, એવું કે બારણા–બારી સર્વે સાદગં અને બામ્બુના બનાવતા, જે ઘણુ સહેલુ અને સસતું પડતુ. એમ કરતા તેમણે ૨–૩ એવા બવલાના ભાડે આપવા સારૂં બગલા બનાવ્યા હતા અને છેક છેડે નીચાનમા પોતાને માટે કોઈ વેલા રહેવા સારૂ બાધ્યો હતો આ પહાડ તો દેખાવમા ઝાડ વીના ઉજ્જડ દીસતો ત્યા એવા ઝુપડાઓથી જરાબી ઠીક લાગતુ એડનમા એવા ઘરો બાધી શકાય, કારણ કે ૩–૪ વરસે ૩) કે ૪) ઇચ જેટલો વરસાદ ભાગ્યે આવતો હશે. તેથી પાણીની તાંણ ત્યા ઘણી પડતી મને કાકીએ કહ્યુ કે મને તો ફાવતુ નથી હુ તારા માયને ૨) દિવસ તેડાઉં. પાલખીમા આવશે. એવા વીચારથી તેમણુને તેડાવ્યા તેમણુ બન્ને છોકરાઓને લઇને રહેવા તો આવ્યા, પણ ૧૧ માસની એક નાહની મારી બ્હેન હતી, જે ઘણીજ નગગા બાંધાની હતી તેની તબીયત ૪ દિવસમા બીગડી આવી અને ઘણી બીક થઇ ગઇ હુ તુરત પાસેના બગલામાથી પેલી મડમને તેડી લાવી તેને જોયુ કે આએ ઉજ્જડ જગ્યામા કશો ઇલાજ નથી. તેથી

મારા માય તો સાજ પડતા ઘણા ગભરાયા અને કાકીની રજા લઇ નીચે ઉતરવા માગ્યુ કે 'હુ તો પહાડ ઉતરીને ઘરે જાઉ' તેવણ બીચારા આ બનાવથી ઘણા દલગીર થયા મારા માયને સમજાવ્યુ કે તમો પાલખીમા જાવો, પણ તેવણ તો એમજ સમજ્યા કે બચ્ચુ હવે છેવટનો દમ ભરે છે। તેથી પાલખીમા નહી બેસુ એમ કરતા તેવણે પગે ઉતરવુ શરૂ કર્યું સાથે મને લેતા આવ્યા અમો ઘરે આવ્યા અને ડૉ. રતનજીને બોલાવી મદદ લીધી તુરત ઉપાયો કરતા સહવારે હોસમા આવી ને તે બચ્ચુ ધીમે ધીમે તંદુરોસ્ત થયુ, પણ મારા માયની હવે પાછા જવાની હીમ્મત થઇ નહી એ મારી બેહેન ઘણી ખુબસુરત હતી મારો ભાઇ હોરમસજી તે પણ ઘણો રૂપાલો હતો, અને મારો સૌથી મોટો ભાઇ તેહમુલજી સામના રંગનો હતો

એજ પ્રમાણે તેઓ વર્ષમા બે-ત્રણ ફેરા પહાડ પર રેહેવા જતા તેઓ સાથે નાહનુ બચ્ચુ કાઇ નહી હોવાથી કશી તેઓને ફીકર રેહેતી નહી સર્વે સારી રીતે ફરતા-હરતા અને મોજ કરતા એટલુ છતા લોકોની નજરમા તો તેઓ ઘણા સપીલા જણાતા અંદરખાને એઓ વચ્ચે જે મીનાકમો હતો, તે હુજ જાણતી તેઓની મ્હી વાત બાહેર નહીં કેહેતી તેઓ એકલા પડતા કે હર બહાણે બન્ને જણા કજીઓ કરતા અને મને મારા માય આગળથી તુરત બોલાવી મંગાવતા કાકી શુ બન્યુ તે ટુંકમા મને સમજાવતા (ભરમમા) પણ હુ તો તુરત ચેતી જતી। તેવણ કાકાને હેઠા પાડવાની કોશેષ કરતા તેવણ જાણતા હતા કે મારા વગર કદીબી બન્ને વચ્ચે સલાહ થનાર નથી તેઓ બન્નેને હુ હસી-હસાવી યા જરા ગુસ્સે થઇ, કાઇ કાઇ રીતે ડહાપણથી તેઓને રાતના સાથે જમાડતી એ કાકાનો મારી ઉપર અતી ઘણો ચાહ હતો. મને જોતા ત્યાથી હાથમાથી છોડતાજ નહીં અને મારા વીના એ બન્નેને એક બે દીવસ પણ ચાલતુ નહી, એટલુ હતુ.

આ બન્ને ઘણી-ઘણીયાણીની વચ્ચે કજીઓ મહાભારત બાબદનો હતો તેમા કાકીનો વાક બીલકુલ હતો નહીં ખરો તકસીર તેઓના ખાવીં-દનો હતો આવા મરદોથી કોઇ વેળા ગરીબ સ્ત્રીઓને ઘણુ સોસવુ પડે છે! તેથી બીચારી નીરઆધાર અબળાઓને કોઇ વેળા ઘણુ ખમવુ પડે છે! આ કાકા આડે માર્ગે ખુબ પૈસા ઉડાવતા સાજના ઓફીસથી છુટા કે કોઇ વેળા ગનયામા રૂપીયા મન ભાવતા નાખતા અને ખાલી ગજવે ઘેરમા જમતી વેળાએ આવતા, જે બનાવથી કાકી બીચારા ઘણા બળતા

અને મને નહીં જોતાં, તે વખતે તેઓ પોત પોતાંની વચ્ચે ભારી કજીઓ કરતાં. આ કજીઆનું છેવટ લાવવા તેવણનાં ધણી એક ઉપાય લેતા કે "હું તુંને આવતી આગબોટમાં સુરત મોકલી દેઉછ." જે વાતથી બીચારાં કાકી ઘણાંજ ધ્રુજતાં અને બીહીતા. આથી તેવણના કજીઆનું છેવટ આવી જતું. પછી બે દીવસ મોહું ચહાવી પાછાં મળી જતાં. એવું વર્ષમાં બે–ચાર વાર યા તેથી બી વધુ કોઇ વેળા થતું. હુ કોઇ વખત કાકાને દમ ભરાવતી કે "જોવોની આએ મારાં કાકી છે તો તમારા ઘેરમાં હું આવું છું. નહીં તો પગ પણ નહીં મુકશ મારાં બીચારાં કાકીને તમો ઘણાંજ સતાવો છો. તેથી હુ તમારી સાથે બોલતીજ નથી." વીગેરે...... તરેહવાર રીતે આ બન્ને કજીઓ કરતા જોડાને હુ મેળવી આપતી. અને મારેથી તેઓ ઘણાંજ બન્ને રાજી રાજી હતાં. તે પછી તેવણે પોતાંનાં ભાઇની બરીને સુરતથી તેડાવી કારણ કે એઓના ભાઇ પણ અત્રે એડનમાં સાથેજ રેહેતા હતા. તેવણને પેટે ત્રણ છોકરીઓ હતી. બે મોટી છોકરીઓને સુરત રેહવા દઇ એક નાની છોકરી આવાબાઇ નામે હતી, તેને લઇ તેવણુ એડન આવ્યાં હતાં. આ છોકરી હાલનાં ચરનીરોડનાં સ્ટેશન માસ્તર રૂસ્તમજીનાં ધણીઆણી થાય છે. અને આજે ૫–૬ ફરજંદોથી પોતાંની ગરીબાઇમાં સુખી છે. હવે કાકાને ઠીક વસ્તી પોતાંનાં ઘરમાં થઇ. હુ પણ મોટી થઈ ગઇ, જેથી મારાં માયને લોકો કેહેતાં કે "તમો છોકરીને બહાર કોઇને ત્યા નાં રાખો" પણ તેઓ એમ નહીં સમજતાં કે જ્યાં એક બીજાંને સારો સંપ હોય ત્યાં તેઓને કશી અડચણ લાગતી નથી, પણ પારકાઓને ઘણી પંચાત હોય છે! હવે મારાં માયને પણ વસ્તી જેવું ઘેરમાં થયુ. તે એમ કે મારાં નાના કાકા પેસ્તનજીની ધણીઆણી તથા તેની પોતાંની કાકી એ બન્ને જણાં અમારે ત્યાં આવ્યાં. એ મારાં કાકીની કાકી કે જેના વર ગોરાબજી મેં આગળ લખ્યું તેમ અમારા ઘેરમાં રહેતા હતા તેવણુનો એક છોકરો જેહાંગીર નામે હતો. જે આશરે ૪) વર્ષનો હતો. એ સોરાબજીના ધણીઆણી પણ ઘણાં મીલનસાર હતાં. એઓનાં આવ્યા પછી

ગયા અને અમારા ઘેરનુ બારણુ ઉઘાડવાને અતી ઘણી મુશકેલી પડી તેનુ કારણ એ જે પાછલી બાજુનુ બાગ્યુ ખુલુ હોવાથી ત્યાના પાણી આગલી ખડકીમા ફરી વળ્યા, અને તેના જોરે એ ફુટ જેટલુ પાણી ચઢીયુ ! તેથી દરવાજા ઉઘાડવા ઘણુજ મુશ્કેલ થઇ પડયુ એટલુજ નહી, પણ ઘરમાના વાસણ પાણીમા તરતા થઈ ગયા, અને મુશ્કેલે બારણા ઉઘડયા ત્યારે ઘરમાનુ પાણી બહાર ગયુ આ શેહેરના રસ્તા પર કશી ગટરની ગોઠવણ હતી નહીં જેથી પાણી પુશ્કળ ફરી વળ્યા હતા લોકોના ઘેર એક પર એક પડદા લાગ્યા ઝુંપડાઓનો તો આનરાજ નહી હતો આ નાનકડા ગામમા નાહની જેવી રેળ આવી! સહવાર તો લોકોમા અને ગરીબોમા ગભરાટ થયો પાણીની રેલ-છેલ સારી થઇ. ટાંકા તો ભરાઇને ચીકાર થઇ ગયા પછી આસ્તે આસ્તે લોકની હાલત સુધરી અમારૂ ઘેર પથ્થરનુ બાંધેલુ હોવાથી તેને કશી ઇજા થઇ નહીં, પણ પાછલા ભાગ ઉપર દેવાનમા ફાટ પડી તે સમારી લીધી. એ વખતે અમારે ત્યા પેસ્તન નામે બબરચી મુંબઈથી આવેલો હતો અને બે મોમાની નોકરો હતા જેથી કશી અગવડ જેવુ અમોને નહી લાગતુ જ્યારે ઘેરમા બબરચી નહી હોય, ત્યારે ઘણી અડચણ પડતી પેહેલા તો પારસી ઘરામા પારસી નોકરો રાખનાનો ચાલ હતો

અમારે ત્યા હમેના બચ્ચાઓને રમાડવા જાશુક એ આયા રાખતા હતા, પણ એક વખત અમારી તે આયા જતી રહી અને મારા બીજા ભાઇ હોરમસજીને રમાડવા તથા નાની બુચીને રમાડવા આયા વગર ઘણી અડચણ પડી હતી અમારી પડોસમા આબરૂદાર મુસલમાન કુટુંબ રહેતા હતા તેને મારા માય કહેવાડતા કે કોઇ બુઢ્ઢી મુસલમાન બાઇ જોઇએ છે તે તકનો લાભ લઇ તે જમાદારની સ્ત્રીએ મારા માયને કહ્યુ કે "બાઇ મારા ઘેરમા બે માય-બેટી પરોણા ઉતર્યા છે તે ઘણાજ આબરૂદાર માણસ છે. તેઓ આવતી મોસમમા મક્કે હજ કરવા જનાર છે, તેથી તમો એને રાખો તો સારૂ મારા માયને તો ઠીકજ થયુ તેવણે તો તેનો ઉપકાર માનીને કહ્યુ કે "હુ એને મારી આગળ ખુશીથી રાખશ કશી રીતે કોઇથી અપમાન થવા દેવસ નહી અને તે તેની મરજી માફક રહેશે' મારા માય ઘણાજ ભોલા હતા, તેથીજ તી નોકરો નોકરો પર કરવાની તેવણને આદત હતી નહી પોતે જાતે ઘણાજ મેહેનતુ હતા તેથી નોકરોને તેવણ સારી રીતે ચાહતા હતા પણ કમનસીબે માપામા કોઈ

વેલા વણા પાછી હોય છે, જે ધણીઓને પીડા જેવા થઈ પડે છે, અને સારા માણુસ કદીભી વીસરાતા નથી

## એક નીમકહલાલ આયા.

જમાદારની સ્ત્રી તે બુઢ્ઢીને લઇને થોડે વારે પાછી આની અને કહ્યુ કે "બાઇજી, એ તમારી આગળ રહેશે આ ડોસીનો ચેહેરો ઘણો સારો હતો. ઉમ્મર આસરે ૬૦ ની લાગતી. પણ દેખાવ તેનો દમામવાનો લાગતો હતો તેના આગ ઉપર નાખેલો દુપેટો પણ ઉચ્ચી મનમલનો ઘણો કીમતી જેવો દેખાતો હતો તેની બોનવાની છટા એવી તો સરસ હતી કે આજે નજદીક ૩૬) વરસ થઈ ગયા, પણ મારી આખમાથી તે બાનુ ખીસ્તી નથી હુ તેને હરદમ યાદ કરૂ છુ

આખે ઝાખ હોનાથી તેણી ચસ્મો પેહેરતી હતી. તેણીએ ખુદાનુ નામ લઈ મારા ભાઇ હામાને હાથમા લીવા અને બા ઇજતથી મારા માયને કહ્યુ કે હવે તમારે બે શીકર રેહેવુ અને મારી ઉપર વીન્વાસ રાખવો, તેને હમો આયા કરીને કદી નહી કેહેતા, પણ તેના પોતાના ભના નામથીજ તેને બોનાવતા તેનુ નામ આપા કરી હતુ. તેની બેગી જે આસરે ૩૫) વર્ષની હશે, તે ઘણા સોહામણા ચેહેરાની ને ખુબસુરત હતી અને તેણીના બે ફરઝદ હતા તેમા પેહેનો એક બાર વર્ષનો છોકરો હતો. તે છોકરાને મે કાકાને ત્યા નોકરી અપાની હતી ડોસી અમારે ત્યા રહી અને તેની જવાન બેગી પરદેનશીન રહેતી તેનુ નામ હસમત હતુ તેણીને અમારી પડોશના ત્રીજા ઘરમા એક ઓરડો ભાડે લઇ તેની માએ ત્યા રાખી હતી એ આપા હમારે ત્યા ખાતી નહી હતી, પણ પોતાની બેગીને ત્યાં જઇ દીવસમા પાચ વખત નમાજ પઢતી તે પછી ભોજન લેતી. તેણીને કોઇ વેળા મારા બાના સાથે વાત કરવાની જરૂર પડતી તો ઘણીજ નરમાસથી અને ભારે અદબ–અદાજાથી બોનતી આની એક બાનુને માટે કોણનુ ધ્યાન નહી ખેચાય? તેણીનો પૈસો અને પાનનાર આ દુન્યામાથી ગયા, પણ તેણી આબરૂદાર કુટુબની અને સારી કેળવણી પામેલી એક ભલી સ્ત્રી હતી જેથી તેની ઉમદા ખાસ્યતને લીધે તુરત જણાતુ કે આ કોઈ ખાનદાની બાઇ છે તેણીને અમો ઘણા ચાહતા તેણીને જે ચાહતા હુ શીખી તે તેણીની ખરી ખુબીની મને પીછાણ હતી, જેથી મને ઘણુજ લાગતુ એ કુદરતી હતુ તે જેવી હુશીયાર હતી તેવીજ મહેનતુ ને વખતને નહી ખોહનારી હતી બચ્ચા-

ઓનું કામ એવી રીતે વહેંચી લેતી કે તેણીનું કામ ચોક્કસ વખતેજ આવતું. સ્ત્રીઓની તો તે ડોકટરજ હતી. સીવવાનો ઘણો સરસમાં સરસ હુન્નર જાણતી. આ ડોસીની છોકરી પોતાંની મા જેવી કામેલ નહીં હતી. પણ તેણી એક હાંડેસાની મારેલી હોંસ ખોઇ બેઠેલી હોય, તેવો તેનો દેખાવ હતો.

આએ આપાની બોલવાની રીતમાં ઘણીજ સભ્યતા હતી. એક સ્ત્રી જાતે કેમ બોલવું તે તેણી અમોને હાથ પકડીને તેટલીજ નરમાસથી શીખવતી અને ફરમાવતી કે આપણે સ્ત્રી જાતે ઘણીજ નરમાસથી અને આસ્તે બોલવું જોઇએ. તેણી હંમેસાં હીંદુસ્તાની ભાષામાં બોલતી. તેણીની બોલી હલકી નહીં, પણ અમીરી ખાસાસની ભાષા વાપરતી જણાંતી. આ આપાથી હું થોડી કેળવણી પામી. તેણી અતી ઘણા મીઠાં બોલથી બોલાવતી. હું તેણીની આગલથી ખીસવા રાજી નહીં હતી. તેમ મને તે પોતાંની દીકરી સમાન ચાહતી. કોઇ કોઇ વેળા તેણી તમામ દુઃખથી ભરેલી દેખાતી. પોતાંનો હેવાલ તેણી કોઇને કહેવાને શરમાતી હોય તેમ કોઇજ વેળાએ સેહેજ સાજ ટુંકમાં બોલતી, પણ તે બોલતાં તેણીની આંખોમાંથી આંસુઓ નીકલી પડતાં! તેણીના એક બોલ કે એક બાબદમાં હુ તુરત સમજીને ચેતી જતી. આ અબળા એક દુઃખનું ઝાડ જેવી મને દેખાતી! વાંચનાર! એનો હેવાલ લગાર લંબાણ થશે, માટે વાંચતાં કંટાલવું નહીં. માણસની ખુબી પીછાણવાની કોઇજ વેળા તક મલે છે.

તેણી હમારી ઘણીજ જતન કરતી. બાલ સાફ રાખવા હું તે બાનુંથી શીખીછું. તેણીએ મારા બાલની ઘણી જતન કરીને વધાર્યા. તેણી મારા બાલ અને આંખની ઘણી તારીફ કરતી. અને બોલતી કે સરસમાં સરસ બાલ ખુદાએ તારા બનાવ્યા છે. માટે તું હંમેશાં તેની જતન કરજે. તેણી ઘણી શીખામણની વાતો કરતી અને ઘણી શીખામણ મને દેતી. મારે માટે તેણીનું ઘણું ઉંચ્ચું મત હતું. તેણી સાંજને વખતે નાનાં છોકરાંઓને તૈયાર કરીને કોઇ કોઇ વેળા બહાર ફરવા લઇ જતી. તે પોતાની જાતવાળી ઓરતોનાં બુરખા ચેચાતા સીવતી. તેની સીલાઇ એવી તો સરસ હતી કે હું તે સીલાઇ જોઇ અજબ થતી! બારીકમાં બારીક તેણી સીવતી. બુરખાની જાલી એવી સરસ બારીક કપડાંની બનાવતી, કે તે બારીક કપડાંને બન્ને છેડે તખ્તા પર ટાંકી લેતી અને તેનાં દોરાનાં તાર કાઢી જાળી બનાવતી. જો કે આજનાં હુન્નર આગળ તે કાંઇ બીસાદ નહીં ધરાવે, તોપણ આવી લગભગ ૬૦) વરસની એક બુઢીયા તે વખતે

વેના ઘણા પાજી હોય છે, જે ઘણીઓને પીડા જેના થઈ પડે છે, અને સારા માણસ કદીએ વીસરાતા નથી

## એક નીમકહલાલ આયા.

જમાદારની સ્રી તે છુટ્ટીને લઇને થોડે વાગે પાછી આવી અને કહ્યુ કે "બાઇજી, એ તમારી આગળ રહેરો આ ડોસીનો ચેહેરો ઘણો સારો હતો. ઉમ્મર આસરે ૬૦ ની લાગતી પણ દેખાવ તેનો દમામવાનો લાગતો હતો તેના આગ ઉપર નાખેલો દુપેટો પણ ઉચ્ચી મખમલનો ઘણો કીમતી જેવો દેખાતો હતો તેની બોલવાની છટા એવી તો સરસ હતી કે આજે નજદીક ૩૬) વરસ થઈ ગયા, પણ મારી આખમાથી તે બાનુ ખીસ્તી નથી હુ તેને હરદમ યાદ કરૂ છુ

આખે ઝાખ હોનાથી તેણી ચસ્મો પેહેરતી હતી. તેણીએ ખુદાનુ નામ લઈ મારા ભાઇ હામાને હાથમા લીધા અને બા ઇજતથી મારા માયને કહ્યુ કે હવે તમારે બ ફીકર રેહેવુ અને મારી ઉપર વીશ્વાસ રાખજો, તેને હમો આયા કરીને કદી નહી કેહેતા, પણ તેના પોતાના ભલા નામથીજ તેને બોલાવતા તેનુ નામ **આપા** કરી હતુ. તેની બેટી જે આસરે ૩૫) વર્ષની હશે, તે ઘણા સોહામણા ચેહેરાની ને ખુબસુરત હતી અને તેણીના બે ફરઝદ હતા તેમા પેહેલો એક બાર વર્ષનો છોકરો હતો તે છોકરાને મે કાકાને ત્યા નોકરી અપાવી હતી ડોસી અમારે ત્યા રહી અને તેની જવાન બેટી પરદેનશીન રહેતી તેનુ નામ હસમત હતુ તેણીને અમારી પડોશના ત્રીજા ઘરમા એક ઓરડો ભાડે લઇ તેની માએ ત્યા રાખી હતી એ આપા હમારે ત્યા ખાતી નહી હતી, પણ પોતાની બેટીને ત્યા જઇ દીવસમા પાચ વખત નમાજ પઢતી તે પછી ભોજન લેતી. તેણીને કોઇ વેળા મારા માના સાથે વાત કરવાની જરૂર પડતી તો ઘણીજ નરમાસથી અને ભારે અત્ય-અદાબથી બોલતી આવી એક બાનુને માટે કોણનુ ધ્યાન નહી ખેચાય? તેણીનો પૈસો અને પાલનાર આ દુન્યામાથી ગયા, પણ તેણી આબરૂદાર કુટુબની અને સારી કેળવણી પામેલી એક ભલી સ્રી હતી જેથી તેની ઉમદા ખાસ્યતને લીધે તુરત જણાતુ કે આ કોઈ ખાનદાની બાઇ છે તેણીને અમો ઘણા ચાહતા તેણીને જે ચાહતા ૬ રીખી તે તેણીની ખરી ખુબીની મને પીછાણ હતી જેથી મને ઘણુજ લાગતુ એ ખુદરતી હતુ તે જેવી હુશીયાર હતી તેવીજ મહેનતુ ને વખતને નહી ખોહનારી હતી બચ્ચા-

ઓનું કામ એવી રીતે વહેંચી લેતી કે તેણીનું કામ ચોક્કસ વખતેજ આવતું. સ્ત્રીઓની તો તે ડોક્ટરજ હતી. શીવવાનો ઘણો સરસમાં સરસ હુન્નર જાણતી. આ ડોસીની છોકરી પોતાંની મા જેવી કાબેલ નહીં હતી. પણ તેણી એક હડિસાની મારેલી હંસ ખોડી બેઠેલી હોય, તેવો તેનો દેખાવ હતો.

આએ આપાની બોલવાની રીતમાં ઘણીજ સભ્યતા હતી. એક સ્ત્રી જાતે કેમ બોલવું તે તેણી અમોને હાથ પકડીને તેટલીજ નરમાસથી શીખવતી અને ફરમાવતી કે આપણે સ્ત્રી જાતે ઘણીજ નરમાસથી અને આસ્તે બોલવું જોઇએ. તેણી હંમેસાં હીંદુસ્તાની ભાષામાં બોલતી. તેણીની બોલી હલકી નહીં, પણ અમીરી ખવાસની ભાષા વાપરતી જણાંતી. આ આપાથી હું થોડી કેળવણી પામી. તેણી અતી ઘણા મીઠાં બોલથી બોલાવતી. હું તેણીની આગલથી ખીસવા રાજી નહીં હતી. તેમ મને તે પોતાંની દીકરી સમાન ચાહતી. કોઇ કોઇ વેળા તેણી તમામ દુઃખથી ભરેલી દેખાતી. પોતાંનો હેવાલ તેણી કોઇને કહેવાને શરમાતી હોય તેમ કોઇજ વેળાએ સેંડુજ સાજ ટુંકમાં બોલતી, પણ તે બોલતાં તેણીની આંખોમાંથી આંસુઓ નીકલી પડતાં! તેણીના એક બોલ કે એક બાબદમાં હું તુરત સમજીને ચેતી જતી. આ અબળા એક દુઃખનું ઝાડ જેવી મને દેખાતી! વાંચનાર! એનો હેવાલ લગાર લંબાણ થશે, માટે વાંચતાં કંટાલવું નહીં. માણુસની ખુબી પીછાણવાની કોઇજ વેળા તક મલે છે.

તેણી હમારી ઘણીજ જતન કરતી. બાલ સાફ રાખવા હું તે બાનુંથી શીખીછું. તેણીએ મારા બાલની ઘણી જતન કરીને વધાર્યા. તેણી મારા બાલ અને આંખની ઘણી તારીફ કરતી. અને બોલતી કે સરસમાં સરસ બાલ ખુદાએ તારા બનાવ્યા છે. માટે તું હંમેશાં તેની જતન કરજે. તેણી ઘણી શીખામણની વાતો કરતી અને ઘણી શીખામણ મને દેતી. મારે માટે તેણીનું ઘણું ઉંચ્ચું મત હતું. તેણી સાંજને વખતે નાનાં છોકરાંઓને તૈયાર કરીને કોઇ કોઇ વેળા બહાર ફરવા લઇ જતી. તે પોતાની જાતવાળી ઓરતોનાં બુરખા વેચાતા શીવતી. તેની શીલાઇ એવી તો સરસ હતી કે હું તે શીલાઇ જોઇ અજબ થતી! બારીકમાં બારીક તેણી શીવતી. બુરખાની જાલી એવી સરસ બારીક કપડાંની બનાવતી, કે તે બારીક કપડાંને બન્ને છેડે તકીયા પર ટાંકી લેતી અને તેનાં દોરાનાં તાર કાઢી જાળી બનાવતી. જો કે આજનાં હુન્નર આગળ તે કાંઇ બીસાદ નહીં ધરાવે, તોપણ આવી લગભગ ૬૦) વરસની એક બુઢીયા તે વખતે

આવી કામેન હોય તો વાજબી રીતે તેણીની લાયક કદર બુજાવી જોઇએ તેણી પોતાની જવાનીમાજ એવી કેળવણી પામેલી હશે ત્યારે આપણે વીચારવુ જોઇએ કે નજદીક ૭૦) વર્ષની વાત ઉપરથી લોકો સારા ગુજર માટે માન પામેલા હતા તેની આ સામેતી હતી તેણી 'દીલ્લી' તરફની રેહેવાસી હતી પણ જુની ચોપડીઓની વાર્તા વણી મગ્ન જાણતી. તેણી ગાએલી હતી ને લડાઇની વાત અમારી આગળ કરતી કાનપોરના બળવાની તેના મન ઉપર તાજી અસર હતી તે આ બળવાનુ શુ છેવટ આવ્યુ તે લોકાને પુછી જાણીતી થઇ હતી કોઇ વેળા પોતાની વાતમા કેહેતી કે "મારો બાપ તવંગર હતો અમારી પાસ ગામીઓ હતી અમારે ત્યા નો કરનોકર હતા હુ જવાનીમા વણી સુખી હતી!" આખ્યોમા પાણી લાવી મોનતી તેણી પોતાની ગયેલી જાહોજલાલી માટે દલગીર નહી હતી, અસમન તેણીની એક પુરી મેલી હતી આ છોકરીને તેના આગળા ખાવન્દથી એક મોટો હતો, તે ૧૬) વર્ષની વયે આ જેહાનથી વાસો ઉઠાવી ગયો હતો! તેને તેણી હમેશા હાય મારી યાદ કરતી! તે જવાન છોકરા માટે તેણી કેહેતી કે તે અતી ઘણો ખુબસુરત હતો તેનુ નામ કદરઅલી નરીને હતુ તે છોકરાના મરણથી આએ ડોસી ઘણી દુખી હતી મરણ તે છોકરાનો બાપ નહી હતો, ને કેહેતી કે તે છોકરાના મોતના ગમમા તેઓએ પોતાનુ સ્વદેશ તજી બહાર નીકલી ગયા કે ગમ ભુલીશ પણ બીજો છુપો ગમ તેણીનો હતો કે આ છોકરી પર તેના પેહેલા ખાવીંદના મોત પછી કોઇ બીજો શખસ ઉપલી ખુબસુરત છોકરી પર આશક પડયો હતો તેણે પીછો છોડયોજ નહી, પણ તે તેઓની બરોબરનો આસામી નહી હતો, જેથી ડોસી વણીજ નારાજ હતી કે આના ગાળ સાથે બેરીને આપતા દરીદતા આનશે ઘણી રીતે હટાવતા પણ તે શખસે એરોની પુઠ પકડી રાખી, જેથી માઠુ પરીણામ જાણી દુખી દીને તે બેરોના નેમ કરી આપ્યા પણ છેવટે તેણીની ધારણાં ખરી પડી ને તેઓની કંગાલ્યત વધી તે મરદથી બે છોકરા થયા હતા મોટો છોકરો જે નોકરી લાયક હતો તેનુ નામ વઝીર હતુ અને બીજો ૪ વરસ આશરે નાહનો હશે તેનુ નામ યુસુફ હતુ. હવે આ છોકરીનો બીજો અગખામણો ખાવીંદ પણ મરણ પામ્યો, જેથી કદાનાના મારેના તેઓ હવે હજ કરવા નીકલ્યા કે રખે હવે કાઇ એઓ પર નવી આફત ગુજરે આપાનો વીચાર મક્કેથી પાછો ફરવાનો નહી હતો તેણીની મરજી ત્યાજ મરવાની હતી, પણ પાસે પુરતા પૈસા નહી હોવાથી તે

ત્યાંજ એડનમાં બે વરસ નોકરી કરીને પોતાંની ધારેલી જગ્યાએ જનાર હતી.

એક વખતે મારી આંખ એકાએક સુજી આવી અને ઘણી દર્દ કરવા લાગી. તેણી જરા વહેમી હોવાથી મારાં માયને કહ્યું કે આ બેટીની આંખ પર નજર લાગી છે, તે માટે તમારી ખાતરી કરી આપું છું. એટલું બોલી એક બતી સળગાવી તેમાં નજર ઉતારીને મારા માંયને તે ટંબલરની અંદર મારી આંખમાંથી પડેલાં લોહીનાં ટીપાં બતાવ્યાં અને પોતેજ દવા લગાડવા તૈયાર થઇ. ડૉક્ટરને દેખાડવા સાફ છણકો કરી નાં કહ્યું: "શું જરા જરા દર્દ ડૉક્ટરને બતાવો! હું ત્રણ દીવસમાં સાહજી કરી આપશ." મારેથી તો એ આંખનું દર્દ ખમાંતું નહીં હતું અને સારી રાત જપ નહી. આટલો દુ:ખાવો છતાં આંખ ખુલતી નહીં. આપાએ એક દવા બનાવી. તે શું હતી? થોડું અફીમ લીધું અને લીંબુની ચીર લીધી અને સોજન્ત લોખંડનો કાટ લીધો અને તે કાટવાળાજ લોખંડ પર અફીમ લીંબુનાં રસમાં ઘસ્યું. અને રાતે સુતી વેળાએ મારી આંખ પર લગાડયું. તે અંદર આંખમાં આંજવાની તજવીજ ઘણી કરતી, પણ મારી આંખ ઉઘડતી નહીં હતી, જેથી તે બહારથીજ આંખ ઉપર ભર્યું. બે દીવસમાં મારી આંખ તારાના જેવી ચમકતી થઇ અને કદી પણ તેના જેવી સુજી આવી કે દુ:ખી નથી. શું દવાનો ગુણ તે વાંચનારે તપાસવો. અત્રે કોઇ ડૉક્ટરને કહેવામાં આવે છે તો તે હસી કાઢે છે! આ બાનું ધીરે ધીરે મારા ઘરમાં અતી ઘણી વહાળી થઇ પડી. એટલુંજ નહીં પણ દરેક અગત્યની વાતમાં તેણીનીં સલ્લાહ લેવી પડતી હતી.

એક વખત મારા બાવા ઉપર કોઇ બે-વફાએ અદાવતને મારે તરકટ કીધું, અને કાંઇ એવું તોહમત મુકયું કે આએ ફલાંનાં કામમાં એઓએ દગો કીધો છે. મારા બાવાએ વેર બાંધ્યું, ત્યારથી આ દુશ્મનોથી બીહીતા હતા કે એઓની આંખ મારી ઉપર છે. છેવટે તે તરકટીયાઓ પોતાની ધારણામાં ફાવ્યા, પણ તે કેટલી ઘડી? 'સચ્ચાઇ હમેશાં માણસને પાર ઉતારે છે.' મારાં માયે બીચારાંએ રૂ. ૩૦૦) ને આસરેની જણસ બનાવી હતી. તેવણની જણસ ,ઘણાંજ દલગીર દીલે બાવાએ માંગી, જે મારાં માએ તો તુરત ગભરાઇને કહાડી આપી. એ તેવણને કોરટનાં કામને માટે નાણાં સારૂ જોઇતી હતી. આ ગભરાટ આપાને ખબર હતો, પણ તેણીએ મારા બાવાને સર્વે બીનાં પુછી લઇ

ધીરજ આપી એટલુ કહ્યુ કે "આપના મનમા અચ્ચાઇ તો ખરેખર છે ની?" તેવણે તુર્ત હા કહ્યુ તે ઉપરથી તે બોલી "બસ તમોને બીહીવાનુ મુતુજ કારણ નથી એમ સમજજો ક અચ્ચાઇની ફતેહ છે" અને ઘણો દીલાસો દઇને કહ્યુ "જે દીવસ તમારો કજીયો ચુનાર હોય, અને તે માટે તમો કોરટમાં જાવો તે દીવસે મને મળીને જજો" આ સલીયારાથી એક ગભરાયલા માણસને કેવી હીમ્મત આવી હશે તેનો વાચનારે વીચાર કરવો એક તો નાનુ જેવુ ગેહેર અને ત્યા એક આબરૂદાર માણસની આબરૂ પર હુમલો તે માટે લોકમા કેવુ ખરાબ લાગતુ જોઇએ, તે મારેનો વીચાર વાચનારને સોપુ છુ આ વરનીજ સાદ હતી, પણ મને આજે તે ચોક્કસ યાદ નથી એ બનાવ અગાઉ મે એક સ્વપનો જોયો હતો, તેની વાત મે આ આપા આગળ કરી હતી ત્યારે તેણીએ તેજ વખતે ખુનામા કીધા કે 'બેગી કોઇ પર જુલ્મ તરત જોડાશે અને તેની અદરથી છેક છેવટની ઘડીએ તેને તેનો ખરો ઇનસાફ મળશે' હુ તે સ્વપનો ભુલી નથી હજુ મને યાદ છે, આજે પણ કાંઇ સારૂ માઠુ બનનાર હોય તો મને અગાઉથી ચેતવણી થાય છે અને કઇ વેળા ઘણો ગુચવાડો હોય તો પાછળથી તે બનાવ બન્યા પછીથી સમજ પડે છે

જે દીવસે બાવાનો કજીયો કોરટમા નીકળનાર હતો, તે દીવસે બધાના જીવ સટોસટ હતા! પણ પેલી ભલી બાનુને માગ માય દર પને કેહેતા કે આપા શેરને કેહેની. તેવણ આકળા ને ઉતાવલા ભારી હતા પણ આ ધીરજવાળી અબલાએ નરમાસથી દીલાસો દઇ કહ્યુ કે 'બાવજી, ગાભરી ના થા ખુદાને યાદ કર' એટલુ કહી બાવાને એક કાગળની લખેલી નાની બીડદી આપી "આ આપની પાઘડીમા મુકો,' સચ્ચાઇ અને ખુદાના નામથી પુછ્યુ કે "કેટલે વાગે તમારો કેસ નીકળનાર છે?' તે વખત બાવાએ તેણીને કહયો, જે ધ્યાનમા રાખીને તેજ ચોક્કસ વખતે મને પાણીના પીપની પાસે લઇ ગઇ અને હાથમા એક તાળુ તેની કુંચી સાથે આપ્યુ અને ફરમાવ્યુ કે તુ તારા મનમા ધાર ને બોલ કે "મારા બાપની અચ્ચાઇ ખાતર તેવણના દુશ્મનોના મોઢા બધ થજો એમ બોલી તુરત તાળાને કલ દઈ પાણીમા ડુબાવી દે" એ કામ મને સાફાઇથી તેણીએ શીખવ્યુ હુ તો નીર્દોશ બચ્ચા જેવી મને શુ સમજ હોય કે એ બીના શુ હશે મને જરા ઘણી અજાયબી લાગી અને મારૂ ઉચુ મત તેણી માટે બેહુ મારો પ્યાર તેના ઉપર ઘણો વધવા લાગ્યો તે કેવી ભલી ને સાલેસ અબલા હતી!

તેનાં ફરમાન મુજબ મેં કીધું. અને ને વખતે તે પોતે ખુદાની બંદગીમાં મારી પાસેજ ગુહણ મંડીએ ઉભેલી હતી ને બંદગીનાં જેવું મનમાં બડબડતી. અમોને તો તે પછી બે કલાકે ખબર મળી કે કજીયો ઉડી ગયો, અને મારાં બાવાને તો માન સાથે મોકલા જરૂજે કીધા. એ ખુશીથી અમો તો ભરાઇ ગયાં, અને લોકોને ત્યાંથી પણ ખુશાલી જણાવી સર્વે ઘણાં રાજી થયાં, અને સારા દુવા ચાહવા લાગ્યાં. આજે એવાં નીમકહલાલ નોકરો—લાખોમાં એક. અમો તો જાણે આફતમાંથી છુટાં અને તે દોસ્ત માટે સાબાસીના સખુનોથી ઉપકાર માન્યો અને તેને તેના મેહેનતનાં બદલામાં કાંઇ ઇનામ મલ્યું હશે, જે મને યાદ નથી.

હું કાંઇ આજે વહેમી નથી. હું તો ખુદા શીવાય કશુંજ સમજતી નથી. જે ચાહાવું તે તેજ બુલંદ શ્રકતીનાં સાહેબ પાસે. એજ મારો હેતુ ને ધર્મ, પણ મારાં માય હજુ ઘણાં વહેમી ને ભોલાં છે, તેમાં તેવણ ઠગાય છે જે માટે હું આગળ ચાલતાં લખશ.

આએ ભલી સ્ત્રી કોઇ રીતે હલકા વીચારની નહીં હતી પણ ખુદરતી તેનો ખવાસ સારો હતો. ખુદાએ કોઇ કોઇ માણસમાં એવા ઉત્તમ ગુણો મુકેલા હોય છે કે વગર કેળવણી છતાં તેઓ સારૂં માન મેળવે છે. અને પોતાંનાં સદગુણથી સેંકડામાં સારૂં મત બેસાડી શકે છે.

તે બે વર્ષથી વધુ અમારે ત્યાં રહી અને આખરે પોતાને ધારેલે ઠેકાણે પોતાંનાં કુટુંબ સહીત જવા તૈયાર થઇ. તેને જતાં જોઇને અમો સર્વેને ઘણી દલગીરી લાગી. આવાં ભલાં માણસોને હું કદીબી વીસરતી નથી. તે ભલી અમારૂં ઘેર છોડી ગઇ, પણ અમોને તેવાં ભલાં માણસ આજ તક મળીયાં નથી. તેઓ અમારે ત્યાંથી ગયા પછી તેઓનું શું થયું તે આજ તક અમોને કશી ખબર નથી. થોડા વખતમાં ત્યાંનાં સર્વે કોઇ તે ભલી બાનુંને ભુલી ગયાં; પણ હું તેને માટે ઘણીબી તજવીજ રાખતી, તો પણ તેનો કશો પત્તો મને મલ્યો નહીં, ત્યારે મેં જાણ્યું કે તેઓ કોણ જાણે કયાં હશે.

સને ૧૮૬૬ નાં વર્ષમાં મારા બાવાને ત્યાંનાં એક હોરા કારભારીને મેં પુછ્યું કે આપાને જો તું પીછાનતો હોય તો મને તેનો પત્તો કેહે. તેણે મને ખાતરીપુર્વક હા કહી. જેથી મેં તેને કહ્યું કે જા તેડી લાવ. તે એક બીજી કે જે પણ આગળ મારાં માય પાસે રહી ગઇ હતી જેને હું ઓળખતી નથી તેને લાવ્યો. જેને જોતાંજ હું બોલી "ઇબરાંમ એ આપા નહીં તેને

તો આજે હું દુરથી જોઉં તો પણ પીછાણું" તેને પુછતા તે તો કોઇ બીજી જણાઇ

હવે મારા કાકી જેવણ પોતાના કાકી માથે એડન આવ્યા હતા, તે આપાના મકકે જવા પછી, અને વરસાદ જે તેઓના આનવા પછી પડયો તે સર્વે બનાવ તેના જવા પછીનો હતો

એડનનો હેવાલ મારા બાબમા મેં અતી ઘણો ટુંકમા લખ્યો છે, તે એટલા માટે કે લ બાણુ નહીં કરવાના સબબથી, બાકી મને હજુર ઘણીક ચીજો યાદ છે.

કાકાએ તો પોતાના રેહેવાનાં ઘેરનો અર્ધો ભાગ ઓફીસ માટે ભાડે આપ્યો હતો પણ તે બસ નહીં પડતા આખુ ઘેર ત્યાના બજાર માસ્તરે માગ્યુ અને તે સારા ભાડાની આશાથી તેઓએ તે આપી દઇ પોતે બન્ને જણ શેઠ મારાબજી ખરેઘાટની દુકાનના પાછળા ભાગમા થોડા માસ જઇ રહ્યા આ ખરેઘાટવાળા ઘણા ભલા અને અસરાફ માણસો હતા હુ પણ એઓની સાથે થોડા દીવસ રહેતી એઓ વણ્યુ કરીને પહાડ પર રેહેતા ત્યા પણ તેવણ મારા વગર જતા નહીં પછી બીજુ ઘેર મળતાજ મારા કાકાએ ઉપકાર સાથે તેઓની જગા ખાલી કરી આપી ખરાસ કાકાને ત્યા હુ જતી તેવણના ઘણીયાણી રતનબાઇ તે વખતે ઘણી સારી તંદરોસ્તીમાં હતા, પણ બીચારા થોડા વર્ષ પછી પડી જવાના નજીવા બહાણાથી ઘણા હેરાન આજ સુધી થાય છે એવણના ભલા ને સાલેસ ખાવીંદે આ ઘણીઆણીને સારૂં કરવા કાઇ મેહેનત યા પૈસા ખરચવામા એક રતી ભાર કસર કે ખામી કે બે-દરકારપણું બતાવ્યું નથી આ દુખી ઘણીઆણીની દુખની દાઝ હૈડે ઘરી તેવણના સુખને માટે જેટલુ પોતાથી બન્યુ છે તેટલુ કીધું છે. અને આજે કેટલાક વર્ષ થયા એઓ નેકબખ્ત સર્વેને પુર સુખી હાલતમા મુકીને આ જેહાનથી પોતાનો સદાનો વાસો ઉઠાવી ગયા છે.

એઓ આજે ઘણા વર્ષો થયા પોતાનો બોહોળો ઘંધો-વેપાર છોડી બેઠા હતા કારણ કે એવણની બાજુ મજબુત નહીં હતી દીકરાઓ બાપ જેવા ચાલાક અને મેહેનતુ નહીં હતા જેથી એવણે પોતાને ખુદાએ જે ધન બખસીયું તે ઉપર સબુરી અખત્યાર કીધી હતી

હુ જેમ વર્ષો ભરાતા ગયા તેમ મોટી થતી ગઇ, અને બધા મારા માયને કેહેવા લાગ્યા કે 'દીનબાઇ તમે હવે છોકરીને સારી પેહેરાવો ' મારા માય સધીયારો આપતા ક' 'વાર, માય, વારૂં!'

સારી પેહેરવાની મને ઘણી શરમ લાગતી, ને મને છુટે હાથે ફરવાની આદત હોવાથી હું સારીનાં નામે ઘણો કંટાલો કરતી, પણ વખત પોતાનું કાંમ શીખવે છે. તેમ, મારાં કાકીનાં કાકી હીરાંબાઇએ થોડા માંસ જવા પછી મને સમજાવી કે 'ચાલ, આલીમાંય! આપણે રતનજી ડોકટરનાં નવાજબાઇને મળવા જઇએ.' તે તું સારી પેહેરે તો સાથે લઇ જાઉં! હું એવા ખવાસની છું કે મારાં મનમાં ઘણુંબી હોય, પણ શીખામણની બાબદમાં કદી કોઇ સાથે ઘણી જીદ નહીં કરૂં, તેથી મેં ઘણી આનાકાની સાથે તેવણનો સખુન માન્યો. તેવણ પોતાંની સારી લાવ્યાં જે કાલી ગાજ અને સોપારીનાં ચીકનની તે વખતની ઉકમાઇની કોર હતી, તે પેહેરાવી ખરી, પણ હું તો શરમથી જાંણે અંજાઇ ગઇ.

મેં કહ્યું, 'હવે હું ચાલું કેમ? તમારી કાંની મને લેહેકા તો કરતાં નથી આવડતા,' તેવણે સમજાવ્યું કે 'ફીકર નહીં એ તો બધું ધીરે ધીરે આવડશે.'

હમો બધાં ડોકટર રતનજીને ઘેર ગયાં. મને તો જેતાંજ રતનજી હસવા લાગ્યા, જેથી મને ત્યાં ઘણું ભારી પડી ગયું. ને હું તો એક બાજુએ જઇને બેઠી તે ઘેરે જવા ઉઠી. હવે બધે જવાનું મારૂં બંધ થયું. તેઓ પોત પોતાંમાં બોલતાં—કાંઇ નહી રે, એ તો એમજ હોય. ધીમે ધીમે મહાવેરો પડશે. સારી પેહેરી તે વેળાએ હુ ૧૩ વર્ષની હતી. પણ કાંઇ ઘણી મોટી નહીં લાગતી. મારાં બુટ અને મોજાં કઢાવી નાંખ્યાં, તેનું મને ઘણું લાગતું. તે વખતે પારસી બાનુંઓ બુટ–મોજાં નહી પેહેરતાં અને ઉઘાડા પગમાં આબરૂનેં શોભા જેતાં હતાં, પણ વખત હાલમાં ફેરવાઇ ગયો છે. આજનો જમાંનો મને જેતાં જેતાં નવો લાગે છે. તે વખતે બોડી પેહેરતાં હાથ ઉઘાડા રેહેતા તો તેની પરવા નહીં હતી. હવે મોજાં પેહેરવાની મારી ઘણી મરજી પણ મારૂં ચાલે શું કે પેહેરીયે? મેં ઘણું સમજાવ્યું કે "વારૂ બુટ નહીં પેહેરૂં પણ અમથી સપાટ અને મોજાં તો પેહેરવા દેઓ." મને ઉંઘાડા પગે બોર શરમ લાગતી. પણ ફોકટ. આખરે કંટાળીને મનમાં ખુબ બલાપો કરીને બેસ્તી. કેઠે જવા આવવા કાંઇ ગમે નહીં, અને તેઓનીજ મરજીને તાબે થવું પડતું હતું, પણ કોઇ રીતે જીદ કરી કદીબી મેં કોઇને દલગીર કીધાં નથી. જેને જેમ ફરમાવ્યું તેમ કરવું એ મારી ફરજ સમજતી હતી, આજે હું બીજાંઓનાં બચ્ચાંઓને જેઇ અજબ થાઉંછું કે તેઓ કેવાં માં–બાપની સામે તણાય છે, અને તેઓની મરજીને તાબે થતાં નથી અને

ટાળા ભરેલા થઇ પડે છે કોઇ કોઇ છોકરીઓ પોતાના મા-બાપ તરફ એટલી તો નાફરમાન હોય છે કે તેઓની એ ચાલ ખરેજ ધીક્કાર કરેલી મને લાગે છે જો કે તેઓ તો નાલાયકોમાં ખપે છે, અને ભણેલી પામેના હોય છે! મને લાગે છે કે જ્યાં કુદરતી સદ્ગુણની ખામી હોય, ત્યાં આ ઉંચી-ઉઘાડનુ થોડુ જ કામ લાગે છે કુદરતી ગુણ થોડાજ ઇન્સાનોમાં તમે જોશો

## મને પરણાવવાની દોડાદોડી!

હવે મે સારી પેહેરી એટલે તે વખતના માણસોને મનથી છોકરીઓ મોટી થઇ, એટલે કેળવણીમાં તો જેવા જોઇએ તેવા, પણ પરણાવવાની ભાગી તાવલ તે વખતની માતાઓને પડતી મારા બાવા તો બીચારા આવા ખ્યાલોથી તદ્દન નીરાળાજ હતા પણ મારા માયને ઘણી ચટપટ થતી. તેનણુ હુ ૧૦) વરસની હોઉસ ત્યારથી માર માટે શોધતા તેથી કેના કે મને સાભળીને દુખી આવતુ! હુ ઘણી ધીરજવાળી હતી, અને મુગે મોઢે બધાના ચેન-ચાળા જોયા કરતી, પણ કશુ કોઇને કાઇ કહેતી કે પુછતી નહીં વખત જતા મારા કાકી પેહેલી વાર હમેનદાર હતા આ તક જોઇ બન્ને જણા મુબઇ જવા તૈયાર થયા તે તકનો લાભ લઇ મારા માયે મને મારા વડા કાકાને ત્યા મોકલવા દરૂસ્ત જોયુ કે સા એ ઘર સંસારનું કામ શીખશે અને બને ત્યા કોઇ સારૂ જોઇ અદરાવશે, પછી હુ જઇને લગ્ન કરી નાખસ એવો તેનણે વિચાર કીધો અને મારા બાવાને સમજાવ્યુ કે આપણે આલીમાયને છતા ઘેરના છોકરા જાય કે તે મોકલ્યે ? તમારા ભાઇ બધુ કરશે એમા શુ છે? એમ તેવણને સમજાવ્યુ અને તે મારા બાવાના ધ્યાનમા બી દરૂસ્ત લાગ્યુ મને મોકલવાની તૈયારી કરવા લાગ્યા હુ પણ જેમ તેઓની મરજી હોય તેમ ચાલવા તૈયાર થઇ સાથે મારા નાના કાકા પોતાની ધણીઆણીને મુબઇ મુકવા આવનાર હતા, તેનણુ પણ તૈયાર થયા

મને જતા જોઇ બીચારા કાકી તથા કાકાને ઘણુ લાગ્યુ તેઓની મરજી નહીં હતી કે મને મુબઇ મોકલે. તેઓ પોતે પોતાની સાથે "જે દહાડે જઇશુ ત્યારે લઇ જઇશુ" એમ કેહેતા પણ મારા માયે તો પકકોજ ઠરાવ મને મુબઇ મોકલવાને માટે કીધેલો હોવાથી તેવણે સાફ ના પાડી કે 'નહી બેહેન, છતો મારે ઘેરનો સાથ જાએ છે અને એ છોકરી મોટી થઇ, માટે મને ઉલ નહી આવતી' હુ તો જ્યા ઓળખાણ હતી ત્યા મળી આવી અને સર્વેની દલગીરી વચ્ચે મે એડન છોડયુ

હમો ૫) જણા એક મેકંડ કલાસની કેબીનમા હતા. મારા કાકા-કાકી અને કાકીના કાકી તથા તેવણુનો છોકરો અને પાચમી હું. મારા કાકા નાહાન હોવાથી મારાં માવાએ સમજ પાડી કે 'બચ્ચાઓને સભાલીને લઇ જજો, તમે જાણો!' વીગેરે ઘણુ કહ્યુ. તેવણે તો ફકત બે જોડ કપડા બહાર રાખ્યા તે જોઇ મને વિચાર ઉપન્યો. મેં કહ્યુ 'પેસ્તનજી, તમે બે જોડ કપડા રાખ્યા તે કેમ ચાલશે?' મને જવાબ હસવા સરખો મલ્યો અને તે માટે હુ ચીરડાઇ ગઇ! 'જુઓ તમોને પછી માલમ પડશે. જોજો' મે દમ કીધો, પણ કાંઇ નહીં. હુ જાણતી હતી કે અમો સુખ-ચેનથી જેવા આવ્યા તેવાં જવાના નથી, કારણ કે પહેલેથીજ બધું હાલ હવાલ નજરે આવ્યું. આ મારા નાહના કાકા સાથે મને ઘણોજ છુટથી બચ્ચા માફક બોલવાનો વેહેવાર હતો

મારા માય-બાવા સ્ટીમર ઉપર મુકવા આવ્યા હતા પણ સ્ટીમર જવાની તૈયારીમા હોવાથી ખુબ ધમચકરી ચાલતી બપોરનું ખાણુ તો અમોએ તવાઇ બંદર પર મોરાબજી ખરાસના હોટેલમા અમોને ઇજન હોવાથી લીધુ હતુ ત્યા મારા ફુવા જમશેદજી ખરાસ તથા તેવણના ભાઇ-ભોજાઇ રેહેતા હતા એ મારા ફુવા મોરાબજીના સૌથી નાના છોકરા હતા

## શેઠ જમશેદજી સો. ખરાસ.

આ બન્ને બેગઓ તવાઈમાજ પોતાના બાપની આગળ રેહેતા ને દુકાનનો વહીવટ ચલાવતા એમા વડા છોકરા રૂસ્તમજીનો કશો હીસ્સો કે લાગતુવળગતું હતુ નહી આ મારા ફુવા પોતાના ભાઇ બરજોરજી સાથે એડન થોડા માસના આવેલા હતા એઓ ઘણા રાંક અને સારા સ્વભાવના હતા પણ શીખાઉ બચ્ચા જેવા છોકરવાદી હતા અમો આગ્રહથી એઓને ત્યાં રહ્યા હતા અને ઉપડતી વખતેજ સ્ટીમર ઉપર ગયા હતા

અમોને મુકવા આવનારાઓ મલીને ગયા પછી ઘણા દલગીર મને ઉદાસ જીવે અમારી સ્ટીમરે લંગર ઉઠાવ્યુ અને થોડા વખતમા નજર આગળથી સર્વે ચીજો દુર થઇ ગઇ અમો રાતે ખાણુ લઇ સુતા, પણ મારા કાકીની તબીયત બીગડી મને સ્ટીમર કદીબી લાગતી નહી હતી હુ તો સામી તેઓની મેનીજ કરતી અને મારા કાકાને ઘડી ઘડી કાંઈ કાંઇ કેહેતી. તેવણ બધાને અમથુ અમથું સમજાવતા કે મેં બટલરને

હુકમ કીધો૭ કે તમારે માટે કેક લાવશે—પેલું લાવશે—ઓલું લાવશે. આમ ડંફાસ મારતા.

## સ્ટીમર ઉપર મુશ્કેલી.

હું ઘણી ચીરડાઇ જતી અને તેવણુને ખુબ ઘોંક ઘોંક કરતી. એ જોડ કપડાં તે ક્યાં પુરાં પડે? અમોને ૩ કે ૪) દિવસ થયા હશે તેટલાં એક વખત એક મેલર અમારી કેબીનમાં આવ્યો, અને બારીને રસ્તે પાણી માપી ગયો. આ બારીઓ ઘણી જાડી ને મજબુત હોય છે. તેને મજબુત ગફ્ફાનાં આકારની બંધ કરવાની ચાવી હોય છે. તે તેની ગફલતીથી કાંઇ અળગી રહી ગઇ. મોડી રાત્રે સ્ટીમર તે તરફ ઢલતી ચાલી. જેથી બારીને રસ્તે જોરથી પાણી મારાં બદન પર પડયું. જેનાં અવાજથી હું જાગી ઉઠી અને મારાં કાકાને ચીરડાઇને ઉઠાડયા અને તેવણુની આવી બેદરકારી માટે ઠપકો આપવા લાગી. પેહેલાં તો મને કેહેવા લાગ્યા કે 'મુગી મુગી સુઇ જા.' પણ સાંમટી રીતે બધાએ કહ્યું ત્યારે માંથું ઉંચકીને જોઇને તુરત ઉપરની અભરાઇ પર તેવણ સુતા હતા, ત્યાંથી તુરત નીચે ઉતરી બારી બંધ કરવાની કોશેસ કીધી, પણ તે બંધ થઇ શકી નહીં એટલામાં મોટા જોસબંધ પાણી કેબીનમાં આવવા માંડયું. આએ તેવણુની બેદરકારીનું પરીણામ હતું. કાકાએ તો તુરત તેનાં લાગતાવળગતાઓને ખબર આપી તેડી લાવ્યા. તેને મુશ્કેલીથી બારી બંધ કીધી. તેમ કરતાં તે માંથાંથી પગ સુધી મોજાની છોલથી ગુંગલાઇ ગયો, ત્યારે બારી બંધ થઇ અને પાણી તેઓએ બતી સળગાવી સાફ કરી આપ્યું. તે રાત તો અકર વકરે પુરી કીધી. ખાવાની પણ હાલ હવાલી હતી. કાકાનાં તો કપડાં મેલાં થઈ ગયાં તેથી બહાર નીકળવાની મુશ્કેલી પડી. બીચારા બધાંની તાણા–જાણી ખમવા લાગ્યા! એવો હાલ તેઓનો હતો. વળી એક વેળાએ મોડી રાત્રે તુટક પર ઘણોજ ઘોંઘાટ થવા લાગ્યો, જેથી હું જાગી ઉઠી. તુરત મારા કાકાને ઉઠાડયા. તેવણ બરબડતા આંખ ચોલતા ઉઠયા. કાંઇ ખરાબ બનાવ હોય તેમ મને લાગ્યું, અને લોકો અહીંથી તહીં દોડાદોડ કરતાં તે જોઇ મને તથા બીજાંઓને ભારી ગભરાટ થયો. એટલામાં સ્ટીમર થોભી ગઇ અને કેપટન બોટ ઉતરવાની તજવીજ કરતો હતો તેવાંમાં હું દોડતી ટુટક ઉપર ગઇ, પણ બધે અંધારૂં તેથી મને બીહીક લાગી, તોપણ જઇને ખબર મેળવી તો માલમ પડયું કે 'ડેક' ઉપર રાતનાં જે ચોકી કરનાર હતો તે ઉંઘનાં જોંકાથી દરીયામાં પડી ગયો. તેને માટે લોકોને ઘણી દયા લાગતી. કારણ તે ઘણો

જવાન છોકરો હતો. જે બીચારો નોકરી બજાવતાં દરીયાનો ભોગ થઇ પડયો. પણ તે કાંઇ કેટલો વખત અગાઉ પડવા પછી ખબર પડી તે કયાનો કયાં બીચારો ગુમ થઇ ગયો હશે! કેપટને ઘણીબી મેહેનત તેને માટે કીધી, પણ ફોકટ! તે બીચારો ગરીબ હાથ લાગ્યો નહીં! અને સર્વેની નાસીપાસી વચ્ચે તે ત્યાંજ ફનાં થયો. આ રાત સર્વેએ એકસરખી ગમગીનીમાં પુરી કરી.

આ કમનસીબ છોકરો યુરોપીયન હતો, જેથી તેઓને તથા મડમોને ઘણું લાગતું. જો કોઈ ગરીબ બીચારો દેશી હતે તો આટલી નાસીપાસી તેઓના ચેહેરા ઉપર નહીં જણાતે, પણ પોતાંની જાત! એટલુંજ નહીં, પણ તે ગરીબ, જવાન હતો, જેથી ખરેજ બધાંનાં જીવ દલગીર હતા.

એવી રીતે અમારા ન્હાડા પુરા થયા. ઉપલા માઠા બનાવ પછી ત્રીજે દીવસે અમો સાહીસલામત મુંબઇનાં બારાંમાં આવી પુગ્યાં.

અમોને સ્ટીમર પર લેવા મારા કાકા નાનાભાઈ આવ્યા હતા. અને હીરાંબાઇને લેવા તેઓના લાગતા વલગતા આવ્યાં હતા, તેઓ સાથે તેવણ પોતાંના માયને ત્યાં ગયાં. અમો અમારા વડા કાકાને ત્યા ગયા. મને તો ત્યાં એટલું અંનજાણું લાગ્યુ કે શું લખું? મારે મનમે તો તે એક પારકું મકાન હોય તેમ થઈ પડયું. હું મારાં કાકી તથા કાકા એટલાજ જણ સાથે હતા. મુબઇનો દેખાવ તો મને એવો વીચીત્ર લાગ્યો કે વસ્તી તો જાણે કકરા પડે. ઘોંઘાટ પણ તેટલોજ મોહાલ્લાઓમા લાગતો. એક તો તુરતના સ્ટીમર પરથી આવેલા તે ઘરમા દાખલ થતાંજ જરા ચક્કર આવવા લાગ્યા. અમારે માટે નાસ્તો તૈયાર કીધો હતો. ઘરમાં તો મારાં મોટા કાકી અને વડાં ફુઇ હતા. મારા બન્ને કાકાઓને તો જુદા અમો ગયા પછી મારા મોટા બાવાએ રાખ્યા હતા. તેથી ઘરમાં તો ઘણી સગવડ હતી. આ ઘરમા પેહેલે માળે જે ભાહુત ધનજીભાઇ સરાફ હતા, તેજ હતા. બીજે માળે ધનજીભાઇ ખ. રાદેલીઆ ર્‌હેતા હતા. ત્રીજે માળે મારા મોટા બાવા અને ચોથે માળે ઘરવાલા પોતે રેહેતા હતા. મને તથા મારા ભાઇને આવેલાં જાંણી તેઓ મળવા બોલાવતાં.

મને તો પુછતા તેનોજ જવાબ હુ દેતી. બીજું કાંઇ વધુ નહીં બોલતી, તેનું કારણ મને અણુજાણું લાગતું. મને આવી ગુપચુપ હાલતમાં જોઇ મારાં વડા ફુઇ જેવણ ઘણાંજ આકળા સ્વભાવના હતાં, તેવણ

ચીરડાઇ જતા ને બખારતા તેવણે પેહેલેજ દીવસે મને તાણા જાનીના સખુનોથી વધાવી લીધી !

"અને તો બુમ ઉડી છે કે રૂસ્તમજીની છોકરી તો ઘણી હુશીયાર છે—એમ ઓનેછ—એમ ચાનેછ.—એમ ચબરાક છે—એમ ચાલાક છે, અને અંગ્રેજી શીખેલી છે અને હુશીયારીની તો પાર નથી! તે જંગલના ઢોર જેવી કયાથી આવી? શું માયે એજ શીખવ્યું કે? નથી રાધતા આવરતુ, નથી લખતા આવરતુ. ત્યારે છ વરસ તાહ શું ધોયું? રમી રમીને દીવસ પુરા કીધા કે ફરી હરીને? અહીં તો લોકોને મોહને તારીફ સાભળીને હુ તો ખુશ-ખુશ થઇ ગઇ કે ચાલો એવી કેળવાઇને કવેરૂ થઇને આવી દેખુ! જોની તારા કરતા ત્રણ વરસ નાની તારા કાકાની દીક્રી કેવી કેળવાઇછ!"

આ તેઓના શબ્દોમા હું અને લખુ છુ તેવણ ખુબ બખારતા હતા, તેની વચ્ચે મારા કાકી માય ઉમેરાયા નહીં, પણ તેવણ બોલ્યા કે "ઓ વાય! અમમાઇ! બસ કર, તે રડવા જેવી થઇ ગઇચ. અસ્તો આજે આવી તેગલા તુ શું તેને ગભરાવેછ! વરી એ કઇ મોટી બૈરી થઇ ગઇ જે પેતુ નહીં શીખી, ઓતુ નહીં શીખી! બસ બસ, એકદમ મુગી રહી જા"

આ મારા કાકી માય પોતાના વડા નણંદ સાથે બચગીથી રેહેલા હોવાથી એક બીજાને તોછડાઇથીજ બોલતા, વાચનાર, આ તાણા જાનીના સખુનોનો વરસાદ જોઇ મારા મનમા તે વખતે શું થયુ હશે! હું કાંઈ ગમતીનાગ બચ્ચા જેવી નહીં હતી, જેથી મને તો એવુ થયુ કે, અરે ખુદા! આ ધરતી ફાટે તો હુ ગરક થઇ જાઉં, પણ મારો કશો ઉપાયજ નહીં હતો એમ કરતા મારા દીલમા તો ઘણુંજ લાગ્યુ, પણ મને કાઇ સુજે નહી મારા મનમા હું પજરીયા કરતી આવા સખુનોથી હુ તો દંગ થઇ ગઇ અને ફરમાવેના ગુલામ મીસાલ મારી જીંદગી થઇ પડી પેહેનાજ મુહર્તમા જયારે આવુ જોયુ, ત્યારે કેટલુ આગન વધવુ ને કેટલુ પાછળ હઠવું તે હુ શીખી મને તેવણ કાઇ કામ સોપતા તેમા જો ગફલતી થઇ તો ગોધીયારૂં કરી મુકતા, અફાડ-જીક ઉડાર-પુડાર કરતા અને ઘણા તપી જતા જો નીચે કાઇ પુછવા મોકલતા તો હુ બીદેલા જીવે લુની જતી અને અલબ્બે ઉતરીને પુછી આવતી મને મેહેનત કરવાની કે દાદર ચઢ-ઉતરવાની આદત નહીં હોવાથી હુ ઘણી થાકી

જતી. સહવારે બીકને મારી સકાળે ઉઠતી. હું ઘણી સંભાળથી બીહી-બીહીને ચાલતી. બીજે માલનાં ધનજીભાઇ રાદેલીયા મને જોઇ ઘણાંજ ખુશ થતા, અને મારે માટે ઘણું સારૂં મત હતું. તેવણ મારા બાવાના દોસ્ત હતા. તેવણ કોઇ વેળા મને બોલાવતા અને મારા બાવા વીષે મને ખબર પુછતા. અને આબરૂ-ઇજતથી મારી સાથે વર્તતા હતા. જેનો હું ટુંકમાં પણ ઘટતો જવાબ દેતી. એઓને એક છોકરા સીવાય બીજાં કશાં ફરઝંદ નહીં હતાં. અને એઓ પાંચ પૈસે સુખી જણાતા હતા.

મારા મોટા બાવા જેમ મને બચગીમાં ચાહતા હતા, તેમ અને તેટલો પ્યાર હમણાં તેવણનો નહીં હતો. તેવણે મારી દરકાર નહીં કરતા, એટલુંજ નહીં, પણ કોઇ વેળા મારી ગફલતી થની તો ઘણો ગુસ્સો બતાવતા હતા, તે જોઇ મને મારા મનમાં ઘણું ઓછું આવતું! તેવણ તરફનો ચાહ કાંઇ મારા મનમાંથી નીકળી ગયો નહીં હતો!

માણસો કાંઈ પેહેલાંથી કેળવાતાં નથી. વખત અને વર્ષ ભરાતાં પોતાંની મેળે કેળવાય છે. તેઓ પર લીલી-સુક્કી ગુજરે, ત્યારેજ તેઓ ઘડાય છે અને શીખે છે. માટે પેહેલાંથીજ તમો મોટી આશા બાંધશો તો ખોટું.

હવે હું મારા બાવાનાં મમાઈ કે જેવણ જુદાં રેહેતાં હતા, ત્યાં તેવણને મળવા ગઇ. તેવણ મને જોતાંજ ખુશી થયાં. મને ખબર સર્વેની પુછી. મેં તેઓને મન માનતો જવાબ દીધો. હવે ત્યાં પણ એજ સવાલ નીકળ્યો કે "માય, તુંને લખતાં-વાંચતાં આવરેછ કે? મેં તો હીમ્મતથી આ બુઢાં માયને જવાબ દીધો કે ત્યાં કાંઇ સ્કુલ-નીસાળ હતી કે હુ શીખું? તેવું કાંઇ નહીં હોવાથી તો જુઓની તેમુલજીને મારી સાથે મુંબઇ મોકલ્યો કે કાંઇ શીખે!

તેવણે મને યાદ આપી કે 'તું અત્રે નીસાળ અને સ્કુલમા બે ગમ શીખી હતી તે શું વીસરી ગઈ કે? ઇનામ સૌ લાવી'તીની?" મેં જવાબ દીધો કે 'તે તો બધું હું હવે ભુલી ગઇ. મને કશું યાદ નથી.' "વારૂં ચાલ કાંઇ નહીં છોકરીની જાતને ઘણું શીખવાનું કેવું? બસ, કાગળ લખતાં આવડે તેટલું, ને ધોબીનાં કપડાં એટલું હીસાબ જેટલું શીખજે." એમ ઘરડાં માયે શીખામણ દીધી.

આ બીચારાંનો બુઢાપો ઘણો દુઃખ ભરેલો હતો, કારણ જ્યા સુધી મારાં બપાઇ જીવતાં હતાં, ત્યાં સુધી તો એવણ ઘણાં સુખી હતાં, પણ

તેવણનાં મરણ બાદ ધીમે ધીમે એવણના દીવસો પડનાજ ગયા, અને ઘર ઉજડ થતું ગયું. વડાં બેટી દોશીબાઇ પણ આએ જંનતમાંથી સદાનાં નીરાંત થયાં હતાં. અને તેવણનાં બેહેન કુંવરબાઇ જેવણ મેં પ્રથમ જણાવ્યું તેમ કફેરા ખાવીંદનાં બસથી માયની સાથે પોતાની એક પુરી દીકરીને લઇને રેહેતાં હતાં તે બીચારાં તે ૨૫) વર્ષની બેટી, જે કુંવારીજ હતી, તેનાં કવખતનાં મરણનો ગમ ખાઇને પાછળથી પોતે પણ નીરાસ જીવે મરણ પામ્યાં! આ ત્રણેનાં મરણનાં સમાચાર અમોએ એડનમાં એક પછી એક સાંભળ્યા હતા. અને હવે તો બુદાં—માય આગળ તો ફક્ત સૌથી નાની છોકરી જે મારાં કાકીનાં માય થાય છે, તેવણ બાકી હતાં. તેવણ પણ પોતાંના માયને માથેજ સદાના પડેલાં હતાં. મેં આગળ લખ્યું છે તેમ તેવણનાં ધણી એડનની કોમેસરીએટમાં કોપરનું કામ કરતા હતા. જેનો નછવો પગાર તેવણ પોતેજ ખાઇને બેસતા. સારૂં થયું કે બીચારાને એકજ ફરઝંદ હતું, મારા કાકીનાં બાવા મારાં બાવાને ત્યાંજ જમતા કે જેથી તેવણને ઘણો થોડો ખરચ થતો. અને જે પૈસા બચતા, તે હૈયડે દાઝ ધરી ધણીઆણીને સારૂં નહીં મોકલતાં પોતાંનાં માય–બાપના દરાણ કરાવવા ને વધે તે બેંકમાં મુકવા તથા મુક્તાદનાં ખરચમાં હીસ્સો આપવા મોકલતા. જુઓ કે કેવા કદરદાન તેવણનાં ધણી હતા!

આએ ખુલાસાથી વાંચનારને જણાશે કે જેમે કફેડાં સાસરાં હાથ લાગે તે કદી સુખ તો નહીંજ પામે. એ બીચારા બુદાંને ફકત ચાર છોકરીઓજ હતી, તેમાં તેવણ માત્ર મારાં બપાઇથી કેટલાં સુખી હતાં. તેવણને સાલેસ ખાવીંદ મળવાથી આખું કુટુંબ સુખ–ચેનમાં, આબરૂ–ઇજતથી દીવસો કાઢતાં હતાં. **એક ભલું હોય તો સાતને ભલું કેહેવાડે અને સારાં ડહાપણથી સુખી થઈ બીજાને બી સુખી કરે; પણ નસીબમાં દુઃખડાં હોય તો સાંમા માણસ ચાહે તેટલું સારૂં કરવા જાય, પણ તે ફોકટ છે!** એવા દાખલા મેં ઘણા જોયા છે.

માણસોએ એક બીજાંની કાળજી રાખવી જોઇએ. પોતે મગરૂર નહીં રહેવું અને આપણી ગરજ જેવી બીજાંની જાણવી. હું એમ નહીં કેહેતી કે દરેક માણસ નીર્દય છે. ઘણાં નહીં ને થોડાં દયાળુ તો હશેજ, પણ ખરાં દુઃખ ભંજન તેઓએ થવું, અને નહીં કે મોઢેથી ગજનાં ગજ બોલવું અને તશુ નહીં છોડવું.

તે પાક કીરતારે દુન્યાને કશાથી ખાલી ગમ્મી નથી દરેક ચીજને દરેક બાબથી ભરપુર છે, પણ નેકીની કીમ્મત ઘણી મોટી હોય છે. નેક અને ભલા તો તમો ઘણાજ થોડાને જોશો. તેથી ઉનટુ માણસોની આ ખામી તેઓને પોતાને નથી દેખાતી, પણ સામાને દેખાય છે!

હુ કોઇ કોઈ વેળાએ મારા કાકી આગળ જતી, તેવણ પોતાના માય સાથે આ બુઢા મમાઇને ત્યાજ હતા બુઢા મમાઇ પાસે પાચ પૈસાની પુછી હતી તેના વ્યાજમાથી તેવણ વેર ચલાવતા તેવણ કોઇના ઓસી યાલા નહીં હતા

મારા મોટામામાએ મારા ભાઇ તેમુલજીને પ્રખ્યાત નીશાળ અધીયારૂ રૂસ્તમદારૂ ભપ્પુની હતી, ત્યા શીખવા મુક્યો બીચારાએ રમીજમીને દીવસો કાઢેલા તે નીશાળે જવુ તેને ઘણુજ ભારી લાગ્યુ, અને વારવાર બહાણા કાઢી રેહેવા માગતો. કારણ કે એ નીશાળે છોકરાઓને ઘાતકી રીતે મારતા હતા જેથી તેઓને ઘણુજ અનખામણ લાગતુ. તેઓને બચ્ચાઓની કશી કદર ન તેઓની તદરોસ્તીની દયા કે દાઝ હતીજ નહીં એક બકરાના ટોળાને લઇ જાય, તેમ ચેરે ઘેરથી છોકરાઓને મેહેતાજીઓ એન્ડા કરતા અને ગમે તેમ ઝપેટા મારી, જ્યા વાગે ત્યા ખરા, એવી રીતે લઇ જતા જે દેખાવ આજેબી મારી નજરમા જ ગની જેવો લાગે છે! આની નીશાળો તે વખતે પ્રખ્યાત હતી, આજે તો નામીચી સ્કુલો અને કોલેજોમા ઉંચામા ઉંચી કેળવણી, મહેનાથી મેળવી શકાય છે

હવે એ બીચારો નીશાળે ગોઠવાયો, પણ મારી કેળવણીની કોઇએ કશી દરકાર કીધી નહી દુન્યામા શુ બનતુ તે માટે હુ તદન અજ્ઞાણી હતી એટલુજ નહી, પણ મને મારા મા-બાપ તરફથી એક અધીયારાના ઓલનો કાગળ બી નહી આવતો મારા માય તો બીલકુલજ લખી-વાચી નહી જાણતા હતા બાવાનો પણ કશો ગગગ મળે નહી અમારા ખરચના પૈસા આવતા, એક સારી કાટ વગરતી ગાજ, પીના કજની મારે માટે લીધી ને થોડા સદરા કીધા હવે મે તેને સીવ્યા તો ખરા, પણ ગગળ કરતા આવડે નહી! જે ઉપર મારા વડા ડુઇ કે જેઓને હમેશા માએજીને નામે બોલાવતી તેવણનુ ભાળુ વાર થયુ, પણ મારા કાકીમાય ઘણાજ ટકા મીજાજના હતા, તેવણ મને કાઇ દીવસ બુરુ બોલી કરડાવતા નહી હતા જો મારી ભુલ હોય તો ધીમેથી સમજાવીને મને કહેતા, તેઓ

પાછું કેમ કરવું તે દેખાડતાં તેવણુ મને ઘણા ચાહતા હતા. મારી સાથે ધીમેથી વાતો કરતા, એટલુજ નહી પણ પોતે બહાર જતા તો મને સાથે લઇ જતાં ને મારી સાથે ઘણાજ સારી રીતે વર્તતા મને જો કાઇ જોઇતુ હોય તો હુ તેવણુને કેહેતી. હુ ઘણીજ શરમાલ સ્વભાવની હોવાથી કશું વધારે બોલતી નહીં મારો સ્વભાવ મારા કાકી માયને ઘણોજ ગમતો તેવણુ મને ધીમે ધીમે રાધણીને લગતું કામ કેમ, કીયે વખતે કરવું તે દેખાડતા. તેજ મુજબ કરતી. મને ફકત બપોર પછી ફુરસદ મળતી મુગે મોઢે જેબી કોઇ મને જે કામ મારે લાયકનું આપતા તે કરતી, પણ તરછોડ કરીને કે કટાવીને ના નહીં કેહેતી. તરછોડ કરવી એ તો મારે મનથી ઘણુજ અપમાન જેવુ મને લાગતુ મારા દેખતા જો કોઇ બીજું એવી ચાલ ચલાવે તો તે પણ મને ઘણું નાપસંદ હતું.

એમ બે-પાચ માસ વહી ગયા અને એક દીવસે કોઇ ઓળખીતા લગનનાં તેડા કરવા અમારે ત્યા આવ્યા તેઓ ઓટલા પર હશે, પણ તે વખતના રેવાજ પ્રમાણે આપણી બાનુઓને હાથની ઘુઘરીનો અવાજ ઘંટ પેઠે ચેતવણી આપતો હતો. એ ઘુઘરી પરથી તુરત અટકલ બાંધી શકાતી કે તેઓ લગનના તેડા કરવા આવે છે મારા ફુઇ જવા તૈયાર થયા. બીજે દીવસે મને તો તેઓને જોતાજ તરેહવાર વીચાર ઉપન્યા કે મને રખે લઇ જાય હુ શુ પેહેરીને જવશ? પણ મારી અટકલ ખરી પડી માયજીએ મને કહ્યુ 'ચાલ મારી સાથે લગનમા તું છતી છે, ને હું શું એખલી જાઉં કે?' આએ બોલેથી હુ તો થબ થઇ મોહકુ જોતી ઉભી. મને મુગી જોઇ તેવણુ ચેતી ગયા અને કેહેવા લાગ્યા કે 'કાય કપડાનો વિચાર કરેછ કે શુ મુગી થઇ ગઇ' મે કહ્યુ 'શુ પેહેરીને તમો સાથ આઉ?' ત્યારે તેવણુ બોલ્યા, 'ચાલ, મારી જણુસ હુ તુને પહેરાઉં' આએ સાભલી તરેહવાર વીચાર ઉપન્યા તે અને શુ લખુ? તેવણુ એક દાબડો ખુશી થતા કાઢી લાવ્યા ને તેમાથી 'નઠ' કાઢી, પણ તે મને કયા પેહેરાવવાના હતા તે હુ વીચારમા પડી કે રખે હુજત કરે તો હું નાકમા એ કઢંગી જણુસ કેમ પેહેરસ? મને નાંકનો વેહ બુજાઇ જવાનું અચ્છું સાધણુ મલ્યુ હવે એક હીરાનુ કરણુ તેવણે પેહેરાવવાની ઘણી હુજત લીધી કે એને એરીગને ઠેકાણે પેહેર, પણ તેની દાંડી એટલી તો જાડી હતી કે મને તે નકામુ હતું. હવે તે બધુ પડતું મુકીને મારા કાકી માયની સલાહ તેવણુને ઠીક લાગી તેવણે મને સરસ

સારી, ને સાંકલી, 'એવી હલકી જણસે પેહેરાવી લઇ ગયાં, ત્યાં હું ગઇ તો ખરી, પણ મને તો 'બીલકુલ તદન અંણજાણી મીજલસમાં ગમે નહીં!

માંરાં ફુઇ તો સૌ સાથે હલી–મલી જતાં. તેવાંમાં કોઇએ મારે માટે પુછ્યું કે 'આએ કોણ?' તેવણે કહ્યું કે 'બાગ ભાઇની છોકરી.' તે બાનુંએ મને તુરત ઓળખી. વળી તેઓએ પુછ્યું 'તમો ઘણીજ તારીફ કરતાં હતાં તેજ કે?' તુરત તેવણને જવાબ મલ્યો કે 'હા.' મને સાંભળતાં એટલી તો શરમ લાગી કે રખે કાંઇ વધુ પીજન નીકળે! પણ વાત તો ત્યાંજ અટકી. આ મારી હુસ્યારીની વાત કેમ બહાર આવી ને હું શાંમાં હુસ્યાર છું, તે મને કાંઇ જણાતું નહીં! પાછળથી ખબર પડી કે એડનનાં કોઈ દુકાનવાળા પારસીઓ મુંબઇ આવ્યા હશે; તેઓએ મારે માટે તારીફનાં સખુનો ઘણી વખત વાપરેલા હોવાથી તે મારાં સગાંઓનાં સાંભળવામાં આવ્યા હતા. તેઓની નજરમાં હું એક ઘણું સ્યાણું ને સમજુ બચ્ચું ગણાતી હતી. તેથી તેઓ મને ડાહી છોકરી ને ચાલક સમજતાં હતાં. તેઓનું બોલવું જુદા પ્રકારનું ને સમજનાર જુદી રીતે તેનો અર્થ કરતાં ને વચમાં શીખવા તથા વાંચવાનું લાવી મુકતાં, પણ તેમ સમજવા છતાં મને કાંઇ કોઇએ લખવા વાંચવા શીખવ્યું નહીં. એમ કરતાં વળી બે ચાર માસ નીકળી ગયા કે વળી લગનમાં જવાનું નીકળી આવ્યું. મારાં કાકીમાય તો કદીબી કોઇ દીવસે કેડેબી લગન કે કોઇની ગમે એવી ભલાઇનું કામ હોય. પણ ત્યાં સામેલ થતાંજ નહીં. તેવણને કોઈ પણ ઠેકાંણે જતાં મેં નથી જોયાં. જો સગાં–વહાલાંમાં લગન કે તીર્થ હોય તો ફકત સાધારણ સોનજાં કપડાં શીવાય કશું નહીં પેહેરતાં. તેથી તે ઘેરમાંજ. કોઇ પણ મીજલસમાં નહીં. તેવણ ઘણાં એકમાર્ગી સ્વભાવનાં હતાં. અને મોભાદાર રીતે ચાલતાં. તેવણનો એજ ખવાસ અસલથીજ હતો.

હવે મેં પકકો ઠરાવ કીધો કે મારે કોઈ પણ ઠેકાંણે લગનમાં જવું નહીં; કારણ મારી જણસ–કપડાં માંરાં માય પાસે એડન હતાં. અત્રે તો મને થોડાં કપડાં આપીને મોકલી, ત્યારે કોઇનું અકર વકરનું પહેરવું ને તે સંભાલવું મને ઘણું કંટાળા ભરેલું થઈ પડયું! તેથી મેં કોઈ પણ ઠેકાંણે જવા સાફ નાં કહ્યું. મેં કહ્યું 'માયજી તમો લગનમાં જાઓ, પણ ખુદાને વાસ્તે મને ત્યાં લઇ ના જાઓ.' તેવણ ચીરડાયાં, 'કાંય, મારી સાથે આવતાં શું થયું! મેં મારાં કાકીને ઇસારતથી સમજાવ્યાં કે એવણને ઠંડાં પાડો. તેવણે કહ્યું, "ઓ વાય! અમબાઇ, તારો તો કાંઇ જુલમ છે. તેની ખુસી નથી તો માંડી વાળ. તમો કાંય નહીં જતાં, તે

બચ્ચાંને લાયકનું પેહેરવા–ઓઢવાનું મળે નહીં ને કુંવારાં બચ્ચાંને કાંઇ એમ લઇ જવાનું છે?" તેવણ તો મુગાં રહી ગયાં અને પોતેજ એખલાં ગયા. મારૂં મન ખુસ્સું થઇ ગયું. હવે વારંવાર લગનનાં ઇજન આવતાં, પણ મને કંશી ફીકર રેહેતી નહીં. હુ કોઇ પણ ઠેકાણે જવાનાં વીચારમાં પડતીંજ નહી. મારાં માયજી મને ઘણા ચાહતા. એવણને અંદર ખાંતે મારી ઉપર ઘણીજ પ્રીત હતી. મારી પર જરા જરામા ગુસ્સે થવાનું કારણ તેઓનો કાંઇ છુપો ગમ મારે વાસ્તે હતો, એવુ મને પાછળથી માલમ પડયું. તે હવે પછી લખીશ.

મારા ત્રીજા ફુઇ જવણ ખરાસને ત્યા પરણેલા હતા, તેવણને પણ લખતા–વાચતા આવડતુ નહો હતુ. હવે તેવણને ગરજ પડી, તે એમ કે મારા નાના ફુવા હુ એડન હતી, ત્યારે ત્યા આવેલા હતા. તેવણ પર કાગળ લખવાની ગરજ પડી જુઓ, ગરજ શુ ચીજ છે! માણસ જાતને તે બોલવા કરતા સમજવુ સહેલ છે. તેવણ પોતાના ઘેરમા સાસરેથી રેહેવા આવતા, ત્યારે શીખતા. નીચ ખડકીમાના ભાહુત જેઓ ગરીબ પણ આબરૂદાર હતા, તેઓનો એક છોકરો નામે બમનજી હતો; તે મારાં દીનબાઇ ફુઇને સાજે સ્કુલથી આનીને શીખવતો હોવાથી, તેની સાથે અમારે ત્યાના ને સારી ઓળખાણ પડી હતી. હુ એડનથી આવી ત્યારે ધડ–પુછડા વગરનું ભાગુ–તુટુ કાગળ તે બીચારી લખવા શીખી હતી.

એજ મારાં ફુઇએ પોતાંના વડા બહેનને કહ્યું કે આપણી આલીને બમનજીના હાથ નીચે શીખવો. પણ તે વાત મેં સાભળી તેજ. પાછી કોઇએ કાઢી નહી. ને તેવામાં ઘેરમા કામ નીકલ્યું. તે એકે મારાં બીજાં ફુઇ- જરૂનાઇ જેવણ ૨૧) વરસનાં થઇ ને બીજ વર પરણ્યાં હતાં. તેવણને બે સાવકા છોકરા હતા. અને એક મોટી છોકરી હતી. તે વખતે કાંઇ એવોજ પવન પારસીઓમાં હતો કે છોકરી જો ૧૬ કે ૧૮ વરસની થઇ તો કુંવારો છોકરો મળે નહીં! તેને માટે તો બીજવર શીવાય છુટકોજ નહીં! પછી ચાહે તો ઠેરે પણ ઘરડા કે જુવાન તેનો હીસાબ નહીં, ત્યાં પરણાવી દેતા! તેમજ મારા આ ફુઇના બાબમાં હતુ. એક તો અમારા કુટુઅની બાનુઆ તેમજ મરદો કદમા ઘણાં ઉંચા, અને આ મારાં બીજાં ફુઇના વર તો તેવણને ખભે આવે તેવા. તેમને જોઇ મને તરેહવાર વીચાર ઉપજતા, પણ તેવણ પૈસાવાળા ને સ્વભાવે રાક હતા. લાંબી પહોચ નજરે નહીં આવતી- તેવણ કોનટ્રેકટનું કામ કરતા ને ભાગમા ધંધો કરતા હોવાથી સુખી હતા. અને પાંચ પૈસાનો સારો છુવ

હતો તેવણ કદે નણાજ ઠીંગણા હતા અને તેવણના છોકરીઓબી તેમા નાના કદના બાપ જેવા હતા આ છોકરાઓને પણ અદરાવેલા હતા તે જોઇ મને ઘણી અજાયબી લાગતી પણ મારા ફુઇએ એક છોકરી પોતાના ભાઇ નાનાભાઇની લીધેલી હતી, એવા વીચારથી કે તેવણને પોતાને કામ લાગશે। તે છોકરી અમારા કુટુબ પ્રમાણે કદે જેમ મોટી થતી ગઇ તેમ ઘણી ઉચી પણ થઇ ગઇ તેનો ધણી આજે પણ એક નાના ૧૪) વરસના છોકરા જેવો જણાય છે। એની રીતે આગળ કજોડા ગોથનાતા હતા। આજે તેમ નથી આ મારા ફુઇ પોતાના ભાઇને ત્યા જ્યારે બચ્ચાનો જન્મ આપવો હોય, ત્યારે આવીને ૪-૫ માસ રેહેતા તેથી આપણે તો તેવણની મેનીજમા રોકાયા, તેથી કોઇએ મારી કેળવણી ઉપર તો ધ્યાન આપ્યુજ નહીં।

હુ એડનથી મુબઈ પાછી આવી ત્યારે મારા માયના હાથમા એક છોકરો હતો જેના મરણના સમાચાર હુ મુબઈ આવ્યા પછી મે સાભલ્યા હતા મારા માયે મારા સાભળવા પ્રમાણે મને મુબઈ મોકલી ઘણા બેચેન થયા હતા।

એ અગવડો પુરી થવા પછી એડનથી કાકા અને કાકી સુરત જવા સારૂ મુબઈ આવ્યા તેઓ મારા બાના પાસેથી કાગળ લખાવી લાવ્યા હતા કે તેઓ સાથે મને સુરત મોકલે તે કાગળ લઇને તેઓ મને મળવા આવ્યા ને મને સાથે લઇ જવા માગી પણ જરા આનાકાની જોઇને મારા મોટા બાનાના હાથમા મારા બાનાનુ કાગળ તેવણે આપ્યુ. તે વાચી મને મોકલવાનો ઠરાવ તેઓએ કીધો અને હુ તેઓની સાથે સુરત ગઇ તે વખતે નાહની સ્ટીમર ફરતી હતી તેમા અમે સુરત ગયા

## ત્રણ દીવસે સુરત

કાકાના માયને ત્યા પહોચ્યા તેવણને પોતાના માયને ઘણે વર્ષે મળવાની ઘણી ઉમેદ હતી જો કે તે ઘેર એક ઝુપડા જેવુ નાનુ હતુ, પણ તેવા ઘેરમા તેવણ ખુશીથી રેહેતા કાકાએ તો પોતાના દરજીની બનાટ માથી પેહેના માટે એક ગરમ સદીયાન સીવાડયુ અને થોડા મદરા બનાવ્યા એઓ હમેશા ઘણા હોસ અને ખુશીથી કપડા કરતા ને મારી ઉપર ઘણો ચાહ રાખતા તે જોઇને અજાણ્ નહીં હતુ

## સુરત શેહર ૧૮૬૦ માં.

કાકાના માય ઘણાજ બુઢા હતા એક ૨ ડાયલા બેહેન તેવણ પણ બુઢા હતા સુરતમા શેહેરને નાનપરાને નામે ગોળખતા નાંમદા સાન હતા.

એ ગેહેરમા ખોહોળો ને જાણુના જોગ ધધો-રોજગાર હતો નહી તે લો ની હાલત સુધરે અને તેઓ સાઉ રેનની નજરે મોટો ભાગ ગરીબ નજરે આનતો ગેહેર સુધરાઇ ખાતુ તો જાણે હાયજ નહીં એવુ દેખાતુ મોગ રસ્તાઓ આફ રહેતા બાકી તો ન્ચરાના ઉકરડા નજરે પડતા હતા આજે આ ગુરત ગલવેના પ્રતાપે કેવુ સુવરી ગયુ છે! જાણીતા હોય માર ના અમનમા ઠીક સુધારો થયો છે, ઇ મ ૧૮૬૦ ના રગ્મ પછી આજ ત સુરત ગઇ નથી હમો ત્યા ૨૦) દિવસ રહ્યા પછી મુબઇ આ યા મે એ રેમણે સુરતમા લગનો જોયા અને ત્યા ગઇ હતી એ શેહેરમા લગનમા મીઠાઇ ઘણી ખપે છે મુબઇ કરતા તે સારી અને સસતી મળે છે રીત ભાત તો ત્યાની જુની છે, ભોય પર બેસીને જમવાની હતી લોગ ઘણાજ જુ ા ા ીચારના ાઇ સહેજખી સુધારો જોતા તો ઘણાજ નાગજ થતા અને તેની ઘણી ગીમત કરતા જો કાઇ બાઇ માણસ હોય તો તેને ઠુ પી-પીખી નાખતા! બે-ચાર એકઠા થતા ત્યારે તેઓની તે રીત જોઇ મને ઘણોજ મમમાટ પેદા થતો! મારી એવી ચાન હતી કે બે-પાચ મોટાઓ વાત રતા તો હુ નાદાન કદીખી તેઓ વચ્ચે બોલવાનુ દરરત જોતી નહીં પછી તેમા બોલવા જોગ બીના હોય તોપણ અખાડા કરતી અને તેનો ભલો-બુરો તોલ મારા મનમા કરતી પણ તેઓને કહેતી નહીં તેઓ કેવા છે તે તેઓની વાત ઉપરથી જણાતુ! તેઓ મને જોઇ ઘણાજ ખુશી થતા ારણ હુ કદીખી બીજી છોકરીઓ માફક કોઇની વચ્ચે કે કોઇની વાતમા પુરાતી નહીં કે તે વીરે કાઇ પણ તરઓડીથી બોલતી નહીં ઘણી એ રીઓને તરકડી તોછડી ને જરા જરા વાતની વચ્ચે પુરાવાની આદત જોતી આ શેહરેમા બૈરાઓ ઘણા છુટાપણાથી ફરતા નજરે આવતા હુ સુરતથી મુબઇ આવી ત્યારે મારી એક સહી જે પહેને માળના ભાડુતની છોકરી હતી, તે મને કહેતી કે તમોને વખી ખેઝર પડી હશે તેણી વલી અકકલમા પણ ઓછી હતી જેથી મને તેની ઘણી દયા લાગતી એક તો પોતાના મા ને ત્યાજ તે બીચારી પરણેલી હતી પણ તે જવાન જરા ચાલાક અને માહામનો હોવાથી આ ઘણીઆણીને તજનાનો દેખાવ મને ખુ નો નજરે દેખાનો હતો તે બીચારી પોતાના સુખની આશામા ઉમેદવાર હતી

## બાળ-લગન!

તેની ટુક હકીકત પરથી મે ચોકકસ માની લીધુ કે આ ગરીબ બીચારીનો કદી દાગ લાગનાર નથી કારણ માય બાવાના એક પુત્ર તેઅણ હતા અને બચપણમા માય બાપે પરણાવેલા અને આમન

સામન બન્ને ભાઇઓએ દીકરીઓ આપેલી તેથી મને તેના કમનનીમ માટે બળાપો લાગતો અમોને હસના બોલનાનો ઘણો વેહેવાર હતો અને તે મને માનથી ચાહતી

તેણી માટે મે ધારેલી અટકળ ખોટી નહી હતી તે કમનસીબ છોકરી બાળ લગનથી દુખી થઈ એટલુજ નહી, પણ તેનો ખાવીંદ પોતે દુખી દીને ભર જવાન વયે આ જન્જાળી દુન્યામાથી પોતાનો વાસા ઉઠાવી ગયો! જે ખરેજ દયા ઉપજાવનારો બનાવ હતો તેઓ ગમે એટલી સમજાવટ છતા કશુ સુખ ભોગવી શક્યાજ નહીં અને વર્ષો સુધી એવીજ રીતે દીનમો ગુજાર્યાં! છેવટે આવુ માઠુ થયુ તે છોકરે પોતાની પુરી અક્કલમા હતે તો આ છોકરીને કદીબી પસંદ નહી કરતે!

મે તેણીને પ્યારથી પુછ્યુ "અમબાઇ, તુ કેનવાસનુ ભરવા શીખી છે, તે જરા મને શીખવશે?" તુરત મને હા કહ્યુ ને બોલી· "તુ કેનવાસ-ઊન તથા સુઇઓ લાવ તારા માયજીને કેહે અપાવશે હુ ઘેરના કામથી પરવારીને તુને શીખવશ" હુ તો કાલ પર ઠરાવ રાખી તેણીથી છુટી પડી કોણ પાસે પૈસા માગવા તેનો પકો વીચાર કીધો તે પછી મને એમજ સુજ્યુ કે માયજીને કેહ તેવણુને ખુશના દીવે મે કહ્યુ. તે સાંભળતાજ તેવણ ખુશી થઇ ગયા. અને કહ્યુ, 'હા ચાન, તુને અપાઉ કે મારી બે-ચાર કોર તુ ભરી આપે તે સાભળી હુ પણ રાજી થઇ અને તેવણે જોઇતો સામન અપાવ્યો અને તેપર આઠ-દશ આના ખરચ્યા તે વખતે ઉનની આટી એક રૂદીએ અને કેનવાસ રૂ ૧ થી ૧। સુધી વાર મળતુ. મને તે જોતાજ એટલી તો અચરતી લાગી કે આના ભારી નમુના મને કેમ આવડશે? દરેક માણસને પોતેની નજરે દરક ચીજ શીખવાની ઘણી ભારી લાગે છે, પણ જો તે ખંતથી શીખીયે તે કશી ભારી પડે નહીં મને કાઇ પણ શીખવાની હોસ અને ઉમેદ ઘણી રેહેતી અને ગમે તેનુ અઘરુ હોય, પણ હુ તે કામથી કદી હારી નહી ખાઉં, અને કટાળો કરી કદી પડતું નહી મુકુ આ મારી બચપણની ટેવ આજેબી તેવીજ છે હુ તે કેનવાસ લઇને ગઇ સરુઆતમા જેમ તે શીખી તેમ મને શીખવ્યુ ૮ દિવસ મે ધ્યાન રાખી મેહેનત કીધી મને તે કેમ ભરવુ ને આવડયુ. તે જોઇ આગ્બે મારી સહી તો અજબજબ થઇ ગઇ! "અરે તુ તો ચાર દિવસમા સીખી ગઇ, મને તો ટાકો સીખના ૧૫ દિવસ લાગ્યા હતા અને નમુનો તો હજુર બરોબર આવડતો નથી તેમના જે મારા કરતાં તુ સરસ બનાવે છે. ત્યારે તુજ મને ભારી નમુના શીખવને

કે શુ ?" મે તેને કાઇ જવાબ નહીં દીધો. મને તેવા બોલો પર ચીત્ત લગાડવાની આદતજ નહીં હતી પણ એક પછી એક નમુનાઓ ઉતારીને મારે હાથે તેમા ફેરફાર કરવા શીખી અને ભરતમા કાઇ ખામી હોય તો તે હુ સુધારતી મારી આ સહીને હુ શીખની તેનો ઉપકાર મામો માનતી. આની રીતે કેનવાસનુ ભરત કામ શીખી. અને મારો ફુરસદનો વખત ઘણી સારી રીતે રોકવા લાગી આખા દિવસ વચ્ચે હુ વખતને ઘણી સારી રીતે વહેચી લેતી એક મીનીટ એવી નહીં જાય કે હુ તેમા કાઇબી કામકાજ નહીં કરૂ.

સાજને વખતે દીવા પછી ફુરસદ મનતી પણ દીવાની કાઇ અજબ જેવી દહેશત મારા મોટામાવાને હતી તેવણ કોઇનેબી બતી પામે ઉભા રહેવા દેતા નહીં, એટલુજ નહી પણ એક વખતે ગોઠવીને મુકેલી બતી પાછી ખસાડવાનો પણ હુકમ નહીં! તેવણ બહાર ગયા પછી અમો ધીમે રહી બતી લેતા અને આવવાનો વખત થાય કે પાછી મુકી દેતા અને જાણે કશામા હોઇએ નહી તેમ અણજાણા થઇ વગે જગે થઇ જતા આ મારા મોટા બાવા મહીનાના ભાગ્યે બે-કે ચાર દિવસ ઘેરમા ખાતા હોય ઘણુ તો ચોમાસામા તેવણને ઘેરમા જોતી બાકી આખો માસ વાડી યાતો કાવસજી કામાની દુકાને ભોણા જતા તેવણ દેખાવે તો ઘણા કદાવર દીસ્તા કોઇ જોનાર ઘણી સારી તદરોસ્તીના માણસ સમજે એવા દેખાવના હતા ડો ફરામજી ખરાડી બીજે ત્રીજે આવતા ને સાથેજ દુકાન પર જતા આ ફરામજી ખરાડી ડોકટર સાથે અમારે ઘેરના સર્વે નાહના મોટાને ઘણુજ સારૂ હતુ કોઇ દીવસે કશી ફી નહી લેતા ફકત દવાના પૈસા આપવા પડતા અને તેવણની દવા પર એટલુ તો એકીન બેઠેલુ કે જલદીજ ફાયદો થતો જો કે તેવણ હકીમ હતા પણ પોતાના ધધા માટે ઘણા મગરૂર હતા વાતચીતમા ઘણા નરમાસવાળા હતા, પણ બોલવુ બધુ તોરનુ અને ભપકાનુ હતુ સાજે સાડા ચાર વાગ્યા કે ચાહેની ગડબડ એક કલાક સુધી ચાલતી અમારે ત્યા આવનાર દરેક મરદ અથવા સ્ત્રીને ચાહેનુ માન તો મળતુજ હતુ અમારૂ ઘેર ગરીબ પણ સુખી અને મોજભામા માતબર ઘેર જેવુ દેખાતુ

રોજ યા ૮) દિવસમા ૪) વખત મારા મોટાબાવાનુ પવનચક્કી ભોણ રાતના જતુ તે કાઇ જેવુ તેવુ નહી સારૂ મજાહનુ જુદી જુદી વાણીઓ સાથનુ, બે માણસો ખાય તેનુ મોભાદાર જતુ. મારા મોટાબાવા સારૂ ખાસ જુદી જુદી વાણી બપોર-રાત બનતી એટલુજ નહી, પણ

ચાહ પણ તેવણુની જુદી બનતી તેવણ ઘણા મ ભાળનાના હતા આતવારના દીવસે વેરમા રહેતા ત્યારે તેવણુનુ મુખ્ય કામ અગારની ખબર લેનાનુ હતુ એવણુ જાત જાતના દારૂને જુના બનાવતા કોઇમા મોસબીની છાલ, તો કોઇમા સાકર-એનચી તો કોઇ ગુલે ગુલાબ એવી રીતે તરેહવાર ચીજોની હકીકત અને માવજતમા બે-ત્રણ કનાડ રોકતા, અને તેવી ચીજોની ઘણી સભાળથી જતન કરતા દસ વર્ષ સુધી તે ચીજો ખરાબ થતી નહી તે જેવી ને તેની નજરે આવતી તેની ચીજોને ઘટતેજ વખતે ઇનસાફ મનતો

જો કોઇ વેળા વધારે નાદરૂસ્ત તબીયત હોય તો ઘેરમાજ રેહેતા અને સાજે જેબી છોકરા નાહના નીશાળે જતા હોય તેઓને ભણુવા બેસાડતા તેઓ બીહીક અને ધાકને મારે મજેહના હુકમને માન આપી ગોઠવાઇને બેસ્તા

મારા બીજા બે કાકાઓ જુદા રેહેતા તેઓના છોકરાઓ પણ મલવા આવતા તેવણુને બધા ભાઇઓ સાથે માફક સરનો મોભા ને મરતબાથી વરતુજ બોનવાનો વેહેવાર હતો તેવણુ એટલા તો તોર અને દમામથી રેહેતા કે કોઈ વેળા બબરચીખાનામા કાઈ અગત્યના કામ સીવાય કદીબી પગ નહી મુકતા ઘરવાળા ક ભાડુતો સાથે પણુ તેવોજ સાહેબ-સનામનો વેહેવાર હતો તેવણ દુરથી સૌ સાથે સારૂં રાખતા બધા તેવણુને માન-મરતબાથી બોલાવતા અને તેવણુના ધાકથી બધા બીહીતા હતા

હવે મારી પછવાડે એક વર્ષ રહી મારા માય એકાએક મુબઇ, કોઈ સારો સાથ મળવાથી આવ્યા અમો તો અમારા ધ્યાનમા સૌ બેઠેલા હતા, તેટલા નીચેના ભાડુતે હાક માર્યો કે તમારા સગા આયાછ તેવાજ બધા નીચે ઉતરી ગયા અને મારા માય તથા ભાઇ-બેહેનોને માળ ઉપર લઇ આવ્યા

મને મારા માયે આવતા વારજ ઠપકો આપવા લાગ્યા "તાર લીધે મને મારૂ સુના સરખુ ઘેર-બાર છોડી આવનુ પડયુ જે દાહરેની તુ મુબઇ આનીછ ત્યારથી મારો જીવ બીલકુલ લાગતો નથી! વારૂ તુ કાઇ લખના-વાચના શીખી કે?" હવે મે જોયુ કે તેવણુને ખરી ગરજ પડશે, અને તેવણ મને શીખવવાની હવે કાળજી રાખશે, બાકી ત્યા કાઇને એટલી ગરજ હતી નહી

મારા કાકીને તેવણ પુછના લાગ્યા કે 'મે તમારી પર નીરાત રહી મારી છોકરીને મોકલી કે તમો એને કેડે સાર જોઇ અદરાવશો' મારા કાકી માયે તેવણુને જવાબ દીધો "મૈ સૌના બચ્ચાનુ તેઓના માય-બાપ

કરે, અમો કાંઇ જાણુયે નહીં સારૂ—માઠુ સૌ તમો માય—બાપ જોઇને કરો હમારેથી એ કડાકુટ બને નહીં "

અને રૂ. ૨૦૦૦) ની તકરાર નીકળી મારા બાવાએ મારા મોટાબાવા પર મને પરણાવવા સારૂ રૂ ૨૦૦૦) આગળથી મોકલ્યા કે કદાચ મારા ભાઇને વીશ્વાસ નહીં આવે તો નાણા મોકનુ તો ઉલટ થાય! તે નાણા તો મારા મોટાબાવાએ પોતાના ભાઇ આગળા પાછળા માગતા—નેટેનામા કાઢી લીધા, જેના ? ફલાના સગા મરી ગયા તેનો ખરચ કીધો, તેમા તમારા ભાગના લીધા નવલ કાકાના ખરચના આટલા, ફરેદુન કાકાના મોત ખરચના આટલા વડા માયના દેવાના સુદ્દન અને વ્યાજના આટલા એવા પરચુરણ ખરચમા તેઓએ પેના રૂ ૨૦૦૦) નો સરવાળો લાવી મુકયો! આ હીસાબથી મારા બાવાનો મીજાજ ગયો, પણ તેવણ સમજુ ને ડાહ્યા માણસ હતા એટલુ જ નહીં, પણ પોતાના ભાઇને માનથી જોતા હોવાથી તેવણ અદર ને અદર ફફડી—ચટકીને રહ્યા!

મારા કાકીમાયે તથા ફુઇજીમાયે રોકડો જવાબ મારા માયને આપ્યો "હોરો! હમોને શુ ખબર તેઓ બન્ને ભાઇ—ભાઇ છે તેઓનો હીસાબ તેઓ જાણે" આવા જવાબથી મારા માય તો ચુપ થઇ ગયા એમ કરતા બે—ત્રણ માસ નીકળી ગયા મારા માયની તે વખતે થોડા માસમા એક બચ્ચાને જન્મ આપવાની વકી હતી સાથે મારા નાના ફુઇ જેવણની પણ પેહેલી વખતની વકીથી મારા માય ઘણાજ વીચારમા પડી ગયાં પણ તેઓને હીમ્મત આપી કે ફીકર નહી કરવી ઘેર છે સૌ અગવડ સગવડ ચાલી જશે

મારા ફુઇના સસરા ખરાસ, અને ઘેરવાળા જુના વીચારના ને વેહેમી હતા અને પાચ પૈસે સુખી હોવાથી પોતાના તરેહવાર મનના કાટાને સારૂ વજન આપતા તેઓએ મારા ફુઇને સાતમે માસે સારો ખરચ કરીને સેસ કીધી

બે દીવસ સુધી બન્ને બાજુ સારો ખરચ થયો જે મારી નજરમા ઘણો જગલી જેવો લાગ્યો મને તેઓની આ રીત રસમ જોઇ ઘણી અજાયબી લાગી, કારણ કે મે પહેલ વહેલી એવી અણઘટતી રીતભાત જોઇ જે મને બીલકુલ ગમી નહી

## એક શરમ ભરેલી રસમ

સૌથી ખરાબ અને શરમ ભરેલી રીત એકે ખોલામા ઘઉ, બીદાઇ,

નાળીએરનો ભોજો ભરીને એક મોહોલામાંથી લઇને આવી બીજા મોહોલામાં બીચારીને જવું પડતું. જે દેખાવ સાથે બૈરાંઓનું ટોળું હોવાથી એ દેખાવ ઘણોજ નાં-પસંદ મને લાગતો.

એક તો અમારા મોટાબાવાની બેટીઓ કદમાં ઉંચ્ચાં ને વલી ખોળા ભરીને ચાલે, ત્યારે કેવો દેખાવ લાગે તે વાંચનારે સમજવું અને વીચારવું! મારી નજરમાં તેજ વખતે આ રીત જોઇ ધીક્કાર પેદા થયો કે આએ શું ફજેતી! એક બચ્ચાંનો જન્મ આપનાર નીર્દોશ અબળા ઉપર ખરેજ ઘાટકીપણું જેવું હતું. અને તેવી ફજેતી જેવા દેખાવ મને તો તદ્દન નહીંજ ગમ્યો. તે વીષે એક બોલબી મેં કોઇને નહીં કેહેતાં મનમાંજ સમજીને ચુપ રહી. મારાં કાકીમાય પોતે પણ શરમાલ સ્વભાવનાં હતાં. તેવણુને કાંઈ એવું ગમે નહીં. તે વખતે પારસીઓમાં આવી હીંન્દુ સકી રસમ હતી, જે હમણાં પણ કોઇ કોઇ ઠેકાણે જોવામાં આવે છે.

ખુદાની મેહેરબાનીથી પારસી કોમ આજે ઘણીજ સુધરી છે, એટલુંજ નહીં, પણ તેઓ સુધારામાં પછી તેમાં સારૂં હોય કે માંઠું તો પણ ઝડપથી બહાર પડે છે. એકની પુઠે બીજાંએ ચાલવાનો પવન ઘણો વધી પડયો છે. તેવો પોતાંની અક્કલનો ઉપયોગ નહીં કરતાં પારકાંનાં આધારે ચાલે છે. પછી તેમાં અણઘટતું કે લોકોની નજરમાં નાપસંન હોય, પણ તેઓ તો દેખાદેખીનું લઇ દોડે છે, જે આજે મારા અનુભવ પ્રમાણે ઘણુંજ અણઘટતું લાગે છે. તેનો ઉપાય કાંઇ આપણાં હાથમાં નથી. તે અણઘટતી ચાલ જોઇ આપણુને સામો ધડો મળે છે અને આપણે અટકીયે છીએ, તેવું કાંઇ અણઘટતું કરતાં પારસીઓમાં આજે લાંબો વખત થયો ભારી જડ ઘાલી બેઠેલી નાલાયક રીત-રસમ મોટા ભાગમાં જોવામાં આવે છે. તે માહેલી કેટલીએક રીતોને તો ધર્મ જેવા પવીત્ર નામ આપવામાં આવ્યાં છે તે શું જુલમની વાત નથી? મારાં બચપણથીજ મને કેટલીક રીત-રસમનો ધીક્કાર છે. કાંઇ આજે લોકોની દેખાદેખીથી ને તેઓનાં મનનાં વીચારોથી હું ધીક્કારૂં છું, એમ નહીં.

મારાં આ ફુઇએ એક બેટીનો જન્મ આપ્યો. અને પાછી વળી બન્નેના ખર્ચની આમન સામન થોડી ઘટતી તો થોડી અણઘટથી ખરચાલુ રસમો શરૂ થઇ. તે વળી નવાં નવાં કોટક મને જોવાનાં મલ્યાં! એટલુંજ

નહી, પણ ત્રણ માળના લાંબા દાદર ચઢતા ને ઉતરતા માગે નાનો ને નબળો જીવ થાકીને સુસ્ત થઇ જતો

## સુવાવડીઓ માટે ઓરડી.

પાન્ની ઘરામા સુવાવડીઓને એખીયન જેવી ખડકીમા ગખવામા આવતી હતી પણ તે વળી ખુલ્લી જગ્યામા નહી. તે, ખડકીને છેડે એકાદ નાની ઓરડી જે વળી તે વખતે મન માનતી ને મહલાજાવાળી ગણાતી હતી આ ઓરડી કેટલી નાની હતી કે ફક્ત બે ઘોડકી ને એક ઝોલી રહી ગ. તેટલીજ હતી જેમા એક મોરી અને પાસ સન્દીવાળો ચોક એ ઓરડીમા એ બાથાનાના ઘર ધણીઆણીએ તથા ભાહુતોએ મળીને કાંઇ નહી તો બે ડઝન છોકરાઓનો જન્મ આપ્યો હશે

તેઓની તંદરાસ્તી કદીબી સારી નહી રેહેતી હતી. ખુદા ખુદા કરીને આ અંધારી ખોલીમા ૪૦) દિવસ પુરા કરી ડોક્ટર ચૈ· કરીને તે બાપડીઓને ઉઠાડવામા આવતી પારસી કોમમા વેહેમનુ સતીયાનાશ થજો! જે જગા પર બચ્ચાને જન્મ નહી આપ્યો હોય તેવી જગાને તો તેઓ ધીક્કારતા! પછી તે ગમે એવી સુખાકારીના બાબમા સારી જગ્યા હોય, તોપણ સાફ નાજ પાડતા જાણે તેમા શુ એક બહાદુરી હોય તેમ કરતા

હવે મારા માયે થોડા દીવસ મારા ફુઇને થયા પછી એક બેટાનો જન્મ આપ્યો પણ જુઓ વેહેમનુ પરીણામ કેવુ હોય છે તે દેખાડવા ખાતર આ હેવાલમા લખુ છુ બાકી મારી જીદગીના હેવાલને લાંબો કરવાની મારી મતલબ નથી

મારા વડા ફુઇએ તેવણ માટે એલાયદી રાખેલી જગાએ જન્મ બચ્ચાનો આપવા ના પાડી અને તેજ નાની ઓરડી કે જયા મારા ફુઇ સુવાવડા થયા હતા ત્યાજ જન્મ આપી પછી પેલી ધારેલી જગ્યાએ જવા કહ્યુ તે ઓરડીમા તદન જગા નહી હતી છતા તેવણે ભલુ ઇચ્છનાના વેહેમી દોરને કટલો વજન આપ્યો કે જેથી તેવણ પાછળથી ઘણા પસ્તાયા આએ બારીક મામના વખતે મારા આકળા સ્વભાવના નાના ફુઇ ઘણાજ ગરમ થઇ ગયા અને રડીને એવું તો ગોધીયારૂ કરી મુકયુ કે એને મારા ઓરડામાથી જલદી બહાર કાઢો તેની મરજી નહી હતી. તેવણ એમ બીહીતા કે મારી છોકરીને કાંઇ અપસગન થશે, કારણ તેનણ પોતાના સાસરા જેવા વેહેમી હતા આએ વખતમા ગભરાટમા ગભરાટ વધ્યો મારા ફુઇ તો તોફાન કરીને બેસુદ્ધ થઇ ગયા અને તેજ ગરમાડ સડબડમા

તુરતજ મારાં માયને તુરતનાં જન્મેલાં બચ્ચાં સાથે બહાર કાઢવામાં આવ્યાં. જેથી તેવણને ઘણી નબળાઈ થઇ ગઈ અને તે કારણે તાપ થઇ આવી.

મારાં ફુઇને માટે તો દોડાદોડ થઇ પડી અને ભાકુનો એકઠાં થઇ ગયાં અને પછી મારાં વડાં ફુઇને ઠપકો આપવા લાગ્યાં કે 'તમારી આકળા ને ઉછાછળા સ્વભાવની બેહેનને શું તમે ઓળખતાં નહીં હતાં કે આએ બીચારી પાંચ બચ્ચાંની માયને તમોએ ધારેલી જગ્યાએ રેહેવા નહીં દીધી' વીગેરે......

વખત વહી ગયો અને સૌ શાન્ત થયાં અને હુશીયાર પણ થયાં. પછી મારાં માય ઘણાંજ સીક થઈ ગયાં જેવણને પણ જેમ તેમ સારાં કીધાં. આએ બે જણની સુવાવડમાં તેઓની માવજત કરતાં હું ઘણી થાકી જતી. મારો દેખાવ કોઇને પણ દયા ઉપજાવે તેવો હતો, પણ તે ઉપર કોઇ ધ્યાન નહીં આપતું. બીચારા બીજે માળનાં ધનજીભાઈ રાદેલીયા, મને જોઇ ઘણાંજ દયા ખાતા અને પોતાંની ધણીઆંણીને વારંવાર કેહેતા કે "આએ બીચારી છોકરીને વાસ્તે કોઇને દયા છે કે નથી? બીચારી મુંગે મોઢે કેટલા ફેરા ખાએછ તે કોઇને ખમવું નહીં પડશે એજ બીચારીને દુઃખ ખમવું પડશે." એવી રીતે તેવણ મારી દયા ખાતા હતા. તેવણને નાંમે મને તેવણનાં ધણીઆંણી કોઇ વેળા કેહેતાં. તેવણ મારી સાથે કાંઇ ઘટતી વાતો કરતાં તો હું મારૂં મત તુરત તેવણને જણાવતી કે આએ ઘટતું છે કે અણઘટતું છે. તો એ વાતો મારી સાંભળીને તેવણ ઘણાંજ ખુશી થતાં. તેવણ મને આખાં ઘરમાં શ્યાંની છોકરી સમજતાં અને હું પણ તેવીજ હતી. બે મોટાંઓની તકરાર વચ્ચે મારૂં મત કદીબી આપીને પુરાતી નહીં, કારણ કે હું જાણતી હતી કે જો આ બે-ચાર મોટાંઓની વચ્ચે હુ બોલસ તો મને તુરત અપમાંન થશે, માટે મારૂં મોઢું મુંગું રાખતી.

આ બીચારાંઓ પોતાંનાં ધારેલા દીવસો પુરા કરીને માળ ઉપર આવ્યાં. પછી સૌ સમાધાન થયું. હવે મારાં ફુઇની છેલ્લી તીરથ જોરી-પોરી નામે ઓળખાતી તે બાકી હતી. તેવણ ત્રણ કે પાંચ માસની છોકરી કરીને લઇ જવાનાં હતાં જેને માટે મારાં મોટાં ફુઇએ જબલાંની કોરો અને ગલાં મારી પાસે ભરાવ્યાં. જે હુ તેઓને ખુશીથી ભરી આપતી. તેઓ પોતાનો જોઇતો સામાન મને અપાવતાં.

હવે એ અરસામાં મારાં માયને મારા બાવા પર કાગળ લખાવવાની સુઝી આવી. અને તે માટે મારી કેળવણી પર તેવણનું ધ્યાન દોડયું.

**મારા માસ્તર બમનજી.**

જેથી તેવણે નીચેના ભાડુતના છોકરા બમનજી જેવણ સ્કુલમાંથી આવી અમારા માળ ઉપર લેસન કરતા હતા, તેને મારા માયે કહ્યું કે 'મારી આલીમાયને તમો લખવા-વાચવા શીખવો કે મારી અગવડ ભાંગે. બમનજી હુ તમારો ગુણ નહી વીસરસ.' તે લાયકીવાળા છોકરાએ મારાં માયને નમીને જવાબ દીધો કે 'હા માયજી, એવણ જો મારી ફુરસદને વખતે મારી આગળ બેસસે તો મોટી ખુશી સાથે હું એવણને શીખવવા તૈયાર છું.' આ સાભળનાજ મારા માયજી તો ખુશી થઇ ગયાં. અને એવો ઠરાવ કાધો કે દીનબાઇ ફુઇ સાસરે જાય, ત્યારે તુને ફુરસદખી મળશે ને તું શીખજે મારા ફુઇનુ સાસરે જવાનું નકકી થયુ અને તેવણ 'જોરી પોરી' લઇને ગયા. જે વલી એક આખો દીવસ ઢોગ-ભોગની ક્રીયાનો અણઘટતો અને ના-પસંદ દેખાવ મને જોવાની તક મળી. એ શુ રીતભાત છે, ને મને અત્રે લખવાની કાઇ જરૂર નથી, કારણ કે એ જંગલી રીત-રસમ થોડા સુધારા વધારા સાથે આજેબી ચાલુજ છે, જે મને ગમતી નથી. હુ ખરા જીગરથી એ રીતને તેજ વખતે ધીકકારતી કે કોઇ બીચારો ગરીબ હોય તો ખરેજ મરવા પડે. અને હવે ફુરસદ મળવાથી સ્લેટ-પેન લઇને પેલા બમનજી આગળ તેની પાસેજ ટેબલ પર બેઠી. પેહેલાં જરા મને તો ઘણુજ ભારી લાગ્યું. કે મારા જેવી એક મોટી ૧૪ વર્ષની છોકરી કકો-ખખો શીખે કે! મને મારો આગળો વખત હૈડે ચઢી આવ્યો કે હુ કેવી આજે શીખીને પરવારી ગઇ હતે.

મને કકો-ખખો પેહેલાં માંડી આપ્યો જે બે-ત્રણ દીવસમાં આખાં પદ સાથે મેં પુરો કરી આપ્યો. તે જોઇ બમનજી ઘણા ખુશી થયા. અને મને કહ્યું કે "આવાં બાઇ, હુ ઘણોજ ખુશી છું કેહેવાને કે તમો ઘણું જલદી શાખશો. જો કે તમો લાંબી મુદત થઇ બધું વીસરી ગયાછ, તે છતાં તમારૂં મગજ ઘણું સારૂં છે. અને હું જોઉછું કે તમોને જે કાંઇ શીખવવામાં આવે છે તે જલદીજ શીખોછ." આ પ્રમાણે તે મારી તારીફ હંમેશાં તક મળવે કરતો. તે ઘણો લાયકીવાળો, ઠંડા સ્વભાવનો સારો છોકરો હતો. હું બે અડવાડીયાંમાં લખવા-વાંચવા શીખી, પછી મને ચોપડી વાંચવા આપી કહ્યુ, "તમો આએ વાંચીયા કરો. તમોને હવે લખતા-વાંચતા આવડી જશે." વાંચનાર, તમોએજ વીચારવું કે જે

માણુસ બે અઠવાડીયાંમાં લખવા-વાંચવા શીખે તે શુદ્ધ ગુજરાતી ક્યાંથી શીખે? ફક્ત કક્કાના પદ ઉપરથી હું શીખેલી છું. જેથી મને આજે શુદ્ધ ગુજરાતી લખતાં આવડતું નથી. તેથી ખુદાતાલાએ બક્ષેલી અક્કલનો મારેથી મન માંનતો ઉપયોગ થતો નથી. મારાં મનમાં ઘણીક બાબદો એકઠી થાય છે. ઘણી વખત હું 'ન્યુસ' વાંચી કોઇ તેવી બાબદ પર ચર્ચા-પત્ર લખવા ધારૂં છું, પણ તે વીચાર તુરત મારાં કાચાં લખાણને લીધે મારાં મનમાંથી દુર કરૂં છું, એમાં મારો વાંક નથી, તે મેં પ્રથમ જણાવ્યું છે. મા-બાપોએ પોતાનાં બચ્ચાંઓને કેળવણી આપવીજ જોઇએ.

મારાં માયની મુરાદ તો બર આવી. તેવણને તો ભાંગું-તુટું કાગળ લખનાંર જોઇતું હતું તે થયું. બસ, પછી વધુની શી અગત્ય હોય? તેવણ મારી પાસે બાવાને એડન કાગળ લખાંવતાં તેમાં કેવું ભલતું-સલતું બોલતાં કે હું વીચારમાં પડી જતી કે હવે એ પીજન લખવું કે શું કરવું. જ્યારે કાગળ લખવાનું હોય ત્યારે મને ઘણુંજ કંટાલા ભરેલું લાગતું, કારણ તેવણ એક બાબદ એક વખત લખાવ્યા પછી બીજી બીના ઉપર આવતાં, અને પછી ત્રીજી અને ચોથી બીનાં વખતે પેહેલાંની અધુરી બાબદ. એવું ધડ પુછડાં વગરનું લખાવતાં, મને મારાં માય સાથે પંચાતી થતી, તે જોઇ મારાં કાકી માય ઘણાં હસ્તાં અને મશકરી કરતાં. પછી મેં તેવણને ટુંકમાં કહ્યું: "મહીનાંમાં એક-બે કાગળ લખવાનાં તે તો કાંઇ બીસાદ નહીં, પણ તમોને જે લખાવવું હોય તે બધું બોલી જાઓ. પછી હું લખસ. આગળ-પાછળ લખતાં ગુંચવાડો બાવાને પડેછ, અને તેથી મને ઠપકો લખાઇ આવેછ, વાસ્તે તમો બધું આગળથી બોલી જાઓ." એ પ્રમાણે હું સમજી લઇ મારાં મનથી ગોઠવીને લખતી, પણ કાચાં લખાણ પરથી બીચારા ગોઠવીને વાંચતાં કેવા કંટાળતા હશે તે તેવણનાં લખાંણ ઉપરથી હું સમજી જતી, હું ધીમે ધીમે સુધારીને લખવા શીખી અને બમનજીની સલ્લાહ પુછી હું મારૂં લખાણ સુધારતી.

આખો દીવસ ઘેરનાં પરચુટણ કામમાં ને શીવવા ભરવામાં વખત જતો અને સાંજને છેડે લખવા-વાંચવાનું બનતું. તેબી મારાં મોટાબાવા વાડીએ ગયલા હોય તોજ. તેવણનાં દેખતાં હું આગળા ઓરડામાં જતી નહીં. મને પોતાનેજ શરમ લાગતી. હું રાત્રે જમ્યા પછી કામથી પરવારીને એજ બમનજીની પાસે ટેબલ પર મારી વાંચવાની ચોપડી લઇ વાચતી. અને મારાં મોટાબાવા વાડીએથી આવતા, ત્યારે છેક ૧૦ વાગે હું તેવણનાં આવવાનાં પગલાં સમજતી કે જઇને સુઇ-જતી. મારાં કાકીમાય તેજ

ટેબલ પામેના ધોલીયા પગ સુતા હતા જો હુ વાચનાના ધ્યાનમા બારણાનો અવાજ નહી સાભનુ તો તેવણુ પોતે મને કેહેતા કે "તારા કાકા આવેછ, ઉઠી જા" તુરત મારી ચોપડી લઇ ગુપચુપ આખા દીવસની પેટેરેલી સારી કાઢી સુધ જતી આવી રીતે થોડા માસ નહી ગયા હશે, તેટલા મારા મોટાબાવા ઘણાજ સીક પડી ગયા, જે માદગીમાથી સારા થતાજ ડોકટરે તેવણુને તુરત મુબઇ છોડીને બહારગામ હવા ખાવા જના કહ્યુ જેથી તેવણુને ફરજ પડી ને કયા જવુ તેનો વીચાર કરતા છેવટ ખડાલા જવાનુ નક્કી થયુ અને અમો તે મુસાફરીની તૈયારી કરવા પડયા એક હુશીયાર બબરચીને સાથે લીધો, અને બધા મળીને અમો અર્ધી ડઝન ઘેરમાથી જનાર હતા ઘેર તો મારા માયને સ્વાધીન કીતુ કે સભાળજે એક તો બીચારાના હાથમા નાનુ બચ્ચુ અને બીજુ તો ઘેરના કામનો બોજો, પણ કરે શ તેવણુનો કશો ઉપાયજ નહી હતો! તેવણુ સઘળો ખાર મારી ઉપર કાઢતા / 'તારે લીધે મે મારુ માટીયુ–મકાન ઘરબાર છાડીને હુ આય વહીતરામા પડીછ કયાર તારૂ નસીબ ઉઠે કે આએ ઘેરમાથી મારો છુટકો થાય" આવીબી વધુ તેવણુ ભખારતા, અને મારી ઉપર બધો ખાર કાઢતા ને ચીરડાઇ જતા! હુ ગુપચુપ બધુ સાભળ્યા કરતી કદી પણ સામો જવાબ નહી દેતી

એટલુ છતા મને સાથે મોકલવા તો તેવણુ ઘણાજ રાજી થયા કે મારૂ બચ્ચુ કોઇ બહાર ફરે–હરે તો સારૂ કે ઘરની જજાળમાથી નીકળે

અમો ખડાલા જવા મારા કાકીમાય, મારા મોટાબાવા, મારા વડા કુઇ, તથા મારા કાકીમાયના વડા બેહેનના માનીતા શેઠ શેઠ કુવરજી પેસ્તનજી નામા અને એક બબરચી એટલા જણા નીકળ્યા છી આઇ પી રેલવેની ટ્રેનમા બેસી પેહેલા ખપોલી ગયા કારણ ત્યા સુધીજ ટ્રેન દોડતી હતી તેથી આગળ નહી જતી જેથી અમોને ખપોલીમા ઉતાર્યા ત્યાથી અમોને ઘાટ ચઢીયા પછી ખડાલા જવાનુ હતુ ખપોલીમા મારા કાકીમાયના બેહેનના દેરનો છોકરો હતો જેઓ એક નાના બગલામા રેહેતા હતા ત્યા તુરત વેળા ઉતારો લીધો તેઓનુ મકાન નાનુ હતુ, પણ અમોએ આગળથી ચેતાવેલુ હોવાથી અમારે માટે જોઇતી ગોઠવણુ રાખેલી હતી તેઓને ત્યા બધા મળીને નવ જણા હતા—બાપ એક જુવાન બેટા, અને વહુ તેઓએ અમોને ઘણી મહોબત કરી બે–ચાર દિવસ રેહેવા કહ્યુ ત્યા જોવા લાયક તો કાઇજ નહી હતુ તે એક નાનુ જેવુ

ઉજ્જડ ગામડું હતું. અને પારસીઓમાં એખલું એજ ઘેર હોય તેવું લાગતું હતું.

હવે અમો ખંડાલા જવાને તૈયાર થયાં. મારાં મોટાબાવા તથા કુંવરજી કામા એઓ બે જણાં ઘોડાની ગાડીમાં ગયાં, અને અમારે માટે બલદનાં ત્રણ ગાડા કીધાં. એક ગાડું સામાન, તથા બીજાં બે ગાડાં અમો બધાં માટે હતાં. અને તેમાં અમોએ ઘાટ ચઢવાનો શરૂ કીધો. તે દેખાવ અમોને જંગલમાં ઘણો મનપસંદ લાગ્યો હતો. આ ઘાટ પર જેમ ઉંચે ચઢતાં તેમ ઘણુંજ જોવા લાયક થઇ પડતું હતું. નીચેનાં માણસો ઘણાંજ નાનાં દેખાતાં. એમ કરતાં અમો ઘણાંજ ઉપર ગયાં. અમારી ગાડીનાં બલદો ઘણાંજ છેડાઇ પડયા અને એમથી તેમ ગોતાં ખાવા લાગ્યા. તેઓ એક મીનીટમાં ગભરાટ કરીને એક મોટો ખોહ હતો, ત્યાં દોડવા માંડયું. તે જોઇ મેં પાછળા ભાગ ઉપરથી કુદી પડવાનું દરૂસ્ત જોયું. હું હલકા વજનની હોવાથી સીધી ગાડાંમાંથી કુદી પડી, અને મને તુરતજ બાહેર પડેલી જોઇ મારાં કાકીમાયે મારી પછવાડે ઉતરવા ગયાં, પણ તેવણ પોતાંનું વજન સંભાળી શકયાં નહીં. અને જેવાં ઉતરવા ગયાં કે તેવણ જમીન પર પટકાઇ પડયાં ને તેવણનો પગ ઉલટાઇ જવાથી મંડાઇ ગયો. અમારી સાથનાં ગાડાં આગળ નીકળી જવાથી અમો એકલાં પડી ગયાં. ગાડાંમાંથી નીકળતાંજ ઝડપથી હું દોડી ગઇ ને આગળ જતાં ગાડાંઓને બુમ પાડીને અટકાવ્યાં. જો મારાં કાકીમાય ઉતરી નહીં જતે તો તેવણનું શું થતે? આ બનાવ ફકત એક મીનીટમાં બન્યો અને તેબી નહીં ધારેલો. એક તો મારી રસ્તાની મુસાફરી પેહેલી હતી. મારાં કાકીમાએ તો આવી રસ્તાની ઘણી મુસાફરીઓ કરી ચુકયા હતાં. તેવણને કાંઇ નવાઇ જેવું નહીં હતું.

પેલું ગાડું અમો બાહેર પડતાં પેલા મોટા ભયંકર ખોહની કીનારી ઉપર વાકું વલી ગયું, પણ સારૂં થયું કે અમો ઉતરતાંજ ઢળી પડયું. તે ખોહ એવો તો ઝાડીથી ઢંકાયલો હતો કે જો તેમાં આખું ગાડું પડે તો તે ત્યાંજ રહે. કોઇ કાલે કોઇ આએ ઉંડા ગારમાં ઉતરે નહીં. આવી ભય ભરેલી જગ્યા ઉપર અમારો નેગેહબાન ખુદા સીવાય કોઇ નહીં હતું. મારાં કાકીમાય બીચારાં કલવાઇને બેસી ગયાં, એટલામાં બાજે ગાડીવાન અને મારા મામા મદદે દોડી આવ્યા ને જેમ તેમ જોર કરીને ગાડું ઘસડી કાઢયું. અને છેડાયલા બલદોનેબી ઠંડા પાડયા. પછી પાસેજ મોટો એક ઝરો વેહેતો હતો તેનાં ભારે ઘોધનો અવાજ દુર સુધી સંભળાતો હતો, ત્યાંથી પાણી લાવીને મારા કાકીમાયની સારવાર

અમોએ કરી, અને પગને જેમ તેમ સરખો કરીને પાતો મજબુત બાંધી લીધો. ત્યાર પછી જરા આસાએસ લઇ પાછાં તેજ ગાડામાં અમો બેઠાં. અને ગાડાંઓએ ચાલવા માંડયું. પણ પેલી ખુદરતી અજાયબો! પેલા પાણીનાં ઝરા, મને અજબ કરતા હતા. મારા નાના જીવને તે ઝરા જોઇ ઘણું અજબ લાગતું. તે ધોધ કેવો પહાડ પરથી મોટા ઘોઘાટ સાથે જમીન ઉપર પડતો તેનો સફેદ બરફ જેવો શોભાયમાન દેખાવ આંખને તર કરતો, તે દેખાવ હજી મારી નજરમાંથી નથી ખીસ્તો. તે વખતે મને એવો વીચાર આવતો કે, અરે ખુદાય! આવાં ધોધબંધ પાંણી ક્યાંથી આવતાં હશે. આ ઘાટ અમોએ પુરો કીધો અને ખંડાલા પહોંચ્યાં, ત્યારે સાંજનાં ૪॥) નો અમળ થયો હતો. અમારા ગાડા સર જમશેદજી જીજીભાઇની ધર્મશાળાનાં કમપાઉન્ડમા જઇ પહોંચ્યાં. અમારી ગાડી આગળ ભાઇ કુંવરજી કામાં આવી લાગ્યા, અને પોતાંનાં માસીને પગે પાતો બાંધેલો જોઇ તેવણ ગભરાટમા પડયા. અને પરપુછ કરવા પડયા. પછી રસ્તાનો હેવાલ નેવણને વીસ્તારીને કહયો. હું તો પુછે તેનોજ જવાબ દેતી, કારણ કે કુંવરજી કામાં સાથે મને બોલવાનો ઝાઝો મહાવેરો નહીં હતો. મારા કાકા મને 'આંનીજી' કરી હાંક મારતા તે જોઇ કુવરજી પણ ઉપલેજ નામે કેહેતા. જો કે મારા કાગ લાડથી મને હાંક મારતા, પણ કોઇ બીજાંને ઘેરમાં બોલવા નહીં દેતા. આ કુંવરજી કામાં તો તેવણનાં ઘણાંજ માનીતા તે નેવણને ખુશીથી બોલવા દેતા. અમોએ તો ધર્મશાળાનાં બે ઓરડા વાપરવા લીધા હતા, ત્યાં રાતો રાત તો ઠર પડીયાં. પછી સહવારે મારાં કાકીમાયનો પગ ઘણો સુજી આવ્યો અને દુઃખવા લાગ્યો. તેવણને માટે તુરત મુંબઇથી લેપ મંગાવીઓ જે ત્રણ દીવસમાં આવી લાગ્યો. તે પછી તેવણને થોડો આરામ થયો અને ૧૦ દિવસમાં સારી રીતે ચાલી શકયાં આએ ધર્મશાળા કાંઇ ઘણી વખાણવા જોગ નહીં હતી. તેમજ કાંઇ ઘણી કંગાલ પણ નહીં હતી. મુસાફરને ઠીક આસરાની જગ્યા ગણાય. અહીં પણ કાંઇ જોવા લાયક હતું નહીં, પણ હવાના બાબમાં ઠીક મચક હતું. અમો ગયાં ત્યારે ખપોલીથી રેલવે શરૂ થતી હતી ખંડાલાનો ઉંચો ઘાટ ચઢવા સારૂ તે વેળાએ પહાડો ભાંગતા અને બુગદા બનાવવાનું કામ ધમધોકાર ચાલતું હતું.

અમોને તો ત્યાં સોહવાઇ ગયું, કારણ કે અમો એકજ ઘેરનાં હતાં અને અમારી સાથે જે એક બબરચી હતો તે થોડી ઉમ્મરનો પણ સારૂં

પકાવી જાણુતો હતો. ત્યાંની હવા પાણી ઘણું સારૂં હોવાથી મોટાબાવાની તબીયત તો ઘણી સુધરી, ગઇ જેથી બધાંનાં જીવ ખુશી થયા.

મારા મામાને લેવાનું કારણ એ કે તેવણ બેરોજગાર હતા. જેથી મારા મોટાબાવા તેવણને સાથે સાંમો ખરચ આપીને લાવ્યા હતા કે એવાં માણસ વગર ત્યાં સોહવાતું નથી. આ મારાં મામા ઘણાંજ હસમુખા ને ઢોંગી હોવાથી તેવણને સાથે લાવ્યા હતા જેથી ઠીક 'પ્લેઝર' પડતી. સાંજ-સહવાર બધા ફરવા જતાં.

## શેઠ કુંવરજી પેસ્તનજી કામા.

અમારી સાથે મારાં કાકીમાયનાં બેહેનનાં છોકરા કુંવરજી પે. કામા હતા. તેવણનો ટુંક હેવાલ અત્રે લખેલો ફોકટનું જશે નહીં; કારણ તેવણના ધણીઆણી આજ સુધી અમારી સાથે સંબંધ ધરાવે છે. એ કુંવરજીનાં માય મારાં કાકીમાયના વડા બેહેન થતાં હતાં. તેવણ પેસ્તનજી ચીનાઇ (અને બીજી અટક કામા હતી)સાથે પરણ્યા હતાં. આ પેસ્તનજી કામા ઘણા માનબર વેપારી હતા, અને લખોપતી ગણાતા હતા. તેવણ રંડાયલા હતા. તેવણનાં આગળાં મરનાર ધણીયાંણીનાં બે છોકરા અને એક છોકરી મળી ત્રણ ફરઝંદો હતાં. એવણ પુરી ઉમ્મરનાં હતા, આ કુંવરજીનાં માય ઘણાં મીલનસાર અને સારા સ્વભાવનાં હતાં. પોતાંના સાવકાં બચ્ચાઓને પોતાનાં માફક ગણતાં. પોતાની નાની બેહેનો આ વડાં બેહેનને માયની મીસાળે માન આપતાં, કારણ તેઓનું મહીરૂં તો હૈદરાબાદમાં હતું. અને બાવાના ઘરનો વહીવટ આ વડા બેટી કરતા અને સર્વે તેવણને ઘણું માન આપતાં. તેવણ તેવાં માન લાયક પોતાનો મોભો જાળવે તેવાં શ્યાંના હતાં. એઓનું ઘેર કોટેકોટ હતું જે હાલ ,એવણનાં સાવકા પણ ખરેજ લાયકીવાળા છોકરા કાવસજી કામાનાં હીસ્સામાં જવાથી તેવણના સ્વાધીનમાં છે.

આ ભલા બાનુંને પોતાનું ફરઝંદ એક પુરો બેટો, તે ઉપલા કુંવરજી કામા હતા. આ એક પુરા બેટા ઉપર મા-બાપનો ઘણોજ ચાહ-હતો એટલુજ નહીં, પણ પૈસાના જોરે પુસ્કળ લાડમાં ઉધરેલા હતા. મારાં કાકીમાય તો આએ ભાણેજને ઘણા ચાહતા હતાં. જો આ ભાણેજનું માથુ દુઃખે તો તેવણ ધારતી ખાઇ જતા. આટલું સારૂં કુંવરજીને આ માસી માસા સાથે હતુ. એવણ ઘણાં સુધ્ધડ તેમજ એસફી, ખુશમીજાજનાં, હસમુખા, ખુલ્લા દીલના અને મોજીલા જીવના હતા. એવણ વર્ષમાં બે-ત્રણ વખત ગામેગામ ફરવા તથા હવા ખાવા અને 'પ્લેઝર'

કરવા જતા. તેવણુને બીજો કાંઇ કામ-ધંધો હતો નહીં. એટલુંજ નહીં, પણ તેવણુને ધંધા રોજગારમાં રોકેલા પણ નહીં હતા. તેવણુને બચગીમાંજ અદરાવેલા હતા. તે બન્ને વખત તેવણુની ધણીઆણીઓ બચપણમાંજ ગુજરી ગઇ, જેથી તેવણુ ભર લાયક ઉમ્મરનાં થયા, ત્યારે બેરામજી દાંતરાને ત્યાં તેઓની છોકરી ખરશેદબાઇ સાથે તેવણુનાં સારી રીતે ધામધુમથી લગન કીધાં. તે ખુદાની મેહેરબાનીથી આએ જોડું * આજ તક ગરીબ સંસારે ઠીક સુખ ભોગવે છે. કુંવરજીનાં ધણીઆણી ઘણા ખુબસુરત હતાં તેવણુ જુવાનીમાં વધારે સરસ લાગતાં. કુંવરજી ઘણું શીખેલા નહીં હતા. ગુજરાતી લખી-વાંચી જાણતા હતા, અને અંગ્રેજી તો ઘણુંજ થોડું. તેવણુ કોઈ યુરોપીઅન સાથે વાત કરી નહીં શકતા. તેવણુ બધા દીવસ ફરી-હરીને કાઢેલા, તે મોટી ઉમ્મરે તે માણસથી શીખાય નહી. એઓના બાવા હમો ખંડાલે જવાની સવા વર્ષ અગાઉ ગુજરી ગયા હતા. એવી મને યાદ છે. એવણુ તે વખતે ૨૯ કે ૩૦ વરસનાં જવાન હતા. એઓને ત્યાં કશાં ફરઝંદ નહીં હતાં. એવણુને તેમજ એમણા માતાજીને એક ફરઝંદને માટે ઘણી ઉમેદ હતી, પણ જ્યા ફરઝદો માટે ઘણી ઉમેદ હોય છે, ત્યાં ઘણી ખોટ હોય છે; પણ એઆ સર્વેની ઉમેદ સને ૧૮૬૪ નાં સાલમાં પાર પડી ને એક બેટીનું મોહ જોવા પામ્યાં. અને ઘણાં ખુશ-ખુશ સર્વે થઇ ગયાં અને ધારેલી મુરાદ તો પાર પડી! ત્યારે બાકી શું રહ્યુ? એજ કે તે બેટીને જીવાડવાની ભારી ઉમેદ તેઓ રાખતાં હતાં, પણ માંઠાં ભાગ્યે તે બે કે ત્રણ વરસની થઇ સર્વેને તેમજ પોતાનાં મા-બાપને સદાનાં દલગીર કરી આ દુન્યામાંથી પોતાનો વાસો ઉઠાવી ગઇ! જેનાં મોતનો જખમ તેઓને જબરો લાગ્યો. તેને જીવાડવા ઘણાં ઉપાયો લીધા, પણ તે ભાગ્યસાળી બચ્ચું જીવ્યું નહીં! અને તેનાં મોત પછી એઓનાં કુટુંબને પૈસા સંબંધી ઘણી નુકસાની ગઇ, જેથી બીચારાને બીજો ધંધો કરવાનો સુજ્યો. પોતાંની બાકી રેહેલી ટુંક પુંજીમાંથી હૈદરાબાદમાં "ઓમની બસ" નામની ગાડીઓ લઇ ગયા. એ ગાડી ત્યાં મામાઓના સારા લાગવગે નીઝામ રાજમાં ચલાવવાનાં વીચારથી યા બને તો વેચી નાંખવાનાં વીચારથી લઇ ગયા. પણ તે સર સાલારજંગની મારફતે નીઝામ સરકારનેજ વેચી નાંખી. તે દેશનાં લોકોએ એવી ગાડી કદી જોયલી નહીં હોવાથી અતી ઘણી નવાઇ ત્યાંનાં લોકોને લાગતી. તે પછી

* પરણેલી જીંદગી ૫૦) વર્ષો સુધી સુખ-સંપમા કાઢી

**ભીખાઇજી લીં૦ પાલમકોટ.**

એ ભાઇએ સુંદર અને શોભાયમાન ગાડીઓનો સારો જેવો જથ્થો પોતાનાં ઉપરીપણાં તળે રાખીને ભાડે ફેરવતા! અને પોતે પણ તેવાજ ભપકાથી ફરતા અને ત્યાંના લોકોને જેવા કે—ઓરીસર જેવાને—ભાડેની ગાડી નહીં મળતી હતી તેઓને ઘણું સુખ થયું અને એજ ધંધો લાંબા વખત સુધી ચાલ્યો.

એ પછીનો હેવાલ આગળ જતાં હું લખસ હાલ તો એટલો ટુંક હેવાળ કાંઇ થોડો નથી.

એઓ જેમ માતબર તેમ મગરૂર નહીં હતા. એઓની સાથે વાતચીત અને હસવા–બોલવાનો મને ત્યાં વધુ વેહેવાર પડયો અને સારી ઓળખાણ થઈ.

ખંડાલામાં જોવા લાયક તો કાંઇજ નહીં હતું. પણ પહાડની ટેકડી પર સર જમશેદજી જીજીભાઇનાં પોતાનાં રેહેવાનાં બંગલાઓ હતા. અને તેનીજ સામેની એક નાની ટેકડી પર જેહાંગીર જસાવાલાનો બંગલો બંધાતો હતો. આટલી ચીજો હમે જોવા ગયાં હતાં. ત્યાં એક માસ રહીને પુને જવાનો વીચાર કીધો હતો. તે ઉલટ પણ કુંવરજીનીજ હતી. તેવણે અમારા મોટા બાવાને કહ્યું: "ચાલો, બેરાંમજી, છતા આપણે આવેલા છીયે તો પુને જઇ ત્યાંથી પાધરા મુબઇ જઇશું. મારા મોટબાવા તથા સાથવાળાંઓ બધાં તૈયાર થયાં અને અમોએ પુને જવાની તૈયારી કરી. ખંડાલાથી ટ્રેન પુને જતી હતી તેમાં અમો ગયાં અને પદમજીની ધરમ-શાળામાં આગળથી નક્કી કરી રાખ્યું હતું તે મુજબ ત્યાં જઈ ઉતારો લીધો. આ ધરમશાળા મને ઘણી પસંદ આવી. ઉતારૂઓને લાયકની સારી જગ્યા હતી. ત્રણ છુટા બંગલા હતા, પણ તે એવી ગોઠવણથી બાંધેલા હતા કે ત્રણે બંગળા છુટા છતાં તેના ઓટલાઓ સાથે જોડાયલા હતા. ત્યાં નવા બીજાનાં હતાં અને સારી ગોઠવણ હતી, એટલુંજ નહીં પણ પુનાં એક સારૂં, અને કેટલીએક જોવા લાયક ચીજોથી ભરપુર હતું. ત્યાં ગાડીની સગવડ મનમાનતી હતી. અમારે તો થોડાજ દીવસ આ શેહેરમાં રેહેવું હતું, જેથી આખો દીવસ ભાડેની ગાડી રાખતાં ને સહવારનાં પુરતો નાંસ્તો કરી જોવા લાયક જગ્યા પર જતાં અને પછી બપોરનાં ૧૨ કે એક વાગે પાછાં ફરતાં અને સાંજે ચાહે પીધા પછી પાછાં નીકલતાં તે રાતનાં ૮) વાગે ઘરમાં જતાં. આવી રીતે આખા

ચાર દીવસ અમો ફર્યા, પણ દાપોલીમા ગવરનરનો સુંદર મેહેલ હતો, તે પણ અમો જોઇ આવ્યા. ખડકી સુધી હમો ફરીયા, પણ તે મને તો ઘણુંજ પસંદ પડયું. એક બે દીવસ મારી તબીયત જરા બીગડી અને મને જોરમા તાપ આવી, પણ સર્વેની પુરતી માવજતે હું જલદી હુશીયાર થઇ. તે પછી શેઠ પદમજીનો બંગળો જોવા ગયા તે વખતે પદમજીના બાવા પેસ્તનજી હૈયાત હતા તેવણ ઉમ્મરે પુગેલા બુઝોર્ગ માણસ હતા. માથા ઉપર કીનખાબની ટોપી પેહેરેલી જોઇ. તે જરા મને દરવાજામા પેશતાજ નવાઇ જેવો દેખાવ લાગ્યો

મી. પદમજીની છોકરી તુરતનીજ અમારા મુબઇવાલા ઘેરના બીજે માળના ભાડુત ધનજીભાઇ રાદેલીયાના એક પુરા દીકરા સાથે અદરાયલા હતા તેથી અમોને તેઓ પણ ઓળખતા હતા

સને ૧૮૬૧ ના વર્ષ કરતા આજે પુનામા કેટલો ફેરફાર થઇ ગયો છે તેમા સને ૧૮૬૪ ના વર્ષના ઉનાલા વખતે સુંદર બાગ—બગીચાઓથી પુનાની ખુબસુરતીમા ઘણો વધારો થયો છે અને આજે તે શેહેર ઘણુ દીપે છે. રેલ્વેના સાધાથી તેને મુબઇ જેવી ગુલજાર નગરી સાથે જોડી નાખ્યુ છે અને જાણે માહીમ—વાદરે જવાનુ હોય તેમ લોકો આવ—જાવ કરે છે. તે પ્રતાપ ખરૂં પુછો તો રેલવેની નામીચી કળાવાલી આગગાડીના છે ખુદરતે પોતાના બહોલા હાથે ધીમે ધીમે કેવો સુધારો કરી માણુસ જાતને સુખી કરવા કેટલુ કીધુ, અને કરે છે, તે વાચનારે બારીકીથી નીરાતે બેસીને વીચારવુ પછી જુઓ કે જમાનો કેવો જોત—જોતામા પોતાનુ રૂપ બદલીને કેટલી સગવડ, કેટલું મેહેલ્લુ કેટલો સુધારો વધારો કેવો ફેરફાર કરી જાણે અક્કલ નહી કબુલ કરે તેવુ નજરે જોઇએ છીએ હઝારો આફરીન તે પાક પરવરદેગારના

હમો પુનાથી મુબઇ આવવા નીકલવાનો ઠરાવ કર્યો, પણ વચમા અડચણ નડી. અમોને થોડા જણાને ત્યા રેહેવું પડયુ મારા મોટાબાવા, કુંવરજી તથા કાકીમાયને અગત્યના કામસર મુબઈ જવુ પડયુ. અને હુ મારા ફુઇ સાથે થોડા દીવસ પાછળથી મુબઇ આવ્યા. ત્યાના હવા પાણીની ખુબીથી આપણે પોતે તો ઠીક બની આવ્યાં હુ તો મુબઈ આવી ને પુનામા જોયલી તરેહવાર જગ્યાઓ, મેહેલો અને બાગોને યાદ કરવા લાગી. મને કોઈ હેવાલ પુછતું તેની આગળ લાબા પીજનો કરવા હું કાઇ વડાઇ કરતી બેસતી નહીં. જેઓ મને પુછે તેનો તેટલોજ

જવાબ હું કેહેતી. વધારે હરખ, ઉલટ કે છાળકાપણુ મારામાં ખુદરતી હતુંજ નહીં.

બીજે માળનાં નવાજબાઇએ મને સૌથી પેહેલા તેડાવી અને પોતાંની વહાલી વહુની ખબર પુછી, જેને વીષે મેં તેઓને કહ્યું કે 'હા તેઓ અમારે ત્યાં મળવા આવ્યાં હતાં. નાની છોકરીઓ બે–ત્રણ જણાં હતાં, અને તદન સારી પેઠે હતાં.' આએ વાતથી તેઓ ખુશી થયાં. મેં મહીનાં દીવસનું મારૂં વાંચેલું લેશન પેલા લાયકીવાળા ભાઈ બમનજીને આપ્યું જે તેવણુને મન માનતું મારૂં વાંચણુ લાગ્યું.

'ચાલો હવે તો તમોને જોડા અક્ષર સો આવડયા. બેહેન આવાં-બાઈ, તમો તો કામ જોગું શીખીઆંછ. મરજી હોય તો આગળ વધુ શીખજો. હું મોટી ખુશીથી મારી બનતી મદદ તમો બેહેનને આપસ.' એમ મને બમનજીએ કહ્યું અને ધીરજ આપી; અને સારી ચોપડીઓ અને ન્યુસપેપર વાંચવાનો મેં મારી મેલેજ મહાવેરો રાખ્યો. લાંબુ કોણ મને શીખવે? અને લાંબુ શીખવવાની કોણુને કાળજી હોય? તેઓને શું ખબર કે વધુ શીખવાનાં શું ફાયદા? તેઓની તો બળાને તેની ખબર નહી! તે મને કોણુ વધારે શીખવે? તેઓને સમજ શાંની જે કેળવણીનાં ફાયદા તે શું ને દુન્યાદારી તે કેવી હોય? બચ્ચાંને શીખવવાનું કેવું હોય અને તેનાં શું ફાયદા તે તેઓ કયાં જાણતાં હતાં કે મને સંગીન કેળવણી આપે?

"બસ બા, બમનજી, મરી જાઉંરે તમો પરથી! તમો દીકરાનો ગુણ હુ વીસરવાની નથી. ખુદા તમોને ઘણું સુખ આપે. બસ બા, મારી આંવાંબાઇને તમોએ આટલું લખવા–વાંચવા શીખવ્યું, ને મારી મોટી અગવડ તળી. દીકરા હવે બસ, એ તો એમ કરતાં આગળ જતાં આવડશે. એ તો અગાઉ કેવું નીશાળે શીખેલી અને સાતમુ વરસ બેસ્તાંજ ઇનામમાં ચોપડી સૌ લાવેલી જો. પણુ આએ ત્યાં ઉજ્જડ ગામમાં બધું વીસરી ગઇ." એમ મારાં માયે બમનજીને ખુલાસો કીધો અને એક મહીનામાં મારાં વીદ્યા–અભ્યાસનો છેડો આવી ચુકો!

બમનજીએ મારાં માયનાં મોંઢે સાંભળતાંજ કહ્યું "દીનબાઇ માય, હું આપણાં આંવાંબાઇને શીખવતાં જરાબી કંટાળતો કે મારો વખત ખોહતો નથી. એમાં મારો ઉપકાર શાંનો તમો માનોછ. એવણુ તો પોતાંની મેળેજ રોજ દેખાડતાં શીખીઆં છે. મેં આવું ચંચળ શીખનાર

કોઇ દીવસે જોયુજ નથી. કારણ એવણ તો ૭) વરસમા બધુ સદાબરે ભુલી ગયા હતા તે કાઇજ એવણને યાદ હતુ નહી એવણને જો વધારે શીખવવામા આવે તો બચ્ચીત ર્‌ ૩ર્‌૭ કે એક છોકરા કરતા સરસ અભ્યાસ એવણનો વધે, એટલા એવણ હુસ્યાર છે, અને ઘણાજ ડાહ્યા છે.'

એ બમનજી આસરે ૨૦) વર્ષનો જવાન તેમજ ખુબસુરત દેખાવનો છોકરો હતો એના બાપના એ સાથે ત્રણ દીકરા હતા તેઓ ગરીબ પણ આબરૂદાર હતા પોતે મીસ્તરીનો ધધો કરતા હતા બે મોટા છોકરાઓ જહાજુ શીખેલા નહી હતા પણ આએ નાનો છોકરો બમનજી ઘણો ચબરાક હતો જેથી એને અગ્રેજી શીખવવાની મતલબ હતી તેથી તેવણ વધુ શીખતા આ છોકરાઓની માય નહી હતી, પણ સાવકી માય હતી તે ઘણી ભનુ માણસ અને જુનીયાદ બૈરી હતી અને આ પુખ્ત ઉમરની વીધવા સાથેજ આ હોરમસજી પરણીયા હતા જેથી ઘેર ચલાવવામા નાદાન જેવી નહી હતી એઓને મોટુ દુખ એટલુજ હતુ કે એવણના બુઢા માય ઘણાજ ખરાબ સ્વભાવના પાજી હતા એ બમનજીના બપાઇથી આખુ ઘર બેજાર થતુ હતુ મે આવા કજીઆખોર ડોસા નહી જોયા હતા તેવણ આએ ગરીબ બીચારી વહુને દરરોજ રડાવતા હતા, એ બમનજીની એક નાની બેહેન હતી તે પણ પોતાની બપાઇ જેવી કજીયાખોર અને કમ અક્કલની હતી. તે સારી પેહેરતી થઇ, પણ કશો તેને સકાર નહી હતો, નાના બચ્ચાની માફક બોયે આવોગીયા ખાતી ને છેરાતી, ત્યારે સેકડો ગાળ ભાઇઓ, મતરાઇ, બાપને અને કાઇ શીખામણ દે તેને બધાને દેતી એવી સેતાન હતી તે વખતે એવણનો વડો ભાઇ નવરોજી પોતાની માસીને ઘેર પરણેલો હતો બાકી તો બધા કુવારા હતા તેઓના ઘેરની આવી તરેહવાર અડચણોને લીધે બરોબર લેશન કરવાની જગ્યા નહી હોવાથી એ બીચારો જેવો સ્કુલથી આવતો કે ચાહ પીધા પછી ચોપડીઓ લઇ અમારા માળ ઉપર આવતો અને લાગનો વાચવા બેસી જતો તે ઘણો સાલેસ હોવાથી સર્વે નાના-મોટા તેને ઘણાજ ચહાતા અને જાણે બમનજી ઘેરનોજ છોકરો હોય તેમ ગણતા એટલુ છતા અમારા ઘેરમા બોલવુ ચાલવુ, અને વાતચીત કરવી એ ઘણુજ અદાજા સર ને માન-અકરામથી હતુ તેમા મારા ડાકી માયતુ તો ઘણુજ એમ સભાળથી, આબરૂ ઇજતથી બોલવાનુ હતુ. એટનુ અમારે ત્યા ઘણુજ સારૂ હતુ. એક નાના બચ્ચાને જો તે બહારનુ હોય તો અદબ-અદાજાથી બોલવુ, બોનાવવુ અને સારી

રીતે વાત કરવી એવું જોવામાં આવતું. બહારનાંઓને માન અને ઇજત અમારે ત્યાં આપતાં હતાં.

અમો પુનાથી આવ્યાં પછી મારા કાકા નાનાભાઇની છોકરી ૮-૯ વરસની ગુજરી ગઇ. આ છોકરી ઘણી ગરીબ હતી. તેને માટે સગાંઓની ભારે દયા ઉશકેરાઇ હતી. આ મારાં કાકી ઘણુંજ આકળાં સ્વભાવની હોવાથી પોતાનાં બચ્ચાંઓ સાથે ઘણીજ ઘાટકી રીતે વર્તતાં હતાં. તેઓને નાનું બચ્ચું કુમળું છે, અને તેને કેટલી શકતી છે તેનો કશો વીચાર કર્યા વગર ગુસ્સામાં હોય, ત્યારે પાંખડું પકડીને ફેંકી દેતાં તેને કયાં વાગશે તેની આ અજાણ માયને કંશી ચીંતા નહીં હતી. આ ગુસ્સોબી કાઇ બે-ચાર દીવસે નહીં, પણ દીવસમાં દશ વેળા ચઢી આવતો. એક નાનું બચ્ચું મોહમાં ભુક લઇ તેની ગુંજાસ મુજબ ચાવતું તો ચીરડાઇને તેનાં મોહમાં જોશથી ગુસ્સા સમેત બોલી-બખારી પાંચ-દશ ગાળ દઇ એવા તો જોરથી ભુક તે બચ્ચાંનાં મોહમાં ધકેલતાં કે એક વેળા તો એક છોકરી ગુંગલાઇને તરફડીયા ખાવા લાગી. તે બે વર્ષનું કુમળું બાળક સેહેજમાં બચી ગયું. તે કેટલા દીવસ કાઢતું ? બીચારી છોકરીઓ હાડમાર થઇને છેવટે મરી જતી. જો ચીડમાં આવે ત્યારે એવા જોરથી બરડા ઉપર મારે કે તે ગરીબ બીચારી બે પગ વળી જાય! જો હીજ ઝોલીએ નાંખે તો તેને ધપોધપ હડસેલા મારે! આવી ચાલને લીધે બચ્ચાં સાથે જ્યારે અમારે ત્યાં હતાં ત્યારે ઘણો કજીઓ-કંકાસ થતો હતો. જેથી ગરીબ બીચારા મારા નાનાભાઇ કાકા જુદા રહ્યા હતા. આ છોકરી તો મોટી થઇને આએ જંજાલભરી દુન્યામાંથી પોતાંની તમામ ઉમેદો સહીત ચાલી ગઇ. તેની અગાઉ પણ ૭ છોકરીઓ ગુજરી ગઈ હતી. તેઓ નાનીઓ હતી. કોઇ ચાર વરસની થઇને ગુજરી ગઇ હતી; પણ જ્યારે આએ મોટો જખમ લાગ્યો, ત્યારે આ માતાની શુદ્ધ ઠેકાણે આવી!

## પાજી સ્વભાવ!

હું એમ નથી કેહેતી કે તે પોતાનાં ફરજંદોને જાણી જોઇને એવી ઇજા દેવા માંગતી હતી. પોતાંનાં બચ્ચાંનું લાગે તો ખરૂં, પણ એક ખરાબ સ્વભાવની અને વગર સમજની માતા પોતાંનાં બચ્ચાં પર આવું ઘાટકીપણું ગુજારે ત્યારે તે માતાને ઘાટકી હું સમજું છું. અને ખરી રીતે વગર દયાની એની એ ચાલથી અમારાં કુટુંબમાં ઘણો ધીક્કાર મારી એ કાકી માટે હતો. મારાં કાકી આપણી મુંબઇની ગોદીનાં

આગળા પ્રખ્યાત દોરાબજી મીસ્ત્રીની છોકરી હતી. એ મારા નાનાભાઈ કાકા ઘણાં રાંક ને થંડા સ્વભાવનાં સમજુ માણસ હતા. તેવણુ પોતાંની આએ ધણીઆંણીને ધીમેથી અને સંભાળથી બે બોલ કેહેવા ઘટે તો તે કેહેતા. કદી પણ મોટે સાહદે બોલીને મારામારી નહીં કરતા. વાંચનાર, હું મારી આ કાકીને કશો ગેર ઇનસાફ નહીં કરતાં. તેવણુની જુવાંનીની ખરી હકીકત લખું છું. બચ્ચાંઓ તરફ માતાઓ કે ધાતકી બાપો અથવા તેઓનાં વાલી–યા માસ્તરો એ સર્વે જેઓ વગર વીચારનાં ને વગર દયાના હોય છે, તેઓને માટે મને અતી ઘણો ધીક્કાર છે. દયા તો ખુદરતી માણસ જાતમાં હોય છે, પણ તેનો ઉપયોગ કરવાનો તેઓનાં હાથમાં છે. એ તે કાંઈ શીખવવાનું, કે કેળવણી લેવાનું કે કોઇની શીખામણનું કામ નથી. અને જો તેમ હોય તો એવી ફરીયાદ રેહેજ નહીં એ તો દરેક માણુસ જાતે પોતે શાંતીથી વીચારવાનું છે. મને એવાં ધાતકીઓને જોઇ ઘણોજ ક્રોધ અને ધીક્કાર પેદા થાય છે, તે જો વીસ્તારીને લખું તો આએ બાકી રેહેલાં પાંનાં ભરાઇ જાય. શીખેલાં ભણેલાં કાએલ માંણસોનાં પણ એવાજ સ્વભાવ હું જોઉં છું. કોઇ બાપો એવા તો ધાતકી રીતે પોતાંનાં છોકરાંઓને મારે છે કે તેઓને જોઇ મને ઘણો કચવાટ અને ગુસ્સો આવે છે. તેઓ એમજ સમજે છે કે મહીનાંમાં એક બે વખત ખુબ માર મારવાથી છોકરાં સુધરે છે, એજ તેઓનાં ઉંધા વીચાર છે. તેઓ પોતાંનાં છોકરાંઓને પોતાંની સાથે ફેરવીને કેળવતાં કે સમજાવી પતાવીને શીખામણ આપતા નથી; પણ તેઓ બુમ–બરાડા પાડીને છોકરાં કેળવવામાંજ પોતાંની ફરજ સમજે છે. મુંગા પ્રાણી માફક બીચારાં જ્યાં સુધી એવી ધાટકી સજા કરનારાં આગળ હોય, ત્યાં સુધી તેઓ ચુપ બેસે છે. પછી તેઓને થયલી સજા પોતાંની બચગીને લીધે ભુલી જાય છે. તેઓને તે યાદ નથી રેહેતું કેટલાંક માંબાપો રાતનો વખત બચ્ચું રડે, ત્યારે તેઓના કંટાલા ને બેજારી જોવા જોગ થઇ પડે છે! એક તરફ હશવું આવે ને બીજી ગમથી એવા અવીચારી માં–બાપો ઉપર ધીક્કાર પેદા થાય છે! અને ગરીબ બીચારાં બચ્ચાં માટે કેવી આપણાં જીગરમાં દયા પેદા થાય છે! એવાં માં–બાપ ઘણાં મળી આવશે. મેં પોતે ઘણાં એવાં માણુસો નજરે જોયલા છે અને ઘણો અનુભવ પણ છે.

'હવે હું મારે લગતી બાબદ ઉપર આવું છું, મારાં માંય મારે લીધે પોતાંનું માંડેલું ઘેર છોડીને મુંબઇ આવ્યાં, તેનો મને હર-વખતે ઠપકો

આપતાં ને કેહેતાં, "તારૂં નશીબ ઉંડે તો હું આએ ઘેર છોડી જાઉં મારો જીવ કંટાલી ગીયોછ!" એવી ફરીયાદ તેવણ વારંવાર કરતાં. જાણે તેવણને માથે એક ભારી બોજો થઇ પડી હોવું. આ તેવણની ફરીઆદ સાંભળી. રાંદેલીયાનો નવાજબાઇ તેવણને કેહેતાં કે "ઓવાય! શાબાસરે દીનબાઇ! એના જેવી સાત દીકરી પાલું તો ભારી નહીં પડે ને આએ શું તમોએ ટાહી ધરી. એ બીચારૂં બચ્ચું શું કરે! તમે શું જ્યાં ત્યાં નાંખવા માંગોછ કે ઉતાવળ કરીને? તમે જાંણે જે દીનબાઇ! તમારી ઉતાવળને લીધે આએ ગાય જેવાં બચ્ચાને દુઃખમાં ના નાંખતાં જે! પરણવું અને કારજ કરવું એ કાંઇ જેવું તેવું કાંમ નથી. ઉતાવલ કરશો તો પસ્તામો!" આવી શીખમણથી થોડી અસર તેવણ પર થતી.

એવા કંટાળામાં તેવણનાં હાથમાં જે છોકરો હતો તે દશ માસનો થવા પછી ગુજરી ગયો. જેનો ગમ મારાં માયને ઘણોજ લાગો. કારણ તેવણને બચ્ચાંઓ પર પ્યાર ઘણો હતો. મારી બેહેનનાં જન્મ પછી એ છોકરા ગુજરી જવાથી તે છોકરી પર પણ ઘણાંજ ચીરડાતાં. એક કંટાલો હતો, તેમાં આ નવો કંટાળો તેવણને વધ્યો. મારા મોટાબાવાએ તો રોકડો જવાબ દીધો કે "સૌ સૌનું ભોગવી પોતાંનાં બચ્ચાંઓને પણ તેઓ ઠેકાંણે પાડે. મારે ભરોશે નહીં રેહે."

આવી વાતથી તેવણનો ગુચવાડો વધ્યો ને શું કરવું તે તેવણને સુજે નહીં. એક તો તેવણ ગભરાટમાં પડયાં તે એમ કે મારાં વડા ફુઇએ પોતાંનાં એક પુરા છોકરાને તાકીદે ડેરા-ઇસમાઇલખાનથી તેડાવી મંગાવ્યો. એ છોકરો પોતાંનાં બાપ આગળ ત્યાં હતો, અને એ મારાં વડા ફુઇ પોતાંનાં ભાઇને ત્યા રેહેતાં.

મારા ફુવા મુબઇ કાંઈ દુકાંનને લગતો સામાન લેવા આવ્યા હશે તે આએ છોકરાને પોતાંની સાથે લેતા ગયા હતા. પછી કશી ખબર કે કાગળ મળે નહીં, જેથી પોતાંની માયનો જીવ કેમ માને? તેવણ બે ત્રણ વર્ષ તો થોભ્યાં, પણ પછી તેવણને ધીરજ નહીં રેહેવાથી તાકીદે કાગળ લખી તેડાવી લીધો. અને એ છોકરામાં ભારી જીવ લાગી રેહેવાથી તેવણને કાંઇ સુજ પડે નહીં. લોકોનાં કાલાવાલા કરી કાગળ લખાવે. તેવણને પોતાંને કાંઇ લખતાં આવડતું નહીં હતું, તેથી એમ કરતાં. આ બેદરકાર બાપને જેવું જોઇતું હતું તેવું પાયું. તેને એ છોકરાને એકલો બેદાદ મોકલી આપ્યો, તેથી બીચારો ઘણોજ હેરાંન થયો ને મુસીબતે

મુબઇ આવ્યો તેની ઉમ્મર તે વખતે ૧૫ વર્ષની હતી તે પોતાની મુસાફરીમા ખમેલા દુખની કાહાણી કેહેતો તે સાભળી બીચારા રડતાં

એવા નાતરસ બાપનો આ બેટા તેવો નહી હતો આ બેટાનુ નામ પેસ્તનજી છે, ને પેસ્તનજી ભાઇ નામે અમે બોનાવતા તે ઘણોજ માયાળુ ને ગરીબ હતો અને આજે પણ તેવોજ લાયકીવાળો છે * હવે મારા ફુઇની મરજી કે હુ મારા એક ભાઇની છોકરી લેવુ અને તેખી વળી મારીજ ઉપર તેવણની ચોકસ નજર બેસી ગઇ હતી તેવણ મને બે-ત્રણ વખત છુપેથી પુછતા ને સમજાવતા અને પોતાના ઘરેણા દેખાડતા અને હીરા મોતીનુ જરીયાન પેહેરાની મને મેકડો લાલચ આપતા પેહેલાજ તેવણના મોઢામાથી જેવા સખુન એ સગાઇ માટે નીકલ્યા કે તુરત મે તેનો ધીરેથી તેજ વખતે જવાબ દીધો જેથી મારા આવા જવાબથી તેવણ ઘણાજ નારાજ થયા મે કહ્યુ 'માયજી એ તો મારો **ભાઇ** થાય, તમે ફરીથી એમ ના બોલતા **જેને ભાઇ કહયો** તે તો ભાઇજ મારા આ શબ્દો કાઇ નહી ધારેલા મારા મોઢામાથી સચ્ચાઇના જુસ્સા સમેત નીકળી પડયા! જેથી તેવણ અજબ થઇ વીચારમા પડયા માયજી બોલ્યા કે 'તુને કોણે શીખવી? "કોણ શીખવે" મે કહ્યુ "તમે ને હુ બે જણા છૈએ, ત્યા શીખવે કોણ?" આવી રીતે તેવણે પોતે ખાતરી કરી લીધી હતી અને ઘણા નાસી પાસ થયા, પણ એ તેવણની મરજી પાર પડે તેવુ નહીં હતુ એમ તેવણને બીજાઓ પાછળથી સમજાવવા લાગ્યા કે ક-જોડુ થશે તેવણનો વીચારજ તેવણને ગમતો હતો ત્યા બીજાનુ શુ કેહેતુ અસર કરે? તેવણ જ્યારે તેવણને તક મળતી, ત્યારે મને સમજાવતા પણ મારો પ્રથમથીજ એ વીચાર નહી એટલે તેનો જવાબ નાજ નીકળતો એડનથી આવ્યા પછી મે તે છોકરાને જોયો પણ નહીં હતો છેક બચપણમા જોયો હતો તેજ એ ભાઇ મારેથી એક વરસ ને ૭ દિવસ મોટો હતો એટલોજ અમારી ઉમ્મરમા તફાવત હતો અમારા ઘેરમા કોઇની પણ મરજી નહી હતી કારણ હુ એ ભાઇ કરતા કદમા મોટી ને આસુદી દેખાતી હતી જ્યારે એ છોકરો પોતાના બાપને ગામથી મુંબઇ આવ્યો ત્યારે તેવણની પોતાની ખાતરી થઇ કે તે બીચારો મચ્છા જેવો હતો, એટલુજ નહી, પણ બાપે કશીજ કેળવણી નહી આપતા તેને દુકાનમા નાખી મુક્યો હતો તે શીખેનુ પણ ભુલી

* એવણના શોરાબજી નામના દિકરા દીલ્હીમાં આખની ઓસ્પીટલ ચલાવે છે તેવણ F R C S થયા છે

ગયો હતો. તેને તેવણે પાછો બબડી–ફફડીને સ્કુલે બેસાડયો, ત્યારે બીચારો અભ્યાસ કરવા લાગ્યો. અને પોતાંની માતાનો જીવ પણ નીરાંત પડયો. મારાં માયનો ગભરાટ એમ કે રખેને બધાં બજીદ થઈને મારી છોકરીને દુઃખમાં નાંખે. કારણ કે તેવણ જોતાં હતાં કે એ બીચારાં છતાં ઘણી સાસરાંએ ભાઇને ત્યાં પડેલાં અને કોઇનો આશરો આધાર નહીં, ને છોકરો બચ્ચાં જેવો, ત્યારે તેવણનો ગભરાટ ખોટો નહીં પણ ખરો હતો. મારાં માય મને શીખવવા આવ્યાં: "જેની તુંને કાંઇ ગભરાવીને પુછે તો સાફ નાં કેહેજે હો, હું નહીં જાંણું, તું દુઃખમાં પડશે." મેં એવણને ઠંડે પેટે જવાબ દીધો કે "તમો કાંય ગભરાઓછ, એ વાત કાંઇ આજ કાલની નથી. એ તો એવણે હુ જે દીવસની એડનથી આવીછ, તે દીવસથીજ મારી પુઠ પકડીછ ને એ વખત મને પુછયું, પણ મેં સાફ નાં કહ્યું. એ વાત નહીંજ બનશે. એ તો મારો ભાઇ કેહેવાય. માયજી તમો એ વાત નાં કાઢો. તેથી તો એવણ ચીરડાયછ ને જરા જરા વાતમાં છીતાં શોધેછ, પણ તેની હુ બીહીક રાખતી નથી, માટે હવે તમે બે ફીકર રહો." મારા આ ખુલાસાથી મારાં માય તો ઘણું રાજી થઇ ગયાં, પણ તે તકનો લાભ લઇ તેવણે મારી મરજી બીજી બાબદ પર પુછી લીધી અને તે છોકરાની વખાણ મારી પાસે કરવા લાગ્યાં, જેને હું સારી પેઠે ઓળખતી હતી. તેથી તેવણનું બોલવું મેં સાંભળી લીધું. અને મને ચુપ જોઇ તેવણે મને પુછયું, "કાંય એ ઘેર ગરીબ છે તેથી તુંને નથી ગમતું ? તારા બાપને કાગળ લખાઉં તેમ તું લખ." મેં ઘણો વાર વીચાર કીધો. મારી નજરમાં મારે લાયક એ ઘેર નથી. તેથી મારાં માયે હવે ઉતાવળાં થઈ રખેને લોકોની આંગલી દેખામણું કરે. છોકરો તો ખરેખર દરેક રીતે સારો શીખેલો, સ્વભાવે રાંક તેમજ ખુબસુરત ચાલાક બધું છે; પણ લાંબો વીચાર કરતાં જરા તે ઘેર માટે મારો જીવ કચવાયો. કારણ કે હું મોટાં મનની, ને મોભાદાર રીતે રહીને હંમેશાં સારી જીંદગી ગુજારેલી, તેથી મને એ ઘેરજ નહીં, પણ ઘેરની રીતભાત એ કશુંએ પસંદ નહીં હતું. એટલાજ માટે હું તદ્દન નારાજ હતી. મારી હીમ્મત કશું આગળ બોલવા ચાલીજ નહીં.

જેમ ભલતું–સલતું ભાંગું–તુટું લખાવ્યું તેમ બાવાને માયને નામે કાગળ લખ્યો. મારા બાવાને પણ મારીજ માફક વિચારો ઉપજ્યા ને તેવણે પણ એ ઘેર છેક એવું ઉતરતું લેવા અને ઉતાવળ કરવા નાં

પાડી, ને ધીરથી વીચાર કરવા કહયો, અને બધાંની મરજી કેવી ને કેટલી છે તેનો વીચાર પોતે જાણવા માંગો. આવા ધીલા જવાબથી મને ધીરજ આવી. એ વાતની ઘુસ-ઘુસ એક પછી એક કરવા લાગ્યાં ને બધાંની મરજી થોડી-ઘણી વધુ-ઓછી થવા લાગી, અને મને તરેહવાર વીચારોનાં વમલમાં ઉતરવું પડયું।

વાંચનાર, એ છોકરો કોણ તે ઓળખાવતાં મને ઘણું લખવું નહીં પડશે. પણ પેલોજ સદગુણી ને ભલો છોકરો નીચેનાં ભાહુતનો, જે હમારા ઘેરમાં સર્વે નાનાં મોટાંઓમાં તેનું નામ બમનજી કરી આવી રહ્યું હતું તેજ. એ છોકરો સારો અને ખાનદાની હતો. એનાં માય-બાપની હાલત ગરીબ હતી અને ઘરના વડા બૈરાં મેં આગળ લખ્યું તેવાં ઘણુંજ ખરાબ સ્વભાવનાં હતાં, તેથી અણસમજુ ફસે પણ જાંણીતાં તો આવે ઘેર નહીં કરે. એવા વીચારથી ચરવાયલી વાત માંડી વાલવામાં આવી ને તેથી બન્ને છોકરાઓ બહાર પરણ્યાં અને સૌ સૌને લાયકનાં ઘેર તેઓને મલ્યાં. અમારે ત્યાનાં હવાઇ વીચારોનો છેડો આવ્યો।

એ અરસામા મારાં વડા ફુઇ સીક પડયાં. મને અદરાવવા-પરણાવવાની વાત તો કોરે રહી ગઇ, ને તેવણની માંદગી તો ઘણી વધી પડી. અમારે ત્યાંનાં તો માનીતા ડો. ફરામજી ખરાડી હતા. તેવણ જે કરે તેજ ખરૂં. આ માંદગીએ તો ભય ભરેલું રૂપ પકડયું. અને તેવણને સારાં થવાની આશા સૌએ છોડી દીધી. થોડા દીવસની બીમારીમાં એકાએક પાણી પીવા જતાં પાણીનું ટમ્બલર હાથમાં ને, પોતાનો હજારો ઉમેદોથી ભરેલો જવાંન જીવ તે પાક પેદા કરનારને હવાલે કરી દીધો. આ મારાં વડા ફુઇની ઉમ્મર ૩૬) વરસની હતી. આ જવાંન મોતથી અમારૂં ઘેર શોકભર્યું થયું, ને સૌનાં જીવ ઘણાં ગમખાર થયા. ગરીબ બીચારો તેવણનો એક પુરો છોકરો નીરાધાર થઇ ગયો! તેવણ તેને અદરાવવાની તજવીજમાંજ હતાં. તેને માટે તેને લાયકની છોકરી શોધતાં અને વહુને માટે મારી પાસે તે વખતનાં પેહેરવાસ માફક એક કાંચલી ભરાવીને તૈયાર કરાવેલી હતી. એક તીલીની સાડી અને એક બે જોડ કપડા પણ હતાં. સર્વેની ઉમેદ હતી કે એવણ પોતાંની મુરાદે પહોંચે, પણ તકદીરની આગળ તદબીર ફોકટ છે. સૌ જયાંનું ત્યાં રહ્યું. મારાં ફુઇ જીવણાંઇને ત્યાં પણ લગન હતાં. તેવણે પોતાંનાં સાવકા મોટા છોકરા સાથે મારા કાકા નાનાભાઇની છોકરીને અદરાવેલી હતી, તેનાં પણ લગન રહી ગયાં! ઘેરમાં તો ધર્મ-દીનને લગતી ક્રીયાઓ અને દરાન-બાજનાં

કામો શરૂ થયાં અને એક પછી એક વેરે'! જોડાયાં!' સૌથી 'વધુ મારાં માયને માંથે કામ આવી પડયું! એમ્બી દીવસ ચાલી ગયા. લગભગ વર્ષે ટાંકણે મારા બાવાની મુંબઇ આવવાની વકી હતી.

તેવણ ત્રણ માસની રજા ઉપર મુબઇ આવનાર હતા જે સાંભળી મારાં માયને તો ખુશાલી પેદા થઇ.

હવે કાંમની ધમાલ અમારે ત્યાં વધી. મારાં ફુઇ જીવણાઇ રાબેતા પ્રમાણે પોતાની સુવાવડ માટે પોતાંનાં ભાઇને ત્યાંજ આવતાં. તેવણ આવ્યાં, ત્યારે મારા બાવા પણ આવેલા હતા, અને તેજ વખતે મારા વચલા કાકા માણેકજીની ધણીઆની ઘણાં સીક થઇ ગયાં હતાં. તેવણની સારાં થવાની આશાજ નહીં હતી. તેઓ અમારી સાથે નહીં હતાં, પણ જુદાં રહેતાં હતાં. આ મારાં કાકીએ આખાં કુટુંબ-કબીલાનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું. તેવણ પાંચ બચ્ચાંના માતા હતાં, અને હાથમા ૩ માસનો છોકરો નાનો હતો. તેવણ ઘણાંજ નમાના, નાનાં કદનાં, ખુબસુરત અને ઘર શોભે તેવાં વહુ હતાં. અને મારા કાકાનો જીવ એવણ પર ઘણોજ હતો. કાંઇ ચીજ આપતાં તો પોતેં નહી ખાઇ પોતાની બૈરી માટે લઇ જતા. બન્ને વચ્ચે ઘણોજ સંપ હતો. ગરીબ સંસારે પોતાંનું પુરૂ કરતાં. એટલુંજ નહીં, પણ તેનાં માયની તે બાકી રહેલી એજ મતા હતી. જેવણ પોતાંના આ દીકરી સાથે ઘણાં વર્ષો થયાં રેહેતાં હતાં. તેવણનાં વડાં છોકરી શેઠ જીજીભાઇ ડોકટર સાથે પરણેલાં હતાં. તેવણ ગુજરી જવાથી આ બીચારાં કમનસીબ માતા આ દીકરીને વળગી રહ્યાં હતાં. આ ગરીબ માતા મારાં કાકીનાં કવખતનાં મોતથી ઘણાં નાચાર થયા! અમારે ત્યાંની ગમગીની ઉતરી નહીં એટલામાં પાછા સૌના જીવ ગમમાં પડીયા! મારા બીચારા બાવા તથા મોટાબાવા પણ આ પોતાના ભોંજાઇનાં મોતથી ઘણાં દલગીર થયા!

બીચારાં મારાં કાકીનાં માય તે બેટીનાં બચ્ચાંઓને નાચારીએ પાળવા લાગ્યાં. પોતે તો પોતાંની તમામ આશાઓથી નીરાશ થયાં, પણ મોત કે જેથી માણસ તદ્દન નાચાર ને લા-ઇલાજ, ત્યાં તે શું કરે? એવણ આપણાં જાંણીતા શેઠ ડોસાભાઇ ફરામજી કરાકાના ફુઇ થતાં હતાં. શેઠ ફરાંમજી કરાકા મારાં કાકીના મામા થતા હતા.

મારા કાકાની હાલત ગરીબ હતી, પણ તેવણની આ ધણીઆંણી પોતાંનાં ગરીબ ખાવીંદને ઘેરનાં શોભાયમાન શણગાર જેવી હતી. તેવણ પોતાનાં ધણીને આંખ મીસાળ ચાહનારાં હતાં. તેનાં ખાવીંદને કેવી

કવખતે નહી ધારેલી ખોટ ગઇ! તેનો ખાડો તેનણ કદી પુરી શક્યા નહી ! ગરીબ કાકાના નશીબ જેવા શીહા હશે કે આવી ધણીઆણી ખોઈ બીચારા લાચાર થઇ ગયા! છોકરો જે તદન નાનુ બાલક હતુ, તેને માટે મારા બાવાએ તેને દુધ પીવડાવવા માટે કોઇ બાઇને રાખનાનો હુકમ કીધો ને તેનો પગાર પોતે આપતો કીધો

મારા બાવા ઘણા વર્ષે મુબઇ આવ્યા, અને આવો મહિ બનાવ જોઇ દલગીર થયા પણ કરે શુ ? કશો ચારો નહીં હતો તેવણુને આવ્યાને લગભગ એક માસ પુરો થના આયો હતો, અને રખેને એમ કરતા દીવસો નીકળી જાય અને તેવણુની ત્રણ માસની રજા પુરી થઇ જાય, તેના વીચારમા તેનણ તેમજ મારા માય બન્ને પડયા સૌથી મારા માયને વધારે ઉતાવળ હતી તેવણ રાત-દીવસ ખુદા પાસે દુવા માગતા કે હુ મારે ધારેને ઠેકાણે જઇને પડુ તેવણ ઘણાજ અફસોસમા પડયા કે રખેને પાછુ તેનણુને મુબઇમાજ રેહેવાનુ થાય, અને મારા બાના એખલા પાછા જાય એ વીચાર તેવણુને ચમ્ભમ બનાવે તેવો હતો તેવણ મારૂ કારજ લાવવા ઘણા જણુને કહેતા!

## મને ઠેકાણે પાડી દેવાની તૈયારી!

એક દીવસે મારા બાવા બપોરના ઘણાજ મોડા ઘેરમા આવ્યા, જેથી મારા કાકીમાએ ધીરેથી તેનણુને પુછ્યુ કે "કેમ રૂસ્તમજી, તમો આજે ઘણા મોડા આવ્યા?" તેવણે મને પાસે ઉભેલી જોઇ ટુકમાજ પતાન્યુ કે કામ હતુ થોડે વારે વાતની ચકચાર ને ગુસ-ગુસ થવા લાગી, જેથી હું તુરત ચેતી ગઇ કે મારે લગતી વાત છે, ત્યારે વસવસો એઓને શાનો છે તેનો મને વીચાર આવવા લાગ્યો. પુછવુ કોણુને તેના કરતા ચુપ રેહેવુ ભલુ

મારા જીવણાઇ ફુઇ સુવાવડા હતા, તેવણે એક બેબીનો જન્મ આપ્યો હતો તેવણુનુ બધુ કામ હુ કરતી હતી જેથી તેનણ મારી ઉપર ઘણાજ ખુશ હતા અને મને ઘણાજ સારા દુવા ચાહતા ને તેવણ કેહેતા કે "મારી જુવી ઘણી ભાયગસાની છે તે તુને સારે સાસરે મોકલશે એને તુ એક જભનુ ટોપી જે તુ થોડા દીવસમા અદરાય તો કરજે" મે કશો જવાબ દીધો નહી

હવે તેજ અઠવાડીયામા આ વાત એકાએક તે દીવસે મારે કાને આવી મારા માય મને એકલી જોઇ પુછના લાગ્યા

## માતાનો ગભરાટ!

"તારા બાપ તારે વાસ્તે હઝારો કોશ વેરથી આયાચ. તેવણુ તુંને કાંઇ દુઃખમાં નથી નાંખવાનાં. આજે બપોરનાં બે વાગતે ઘેરમાં આવીને જમ્યા. વાસ્તે હું તુંને કેહુંછ કે તું જો કાંઇ નાં-ફાં કરશે તો હું તારા બાપ સાથે એડન ચાલી જવસ. હું કાંઇ આએ વહીતરાંમાં પડી રેહેવાની નથી. મારૂં માંડીયું-મંડાન ઘેર-બાર ત્યાં ધુલધાની થાય ને હું તારે લીધે બચ્ચાં સાથે ઓસીયાલે અવતારે પડું કે શું?" તે ઉપરથી મેં પુછ્યું કે તમે મને શું કેહેવા મંગીછ? "તારે વાસ્તે તારા બાવાએ ઘણુંજ સરસ ને મજાહનું ઘેર શોધી કાઢ્યુંછ. તે ઘણો પૈસાવાલો મોટો વેપારી છે." મેં પુછ્યું "ત્યારે વાંધો શું છે? મજાહનું, સારૂં ને એલું, પેલું, ત્યારે એક બીજાનાં કાંનમાં શું કહ્યા કરોછ? "અરે નહીરે" જરા તેવણુ ધચુ પચુ થઇને બોલ્યાં—"એટલુંજ કે તેવણુનાં દીકરાને ત્યાં બે-ત્રણ છોકરાં છે. બીજું કાંઇ નહીંરે!"

મે કહ્યું કે "ધડ-પુછડાં વગરની વાત તમે શું બોલોછ! કાંઇ તમારૂં મને સમજ પડે? તમે શું ઉતાવળ કરીને જેબી ઠેકાંણું હાથ લાગે કે કશો લાંબો વીચાર કર્યાં વગર તમો તે ઠેકાંણે જાંણે ચોકસ થવાનુંજ હોય એમ પાલ બાંધોછ પણ કાંઇ લાંબો વીચાર કરશો?"

"શું લાંબો વીચાર કરાવેચ? હવે તું ૧૬ વરસની થઇ તે કુંવારો છોકરો કયાં મળવાનો હતો? હવે તો બીજ-વરજ તો? જેની ......ની છોકરી ૪૦) વરસનાં સાથે ૧૪) વરસની ગઇ. ......ની છોકરી ૧૬ વરસની ૫૦) વરસના સાથે પરણી." એવાં બે-ચાર નામ આપ્યાં અને ગડબડ ગોટાળો વાતમાં કીધો. મારાં માયજીએ તો તુરત મને હા-નાનો જવાબ દેવા ફરમાવ્યું! શું બોલવું તે મને સુજે નહીં. ગુસ્સાથી હું તો લાલ બની ગઇ. આટલા ટુંક વખતમાં તેવણુનાં ઉપલા બોલોથી સો વીચાર મારાં મગજમાં ચઢ ઉતર થવા લાગ્યા! એટલાંમાં મારાં કાકીમાય આવી લાગ્યાં ને અમોને તકરારમાં ઉતરેલાં જોઇ તેવણુ હસવા પડયાં અને મારી તરફ જોઇ બોલ્યાં કે "બાવા તમારાં લગનની તજવીજમાં છે તેથી શું વીચાર છે? વળી મોઢું શાંનું ચઢાવી દીધુંચ? બોલની? મને પુછ હું તુંને કેહું." મારાં કાકીમાયે ખુલાસો કીધો. "જે છોકરા સાથે તારા બાવા કારજ લાયાછ તે આગળ તારા બાવાનો દોસ્તદાર હતો, અને વાડીનો કમપેનીયન હતો. તેવણુનો તો પાલમકોટામાં વેપાર ધંધો

હશે. તેવણનાં બૈરી ૪–૫ વરસ થયા ગુજરી ગયાંછ. અને એકજ છોકરો છે. અને તેને ત્યાં પણ નાનાં નાનાં ૨–૩ છોકરાં છે. તેમાં શું છે? કાંઇ ઘણી ઉમ્મર નથી જો. એવણ તો પરણીને તુરત જશે. તુંને તે પોતે નજરે જોવા માંગેછ. તારો શુ વીચાર છે? એમ તારા બાવા જાણવા માંગેછ. આજે બધી વાત નક્કી થઇછ. કાલે જોવા આવશે. તું ગભરા ના." મારાં કાકીમાયે મને ઠંડી પાડી.

મેં તો ગુસ્સામાં જવાબ દીધો "ગમે તે કરો." પણ વાંચનાર, તે વખત કેવો હતો? મા–બાપ–કે–વાલી છોકરીઓની મરજી નહીં પુછતાં ગમે તેમ કરતાં, અને ચાહે ત્યાં પોતાંની મરજીમાં આવે ત્યાં પરણાવતાં. મને તો ચીપી ચીપીને ખુલાસો કરીને પુછવામાં આવતું ને મારી મરજીથીજ કરવાનો ઠરાવ તેઓને સારો લાગતો હતો. તેથીજ મને પુછતાં. મારા બાવાનો ખુલ્લો હુકમ તેઓને હતો કે "મારી આલીમાય મને કહેતાં તો શરમાશે, પણ તમો ચોક્કસ એની ખુશીનો જવાબ મને ખાતરી ભરેલો લાવી આપો." જેથી મારાં કાકીમાય મને પુછવા આવ્યાં હતાં અને જતા જતાં મને કહી ગયાં કે 'હુ તારા બાપને કેહુંય હોં કે. તારી ખુશી છે.' 'નહીં એમ નાં કહેતાં.' મેં કહ્યુ. આએ મારા બોલો સાંભળતાંજ મારાં માય ભડકી ઉઠયાં, 'શું ત્યારે તું નાં કેહેચ કે, એ વાય.' 'નહી, નહીં'. હું નાં નથી કેહેતી. તમે શાંના એટલાં ઉતાવળાં થાઓછ? એમ કહો કે તમોને ગમે તેમ.' "ના, ના, નહીં. તેવણને શાંનું ગમે? પછી પછવાડે કોઇ દોષ નહીં દીએ. જે હોય તે હમણાંજ હા–નાં કહી દે. એ તો નાંખો ધરમે ને ખાય કરમે—ખાલીમાં નાંખશો તો ભરાશે, ને ભરેલાંમાં નાખશો તો ખાલી થશે. એ તો તમારાં ભાયગ. અમે શું કરશું? ત્રણ ત્રણ વરસ થયાં લોકોની પરણી અદરાઇને પાર પડી ગઇ ને હજુર નાના ને હાહા કરેચ?" મારાં માય બોલ્યાં.

આ તેવણનાં બોલો મને ઘણાં કંટાલા ભરેલા લાગતા, પણ શું કરવું તે નહીં સુજતાં ચુપ રેહેવામાં મોટી શોભા સમજવી,

## હું કેમ અદરાઇ!

એ વાતની તેઓ પોત પોતાનામાં હવે ગોઠવણો કરવા પડયાં અને પકકો બંદોબસ્ત એમ કીધો. મારા મોટા બાવાએ કહ્યું 'જોવો, હું તમોને કહુંછ કે ડોસાભાઇ નાદરશાહ એ કારજની ગોઠવણ કરેછ. તેઓને કેહો કે એ પારસી શેરમાં આવી જોઇને છોકરી નથી પસંદ, એવું કંઇ કરીને

આપણી આબરૂને ખરાબ લગાડે નહીં. તમે જાણો! તમે તેનો પુરો બંદોબસ્ત રાખજો. હું તમોને ખુલ્લું કેહુછ નહીં તો મારી આગળ ડોસાભાઇને તેડો, હું બધો બંદોબસ્ત કરૂં."

મારા બાવાએ તેવણને ખાતરી આપી કે "નહીં, તેનું કોઇ સગું અતલગતું નહીં હશે. તે પોતેજ રૂપીયા પેહરાવવા આવવા માંગેછ. તે પાછો શાનો જાય?" મારા બાવાએ ટુંકમાં પતાવ્યું. 'ચાલો, ત્યારે તમારી ખાતરી છે તો ઠીક. આજે હલકાં–હજામરાઓ ઘણાં નીકળી આયાછ. છોકરી જોવા આવે ને પછી નાં કહે, માટે આપણા ઘેરનો એ ધારો તોડવો નહીં. મારી ખુશી નથી એ બચ્ચાંને દેખાડવાની, પણ તમો મુખત્યાર બાપ છેવો, તે ગમે તેમ કરો. એને શું ખોડ છે કે તે જોવા માંગેછ? શું આપણાં બોલ પર તેને વીશ્વાસ નથી? ડોસાભાઇને કેહવો તેવણ જોય!" "તેમ ડોસાભાઇએ કહ્યું, પણ તે નજરે જોવા માંગેછ, ત્યારે શું નજીવાં બહાણે જવા દઇએ?" મારા બાવાએ મારા કાકાને સમજાવી ખાતરી આપી.. બીજે દીવસે બન્ને ભાઇઓ ઘેરમાં થોભ્યા. તે વખતે બતીનો લગભગ વખત હતો. મારાં પેટમાં તો ફાળ અને ધસકથી જીવ પાંણી પાંણી થઇ જતો. બધાં એકઠાં થયાં ને મારાં કાકી મને લઇ ગયાં. હું જઇને એક ખુરશી પર ચુપ બેઠી. પાંચ. મીનીટ તેઓએ પોત પોતાનાંમાં એક બીજાંની ખબર અંતર પુછી ને પછી તે ટાહેલું પુરૂં કરીને એ અંણજાણાં સખસોમાંથી એક જણે, ઉઠીને મારા હાથમાં રૂ. ૨૫)નું રોકડ પડીકું આપ્યું, હુ તો તે લઇ ગુપચુપ બેસી રહી. પછી મારાં કાકીમાયને ઇસારત કીધી કે મને તમો ત્યાથી લઇ જાઓ. શરમથી મારો જીવ ઘણો નબલો પડી ગયો. હતો. જો કે હું હીમ્મતવાંન હતી, પણ પરાયા માટીડા, ને વળી લગનની, ને મારેજ લગતી તે ગોઠવણ હોવાથી મને તેબીનાં શરમમાં નાખતી. મારાં કાકીમાય તો તુરત મને ઉઠાડી લઇ ગયાં અને પછી પોતે તેવણને રૂપીયા પેહેરાવવાની તજવીજમાં રોકાયાં. આમન સામન પેહેરામણીની કીયા પુરી થઈ, ને સૌ સૌને મકાને સીધાર્યા. મારાં માય તો ખુશીથી છક થઇ ગયાં! તેવણ તો તે દીવસે પુરી ઉંઘે ઉઘાયાં. આટલું બધું અમારા ઘેરમાં થયું, પણ કોઇ ભાહુત કે ઘેરવાળાને ખબર નહીં હતી. બીજે દીવસે તેઓએ જાણ્યું, ત્યારે ઘણાં ખુશી સૌ થઇ ગયાં. મને ઘણાં સારા દુવા એક પછી એક આહવા લાગ્યાં. સર્વેનો પ્યાર મારી ઉપર સરખો હતો. બધી તરફથી મને મુબારકબાદી

મળતી ને શો "લગન-લગન" કરી રહ્યા પણ મારા લગન તો ઘણી સાદાઇથી કરવાના હતા

મારા કાકીમાયે મને પુછયું કે "કેમ તે તારા વરને જોયો કે નહી?" મે તો ના કહ્યુ જેથી તેવણે અજબ થઇ મને પુછયું "જેને રૂપીઆ તારા હાથમા મુક્યા તેજ. લીમજીભાઇ પોતે હતા. અને પેલા જેવણ સામે બેઠેલા હતા તે તો ડોસાભાઈ નાદરશાહ હતા"

મારા ફુઈ જેવણ સુવાવડાજ હતા તેવણ ઘણા ખુશી થયા અને તેવણ પોતાની છોકરીને ભાયગશાલી કેહેવા લાવ્યા, સૌ પોતાના જુદા જુદા વીચારો જણાવતા હતા, પણ મારી તમામ ચુપકીદી વચ્ચે હુ ધીરેથી જોતી કે હવે પછી શું બને છે મને તો કશી ખુશાલી કે હરખ હતોજ નહીં હું હમેશા લાંબી નજર રાખી વીચારતી બેસતી, અને મારૂ ધ્યાન વીચારમાજ રોકાયલુ રેહેતુ. તે જોઇ મારા કાકીમાય કોઇ વેળા સવાલ કરતા કે "હવે શાનો વીચાર કર્યા કરેછ! તારૂ કાઇ જણાય? તું તો હવે પાર પડી હવે શુ છે? સારૂ ઘેર મલ્યું"

## મારૂં કારજ એકાએક કેમ થયુ.

તેનો ટુક હેવાલ અત્રે જણાવેલો વ્યર્થ નહીં જશે,

મારા બાવા લાંબો વખત મુબઇ છોડી ગયા પછી પોતાના જુના દોસ્તો સાથેનો વેહેવાર તોડી નાખ્યો હતો, કારણ તેવણ ઘણા દુર અને વળી નોકરીની રોકાનવાળા હતા. પણ ઉપલા ડોસાભાઇ નાદરશાહ સાથેનો વેહેવાર જેવોને તેવો દોસ્તીનો હક જલવાઇ રહયો હતો. એટલુંજ નહીં, પણ વધારે સારો વેહેવાર હતો ને તેવણ પોતાને જોઇતુ કરતુ એજ દોસ્તદારને કામ સોપતા હતા. તેમજ તેવણ જ્યારે મુબઇ આવ્યા ત્યારે એજ દોસ્તને ત્યા તેવણની દુકાન પર બેસ્તા. ત્યા એક દીવસ હમેશાના રાબેતા પ્રમાણે બેઠેલા હતા, તેજ વખતે લીમજીભાઇનુ ત્યા આવવું થયુ. ડોસાભાઇએ મારા બાવાને ઓળખાવ્યા કે 'રૂસ્તમજી ઓળખોચ કે? આપણા જુના દોસ્ત લીમજીભાઇને' તુરત એક બીજાને તેઓ મળ્યા અને પુછવા લાગ્યા કે 'તમો ઘણે વરસે મળ્યા' વીગેરે

હવે લીમજીભાઇ તુરતનાજ પાલમકોટાથી આવેલા હતા તેવણે તુરતજ જણાવ્યુ કે "હુ તો મારી પાલમકોટાની દુકાન માટે માલ ખરીદ કરવા મુબઇ આવ્યોછ." એવી વાતચીત કરી તેઓ એક બીજાથી છુટા પડી ઘેરે ગયા.

લીમજીભાઇ ચાનાક હતા, એટલુજ નહીં, પણ દુરઅંદેશ માણસ હતા તેવણુને તરેહવાર વીચારો ઉપજ્યા કે રૂસ્તમજી પોતાની નોકરી પરથી શું કરવા રજા લઇ મુબઇ આવ્યા છે તેનો મને પોતે ખુનાસો નહીં કીધો માટે એ વાત ડોસાભાઇને પુછવાથી માલમ પડશે એવા વીચારથી તેવણ ફુરસદનો વખત હાથ કરીને ડોસાભાઇને મળવા ગયા

'ડોસાભાઇ, રૂસ્તમજી શુ કામ મુબઇ આવ્યાછ' લીમજીભાઇએ પુછ્યુ "રૂસ્તમજી તો પોતાની મોટી છોકરીને પરણાવવા અત્રે આયાછ" ડોસાભાઇએ તેવણુને ખુલાસો કીધો

આ વાત પર થોડો વખત પોતે ખુબ વીચાર કીધો પછી પાછો સવાલ કીધો 'છોકરી કેટલી મોટી છે'

ડોસાભાઇએ કહ્યુ 'આશરે ૧૬ વરસની હશે.'

"ત્યારે ડોસાભાઇ મારૂ કામ તમારેથી થશે એવી હુ આશા રાખુંછ હુ બીજુ ઘેર કરવા માગુછ, માટે એટલુ ચોકઠુ બેસાડી આપશો? તમો પણ છોકરી સારી હોય એવી ખાતરી આપો. મારૂ ઘેર ચલાવે તેવી હોય તો સારૂ"

ડોસાભાઇ વીચારમા પડયા કે શુ જવાબ દેવો પણ થોડોક વાર વીચાર કરીને કહ્યુ 'ઠીક છે લીમજીભાઇ તમારૂ કામ જો મારેથી બનશે તો મોટી ખુશીથી કરી આપશ, હુ આજે રૂસ્તમજી આવશે ત્યારે બપોરના વાત કરશ અને પુછીને તેનો તમોને આવતી કાલે જવાબ દેવશ એ કુટુબ કબીલાની છોકરીઓ તો ઘણી સારી, શ્યાની ને આબરૂદાર છે'

લીમજીભાઇના ધણીઆની ૪ કે ૫) વરસ અગાઉ ગુજરી ગયા હતા. તેવણ મુબઇમા નહી, પણ પાનમક્રોટામાજ ગુજર્યા હતા તેનણ ગુજર્યા ત્યારે તેમની ઉમ્મર ૨૯) વરસની હતી તેવણ બચગીમા પરણેના હતા તેવણુના કુટુબમા સગાઓની ભારે ઓટ હતી એક પઠીના એક ઓવાઇ નવાઇના હતા જેથી પોતે એકલવાયાજ હતા તે ધણીઆણીના મરણ પછી પાચ વરસ પોતે માલ ખરીદવા મુબઇ આ યા હતા તે તકે પોતે એમ ફેરામા બે કામની આશા રાખી હતી તેનણના સાના મેરવાનજી સરાફે તેનણને સલાહ આપી કે "લીમજીભાઇ તમો જવાન માણુસ છેઓ, તેથી છતા મુબઇ આયાછ તો સારી જેવી છોકરી જોઈ

બીજું ઘેર કરીને જાઓ, તેમા સુખી થગો અને તમાર્ગે તેમ કરવું જોઇએ."

લીમજીભાઇનાં પહેલા ધણીઆણીને પેટ જનમેલો એક બેટાજ હૈયાત હતો, અને તેની પછી જન્મેલા ૯) બાળકો પુરે તેમજ અધુરે જન્મેલા બધા મરણ પામ્યા હતા જેથી આ છોકરો માય-બાપનો ઘણોજ માનીતો હતો. અને વખતના રેવાજ પ્રમાણે નાની વયમા પરણાવી દીધો હતો તેની ઉમરની ધણીઆણી સાથે લગન કર્યા હતા અને તેમ કરી તેઓ બચ્ચાઓને પાર પાડી નાખતા હતા તેથી તે છોકરાને ત્યા પણ પોતે બચ્ચા જેવો છતા તેને ત્યા બચ્ચા જનમ્યા હતા! અને લીમજીભાઇ ૩૧) વર્ષની ઉન્મરે બપાવા થવાને ભાગ્યશાળી નીવડયા હતા, આજે તેવણ જ્યારે બીજી વારના લગનની ઉમેદ વખતે ૩૫) વર્ષની ઉંમરના હતા તે ૩૫ મુ વર્ષ પણ તેનણને પુરૂ નહીં ચાલતું હતું. એ તેઓનો ખરો ને ટુંકો હેવાલ ડોસાભાઇએ મારા બાવાને ટુંકમા કહયો હતો. જેથી મારા બાવાએ ટુકમા એ બધો પણ જાણવા જોગ હેવાલ સાભળી લઈ પોતાનું ધ્યાન પહોચાડયુ, અને લાંમો વખત વીચાર કીધો. અને ડોસાભાઈ સાથે મમલત કરીને તેનણની સ્લાહ લઈ બન્ને જણા એક મત થયા જેથી તેવણને પેહેલે દીનસ બપોરના જમવા આવતાં મોડુ થયું હતું.

ઉપલી વાતો ધીમે ધીમે, થોડી થોડી, અવાર નવાર મારા કાને આવતી રહી.

મારા બાવા મારા કાકીમાયને વારવાર કેહેતા કે

**લીમજીભાઇ* ઘણા સુધરેલા વીચારનાં છે**

માટે આપુને એવણ કેહે તેમ ચાલવું પડશે. એ તો ડોસાભાઇને કેહે છે કે 'હુ તો એકજ વારના આશીર્વાદ પસદ કરૂં છું કદીબી બે વખતના આશીર્વાદ હું માનતો નથી. એક વખતના શું આશીર્વાદ પુરતા નથી કે બીજી વારને માટે નકામો ઉજાગરો કરવો, ને બીજાઓને મેહેનત આપવી? એ શુ ઢોંગ?' આ વાત મારા બાવાના મોઢેથી સમજી મારા માય તો છળણી પડયા અને મીજાજ ખોહી દીધો! વરમાના ૨-૪ જણાને એ વાત પસંદ નહીં આવી. મારા બાવાએ બધાને ખુલ્લું જણાવ્યુ કે "હું

* આ બીના સને ૧૮૬૨-૬૩ ના સાલની છે માતાજી અદરાયા તે વખતની છે

ભીખાઇજી લી૦ પાલમકોટ.

તમોને કહી ચુકો. તમારે ગમે તેમ કરો. તે એક બોલનો માણુસ છે. તેનાં મોંહમાંથી નીકલ્યું તે થવાનું, માટે તમારૂં બધાંનું બોલેલું ફોકટ જવાનું. તે તો સાફ એટલાં સુધી કેહેછ કે કપડાં પણ છોકરીનાં મન પસંદ લેવો. ખરચ કરનાર હું બેઠોછ."

આ તકરારનું છેવટ ટુંકમાંજ આવ્યું. અને મારા ખાવીંદનાં વીચાર છેવટે બહાલ રહ્યા. આ બધાંની તકરાર હું વચ્ચે પુરાયા વગર સાંભળતી હતી.

### વાંચણનો શોખ.

હું તો ઘેરનાં કામથી પરવારીને મારૂં વાંચવાનું લઇ બેસ્તી. જે દીવસથી હું વાંચવા શીખી કે તે દીવસથી મને મારા શીખવનાર ભાઇની એ સલ્લાહ હતી કે "તમારે સારી સારી ચોપડીઓ વાંચવી, જેથી તમોને ઘણો ફાયદો થશે." મારા મોટાબાવાનાં કબાટનાં ખાંનાં તરેહવાર ચોપડીઓથી ભરેલાં હતાં. તેમાંથી હું મારાં કાકીમાય પાસેથી ચોપડીઓ લેતી, અને તેટલીજ સંભાળથી વાંચીને તેઓને પાછી આપી બીજી લેતી. વાંચવા પાછળ મારૂં મગજ એટલું તો રોકાઇ ગયું હતું કે મને જરા પણ વખત મળતો કે હું વાંચવા બેસ્તી; જેથી મારાં મરનાર ફુઇ ઘણુંજ ચીરડાઇ જતાં, અને મારાં માયને કેહેતાં કે "તારી દીકરીનું મગજ ઠેકાંણે નથી રેહેવાનું. હેરાંન થશે. તું ચોપડી મુકાવ એનાં હાથમાંથી. હું હમણાં ઓરડામાં ગઇ પણ એનું ધ્યાન એટલું તો રોકાયલું કે હું બોલું તેની શુદ્ધ પણ નહીં મલે કે એ સાંભળે!"

વારંવાર એવી પંચાતી થતી, પણ એ વાત સાંભળી હું મારાં મનમાં કાંઇ ગુસ્સો નહીં લાવતી. હું પોતે સારી પેઠે સમજતી કે તેઓ વગર સમજનું બોલે છે. તેવાં બોલવાનો મને રીસ કે ગુસ્સો નહીં હતો, પણ તે બોલવાનું આગળ વધતું અટકાવવાનાં ઉપાય મારા હાથમાં હતા. તે એકે તેવણને ગુસ્સે નહીં કરવા. બનતાં સુધી તેઓની મરજી રાખતી. અને વાંચવાનો વખત હેરફેર કરતી, કે જેથી તેઓને ગુસ્મો રીસ નહીં લાગે. વર્ષ–દોઢ વર્ષનાં અરસામાં મેં ત્યાં ઘણું વાંચ્યું ને મારૂં મગજ તાજાં ઝાડ માફક ખીલતું થયું. વાંચવાનો ફાયદો મને જણાયો. દુન્યા કેવી હતી, તે જમાનાનાં માણસોનો છેડો આવે છે, પણ તેઓનાં ભલાં તેમજ નેક ને ઉત્તમ કામોની યાદ વીદ્યા–અભ્યાસ જાલવીને જીવતી રાખે છે, એમ મને લાગતું. તેઓનાં ભલાં કામની નોંધ હતી, અને બુરાંની નહીં હતી એમ હું કહેતી નથી. બુરાં, પાપી, કર્પીણ કામોની પણ નોંધ

હતી. જે વાંચવાથી ભલું શું ને બુરૂં શું તેનો અચ્છો ધડો મેં મેળવ્યો હતો.

કોઇનું કહેવું હું કદાચ ભુલી જતી, પણ વાંચેલું તો હું ચોક્કસ યાદ રાખતી, ને આજે પણ મારૂં ધ્યાન તેવુંજ મજબુત છે. હઝારો જંજાલી ભરેલો મારો જીવ છતાં બે કલાક વાંચું તો ગમ થોડો વખત ભુલી જતી. એટલો મને વાંચવા પર પ્યાર છે. ચોપડીઓ મને ઘરનાં જેવી વ્હાલી છે. તેમજ 'ન્યુસ–પેપર' પણ મને ઘણાંજ વ્હાલાં છે.

પ્રથમ મારા હાથમાં મોટી કીતાબો આવી. જેવાં કે 'શાહનામુ,' 'હાતમ નામુ,' 'ગુલબકાવલી નામુ,' 'બરજોરનામાં'નાં ૪ 'વોલ્યુમ,' 'ખુશરો સીરીન' એ 'વોલ્યુમ' 'અરદાએવીરાફ નામુ,' 'ગુલેસ્તાન,' 'બેનજીર અને બદરે મુનીર' નો કીસ્સો, એ સાથે બીજાં ઘણાંક ચોપડી ચોપાન્યાં સને ૧૮૬૨ નાં સાલમાં વાંચી લીધાં હતા. તે વખતે પારસી કુટુંબોમાં બરાંઓ 'ન્યુસ–પેપર' મુદ્દલ વાંચતા નહીં, અને હોય તો કાંઇ ઘણાંજ થોડા. આંગળી પર ગણાંય એટલાજ. મારા નાનાભાઇ કાકાને ત્યાં તે વખતે એક 'ન્યુસ' 'સત્ય પ્રકાશ' આવતું હતું. તે વખતે 'રાસ્ત ગોફતાર' જુદું છપાતું હતું. તે હું કોઇ વેળા મંગાવીને વાંચતી. 'રાસ્ત ગોફતાર' અને 'સત્ય પ્રકાશ' પાછળથી જોડાઇને એક થયું. તે વખતે આ 'ન્યુસ' નાનાં કદનું હતું. આજે તે વાંચનારની મન માનતી સેવા બજાવે છે. સર્વે વર્તમાન પત્રોમાં હું 'રાસ્ત ગોફતાર' ને વાંચવા ઘણું પસંદ કરતી. તેની લખાણની સફાઇ, છટા, ગુજરાતી છાપાને શોભા લગાડનારી છે.

વાંચનાર, મને હજી તો સને ૧૮૬૩ થી તે ૧૮૮૭ સુધીનો ૨૬ વર્ષ સુધીનો મારી જીંદગીનો હેવાલ એક કાહાંણી જેવો લખવાનો બાકી છે. જે લખવા હું શકતીવાન થવશ. ખરેજ વાંચવા લાયક થઇ પડશે તેમાં સને ૧૮૮૬ નાં આખાં વરસનો હેવાલ અતી ઘણો અગત્યનો, અને માણસ જાતમાં જુઠું ને સાચ્ચું એ બેમાં કેટલો તફાવત છે, અને ખોટા ને તદ્દન ખોટા બુટ્ટાઓ કેવી રીતે ઉભા થાય છે. તે ખરેજ વાંચવા લાયક છે. શીખામણ લેવા લાયક છે.

હવે વાંચનારને વીચાર આવશે કે મારાં લગનનું શું થયું, તે બીનાં હવે લખીશ. મેં રૂપીયા પેહેર્યા પછી બધાંની વળણ મારી તરફ બદલાઇ ગઈ! કારણ હું ઘેરમાં થોડાજ દીવસની છું અને મારા ખાવીંદ સાથે તેઓએ

## My Father!

### The late Mr. Limjibhoy Dosabhoy Palamkote

Born 1828 ] [Died-9-5 1874



## મારા મરહુમ પિતાજી!

### શેઠ લીમજીભાઈ ડોસાભાઈ પાલમકોટ.

જન્મ-સને ૧૮૨૮ ] [મરણ-તા૦ ૯-૫-૧૮૭૪

જન્મ-રોજ નામ માહ અમરદા૦ સને ૧૧૯૭ ય ઝ ] [મરણ-રોજ ગુવાદ માહ આવા સને ૧૨૪૩ ય ઝ

'ઓ સદગુણી સાચા ને પિતા નેકજાદ '
કેમ તમની ભુલયે આ હૈયાથી યાદ !"

પ્રથમ ઠરાવેલી કબુલાત મુજબ પાલમકોટા જવાની હતી.'' મારાં માય-બાપને તો તે બધું સરખુંજ હતુ, કારણ તેઓ તો પોતાનાં વતન એડન જનાર હતાં. જેથી બધાં મને ઘણાં હેતથી ચાહતાં હતાં.

## લગનનાં ફાયદા.

પરણેલી જીંદગી અને તેનાં ફાયદા તેમજ નસીબનાં ચક્રરથી બનેલા તરેહવાર બનાવો હવે પછી લખવામાં આવશે. આ મારી જીંદગીના હેવાલનું પુસ્તક છે, અને તે લગન સાથનાં હેવાલથી શરૂ થાય છે. વાંચનારની નજરમાં કેટલીક બાબતો નજીવી લાગશે, પણ તે ઉપર વધુ ધ્યાન આપી વીચાર લાબો કરતાં તે નજીવી બાબદમાં પણ કાંઇ જાણવા યા શીખવા જેવુ હશે.

**પરણવું એ કુદરતનો કાયદો છે, અને માણસ-જાતની જોડ, યાને બાજુ છે. દુ:ખ-સુખમાં એક બીજાનાં ભાગ્યા તેમજ સદાના સાથી થઇ રહે છે!**

પણ બચ્ચાંઓની નાદાન વયને લીધે તેના ફાયદા તેઓ પાછળથી સમજે છે. દુ:ખ-સુખનાં પુરાં વીધો તેઓ ઉપર વીતવાથી તેઓ દુન્યાંમાં ઘણાં ઘડાય છે, અને છેવટે સુખ-દુ:ખનાં ફાયદા સમજે છે.

કમભાગ્યે કોઇ વેળાએ રાજીખુશીથી પરણેલાં જોડાં નજીવી બાબદથી પોતાંને ઘણુંજ દુ:ખી સમજે છે, પણ તેવા નજીવા કંકાસથી તેઓ પોતાંનો પવીત્ર કોલ વટીક ભુલી જઇ એક બીજાંથી છુટાં પડે છે! નહીં તો સાથે રહી તેવી જીંદગી કંગાળયતમાં પુરી કરે છે.

લગન બોલ માણસ-જાતને ઘણો સેહેલો છે, પણ તેનાં ગુણ-અવગુણ પાછળથી જણાંય છે.

**પરણવું એ ઘણીજ માનભરેલી જીંદગી છે. તેમાં ઇજત, આબરૂ, માન અને શોભા છે.**

## મારાં લગન.

હવે મારા બાવાની રજા પુરી થવા આવેલી હતી. ફકત એક માસ બાકી હતો. જેથી તેવણ ઉતાવળ કરવા લાગ્યા. મારાં લગનનું ટાંકણું જોઇ મારાં માય પોતાંનાં ઘરેણા ઘડાવી લેવાની ઉતાવળમાં પડયાં. તેવણે પોતાંનાં હાથનાં રૂ. ૭૫૦) નાં સાંકલાં ઘડાવ્યાં, અને રૂ. ૨૫૦)ની ત્રણ સેરી સાંકળી ગળાંની બનાવી. તેવણની રૂ. ૧,૦૦૦)ની જણસ છતાં

રૂ ૧,૦૦૦)ની બીજી બનાવી લીધી, અને પોતાને મન પસંદ કપડા પણ બનાયા મને તો રોકડ આપવાનું હતું જેથી સર્વે તીર્થના નામ લખી રૂ ૧,૦૦૦) રોકડા આપના કાઢયા. અને બાકી આસરે પરચુટણ ખરચના રૂ ૫૦૦) થયા, નસાવેલામા ફકત એક વાગો, એક જોડ મા કપડા, અને એક હીરાની વીંટી, જેમા ૯) હીરા જડેલા હતા

સને ૧૮૬૩ ના વરસના ફેબ્રુઆરી મહીનામા મારા લગન વાલકેશ્વર શુદીની અગીયારીમા થયા તે કશી ધામધુમ વગર ઘણાજ સારા તેમજ ઘણા સુધરેલા કશા ઘોઘાટ વગર, કાઇ પણ રીતની જગલી રસમ મારે માટે થઈ નહીં હતી તે માટે મને પુર સતોષ હતો મારા બાવા મારા વરનું કેહેલુ વધારે માનતા હતા ઘણુ કરીને તેવણુની મરજી પ્રમાણે કરતા કે રખેને કાઇ ગીનાકેસો થાય જેમ તેવણ કેહેનાડે તેમ 'વારુ' ને 'હા' નો જનાબ મળતો, જેથી છેવટ સુધી સૌ સમાધાન નીવડયું લીમજીભાઈ ઘણા હાથના છુટા હતા એકને ઠેકાણે બે ખુશીથી ખરચતા, પણ તેમા પોતાની મરજીનુંજ થવુ જોઇએ તેવણને જુઠાની ને હેરફેર બોનવાની ઘણી ચીડ હતી ગમે તે હોય પણ 'સાચ્ચુ બોલો'' એજ તેવણના વીચાર હતા હેરફેર બોલવા પર નાખતી નહીં કરતા તેનુ ખરૂ—નરૂ કરવાની ઘણી ટેવ હતી

મારા લગનને દીવસે મે ૯) જોડ કપડા પેહેર્યા હતા તેમા લગનના કપડા ઘણા ઉચ્ચા ને ભારી હતા ને આસરે રૂ. ૧૭૫ ની જોડ હશે બીજાં તેથી ઉતરતા પણ ઘણા સારા હતા તે વખતે ચીનથી ઘણુજ ઉચુ અને મોંઘી કીમતનું કાપડ આવતું હતુ આજે તે વખતની સાડી એકમા બે બની શકે છે, એટલો તફાવત પડયો છે. અને કારમા પણ તેટલોજ તે વખતે સાડીની કોરોની કીમ્મત રૂ ૧૬ થી ૨૦ થતી હતી. મારા ૯—૧૦ જોડ કપડા રૂ ૧૦૦૦)થી વધારે કીમતના હતા તેમા તીની કસબનુ તદનજ નહીં મારી જણસમા પાચ શેરી લોકીટ સાથની સાન્ખી ૩૫) તોળાની અને હાથે ૪) બાગડી આસરે ૨૦) તોળાની, ઘુઘરી કે જેને આજના બચ્ચાઓ ઓળખતા પણ નથી કે તે ક્યા પેહેરવાની હતે તે આસરે ૮) તોળાની હતી એક હીરાનુ એરીંગ, બે ચોકરા મોતીના અને એક નથ એટલુ જરીયાન મને થયુ હતુ જે આસરે રૂ ૨૦૦૦)ની કીમતથી પણ વધુ હતુ

મારા લગન થવા પછી મારા માયને બેવડો કરાર થયો અને તેનણુ વધુ નીરાત થયા! મારા ધણીનુ ઘેર તે હવે મારૂ થયુ મારા ઘરમા

અમો બે જણાં શીવાય કોઇ હતું નહી. એક દુરનાં સગાં, તે લીમજીભાઇનાં માયનાં માસી અને તેવણની છોકરી એટલાં હતાં. તેઓ તો પોતાને ઘેરે-બારે રેહેતાં. તેવણનાં છોકરી અમારે ત્યાંજ રેહેતાં. કારણ ઘેરમાં કોઇ 'બીજું' નહી હોવાથી મારી પાસે રેહતાં, એક પારસી બબરચી ખાંનું પકાવનાર હતો. એ ઘેર ભાડેનું નહીં પણ અમારૂં પોતાંનુંજ હતું.

જે લીમજીભાઇને વારસામાં મળેલું હતું. અમો બે માસમાં પાલમકોટા જનાર હતાં. અમારે લાંબો વખત મુંબઇમાં રેહેવાનું નહીં હતું. અમારાં ઘેરની પાસે બાપુજી નામે પડોશી રેહેતા હતા. તેવણનાં છોકરા, વહુ સાથે અમારે ત્યાંનાંઓને ઘણું સારૂં હતું. અને હસવા-બોલવાનો સારો વેહેવાર હતો. તેઓ ઘણાં મીલનસાર હતાં. સાંજને વખતે અમો સાથે મળતાં. લીમજીભાઇનાં કોઇ નજીકનાં સગાં ઘરમાં આવતાં જતાં નહી હતાં નજીકનાં સગામાં તો ફકત એક ભાઇ. અને એક બેહેન એજ હતાં. બીજું તો કોઇજ નહીં મળે. ઉપર જણાવેલાં માયના માસીની છોકરી. તેવણનેજ માસી કરીને કેહેતા, જેથી અંજાણયાંઓ એમજ સમજતાં કે લીમજીભાઇનાં માંસીજ હશે. તેવણ પણ ઘણો ચાહ રાખતાં અને એક બીજાં સાથે ઘણુંજ સારૂં હતું. પોતાંની બેહેન સાથે કાંઇ કજીયો નહીં. છતાં નજીવી વાતથી બેહેન પોતેજ ભાઇ સાથે રૂસાઇ બેઠાં હતાં. ભાઇને ત્યાં પગ મુંકવા રાજી નહીં હતાં. તેવણ ગરીબ ઘેરે પરણેલાં હતા.

સને ૧૮૬૩ નાં સાલમાં મુબઇમા ભારી ઉથલ-પાથલ થવાની શરૂઆતનાં બી રોપાઇ ચુકયાં હતાં, તે વખતે લીમજીભાઇનાં બનેવી કામાવાલાને ત્યાં મહેતા તરીકે હતા, તેવણનો પણ આ દોડાદોડીનાં વખતમાં દીવસ થોડો થોડો ફરતો થયો. એ પેસ્તનજી સરાફ શેર બજારમાં પ્રખ્યાત હતા. તેવણ પાછળથી કેટલા માતબર થયા, તે હવે પછી લખશ.

હું, મારા ઘેરમાં પગ મુકવા પછી ધીમે ધીમે થોડી થોડી બીનાથી જાણીતી થઇ.

મારા ઘેરમાં ઘેર ધણી પોતે સુધરેલા વીચારનાં હોવાથી ત્યાં સુધડાઇ-સફાઇની ગોઠવણની કશી ખામી હતી નહીં. મારા ઓરડામાં કાંઇ ભપકાદાર સામાન નહીં હતો. ઘણોજ થોડો. એક મુસાફરને છાજતો પણ સરસ હતો. મારૂં ખાવાનું જુદું નહીં, પણ લીમજીભાઇની સાથેજ હતું. અમારૂં બે જણનું ભાણું ટેબલ ઉપર આવતું હતું. ત્યાં ટેબલ ઉપર છરી-કાંટા-ચમચા જોઇ મેં મન સાથે વીચાર કીધો કે મને તો કાંટ-ચમચાએ

ખાવાનો મહાવરો નથી. મને ટેબન આગળ બેસતાજ સવાલ કીધો કે "તુને કાટે–ચમચે ખાતા આવડેછ કે।' મે ધીમેથી જવાબ દીધો કે "મને આવડેછ ખરૂ, પણ મને મહાવરો નથી"

"ફીકર નહીં, આપણને સ્ટીમરમા યુરોપીયનો સાથે બેસીને જમવુ પડશે, માટે તમો આપણા ઘેરમા શીખી લેવો અને રોજ હાથમા ચોક્કસ કાટા, ચમચા, છરી પકડતા શીખો હુ જાણુ છુ કે પારસી કુટુબમા મોટો ભાગ હાથેજ ખાય છે, માટે તમોને નહીં આવડતુ હશે," શ્રીમઢભાઇએ કહ્યુ

હુ આસ્તે આસ્તે થોડા દીવસમા ચોક્કસ કાટા, ચમચા, છરી પકડતા શીખી ગઇ, મને તેનો મહાવરો પડી ગયો વાચનાર મારો જીવ પહેલે દીવસે કેટનો ગભરાયો. એક નવુ ઘેર નવુ માણુસ નવી ચીજ શીખવી, એ વીચારોથી મારૂ મન ઉથલ–પાથલ થવા લાગ્યુ મારી ઉમ્મર તે વખતે માત્ર ૧૬) વર્ષની હતી પણ મારૂ કદ ઠીક હતુ મારૂ આગ ભરેલુ હતુ અને તે એક બાનુને છાજતા કદની ખુબીથી મને બનાવેલી હતી મારા મોહડાની ચામડી ઘણી સફાઇદાર અને સુમાળી હતી અને ઘાટ ઘણો સારો હતો માણુસની ખુબસુરતીમા સૌથી સારો ઘાટ નાકનો જોઇએ નાકનો ઘાટ સારો હોય તોજ માણુસના ચેહેરાનો ઘાટ સારો લાગે ખુદરતે તે શોભાયમાન ખુબસુરતી થોડા માણુસના ચેહેરામા મુકી છે, એટલુ હુ ચોક્કસ કહી શકુ છુ તેમજ હુ પણ તે સાહેબની આભારી છુ નાકના ઘાટથીજ માણુસ જાતનો ઘટમ શોભે છે એમ સત જાણવુ

મારા લગનની પાચ ચીજ ભેટ મારા બાવા તરફથી મને મળી હતી માહેલી ત્રણ ચીજ મારી પાસે આજે પણ જળવાઇ રહી છે અને તે હજુ લાબો વખત સુધી રેહેશે જેમા બે માણેક અને એક લીનમ જે વીલાયતથી ખાસ ઘડાની મગાવી હતી એક ઘણો સરસ રૂમાલ, એક નાની, 'પેન–નાઇફ,' જેમા બે પાના ને ૭ હથીયાર હતા, તે મુસાફરીમા ઘણીજ કામની હતી. ચોથી ચીજ, એક સુન્નાની પેનસીલ જે આસરે ૨ાા થી ૩ ઇચ હશે અને પાચમી ચીજ એક ઇચ લાબી ને પોણો ઇચ પહોળી ચાદીની દાબડી, જેમા અદર સુન્નાની જાળી અને તેની નીચે એક 'સ્પજ' નો કટકો મુકેનો હતો એ દાબડી* અત્તર

* આ દાબડી માતાજીએ પોતાની હૈયાતીમાજ મને આપી હતી જે મે સાચવી રાખી છે

રાખવાની હતી. તે એટલી તો શોભાયમાન અને કારીગીરીથી બનાવેલી હતી કે તેનું નકસીનું કોતરકામ તારીફ લાયક હતું. જો હું ભુલતી નહીં હોઉં તો તેનાં ઢાંકણુ ઉપર જે કોતરકામ છે, તે 'વેસ્ટમીનીસ્ટર એબી' નો ચીતાર કોતરેલો હોય એવું લાગે છે. હાથના કાંમની તારીફ અને ખુબી કે તેઓ કેવાં ઉમદા કામો કરી શકે છે, તે જોઇ શકાય છે. છઠ્ઠી તેવણુને હાથની ચીજમાં એક ડબ્બો કે જે છે તો કાગલનો બનાવેલો, પણ તેનાં ઉપર કપડું કાપીને ફુલ અને પીટની નકસી બનાવી તે ઉપર સુનેરી કાગલનાં સ્ટાર બનાવી તે વળગાવ્યાં છે, અને ત્રણ ખોટાં લીલમનાં પાંણાં તેની આસપાસે જડી લીધાં છે. તે એટલો તો શોભાયમાન દેખાતો કે આજે કોઇ શોખીન બાનુંઓનાં હાંથમાં નાનો મખમલનો 'બૅગ' જોઇએ છીયે, તેવોજ વાપરવા માટે તે 'બૅગ' હતો. તે ઘણુંજ સુંદર દેખાવનો હતો.

કોઈબી યાદદાસ્ત જેવી ચીજો હુ ઘણીજ જતનથી રાખતી. આ છ ચીજોમાંથી માત્ર એજ માલ વપરાયો. અને પેલી શોભાયમાન પેનનાઇફ એક મુસલમાન છોકરો ચોરી ગયો. બાકીની ચારે ચીજો આજ તક મારી પાસે છે. વીંટી મેં મારી મોટી દીકરી (બીખાઇજી) ને 'પ્રેઝન્ટ' આપી છે.

મારા લીમજીભાઇ તરફની 'પ્રેઝન્ટ' માં એક ઘણીજ છુણી ગુંથેલી ઘડીયાલમાં પેહેરવાની સાંકલી વેલાતી સુન્નાંની પણ ઘણીજ પુરાંણી તેવણુનાં બપાવાના હાથની તે, તથા એક સફેદ શૉલ જે પણ ઘણી પુરાંણાં વખતની રૂપીયા ૩૦૮) ની કીમ્મતની હતી, તે, આટલી પુરાંણી છતાં હું શું તેની બનાવટની તારીફ કરૂં? તે આજે પણ સારી હાલનમાં છે. તે સફેદ છે, અને કોર પાલવ ભરેલી છે. તેનું કુમાસ ઘણું સરસ છે.

મારી સાવકી વહુનાં બાપ, શેઠ બરજોરજી માણેકજી બાટલીબોઇને ત્યાંથી મારે માટે એક ચીનાઇ ઇસકોસરી મીવવાનાં કામની તેનાં દરેક હથીયાર સાથની મારે માટે 'પ્રેઝન્ટ' આવી હતી, જે મેં ઉપકાર સાથે કબુલ રાખી હતી.

મારા બાવાએ લીમજીભાઇને પોતાને પોતાની યાદદાસ્ત દાખલ ત્રણ સુન્નાંની મોહોર જમવા તેડયા તે દીને આપી. આપણા લોકો રૂપીયા પેહેરાવે છે, તે તો ખરચાલુ ધન હોવાથી ખરચાઇ જાય છે, પણ એક યાદદાસ્તની ચીજ જો આપી હોય તો તે હંમેશાં સચવાઇ રેહે છે. તે

મોહોરો લાવીને તેવણે તુરત મારા હાથમા આપી કે તમો જાનકી રાખજો તે પણ મારી પાસે આજે છે મારા બાવાને હાથની આપેલી ચીજો મને ઘણીજ વહાલી છે તેવણ પોતે પણ ઘણાજ સુધરેલા વીચારના હતા તેમજ મંભાળવાળા, જતનવાળા અને સ્વાના દુખ-સુખના ભોસનાર હતા સ્વભાવે સાલેસ હતા મારી ઉપર એવણનો યાર અતી ઘણો હતો મારે માટે તેઓનુ મન ઉચ્ચુ હતુ તેવણ મને હમેશા કેહેતા કે "તુ આનીમાય દીકરી થઇને આનને તો સદા મારી આખ આગળ રાખતે અને મારી મજબુત બાજુ થતે આ તેવણના હમેનાના મારે માટેના વીચારો મારે ભુલી જવા નહી જોઇએ।

મારા બાવાની મુદત ૩) મામની પુરી થઇ તેવણ મુબઇ આવ્યા પછી ૮ દિવસ પુને ફરી આવ્યા હતા પણ મુબઇ પુરૂ જોઇ શક્યા નહીં તેવણે એડન જવા માટે મુબઇ છાડયુ તેવણ સાથે વણો મોટો રસાલો એડન જવાનો હતો તેવણનુ પોતાનુ કુટુબ, એક નાહના બેહેન ખરાસને ત્યા પરણેના હતા, તેવણ અને તેવણની નાહની બુચી સાથે મારા વચના કાકી, તેવણના એક છોકરા નાની, સઘળા પોતાની નેક મુરાદે પહોચી સીધાયા

મારા બાવા પોતાની મરનાર વડી બેહનના એક પુરા મેટા પેસ્તનજી ભાઇને પણ સાથે નેતા ગયા કે ત્યા ચાકરીએ લગાડશુ એડનમા એ પ્રમાણે અમારો મોટો કમીનો વન્નો હતો, અમો સધા મારા બાવા, માય, તથા સર્વેને મુકના સ્ટીમર ઉપર ગયા હતા

અમો પોતે પણ થોડા વખતમા મુબઇ છોડનાર હતા મારા મોટા બાવાનુ વસ્તીવાલુ ભરેનુ ઘેર થોડા દીવસ તો એવુ લાગ્યુ કે કોઇને ચેન પડેજ નહીં અને જાણે ખાલી હોય તેવુ લાગતુ તેઓને તો બીલકુલ શોહવાતુ નહીં હતુ કારણ આની શાન્તી તેવણના બાબમા પેહેલ વેહેલી હતી તેઓ હવે બેજ જણા આખા ઘેરમા વસ્તા હતા મારા કામ તો ઓરીસમા જતા તેવણને તો ઘણુ નવુ લાગતુ પણ મારા કાકીમાય તો ઘણાજ જુદાપામા પડ્યા તેવણ કહેતા કે ' તમો લોક પણ જશો ત્યારે તો કેવુ ઘેર લાગશે ! હમણા તો તુ એક-બે કલાક આવેછ તે ઠીક લાગેછ પછી તો મુદન ગમશે નહી "

તેવણ પોતાની આખી ઉમરમા હમણાજ એકના પડયા એક તો પોતાને ત્યા ફરજંદ નહી તે એવે દીવસ વધારે યાદ માણસને પડે।

## મારી સખી

લગન પછી લીમજીભાઇએ મારી સખી પડાવી હતી, તે પાછળ ઘણો ખરચ કીધો હતો. તે મોટી અને આખા કદની ઉતરાવીને ઘણી જતનથી રાખવા તેને ચોપડીનાં આકારમાં બનાવી હતી કે દેશ-પરદેશ લઇ જતા ભાંગે નહીં. તે યુરોપીયનને ત્યાં પડાવી હતી. તે તે વખતે ઘણો વખણાયલો હતો. તેવણે પોતાંની સખી પણ આગળની અરધાં કદની પડાવેલી હતી. જે અતલગના સગાંઓને વેહેંચી આપી હતી. જે માહેલી મારાં કાકીમાયને પણ આપી હતી. તેવણ મને કેહેવા લાગ્યાં કે "તારી સખી જોઇને હું સંતોશ પામસ. જાઓ, જ્યાં જાઓ ત્યાં સુખી રેહો" એવી રીતે બીચારાં રાજી થયાં.

મારી તે વખતની સખી આજે કાંઇ પીછાંણતું નથી, કારણ તે મારા ચેહેરામાં ઘણો તફાવત પડી ગયો છે. તે વખતે મારૂં મોહડું એક સરખું ભરેલું હતું, પણ માણુસ કાઇ સદા જેવુ ને તેવુ રેહેતું નથી.

તે વખતનો પોશાક કેવો હતો, તે ઠીક યાદ રહયો છે. તે વખતે પારસી બાનુંઓનો મુખ્ય પોશાક કાંચલી અને ચોલીનો હતો. જોકે મારાં ઘરમાં તો ઘણો સુધારો હું જોતી હતી, પણ એ કઢંગો પોશાક દુર થયલો નહીં હતો. તેમા એક સુધારો એજ નજરે આવતો કે ૪-૫ જુદી જુદી જાતનાં ટીગડાંની નહીં, પણ એકજ કટકાની બનાવેલી કાંચલી મારાં કપડાંઓમા હતી. મને એ પોશાક તદ્દન નાપસંદ હતો, પણ રીવાજ કેવો જુલમગાર હોય છે! તે કોઇને અંજાણુ નથી. હું ઘણુ કરીને પેટી પેહેરતી. પણ તેબી મને પસંદ નહી.

મારી તે વખતની આગલી સખી તેજ વખતના પોશાકની છે.

હવે અમો પાલમકોટા જવાની તૈયારી કરવા લાગ્યાં અને જે આખું ઘેર અમો વાપરતા હતાં, તેનો સામન પેહેલે માળે ગોઠવી દીધો. અને બીજો માળ અને ત્રીજુ નાતરીયું શેઠ શાપુરજી હીવેનત્રીને રૂ. ૨૫)ના ભાડે આપ્યું. સને ૧૮૬૩ના એપ્રીલ માસની અર્ધ વચ્ચે પી. એન્ડ ઓ. કંપનીની ચીન જતી સ્ટીમર 'ઓટાવા'માં અમો મુંબઇથી ઉપડયા.

### પાલમકોટા-એપ્રીલ ૧૮૬૩ માં

અમો બે જણાની 'ફર્સ્ટ કલાસ'ની રી રૂ. ૫૦૦) ભરી ગૉલ-સીલોનને રસ્તે કોલંબો થઇ જનાર હતાં. અમારી સાથે કોઇ નોકર-ચાકર લીધા નહીં, પણ લીમજીભાઇનાં આગળા આડતીયા જમશેદજી ગોઇપોરીયાની

દુકાનના મેનેજર રૂસ્તમજી તીનીનો એક છોકરો હતો. એ છોકરાને તેના બાપે કેળવવા ને ધાકમા રાખવા વાસ્તે ઘણુ કાલાવાલા કરી લીમજીભાઇને સોપ્યો. મુબઇમા કેળવણી તેના લાયકની નહીં હોય તેમ તે બાપે દુરદરાજ તે છોકરાને મોકલવાની હીમ્મત કીધી! એ છોકરાનું નામ ડોસાભાઈ હતું. તે ઘણો નબળા બાંધાનો ને ગરીબનું બચ્ચુ કરીને ઘણો અણુસમજ હતો. તેની ઉમર આસરે ૧૫ વર્ષની હશે. આ બીચારો છોકરો કોઈ દીવસ દરીયામા બેઠેલો નહીં, તેની હાલત કેવી થવી જોઇએ? તે છોકરાની અમોએ ભરેલી પેસેજની ફી બધી ફોકટ ગઇ, પણ સામી તેની વેઠ અમોને થઇ પડી

સ્ટીમર ઉપડી કે તેને 'વોમીટ' અને ફેર-ચક્કર આવવા લાગ્યા. મને તો ઝાઝી લાગી નહીં એ કલાક જીવ ફરવા લાગ્યો. પછી સમાધાન થયુ એ આગબોટ ઘણી મોટી, તેમજ ફર્સ્ટ કલાસ ઘણા સારા ને ગેનફદાર હતા અને એ કલાસવાળાઓ માટે ઘણી સારી ગોઠવણો હતી. પેસેનજરોમા તમામ યુરોપીયન ફેમીલી હતી પારસીઓમાં તો અમો બે જણા હતા અમો સાજના ૪ વાગા પછી જમવા બેઠાં. જમી રહ્યાં ત્યાં સુધી તો રેતુ શાન્ત હતી, પણ હુ જમી રહી ને વાત કરતી બેઠી હતી, તેવામા વરસાદના સેહેજ છાટા પડવાથી તુટક ઉપરના ઉજાસ અને હવા માટે મુકેલા 'વેનટીલેશન' એક આણુસ ઝડપથી બંધ કરવા ગયો. તેની ગફલતીથી તેની કેસી તેના હાથમાથી છટકી અને તે આબાદ સીધ્ધી જેવી ઉભી પડી, તેવી મારા પગની પાતલીની વચ્ચે આવીને ભોકાઇ ગઇ! તે એવી તો ભીધ્ધી પડી કે તેની અણીથી મારા પગમાં ઘણું જોરથી વાગ્યુ, અને મોજુ તેમા બેશી ગયું. મને તો જબરી કર લાગી અને તુરત પાસેની ટેબલ પરથી ડોકટર દોડી આવ્યો તેને મારો પગ તપાસીને કહ્યુ કે કાંઇ ઝાઝી ઇજા થઈ નથી જરા ગરમ પાણીમા મુકો તો નરમ પડશે. પેલા માણસને કેપટને ઘણોજ ઠપકો આપ્યો. હુ ત્યાંથી ઉઠીને મારી કેબીનમા ચાલી ગઈ એક તો એ સ્ટીમરમાં તમામ નોકરો યુરોપીયન હતા, જેથી હુ તેઓ પાસે કાઇબી માગી યા ફરમાવી શકતી નહીં, કારણ મને અંગ્રેજીનુ મુદ્દલ ગ્નાન મલે નહીં. તેઓ મને ખાવાની પ્લેટ મારી આગળ લાવી નરમાસ ભરેલી રીતે મને જોઇતું લેવા કેહે, પણ મારી અગવડ દુર કરનાર મારા લીમજીભાઇ નજદીક હતા. તેવણ તુરત મને મદદ કરતા અને મને પુછી તેને તુરત જવાબ દેતા. એક બાબા

આપણને આવડે નહીં તે કેટલી કંટાળા ભરેલી લાગવી જોઇએ. તે વખતે મેં ઠીક અનુભવ મેળવ્યો.

મારા પગમાં એવો જખમ થયો હતો કે મારેથી આખી રાત સુવાયુંજ નહીં ને પગ તો સુજી ગયો. અને સહવારનાં મારેથી કેબીનની બહાર જવાને વખતે મારો પગ ભોંય ઉપર મુકી શકાય નહીં; પણ શું કરૂં ? ભારી મેહેનતે હું જેમ તેમ બહાર નીકલી. ત્યાંનાં મયાળું માણસો તુરત મને આવી હાલતમાં જોઇ ઉભા રહી ગયાં, અને મને ચાલવાની સગવડ કરી આપતા ને મારો હાથ પકડવાની પોતાની મરજી જણાવતા, પણ હું જેમ તેમ ચાલીને પાછી મારી કેબીનમાં આવી. ફરીથી ડોકટર મારી ખબર લેવા આવ્યો. તેણે ગરમ પાણી મંગાવી મારો પગ ઘણો વખત તેમાં રાખ્યો ને કાંઇ તે ઉપર દવા લગાડી. જેથી આખો દીવસ હું મારી કેબીનમાંજ પડી રહી, અને ત્યાંજ ભોણું મંગાવીને ખાધું. બીજે દીવસે પગ થોડો નરમ પડતાંજ બહાર પાછી આવવા લાગી. સ્ટીમરની કેબીનમાં બેસી રેહેવા મુદલ ગમે નહીં. જેટલું તુટક પર સારૂં લાગે તેટલું કેબીનમાં નહીં. ફર્સ્ટ કલાસનાં પેસેનજરોને સુખ તો ઘણુંજ. જેમ રૂપીયા ઘણાં, તેમ સુખ પણ ઘણું. છુટથી ફરવું, ખાવું-પીવું એ બધું સારૂં ને સરસ, એટલુંજ નહીં, પણ ઘણું માન ભરેલું. ડોસાભાઇ કે જેને અમો સાથે લઇ બેઠાં હતાં, તેની હાલત તો એક મુરદાં જેવી બની ગઇ. તેને તો પાણી વટીક ટકે નહીં. એવો હાલ તેનો જોઇ હું મારાં મનથી ઘણી બીધી! મેં લીમજીભાઇને પુંછ્યું કે તમે આ શું કામ કીધું ? કોઇનું પારકું બચ્ચું, આપણે પૈસા ખરચીને લઇ આવ્યાં. ને ખુદા ના કરે ને કંઇ કશું થયું તો જનમનો ઠપકો પડશે. એનાં કેવા બુરા હાલ ચાર દીવસમાં થયા છે! લીમજીભાઇ મને બોલતાં સાંભળી હસવા લાગ્યા. "આલાં, તું કાંય ગભરાયછ, એને કાંઇ થવાનું નથી. આપણે આવતી કાલે પહોંચશું, ત્યારે એનો જીવ હુશીયાર થશે."

## સીલોન.

અમોને પાંચ દિવસ થયા તે દીને સાંજે સ્ટીમરે સીલોનનાં કીનારા પર લગર નાંખ્યું અમોને તો ત્યાંનાં એક પારસી રેહેવાસી પાલનજીને ત્યાં ઉતારો લેવાનો હતો. તેવણ અમોને લેવા સ્ટીમર ઉપર આવ્યા. અમોએ તો અમારો સામાન તથા પેલા ડોસાભાઇને પેહેલાં ઉતારી પાડયા, પછી ધીરેથી અમો ઉતર્યાં, પણ કીનારે જઇને જોઉં શું કે બોટનાં માણસોને

ખુરસી પર બેસાડીને ઉંચકી જતા. ત્યાં કાંઇ ચોક્કસ જગા બાંધેલી મલે નહીં. બીજા ગરીબ ઉતારૂઓ તો એમજ પાણીમાંથી ચાલીને જતા! આવું કફોડું બારૂં મેં પહેલ-વહેલાં જોયું. અમો તો પાલનજીને ત્યાં ઉતર્યાં. તેવણ પરણેલા હતા. બૈરીનું નામ આંવાંબાઇ હતું. તેવણ પણ મારીજ ઉમ્મરનાં હતાં. તેઓ એક ભાડુતી મકાનમાં રેહેતા હતાં. જે મોટું હતું, પણ કંગાળ હાલતમાં ને ઘણું કુવડ દેખાવનું હતું. તેઓએ અમોને ઘણીજ બહોંસ કીધી કે તમો ૮ દિવસ રેહેવો. અમોને ઉતાવળે જવું હતું, તો પણ ૪ દિવસ રેહેવાની કબુલાત આપી. અમો શેહેર જોવા બહાર ફરવા નીકલ્યા. એ શેહેર કાંઇ ઘણુ વખાણવા લાયક નહીં હતું. ત્યાંનાં માણસોનો દેખાવ ઘણો વીચીત્ર હતો. મરદ તેમજ ઓરતોના માંથાં પર સફાઇદાર બાલ અને તેમા કમાન ગાકા એક સરખા નીખીયા નાનાં તેમજ મોટાંઓએ ખોમેલા હતા, જે દેખાવ જોનારની આંખને નવાઇ જેવો લાગતો હતો. તેઓનો પોશાક તદ્દન સાદો હતો. સ્ત્રીઓનાં આંગમાં ફકત એક કુરતું કમર વેરનું અને એક કાળો કટકો ઘાઘરાનાં આકારનો વીંટાલેલો. મરદો પણ તેમજ વીંટાલે. ફરક માત્ર એટલોજ કે મરદો કુરતું નહીં પેહેરતા. એક સાદો કટકો ખભાં અને છાતી પર ધાંકતાં અને તેલંગુ ભાષામાં વાતો કરતા. તેઓના માંથાંનાં બાલ સાફ કરવાની રીત પસંદ કરવા જોગ હતી. એ શેહેરમા કમાનદાર નીખીયાને ભારી ખપ હશે; કારણ કે નીખીયો નહીં હોય એવું એક પણ બચ્ચુંબી મને નજર નહીં પડયું. પારસીઓની વસ્તીમાં તો ફકત ઉપર જણાવેલા પારસી પાલનજી શીવાય કોઇજ નહીં એ સીલોનમાં ખોટા હીરાનો પાક સારો હતો. અને શેહેરનાં લોકો કારીગરીમાં ઠીક હતાં. ત્યાં ઘણી સારી ઇસકોતરી બનાવતાં અને બહારગામ તેમજ મુસાફરોને તે ઘણી મોંઘી કીમ્મતે વેચતા. ખોટા હીરાનાં દાગીનાં બનાવી તેઓ લોકોને દેખાડવા લાવતા. શેહેર દેખાવમાં સપાટ, અને જમીન પહોલી દેખાય છે. રસ્તા કચરાથી ભરેલા અને જંગલ જેવા દેખાતા. શેહેર-સુઘડાઇ જેવું કશું જણાતું નહીં. આવા જંગલને દીપાવનારા સેંકડો આગીયા કીડા સાંજને વખતે ઝાડોમાં જથ્થાબંધ ઉડતા. તે દેખાવ જાણે આતસની ચીગારીઓ પેઠે મુસાફરોને દેખાતો. એ દેખાવ પણ મેં એજ શેહેરમાં જોયો.

## કોલંબો

હવે અત્રેથી અમારે કોલંબો જવું હતું. કોલંબોવાલા કાવસજી તેમજ બીજા વેપારીઓ કેપ્પસર ખંબાતા અને ખાંનવાલાં, એઓને ત્યાંથી

બહીંસા-બહીંસીનાં તેડાં અમોને આવતાં ને કાગળ પર કાગળો આવતાં. સર્વે જણાં પોતાંને ત્યાં ઉતારો આપવાની માન ભરેલી હુજત કરતાં. છેવટે કાવસજી કોલંબોવાળાને ત્યાં ઉતારો લેવાની કબુલાત અમોએ આપી. અમો ત્યાં ૪ દિવસ શેઠ પાલનજીને ત્યાં રહેવા પછી પાંચમે દીવસે સહવારનાં તેઓનો ઉપકાર માંની તેઓની રજા લઇ એક મેલ સીગરામમાં ઉપડયાં. અમારી સાથે તે સીગરાંમમા એક યુરોપીયન જોડું પણ હતુ. તે સીગરાંમવાળાનો એવો ધારો હતો કે ૪) માણસો લેવાં. અમોએ અમારો સામાન અને ડોસાભાઇને રવાનાં કરી દીધો હતો. એ સીગરામ ઘણી ઝડપથી દોડતી અને પોતાંનાં મથકે ઘોડાઓ બદલતી.

અમારા બન્નેનાં રૂ. ૨૬) તે ગાડીનું આખા દીવેસનું ભાડું જેમ અમોએ તેમજ પેલાં યુરોપીયને પણ આપ્યું. આ ગાડી તમામ જંગલમાંથી પસાર થતી હતી. એ જંગલમાં નાળીએર, એળચી, તજનાં ઝાડો પુશ્કળ મળતાં. કુમળાં નાળીએર જયાં ગાડી ઉભી રહેતી. ત્યાં વેચવા લાવતા. જેઓને શોખ હોય તેઓ પાણી તેનું પીતા. એ પ્રમાણે રસ્તો કાપતાં અમો બાર વાગે એક હોટેલમાં ઉતર્યાં જે ઘણું કંગાળ હાલતમાં હતું. ખાવાનું પણ પૈસા આપતાં સારૂં નહીં મળે. અમો તો જે હતું તે ખાઇને પાછાં ગાડીમાં બેઠાં. એ પ્રમાણે આખો દીવસ ઝડપથી ગાડી દોડતાં અમો સાંજે ૫) વાગે કોલંબો જઇ પહોંચ્યાં. અમોને લેવાને માટે **કાવશજી કોલંબેવાળાનાં** ધણીઆણી તેમજ તેવણુની બેટી આવેલાં હતાં. તેઓ અમોને ઉતરતાં જોઇ પોતે પણ સામાં લેવા આવ્યાં. અને ઘણાં ખુશી થઇ ગાડીમાં બેસાડી ઘેર તરફ હંકારી ગયાં.

## કાવશજી કોલંબેવાળા.

તેઓ ઘણાં માતબર દેખાતાં, તેમજ ઘેર પણ ઘણું મોટું સફાઇદાર, અને સારી રીતે ગોઠવાયલું હતું. પુરતાં ચાકર-નોકર-માણસો-આયા સાથે ટુંકમાં દોર-દમામવાળું મકાન નજર આવતું. અમારે માટે પુરતી ગોઠવણ સાથે જુદો ઓરડો અને તેમાં જોઇતી ચીજોથી સણગારીને અગાઉથી તૈયાર રાખેલો હતો, ત્યા અમોને ઉતારો આપ્યો. થોડો વખત આસાએસ લઇ અમોને ચાહ પીવા ટેબલ પર લઇ ગયાં. કાવસજીએ અહીં બધાંની મુલાકાત લઇ ઓળખાવ્યાં અને ઘણીજ સારી અમારી પગેણાગત કરી, લીમજીભાઇનો ઘણો ઉપકાર માનવા લાગ્યા કે "તમોએ અમારી ઘણી વખત સારી બરદાસ્ત કરેલી છે તો શું તમો આએ તકે તેનો જુજ બદલો પણ અમોને વાલવા નહીં દેશો?" તેઓની વાત ઉપરથી

અને જણાતુ હતુ કે કાવસજી તથા તેઓના લાગતા-વળગતાઓ આગીન જતા પાનમકોટામા ઉતારો અમારે ત્યા લેતા હશે, જેથી કાવસજીએ અમોને બહોસ કરી પોતાને ત્યા ઉતારો આપ્યો હતો

એ કાવસજી કાલબેવાળા વેપારી હતા એઓની મોટી દુકાન અને ખોહોળો વેપાર ચાલતો અને લક્ષાપતી હતા ધધાધીજ વધેલા હતા એવણના ધણીઆણી તે મુબઇના જાણીતા પારસી બેરામજી ઓલીનના બેહેન થતા હતા. કાવસજીને ફરજદમા વારસ દાખલ ફક્ત એક બેટી હતી આ એક પુરી બેટી ઉપર તેવણનો ઘણોજ પ્યાર હતો તે છોકરીને ત્યા ૪) છોકરા હતા અને આ ૪) છોકરાઓ માટે ૪) આયાઓ હતી. બે પારસી બબરચીઓ હતા. એ શીવાય બીજા માણસો ઘણા હતા આવી રીતનું દોર-દમામવાળુ ઘેર હતુ કાવસજીના ધણીઆણીનુ નામ પણ આવાબાઇ હતુ અને છોકરીનુ નામ દીનબાઇ હતુ એ છોકરીનો વર બહારગામ ખરીદી ઉપર ગયલો હતો જેને માટે તેવણે દલગીરી જણાવી કે મારા હોરમસજી બહારગામ જવાથી મલી શક્યા નહીં ખાણાની ટેબલ પણ ઘણીજ ભપકાદાર મડાઇ હતી તરેહવાર નાસ્તા પર તેમજ સાજના ચાહે સાથે હરેક જાતની મીઠાઇ પીરસવામા આવતી એવી રીતે અમારી ઘણીજ સારી પરોણાગત તેઓએ કીધી અમોને ૧૫ દીવસ રેહેવાને તેઓએ ઘણી હુજત કીધી. પણ લીમજીભાઇએ ઉપકાર સાથે તેઓની માગણી નામજુર રાખી, જેથી તેઓ ઘણા દલગીર થયા અમોને તો બનતી ઉતાવળે જવુ હતુ કારણ કે દુકાનનો માલ પહોચી ચુકયો હતો ફોકટ વખત નહી ગુમાવવો એવા તેવણના વીચાર હતા મારી સાથે ઘણો સપ હતો. જોઈતી વાતમા પહેલા મને પુછતા ને મારી મરજી જાણવા માગતા હુ બનતા તક તેવણની પોતાની મરજી વધારે રાખતી, તેમજ તેવણના વીચાર પસદ કરતી હું પોતે બનતા તક ડહાપણથી ચાલતી અને ઘટે થોડુ બોલતી તેવણ મારેથી કોઇ વાત છુપાવતા નહીં. દરેક વાતમા શુ જોયુ બન્યુ તે બધી વાત બહારથી આવીને કેહેતા, જે હુ ઘણા ધ્યાનથી અને ધીરજથી સાભળતી, અને કાઇ ઘટતુ લાગે તોજ ખુલાસો પુછતી. એ મારો ખવાસ તેવણને ઘણોજ પસદ હતો અમો ઘણા સારા સનુક તથા આબરૂથી રેહેતા, તે જોઇ આવાબાઈ ઘણા ખુશી થઈ કેહેતા કે ' લીમજીભાઇ, તમારા ધણીઆણીની ઉમર તો થોડી છે, પણ સલુક-સકાર અને રીતભાતવાળા છે ઘણા ગરીબ છે તમે નસીબદાર છેઓ! તમારા ઘેરની વરાલ બહાર નહી જશે, એવા એવણ અમોને જણાયછ!"

તેઓ મારી સાથે ઘણુજ મળી ગયા હતા અમો રોજ સાંજના ફરવા જતા આ મોટર કોલબો ઘણુ સારા દેખાવનું હતુ સુઘડાઇ–સફાઇ તેમજ મોટા રસ્તા ઉપર યુરોપીયનોની સારી વસ્તી ત્યા નજરે આવતી લશકરી તેમજ સરકારી મોટા અમલદારોથી શેહરનો દેખાવ ઘણો સરસ દેખાતો ત્યા પારસીઓમા તો કાવસજી શેઠના ખપના ત્યા એક બીજા કેખશરૂ ખંભાતાની દુકાન હતી એજ મે કુટુંબ ત્યા વસ્તા હતા અમો તેઓને ત્યા મળવા ગયા હતા તેઓનુ બૈરા–છોકરાનુ ભરચક ઘર હતુ અમો તેનણને ત્યા નહી ઉતર્યા તેથી જરા મનમા બુરૂ લાવ્યા એ બન્ને માતબર વેપારીઓ ત્યા વસ્તા હતા, પણ અંદરખાને એક બીજા માટે સારો વીચાર નહી હતો એમ બીજાના ધંધામા અદેખાઇ દેખાતી હતી તેઓની વાતચીત પરથી પણ તેઓ બહારથી તેવુ દેખાવ નહી જણાવતા એ શેહેરમા આબરૂદાર કુટુંબની બાનુઓ દેરી રેવાજ પ્રમાણે બંધ ગાડીમા ફરતા, અને વીનીસનમાથી જોતા કેનમોમા કોફીની મોટી જગ્યા પહાડો પર ખેડેલી હતી તે જોવા જવા જેટનો અમોને વખત નહીં હતો ત્યા 'બેન્ડ' પણ વાગતુ અને મુંબઇના જેવુ લાગતુ હતુ દરેક રીતે કોલમ્બો અમોને પસંદ પડયુ.

## ટયુટીકોરીન.

અમો અત્રે પ) દિવસ રહ્યા તે કયા દીનમો નીકળી ગયા તે માલમ પડયા નહી હવે અમોને અત્રેથી ઉપડી ટયુટીકોરીન જવુ પડયુ હતુ જેથી અમોએ એક નાના વહાણની 'પેસેજ' લીધી તે એક 'સ્કુનર'ને નામે ઓળખાતુ હતું અમો સધાને મળી ભેરી તેઓનો ઉપકાર માની રાતના ૯) વાગે ઘેરથી નીકળ્યા કારણ તે સ્કુનર' ૧૦–૦–૧ વાગે ઉપડનાર હતુ અમોને તેઓ બંદર સુધી મુકવા આવ્યા અને દરેક ગોઠવણ કરી આપી આ બંદર મુંબઇના પાલવા બંદરને મળતુ હતુ ત્યા એક ભાગવત હતી સીપાઇઓનો ચોકી પહેરો દોર–દમામવાળો હતો, રાતે ૮) વાગ્યા પછી વગર રજાએ કોઇ જવા પામતુ નહી ઘણો સારો બંદોબસ્ત હતો અમો બોટમા બેઠા ત્યા ચંદની ઘણી સારી હતી પાણીમા પણ જોર ઘણુ હતુ અમારી બોટ એટલી તો ઉછાળા મારતી કે પાણીની ધારો ધાર થઇ જતી અને જાણે હમણા ડુબી જવાની હોય એવો દેખાવ કરતી. હુ તો વીચારમા પડી કે આ શુ બના? સલામત પહોચશુ કે કેમ? મને ઘણી હીમ્મત શીમજીભાઇની હતી ; તે દેખાવ

જોઈ ગભરાતી તો તેવણુ મને હીમ્મત આપતા ખુદાનુ નામ લઈ ચાનવા માડયુ જેમ તેમ કરી અમો પેના વહાણુ આગળ ૧૧ વાગે પહોચ્યા ચઢનાની સીહડી નહી મળે! દોરડાની સીહડી બનાવેલી તે ઉપરથી ચઢીને જવાનુ હતુ બડી મુશકેલે તે ઉપર ચઢીને નીચે ઉતર્યા તે વહાણુમા ફકત બે કેબીનો હતી અને પાસે ખુલ્ની જગ્ગા બીજુ કાઇ મળે નહીં મધરાતના વખતે અમો ઠેકાણે પડયા અને તેને પોતાનુ લગર ઉચકયુ

આ વહાણુ મને ઘણુજ લાગ્યુ હુ તો ૧૨ કલાક બેહોશ પડી રહી! કશો ખોરાક કે પાણી ટકે નહી બીજે દીવસે હુશીયારીમા આવ્યા પછી કાઇબી ખાવાનુ લેવાનો વીચાર કીધો તે માટે ટડેલને હુકમ કર્યો કે અમારે માટે કરી—ચાવલ લાવે તે ખોરાક લીધા પછીજ જીવને જરા ઠીક લાગ્યુ ત્રીજે દીવસે ટયુગીકોરીનના બદરમા અમો ઉતર્યા તે પણુ સીનોનના બદર જેવુંજ હતુ અને ખુરસી પર પેસેનજરોને લઇ જતા

અમોએ ત્યાની એક જાતવાના મલબારીને ત્યા ઉતારો લીધો, આ લોક્ને ત્યા વળી જુદી રીત હતી એક ખાલી મકાનમા અમોને ઉતારો મલ્યો હતો અમારે માટે નાહવાનુ પાણી મુકયુ હતુ, તે હુ જોઉ શુ કે એક ખુલ્ની જગ્યા ઉપર નાના મોઢાનો પાણીનો ઘડો નહીં બેસનાની કે નહીં કશી ગોઠવણુ! એક તો ત્રણુ દીવસની ઘણી હેરાનગતી વહાણુમા ભોગવેલી જેથી નમળાઇ ઘણી પહોચી હતી અને જીવ તો એવો ફરે કે કાઇ સુજ નહી પડે જેમ તેમ તે રીતની જમીન પરથી બહાર નીકલી અમો બન્ને જણાએ ઠરાવ કીધો કે આખો દીવસ અત્રે આસાયસ લેવી, અને રાતના નીકલવુ, પણુ આવી અગવડવાળી જગ્યામા રાતના નહીં રેહેવુ તેઓએ અમારે માટે તરેહવાર ચીજો બનાવી હતી. અને ખાણુ પણુ સારૂ પકાવેલુ હતુ અમોએ ઉતાવળે જવુ છે, અને રાતે રેહેવુ નથી એવો ચોક્કસ વીચાર જણાવ્યો અમારે માટે બે પાલખીઓ તૈયાર કરાવી, અને રાતના જમીને ૮ વાગે તે મકાનના માલેકનો ઉપકાર માની, ખુદાનુ નામ લઇ અમો નીકલ્યા અમારો સામાન તથા ડોસાભાઇને આગળથી મોકલી આપેલો હતો

આગલા મુસાફરીના દીનમોમા તેવણુ શાન્ત દેખાતા હતા પણુ ટયુગીકોરીનમા અમો સહવારે ૭ વાગે ઉતર્યા પછી લીમજીભાઇને પોતાના કાગળો બીનકુલ મળ્યા નહીં એટલુંજ નહીં, પણુ પોતે ઘેરની ગાડી મગાવી હતી, તે પણુ આવી નહીં તેથી તેવણુને ઘણી બેચેની લાગી!

પોતાનાં એક પુરા છોકરા તથા તેનાં નાનાં બચ્ચાંઓ માટે એમજ વીચાર્યું કે તેઓ કાંઇ સીક હશે, તે ફીકરથી જલદી ઉતાવળ કરી અમો રાતોરાત નીકલ્યાં. આખી રાત બીચારા હમાલો ગીત ગાતા ચાલતા. એક પાલખી સાથે ૧૩ હમાલો રેહતા. તેઓ થોડે થોડે વારે બદલાતા. બળતી મસાલો હાથમાં રાખતા, કારણ તદ્દન વેરાંન જંગલમાંથી પસાર થવાતું હતું.

ટયુટીકોરીન મુકયા પછી કશી માણસની વસ્તીવાલો ભાગ મળતોજ નહીં. ખાલી વેરાંન જગ્યા, તોપણ તેઓ પાલખી ઉતારીને વીસામો લેતા, ત્યારે તે મધરાતના વખતે મને ઘણી બીહીક લાગતી કે રખેને કોઈ જાનવર હુમલો કરે, કારણ ત્યાં કંઇ આશરા જેવું તો જણાંતુંજ નહીં, તોપણ હીંમ્મત રાખી ખુદાને યાદ કરતાં બામદાદને વખતે નદી સુધી પહોંચ્યાં. નદી ઓળંગી પાલમકોટા જવાનો રસ્તો હતો. વચમાં નદી નડતી હતી. તેમાં પાણી કાંઇ ઉંડા નહીં રેહતાં. એ નદીએ એક છાલકાં પાણીની જમીનનો મોટો ભાગ રોકેલો હતો, માટે હમાલો રાત દીવસનાં જાણીના હોવાથી અને પાલખી હલકી વજનમાં લાગવાથી ઉંચ્ચે હાથે લઈ ચાલી ગયા! પણ લીમજીભાઇને ધુંટણ જેટલાં પાણીમાંથી ચાલી જવું પડયું એમ કરીને થોડી મીનીટમાં પાર ઉતર્યાં, ત્યાર પછી હમાલોએ જલદી પાછા ચાલવા માંડયું. અને સહવારનાં સાત વાગે અમારા બંગલામાં અમો જઇ ઉતર્યાં. અમારી પાલખી જોતાંજ ઘેરમાંનાં માણસો અને છોકરાંઓ કમપાઉંન્ડમાં દોડી આવ્યાં. અમોને જોતાંજ જાંણે બધાં દંગ થઇ ગયાં! અને એક બીજાનું મોઢું જોવા લાગ્યાં! લીમજીભાઇએ તો પોતાનાં છોકરા તરફ જોઇને પુછયું: "કાંય ખુશરો, તેં મને ટયુટીકોરીન કાગળ નહીં લખ્યું? ને ગાડી પણ નહીં મોકલી?" "નહીજી મને તમારી એટલી જલદી આવવાની વકી નહીં હતી. મેં તો ગઇ કાલેજ રાતનાં ગાડી અત્રેથી રવાના કીધી તે રાતનો સમો હોવાથી તમોને મળી નહીં હશે." એ પ્રમાણે ખરશેદજીએ જવાબ દીધો. "ચાલો હોશે. સૌ સારી પેઠે તો છઓ?" લીમજીભાઇએ નાંખતી કીધી.

## પાલમકોટામાં અમારો બંગલો.

લીમજીભાઇએ મારી તરફ આંગળી કરી મને ઓળખાવી, અને તેમજ તેઓને બધાંને મને ઓળખાવ્યાં. લીમજીભાઇનાં છોકરાનું નામ ખુરશેદજી અને વહુનું નામ દીનબાઇ હતું. તેઓને ત્રણ બચ્ચાં હતાં.

તેમા એક ત્રણ વરસનો છોકરો, એક બે વરસની છોકરી અને એક પાંચ માસની બુચી હાથમા હતી અને એક ભાઇ દીનશાહ નામે હતો

અમો કમપાઉન્ડમાથી બંગલામા ગયા અમારો રેહેવાનો ઓરડો દુકાનના મોટા ઓટલાને માથે બાધેલો હતો આ કમપાઉન્ડ ઘણો મોટો હતો, અને ઘણી સારી ગોઠવણથી સુઘરેલી ઘપનુ બાધકામ કીધું હતુ. છોકરાઓને માટે રેહેવાનો બંગલો તેજ દારમા જુદો બાધેલો હતો ફુલના ઝાડ, તથા ફુલ–પાનનો ભાગ જુદો પાડેલો હતો. તેમજ બબરચીખાતું, ગોડાઉન, એવા કામો માટ મે યા ત્રણ ઓરડાઓની જુદી હાર બનાવેલી હતી, અને સારી ગોઠવણ નજરે આવતી સફાઇદાર જગ્યા લીલોતરીનાગી દેખાતી હુકમા એટનુજ ક નેહેઠાણુ સારૂ હતુ બાગના તેમજ દુકાનના કામકાજ માટે ૭) માળીઓ હતા એક તેઓનો ઉપરી હતો. તે ત્રણ વરસનો જુનો ને માનીતો માણસ હતો. તેનુ નામ 'કોપની' હતુ અને બધો કારભાર તા । ।થમા હતા બધા પર તે હુકમ કરતો, તેરી તે કશી રીતે ઉદ્ધત કે મગરૂર નહી, પણ ઘણોજ નરમાસવાળો, લાયક, સદગુણી અને પ્રમાણીક નોકર હતો એક પારસી બબરચી, અને છોકરાઓને રમાડવા એક આયા હતી બધા મલીને કુલ્લે ૧૧) નોકરો હતા

અમો ચાહ–નાસ્તો કરીને આસાયસ માટે માળ પર ગયા મને કાઇ ચેન નહીં પડવાથી મારા કપડા, સામન ગોઠવવા લાગી. પણ એમા મનેજ મહેનત પડતી, કારણ આટલા માણસો છતા કોઇને હીંદુસ્તાની બોલી બોલતા નહી આવડે આ આખા ઘેરમા તામીલ ભાષા બોલાય, અને તેનો એક બોલ પણ મને સમજ નહીં પડે તે ગરીબ બીચારા મારી આસપાસ ચીજો મેલે, પણ મારે મનસે તે ફોકટ હતુ આ ઘેરમા બધા નાનાથી મોટા બધા એવી સરસ તામીલ ભાષા બોલતા કે મને ઘણુજ અજબ લાગતુ ! નાના બન્ને બચ્ચાઓ બીલકુલ આપણી વાત સમજતા નહી હતા તેઓ તો તામીલમાજ વાત કરતા હું તે જોઇ ઘણીજ અજબ થઇ! "આપણી પોતાની ભાષા શુ આએ બચ્ચાઓને નથી શીખવી? તેઓ કશુ સમજતા નથી," એ પ્રમાણે મે લીમજીભાઇને કહ્યુ તેવણે મને સમજ પાડી કે "આખા દેશમા એજ ભાષા, અને એટનુજ નહીં, પણ એઓની આયા પણ તામીલ હોવાથી આખો વખત બધા એજ વાત કરેછ, તેથી બચ્ચાઓને મોઢે ચડી ગઈછ બરોબર છે કે આપણી પોતાની બોલી એ લોક જાણવી જોઇએ"

તેવણે સમજાવીને હુકમ કીધો કે બધાને જનાડી અમોને ઠેરના ઓનાવે તેમ અમો મોડેથી જમવા ગયા પણ પેલા હુશીયાર બબરચીએ ખાણું ઘણું સરસ પકાવવાની મતલબથી વધારે બગાડી નાખ્યું હતુ. તે જોઇ શેઠનો મીજાજ ગયો "બેજનજી' તમે આએ શુ પકાવ્યું? કી રીતે કરીમા મરચા વેઓઠ? કાંઇ બીજુ નાવો! એ કેમ ખવાય? હાલથી મારી વરદી પ્રમાણે કરવુ" શેઠે હુકમ કીધો પછી પોતાની વહુને બોલાવી છોકરાઓને નાવવા કહ્યું છોકરાઓ સાથે તેનપુ આવ્યા તેઓને તામીલ ભાષા બોલતા જોઇ વમગના અને વહુને સમજાવ્યુ કે "બચ્ચાને તમો કાય આપણી બોલી નથી શીખવતા? ખબરદાર, તમો એઓ સાથે તામીલમા વાત કરો તો?' તુરત જવાબ મળ્યો - 'વારૂ બાનાજી ..."

દરેક માણસ શેઠની ધાક અને ત્રાસથી ઘણાજ બીહીતા ધ્રુજતા ચોક્કસ કામ માટે ઘણાજ ખતીના દેખાતા, અને હુકમને બરોબર તામે ગડી ઘણુજ માન આપતા તેઓ એવા તો ચોક્કસ રેહેતા કે સો-આને સોપેલુ કામ કરતા, એટલુજ નહી, પણ તે કામ કરવાનો વખત તેઓને નેમી આપેલો હોવાથી તેજ વખતે કરતા આવા લાયક માણસો મે અત્રે જોયા તેઓ પોતાને ઘેર બે વખત જમવા જતા અને જતી વખતે કહીને જતા અને પાછા આવતાને વાર તુરત કેહેતા, એટલુજ નહી, પણ લીમજીભાઇનો ભાઇ તથા છોકરો તેઓ પણ બીહીને ચાલતા તેઓ બન્નેના ચેહેરા મને ફીક્કા ને બીધેલા નજરે આવતા!

સાંજ પડતા લોકોને ખબર મળતાં મુનાનને આવવા લાગ્યા યુરોપીયન તેમજ ત્યાની જાતવાળા લોકોને પણ સલામ 'સેકહેન્ડ' કરીને મળતી તેઓ મારી સાથે વાત કરવા ઘણા ઇતેજાર દેખાતા મને અંગ્રેજી આવડતુ હતે તો હું ત્યા ઘણાઓ સાથે ભેળાઇ જતે ને સારૂ લાગતે તેઓ બધા જેમ અંગ્રેજી તેમજ તામીલ ભાષામા વાત કરતા અને ઘણો સતાપ લાગતો પણ કરવુ શુ? મારા હાથમા કશો ઉપાયજ નહી હતો

બીજે દીવસથી લીમજીભાઇએ દુકાનના કામમા પોતાનુ ધ્યાન રોક્યુ બધા માલની પેટીઓ ખોલવાને અને સામન જુદો કરવાનો હુકમ માણસોને આપ્યો પોતે પોતાનો ભાગેઓ જે ત્યાની જાતનાોજ હતો તે અને 'રાઇટર' તે પણ તે ભાગમાની મૈરીનો ભાઇ હતો, તેઓ પાસ હીસાબ માગ્યો તે તપાસતા થોડા નાણાની ઘટ-ભુલ માલમ પડી, અને તે જોતાજ શેઠનો મીજાજ ગયો! ભાઇ અને છોકરા પર લાલ-પીલા થઈ

ઘુમ પાડવા લાગ્યા! અને એક પછી એકના મોઢા ચુપ થઇ જતા તેવણુ પોતે ઘણા આકળા સ્વભાવના હોવાથી અને પેનાઓના ઉનટ-પાલટ બોનવાથી ઘણાજ તપી જતા! પોતાના ભાગ્યા માટે તો ખાતરીજ હતી કે તે તો નામનોજ છે તેનો વીશ્વાસ પોતાના વડા ભાગ્યા ઉપર પુરતો હોવાથી તે કાંઈ ટીસાબ જોતો નહીં અને તેને જોવાનુ કારણ જેવુ હતું બી નહી, કારણ **લીમજીભાઈ ઘણાંજ પ્રમાણીક હતા, અને તે માટે તેવણુને માન પણ ઘણુ જ હતુ.** દુકાનના ઓટલાને માથે મારો ઓરડો હતો અને તેને એક કાચની બારી મુકેલી હતી તેનો પરદો ખીસાકતા દુકાન માહેલો દેખાવ દેખાતો હતો

મને થોડુ થોડુ સભળાતુ હતુ તેવણુ બપોરના ટેબલ પર જમવા આ યા, પણ ગુસ્સા ભર જમીને તુરત ચાલી ગયા. આવો દેખાવ જોઇ મે તો કાઇ પણ પુછવાના આખાડા કર્યા નોકર-ચાકરો સૌ હેબટાઇ ગયા અને કોઇને કામ સોપે તે પણ ગુસ્સામાજ નવો સામન ગોઠવવાની ધમાલ તો એવી ચાલે કે બીચારા માણસોને ઘડીની ફુરસદ નહી અને માનનો ઉઠાવ પણ ઘણો જલદી થતો કેવો મોંઘો માલ દુકાનમા વેચાતો તે પણ લોકો ખુશીથી તે ખરીદી જતા દરેક ચીજો જોઇતી એજ દુકાનમાથી મળતી યુરોપીયન બાનુઓ અને ગ્રહસ્થો ગાડીમા ને ચાલતા માલ લેવા આવતા તેઓને તેઓની લાયકી મુજબ ઘટતુ માન મળતુ રાતે ૭) વાગે દુકાન બંધ કરવાનો ધારો હતો અને સહવારે ૬) વાગે ખોલવાનો હુકમ હતો ગતના દુકાનના ઓટલા પર માલીઓ, માણસોને સુવાનો હુકમ હતો લીમજીભાઈ આખા દીવસના હાકેલા આવતા ને વળી રાતના બત્તીઓ આગળ બેસી હીસાબ તપાસતા હતા યા પોતે તેમા ઘણુ લખતા હતા.

મે ધીરજથી પુછ્યુ "કાય લીમજીભાઇ, આજે તમો દુકાનમા એટલા ગુસ્સે થતા હતા?" તે સાભળતાજ જવાબ મલ્યો કે "હુ આજે મારા દુકતા, ને ભાઇને દુકાન વીશ્વાસ પર સોપી છ મહીના ગેર-હાજર રહયો, તેટલા નખોદ ગીયાઓએ 'રેજર' મનને ભાવતી કરી લીધી! ને રોજ એ લોકની મોહકાન તપાસુછ ત્યા ખોટ, અને કેટલીક ચીજો મળતી નથી તે કોણુ જાણે વાપરી કે કોઇને આપી દીધી કે શું કીધુ!" આ બખાના સામે વચ્ચે બોનવા કરતા કાને સાભળ્યા કીધું. મેં જોયું કે એવણુ પોતે ગુસ્સામા છે, અને હુ જો એક બોલ બોનશ-તરફેણુ કે વીરૂધમા-તો તેવણુ ઉસકેરાશે તેથી દલગીર ચેહેરે સાભળ્યા કીધુ. બીજે

દીવસે ભાઇને હુકમ કીધો કે "તારે મારી દુકાનમા પગ નહીં મુકવો અને દીનશાહ તારૂ મોહુ મને દેખાડતો ના! નીકલ હાથી!" તે ચુપચુપ ચોરની માફક ચાલી ગયો! તેમજ લાગ ફાવતા દીકરાને પણ મના કીધી કે "તારે પણ દુકાનના કામમા આવવુ નહીં!" એક પખવાડીયુ પાધરૂ ગયુ નહી તેટલા આ ઉથલ-પાથલ મે જોઇ જો કે બે-ત્રણ બચ્ચાનો બાપ હતો, પણ તેની ઉમ્મર માત્ર ૧૮) વર્ષની હતી, અને તેની ધણીઆણી પણ તેટલીજ લગભગ ઉમરની હતી આએ બધાને ધાક ઘણી હતી. મગદુર નહી કે સામે કોઈ બોની શકે!

એક દીવસ મે તક જોઇ પુછયુ કે 'એ શુ ધોટાનો થયોછ, તમો એટલા કટાયોછ" મને જવાબ મળ્યો કે "જેના ઉપર મે વીશ્વાસ મુકયો તેણે મારો વીશ્વાસઘાત કર્યો એટલુંજ નહીં, પણ નારા દીકરાએ **મારે નામે** નાણા બહારથી કઢાવી મારી આબ અને આબરૂને હીણ લગાડયુછ! એ કાઇ થોડુ થયુ નથી! મોહના બર્યા એ લોકના!" આટલુ બોલતા ઘણા તપી ગયા. મે ધીરેથી કહ્યુ 'હવે માડી વાળો" "શુ માડી વાળો? એ રૂપીઆ શુ હુ ભરૂ? ના, કદી નહીં જોઇએ તો એનો માગનાર એને જેલમા લઈ જાય, પણ હુ એ નાણા નહી આપુ! ચાહે તે થાય! એને મે સાફ કહ્યુછ કે તે નાણા લીધા તારે ગમે ત્યાથી આપ-ચાકરી કરીને આપ"

હવે મે કાઇ વધુ બોલવા જેવુ જેયુ નહી, કારણ કે મને ચેતવણી મળી ચુકી હતી કે "જો તમો કાઇની તરફેણમા બોલવા આવશો તો તમોને ને મને નહીં ધાગેલી પચાની થશે!" જેથી તમાસો જોયા કરવાનુ ઠીક વીચાર્યું. હવે તેઓના નાસ્તો મોકલવાની પણ મના હતી પણ તે કોઇ નહીં જાણે તેમ પોહાચાડતા કરાવતી હવે ધીમે ધીમે મને પોતાના છોકરાઓના બગલામા જવાની પણ મના થઇ માગે તો તેવણનો હુકમ પાળવોજ જોઇએ જેમ કહે તેમ 'હા' અને વારૂ' મારા મોઢામા બીજો બોલ નહી હતો જોકે આ કરડો દેખાવ મને ઘણોજ નાપસદ હતો મને વચ્ચે પુરાવાની મના હોવાથી મારેથી કેમ બોલાય? એક વેળાએ મે હીમ્મત કરીને કહ્યુ કે "છોકરો તમારો નાદાન છે માટે તમોએ તેની નાદાનીનો વીચાર કરવો જોઇએ લોકે આપણને નરસ બોલે" મને તુરત જવાબ મળ્યો કે "જોવો, આના, હુ તમોને કહી મુકુછ કે એ મુડીઓનુ નામ સવારતથી મારી આગળ લાવતા ના હો! હુ તમારી સાથે ગુમ્મે થવસ!"

હવે મેં જોઈ લીધું કે મારે નહીંજ બોલવું. અને તે મારી ચુપકીદીમાં સારો સાર હતો. તેવણુની પુર ખાતરી હતી કે હું તેવણુનાં બોલવાને માન આપીને ચાલું છું, તેથીજ અમો સંપથી રહેતાં, અને અમો વચ્ચે સારૂંજ હતું.

આ બાપ-દીકરાના મીનાકસાથી લોકોનાં જીવ કચવાતા, પણ મગદુર કોણુની કે બોલે! આખાં ગાંમમાં પારસી તરીકે એકજ કુટુંબ હતું; તેથી ઘણુંજ માંન અને પૂર વીશ્વાસ લોકોમાં બેઠેલો હતો.

વળી આ એક વાતનો ગુસ્સો નરમ નહીં પડયો તેટલાં એક, નવું બીજું ઉમેરાયું તે એ કે એક નોકરને હુકમ કીધો હતો કે રાતનાં જમીને આવે, ત્યારે મલાઇ નાહ્ય લેતો આવે. હવે તે નોકર હુકમ મુજબ લાવ્યો તો ખરો, પણ ૮॥ વાગતે લાવ્યો. તે દીવસે અમો રાતનાં જલદી જમ્યાં હતાં, પણ તે સદવારના બગડી જશે માટે તેજ નોકરને હુકમ કીધો કે 'દીનબાઇને જઇને કહે કે ગોડાઉનમાંથી ખાદ અને પાંઉ આપે. તે તુરત દોડયો, પણ આવતા ઘણો વખત લાગ્યો. તે માણસ આવ્યો ને તકરાર પુસ્કલ ચાલી. તે ખાલી હાથે આવ્યો. આ બે જણાંની વાતમાં મને તદન સમજ નહીં પડી, પણ ધપ છપ પરથી હું ચેતી ગઇ કે કાંઇ પનચાતી છે. બે જણાનું નામ વપરાય છે તે રખે કાંઇ વાત વધે. શેઠ તો લખતા હતા. તેવણે કલમ ફેંકી દઇ ગુસ્સા ભર ઉઠયા. મેં ધીમેથી પુછયું "શું બીનાં છે."

"પેલો ચંડાલ, આપણો બબરચી, રાંધણી ગોડાઉનને તાલાં મારી કુંચી લઇ બહાર ગીયોછ. જો કે કંમપાઉન્ડનાં દરવાજા બંધ ને એ દેવાલ કુદાવી રાતનાં બહાર રખડવા ગયો. એ ચંડાલ માણસ મને નહીં જોઇએ. મેં એની ઉપર વીશ્વાસ મુકયો તો. અર્ધી રાતે કામ પડે તો એ માણસ ઘેરમાં નહીં!" એ મુજબ ગુસ્સામાં લીમજીભાઇએ મને કહ્યું. અને ઘણાં બખારવા લાગ્યા. બત્તીઓ સળગાવી. માણુમો બીહીવા લાગ્યાં કે આજે શેઠનો મીજાજ સજ્જડ ગયો છે. તેઓ પણ જેમ કેહે તેમ કરતા. રાતનાં દુકાન ખોલાવી. હું વીચારમાં પડી કે શું હશે કે મોડી રાતે દુકાન ખોલાવી. અને ત્યાંથી તાલા કઢાવ્યાં. બેટાને વહુને બોલાવી તેઓનાં બંગલામાંથી પુસ્કલ પુછપરછ ચલાવી. દીનબાઇએ તો ટુંકમાંજ કહ્યું કે હું નથી જાણુતી. પણ લીમજીભાઇએ પોતેજ કહ્યું કે "એજ પ્રમાણે બે-પરવા થઇ નોકર જતો હશે. ત્યારે આજે એનું પાપ પકડાયું! જોવ, દીનશાહ છે કે?"

માણસો ધ્રુજતા–કાપતા 'ના–નહી' એવા ધસુ–પચુ સાહાદે બોલવા લાગ્યા, તેથી તેવણ તુરત સમજ્યા કે તેમી નથી. પેલા માણસને ખુબ ધમકાવી કાઢયો, તેથી તે સાચ્ચું બોલ્યો કે નથી આએ સાભળતા શુ બીજાજ ગયો કે તેનુ વર્ણન મારી કલમથી થઇ શકતુ નથી!

આકળા સ્વભાવના માણસો એક તો જરાકમા તપી જાય, ત્યારે આવા બનાવથી કેટલા તપવા જોઇએ

આ ગડબડમા લગભગ ૧૧) વાગ્યા સધે તાલા પર તાલા માર્યા! અને દરેક નોકરને હુકમ ફર્માવ્યો કે એઓને બહાર ઉભા રાખવા અને કમપાઉન્ડમા દાખલ વટીક થવા દેવા નહી સારા નસીબે દીકરો તે દીવસે ઘરમાજ હતો. મને ઘણી બીહીક તે દીકરા માટે હતી કે રખેને તેને પણ લઇ ગયા હોય. પણ તેમ નહી હતુ.

રાત તો જેમ તેમ પુરી થઇ, અને બામ્દાદે ઉઠયા. હુકમ પ્રમાણે માણસો હાજર હતા તેઓને પુછતા કાઇ જવાબ મળ્યો, પણ તે ભાષા હુ શુ સમજુ? તેઓ ઘણુએ બોલે પણ મને કશી સમજ પડે નહી મને પોતેજ કહ્યુ કે "પેલા નકટાઓ આવેલા છે જે રસ્તે ગયા તેજ રસ્તે આવ્યા છે મને એઓ નહી જોઇએ" તેનો પગાર કાઢયો ને બબરચીખાનું ખોલીને તેના કપડા પોતે કઢાવી આપ્યા. પગાર તુરત ગણી આપ્યો, અને ઘણી સાવપાસગી ઓઢાડી ને વદીયા કીધો! અને પોતાના ભાઇ દીનનાથને પણ તેમાથી નીકલી જવાનો તાકીદનો અને સખત હુકમ ફરમાવ્યો! માણસને હુકમ કીધો કે એના ઓરડાને તાલુ મારે અએ નહી ધારેલો રનખો જોઇ મને તો ખગેજ દલગીરી લાગી આ સુખી કટુબ પૈસે–ટકે દોર–દમાગે પુર છતા નાદાનોની ચાલથી કેવા જરા જગમા પરીણામ નીપજતા તે હુ ધીરજથી જોતી કે શ બને છે! મને હુકમ થયો કે "જાઓ, આવ, તમે આજથી બબરચીખાનામા, ને ચાહ–નાસ્તો તૈયાર કરાવો તેથી હુ તુરત હા કહી ઉતરી ગઇ માણસો બીચારા મારી પર થોડા–થોડા થઇ જતા, પણ મને કાઇ તેઓ સાથે બોલતા નહીં આવડે. તેઓ બધ તૈયાર કરી આપે પણ પકવાનને તેઓ હાથ લગાડતા નહી અમારે ત્યા પેહેલા નાસ્તો અને પછી ચાહ, પણ બધુ સાથેજ જોઇએ આએ ઘેરમા વડ નો એજ ધારો હતો કે દરેક ચીજ કરો તે સફાઇદાર અને ચોક્કસ કરો. ચોકકસ કામો માટે ભારે તકરાર ચાલતી પણ એટલુ તો ઠીક હતુ કે પોતાની વહુને પણ સકારે ઉઠીને રાંધણીમા આવવાનો હુકમ

મોકલ્યો. જેથી મને કામની તો ઘણી જરૂર નહીં, પણ પેલાં માણસો સાથે વાત કરી ફરમાવતાં મને ગુચવાવું નહીં પડતું.

એ ઉપરથી મેં ચોક્કસ વીચાર્યું કે કોઇબી રીતે તામીલ ભાષા શીખવી. મેં એક ચોપડી પર રાંધણીનાં કામની અને કેમ બોલવું-બોલાવવું તે લખી લખીને કામ જોગી થોડી તામીલ ભાષા શીખી. આ તામીલ ભાષા ઘણી અઘડી ભાષા છે. તે મેહેલાઇથી શીખી શકાય એવી નથી. મને જે કામ જોગી વાત આવડી તેબી ઘણી, ઘણીજ થોડી, અને ભાંગી-ટુટી બોલીથી રાંધણીનુ કામ સરતું. કોઇ મુલાકાતે આવનાર સાથે હું ખુલ્લાં દીલથી બોલી શકતી નહીં.

અમારે ત્યાં બાગમા બધી તરકારી થતી. અને જાત જાતની ફ્રુટ પણ થતી હતી. ઓળખાણવાલાને ત્યાં ઉપલી ચીજો ભેટ-સોગાદ જતી. ફક્ત બજારથી તો ગોશ અને દુધ-માખણ આવતું. ઘેરમા મરઘા, બતકાં, હાંસ, તરકી વીગેરે તરેહવાર જાનવરો પાળવાનો શોખ હતો. તેમાથી બીજે-ત્રીજે મન પસંદ મરઘા-બટક કાપવાનો હુકમ થતો. ઘરનાં માણસો ઘણાંજ કેળવાયલા હતા. ઘેરમાજ તરેહવાર ચીજો બનાવવાનો ચાલ હતો. એ માણસોને મારો ઠંડો સ્વભાવ ઘણો પસંદ હતો. અને મારા હુકમને ખુશીથી ઘણું માન આપતા. તેઓ પોત પોતામાં બોલતા કે-'પરી અમાં, નલ અમાં' એટલે 'મોટી માય સારાં છે.'

વાંચનાર પુછશે કે પેલા બન્નેનું શું થયું.

પેલા બબરચીને હુકમ મળતાંજ તે નાસીપાસ થઇ પોતાનાં પાપ માટે મનમાં પસતાતો બહાર નીકલી ગયો. દીનશાહ પણ નાસીપાસ અને લાઇલાજ થઇ ફ્રરી-ચટકીને બબરતો ચાલતો થયો. પણ જતી વખતે મને ઇસારતમાં કેહેતો ગયો કે "મારે માટે ચાહે-નારતો પાછળે દરવાજે મોકલજો. મેં દીનબાઇને પણ કહ્યું છે. માણસ લાવશે." મેં માણસ પાસે તેને, તથા ભેજન માટે જોઇતું મોકલ્યું અને પછી માફ માંગી ચાલતા થયા. આ લોકની હાલત પર મને ઘણી દયા આવી. જો કે ભેજન માટે મને ઘણું નહીં લાગ્યું, પણ દીનશાહ મારો દેર, તે એકજ મા-બાપનાં બચ્ચાં હતાં, પણ બન્ને ભાઇઓ વચ્ચે સંપ હતોજ નહીં. લીમજીભાઇનો ધારો હતો કે મોદામાથી જો એક શબ્દ નીકલ્યો કે તે પુરો બજાવવો. એમ હતું.

આ બગલાનો કમપાઉન્ડ ઘણોજ મોટો હતો, અને પાછળી ગમ એક મોટો કુવો હતો, અને તેની પાછળ એક હોજ બાંધેલી હતી. તે પણ

અમારીજ હતી. અંગ્રેજો તેમાં ''નાહવા'' માટે આવતા, પણ તે પાછળા રસ્તા પરથી તેઓનો આવજાવ કાપેલો હતો. તેથી અમોને બીલકુલ ખબર પડે નહીં એમ હતું. એ તરફની દીવાલ કુદાવીને કોઇ આવવા ધારે તો તે આવી શકે એમ હતું, અને કાંઇ કોઇને પહોંચાડવું હોય તો તે પણ બની શકે તેમ હતું. તે જગ્યા પર ઘણો આવજાવ નહીં હતો. તે ઠેકાંણેથી પેલા બન્ને જણા માટે જોઇતી ચીજો મેં પુરી પાડી. પેલો બેજન તો તેજ બપોરનાં ત્યાંથી નીકલી ગયો. એમ મેં સાંભળ્યું. તે દેખાવમાં લુચ્ચા જેવોજ હતો. તે ગેજ એજ પ્રમાણે રાતનાં ભટકવા જતો. એવા પાપીની દયા તો નહીં ખાવી જોઇએ. પણ આપણી હમજાત અને પરાયા પરદેશને લીધે તેમ કરવાની ફરજ વીચારીને તેને માટે ઘણી સંભાળથી હું મોકલી આપતી. પણ મારા મનમાં ઘણી બહીતી કે રખેને કોઈ કહી આપે ને મારી સાથે કજીયો થાય! તેવું કાંઇ થયુંજ નહીં. માણસો ઘણાંજ વીશ્વાસુ અને સંભાળવાળા હતા. દીનશાહ પણ બીજે દીવસે ત્યાંથી નીકલી ગયો. એટલે મારી ધાસ્તી ઘણી ઓછી થઇ ગઇ.

ધીમે ધીમે સમાધાન થવા લાગ્યું અને લીમજીભાઇનો ગુસ્સો નરમ પડતો ગયો. દુકાનનાં કામમાં તેવણ આખો વખત રોકાયલા રહેવા લાગ્યા. કામ તો એટલું હતું કે વેપારની બાબદમાં કોઇબી લેહેણા-દેણાં કે જોઇતાં માલનું કાગળ લખતા તો એક જુદી ચોપડીમાં બોલે બોલ ઉતારી લેતા. લીમજીભાઇનાં ગુજરાતી હરફ સારા હતા. વાંચનારને જરા પણ ગુંચવાડો પડે નહીં. એવી રીતે લખતા. કોઇ વેળા કાંઇ થોડાં અગત્યના કાગળ હોય તે 'કોપી' કરવા માળ પર મારી પાસે મોકલતા હતા. અને તે કામ હું ખુશીથી બજાવતી. લખવા-વાંચવાનો મને ભારે શોખ હતો. મારો ફુરસદનો વખત હું 'રાસ્ત ગોફતાર' વાંચવામાં ગુજારતી. એ 'રાસ્ત ગોફતાર' માં તે વખતે મારા વાંચવામાં આવ્યું કે

## મી. માણેકજી ખરશેદજી સરાફે

પારસી છોકરીઓ માટે અંગ્રેજી કેળવણી સારૂ 'એલેકઝાનડ્રા સ્કુલ' ઉઘાડી છે. તે વાંચવાથી મને ઘણીજ ખુશાલી ઉપજી કે મારી ભલી કોમની ઉધરતી છોકરીઓને અંગ્રેજી શીખવવામા આવે તો ઘણું સારૂ. એટલુંજ નહી, પણ આપણા બખતાવર રાણીના વડાં વહુનું નામ આવાં કેળવણી ખાતા સાથે જોડાયલું જોઇ મને ઘણીજ ખુશાલી ઉપજી.

## પાલમકોટા.

હવે હું પાલમકોટાનો હેવાલ લખું છું. આ એક રળીયામણું શહેર છે.

**પાલમકોટા** અસલ કાંઇ અંગ્રેજનું રાજ નથી. તે મદ્રાસ જીલ્લા સાથે જોડાયલું છે. ટીનાવેલીનો કાસ્લો તેનું નામ પાલમકોટા હતું. એ ટીનાવેલી સને ૧૮૬૩ ના વરસમા રૂનાં વેપાર માટે મુબઈમાં થોડું જાણીતું થયું હતું. કારણ કે તે વખતે રૂની ભારે તાણ હતી. તે અમેરીકાની ગુલામી ધંધો બંધ કરવાની ખુનખાર લડાઇનાં પ્રતાપ હતા. તે વાંચનારને નહીં ખબર હોય તો તે કાહાંણી તવારીખમાં સદા જીવતી જાગતી છે અને રેહેશે. તે વાચવાની તસ્દી લેવી.

### એક પહાડમાંથી કોતરી કાઢેલું દેહેરૂ.

એ ટીનાવેલી અને પાલમકોટા વચ્ચે એક નદી હતી. જેવી તેના બે જુદા જુદા ભાગ હોય, તેવો દેખાવ લાગતો હતો. ટીનાવેલીમા ભારે વસ્તી હતી, એટલુંજ નહીં, પણ એક મોટું ને ગંજાવર દહેરું હતું. એ શાહેરમાં બ્રાહ્મણોનું હિન્દુ રાજ હતું. આએ દેહેરું કાંઇ ચુનાં-ઈંટનું બાંધેલું નહીં, પણ એક મોટા પહાડ શેહેરની વચ્ચે હશે; જેનો એક છેડો નદી સાથે લાગેલો છે. આ પહાડ એવી ખીક્તથી કોતરેલો છે કે હુ તેની શું અત્રે તારીફ કરૂં? તેનું વર્ણન એક પુસ્તક ભરાય એટલું છે. કેવા સરસ કારીગરોનું કામ હશે. અને કેટલે વર્ષે તે પુરૂં થયું હશે! તેનું બહારનું કોતરકામ તો મહેનત જોતાં તારીફ લાયક છે. તેનું અંદરનું કોતરકામ ઘણુંજ વખાણવા લાયક છે, અને જોવા લાયક છે. ફકત તે ગંજાવર દેહરાંમાં ઉજાસની ભારી ખામી છે. તેમાં કોણ જાણે કેટલા ઓરડા હશે. કેટલા મણ તેલ બળે, તો પણ ઉજાસ નહીં પડે એવું મોટું ગંજાવર દેહેરૂં હતું. એક ઓરડો હું જોવા ગઇ તો પથ્થરની દેવાલ સફાઇદાર

આ ગાય મોગી, પણ શુ સગ્સ બનાવેલી હતી કે તેનો ૨ેખાર એક છવતી ગાય જેવોજ લાગતો। એ ગાયને માટે ત્યાના લોકો કહે છે ક એક અગ્રેજ કલેકટર જોવા આવ્યો તે આગે ગાય જોઇને ઘણો અજબ થયો, ત્યારે ત્યાનાં રખેવાલે તેને સમજાવ્યું કે એનો પ્રતાપ તારે જોવો હોય તો એક ગાડુ ઘાસ મોકલ અને દરેક ઠેકાણા બધ કરાવ અને સહવારના આવી તુ જો એક તણખુબી તુને નજર નહી આવશે એમા કટલુ આવ્યું છે, તે તો માહેબ જાણે। તેણે તેમ કીધું, અને તે ઘાસ કેહેવા પ્રમાણે નાખ્યુ, અને પોતે તપાસના આવ્યો, ત્યારે એજ પથ્થરની ગાયે તેને પોતાની ઝબાન કારડી છે એવુ બતાવ્યું। એવી તે લોકની લાગણી તે દેહેરા તરફ છે કે હુ શુ લખુ ? ભાગે એફીન તે તરફ લોકોનુ છે એ તેઓની કેહેતી મે પણ સાભળી હતી, તેજ લખી છે, તે તો મારો પાક યઝદાન જાણે! આ દેહેર તો જોનારને હેરત પમાડે એવુ છે તે દેહેરાનુ નામ **નેલપાર સ્વામી** અને કોઇ એને **લનેપાર સ્વામીના** નામે દેવતાને ઓળખે છે મોઇન એટલે દેવલ યા દેહેરું આએ રળીયામણા દેહેરાને ત્યાના લોકો ઘણા માનથી માને છે તેની જાત્રા અને રથ ખેચવા હઝારો લોકો પરદેશથી છર નાખતા આવે છે અમોને તે માહેલી દેવ-દેવી નહી બતાવ્યા એ દેહરાના ખરચ માટે અગ્રેજ સરકારને ત્યાની મોટી આવકવાળી જમીનોની ખેતીઓ સ્વાધીન કીધેલી છે આ દેવીનુ લાખ રૂપીયાનુ જરીયાન કહેવાય છે તેના ટ્રસ્ટીઆ ઘણાજ આબરૂદાર અને વીશ્વાસુ માણસો હોય તેનેજ નેમવામા આવે છે

**આ દેહરાંના ટ્રસ્ટી લીમજીભાઈ ડૉ. પાલમકોટ.**

એ મુજબ લીમજીભાઇ પણ એક વેળા આ દેહેરાના ટ્રસ્ટી નેમાયા હતા આ દેહેરાની સાથે જે નદી લાગેલી છે, તેને માટે કેહેવામા આવે છે ક ત્યા તેને લોખડ અને પીત્તલની ખાન લાગેલી છે એ ગેહેરમા પીત્તલના તરેહવાર વાસણ બનતા હતાં અને તે ઘણા વખણાતા હતા.

એ શેહેરને દરીયો નહી લાગેલો હોનાથી મે ઉપર લખ્યું તેમ ટયુટીકોરીન ને દરીયો લાગેલો છે, જેથી એ શેહેર લંબાણ મુલકો સાથે વેપાર સેહેલાઇથી કરી શકતો નથી નદી મોટી ને પુરતા પાણીની હતી અને ત્યા હોડીઓથી કામ ચાલતુ તેથી ટીનાવેલી અને પાલમકોટાના માણસોને આવજાવ કરવાની ભાગે અડચણ થતી હતી તેથી ત્યાના મોટા એક લક્ષાપતી વેપારીએ આ બે ગામ વચ્ચે નદી ઉપર એક મજબુત પુલ બધાવી આપ્યો છે હુ જો ભુલતી નહી હોઉં તો એ પુલ ૨૧)

## પાલમકોટા.

હવે હુ પાનમકાટાને હવાલ નખુ છુ આ ગોઠ ન્ણાયામઠ શહેર છે

**પાલમકોટા** અસલ કાઇ અગ્રેજનુ રાજ નથી તે મદ્રાસ છીલ્લા સાથે જોડાયલુ છે ટીનાવેલીને ટાનો તેનુ નામ પાનમકોટા હતુ એ ટીનાવેલી સને ૧૮૬૩ ના વરસમા રૂના વેપાર માટે મુમઈમા થોડુ જાણીતુ થયુ હતુ આગળ તે વખતે રૂની ભાર તાણ હતી તે અમે રીકાની ગુલામી ધધો બધ કરવાની ખુનખાર લડાઇના પ્રતાપ હતા તે વાચનારને નહીં ખબર હોય તો તે ડાહાણી તવારીખમા સારી રીતી જાગતી છે અને મેહેર તે વાચવાની તસદી લેવી

### એક પહાડમાંથી કોતરી કાઢેલુ દેહેરૂ.

એ ટીનાવેલી અને પાનમકોટા વચ્ચે એક નદી હતી જથી તેના એ જુદા જુદા ભાગ હોય, તેવો દેખાવ લાગતો હતો ટીનાવેલીમા ભાર વસ્તી હતી અગ્રેજ નહીં પણ એક મોટુ ને ગજાવર દહેરુ અ શહેરમા બ્રાહ્મણોનુ હિન્દુ રાજ હતુ આએ દેહેરૂ કાઇ ચુના-ઈંટનુ બાધેલુ નહી, પણ એક મોટા પહાડ શેહેરની વચ્ચે હતો જેનો એક છેડો નદી સાથ લાગેલો છે આ પહાડ એવી ગીક્રતથી કાતરેલો છે કે હુ તેની શુ અત્રે તારીફ કરૂ ? તેનુ વર્ણન એક પુસ્ત ભરાય એટલુ છે કેવા સરસ કારીગરોનુ કામ હશે અને કેટને વર્ષે તે પુરૂ થયુ હશે ! તેનુ બહારનુ કોતરકામ તો મહેનત જોતા તારીફ લાયક છે તેનુ અદરનુ કાતરકામ ઘણુજ વખાણવા લાયક છે, અને જોવા લાયક છે ફક્ત તે ગજાવર દેહરામા ઉજાસની ભારી ખામી છે તેમા કાણુ જાણે કેટલા ઓરડા હશે કોના મણ તેન બળે, તો પણ ઉજાસ નહીં પડે એવુ મોટુ ગજાવર દેહેરૂ હતુ એક ઓરડો હુ જોવા ગઇ તો પથ્થરની દેવાલ સફાઇદાર ઘાધા પછી તેના થાબલાને ઠેકાણે સ્ત્રીઓની મુરતી એટલી તો સફાઇદાર અને ખુબસુરત ઘાટ ઘટમની દેખાતી કે જેનાથનુ દીલ ખુશ થાય જો અજાણ્ણો માણસ કદી આ દેહેરામા જાય તો હુ નહી ધારતી કે તે પોતાની મેને રસ્તો મેળવવા પામે, કારણ તે ઘણુ મોટુ હતુ તેના ઓરડા એક એકની અદર વાળા ટીકા આવતા અને ત્યાના ત્યા નીકળતા ! હુ એક બીજા ઓરડામા ગઇ, ત્યા ઉજાસ પુરતો હતો એક અતી ઘણી મોટી ગજાવર ગાયની મુર્તી હતી અને તેની પડોશમા એક મોટો સીપાઇ રાક્ષસના અવતારનો ઉભો કાપેલો હતો જે દેખાવ ઘણો ભયભરેલો લાગતો

આ ગાય મોટી, પણ શુ સગ્સ બનાવેલી હતી કે તેનો ગ્માર એમ જીવતી ગાય જેવોજ લાગતો। એ ગાયને માટે ત્યાના લોકો કેહે છે ક એક અગ્રેજ કનેકટર જોવા આવ્યો તે આએ ગાય જોઇને ઘણો અજબ થયો, ત્યારે ત્યાનાં રખેવાળે તેને સમજાવ્યુ કે એનો પ્રતાપ તારે જોવો હોય તો એમ ગાકુ ઘાસ મોકલ અને દરેક ઠેકાણા બધ કરાવ અને સહવારના આવી તુ જો એક તણખુબી તુને નજરે નહી આવશે એમા કટલુ માગ્યુ છે, તે તો માહેબ જાણે। તેણે તેમ કીધુ, અને તે ઘાસ કેહેવા પ્રમાણે નાખ્યુ, અને પોતે તપાસવા આવ્યો, ત્યારે એજ પથ્થરની ગાયે તેની પોતાની ઝબાન કોરડી છ એવુ બતાવ્યુ। એવી તે લોકની લાગણી તે દેહેરા તરફ છે કે એ શુ લખુ? ભારે એખન તે તરફ લોકોનુ છે એ તેઓની કેહેતી મે પણ સાભળી હતી, તેજ લખી છે, તે તો મારો પાક યઝદાન જાણે। આ દેહેરૂ તો જોનારને હેરત પમાડે એવુ છે તે દેહેરાનુ નામ **નેલપાર સ્વામી** અને કોઇ એન **લનેપાર સ્વામીના** નામે દેવતાને ઓળખે છે મોટન એગને દેવલ યા દેહેરૂ આએ રળીયામણા દેહેરાને ત્યાના લોકો ઘણા માનથી માને છે તેની જાના અને રથ ખેચવા હજારો લોકો પરદેશથી દર્શન નાખતા આવે છે અમોને તે માહેલી દેવ–દેવી નહી બતાવ્યા એ દેહરાના ખરચ માટે અગ્રેજ સરકારને ત્યાની મોટી આવકવાળી જમીનોની ખેતીઓ સ્વાધીન કીધેલી છે આ દેવીનુ લાખ રૂપીયાનુ જરીયાન કહેવાય છે તેના ટ્રસ્ટીઓ ઘણાજ આબરૂદાર અને વીશ્વાસુ માણસો હોય તેનેજ નેમવામા આવે છે

### આ દેહરાંના ટ્રસ્ટી ભીમજીભાઈ ડૉ. પાલમકોટ.

એ મુજબ ભીમજીભાઇ પણ એક વેળા આ દેહેરાના ટ્રસ્ટી નેમાયા હતા આ દેહરાની સાથે જે નદી લાગેલી છે, તેને માટે કેહેવામા આવે છે કે ત્યા તેને લોખડ અને પીત્તળની ખાન લાગેલી છે એ શેહેરમા પીત્તળના તરેહવાર વાસણ બનતા હતા અને તે ઘણા વખણાતા હતા

એ શેહેરને દરીયો નદી લાગેલો હોનાથી મે ઉપર લખ્યું તેમ ટયુટીકારીન ને દરીયો લાગેલો છે. જેથી એ શેહેર લબાણ મુલકો સાથ વેપાર સેહેલાઇથી કરી શકતો નથી નદી મોટી ને પુરતા પાણીની હતી અને ત્યા હોડીઓથી નામ ચાલતુ તેથી ટીનાવેલી અને પાલમકોટાના માણસોને આવજાવ કરવાની ભારે અડચણ થતી હતી તેથી ત્યાના મોટા એક લક્ષાપતી વેપારીએ આ બે ગામ વચ્ચે નદી ઉપર એક મજબુત પુલ બધાવી આપ્યો ( હુ જો ભુલતી નહી હોઉં તો એ પુલ ૨૧)

આરકાં ઉપર ઉભેલો છે. તેનાં બાંધનારનું નામ **સોલોમન મોરલીયાર** હતું. અને તેનેજ નામે તે પુલ ઓળખાય છે. આ પુલ એવી સરસ જગ્યાએથી શરૂ કીધો છે કે તેને એકજ રસ્તો એવો તો સરસ લાગેલો છે કે માઇલનાં માઇલ સીઝ્ઝો અને પહોલો એક સરખો રસ્તો જોનારની આંખને ઘણોજ રળીયાંમણો લાગે છે. એ રસ્તો એવી સરસ રીતથી બાંધેલો હતો કે એ પોહોલા રસ્તાની આસપાસ થોડે થોડે કટકે મોટા પુરાણાં ભારી થડવાળા ઝાડો નજરે આવતાં, અને તેની પાછળ પાણીનાં નાલાં હતાં અને તે નાલાંઓની પાછળ એટલે ધારેધાર ચોખાના પાકની ખેતીઓ હતી. તે બન્ને બાજુએ એવી તો એક સરખી રીતે બાંધકામ કીધેલું હતું કે જોનારની આંખને ઘણોજ સંતોશ થતો. એ ખેતી પર જ્યારે આપણી નજર પડતી, ત્યારે જોનારની આંખને એવું દેખાતું કે બન્ને બાજુએ લીલી મખમલ બીછાવી હોય. તેવો દેખાવ લાગતો! પાલમકોટામાં વર્ષમાં બે વખત અનાજનો પાક ઉતરતો હતો, અને વરસાદ પણ વર્ષમાં બે વેળા પડતો હતો. આ ખેતીનો રસ્તો એક સરખો લગભગ નદીનાં છેડા સુધી લાગેલો હતો. એવો સરસ અને મોટો રસ્તો ટીનાવેલીમાં નહીં હતો. એ શેહેરનાં લોકો ઘણાં વહેમી હતાં અને દેવ-દેવીનાં પુંજારી હતાં, પણ ઝનુની નહીં હતાં. ઘણાં રાંક સ્વભાવના હતાં. પાલમકોટાનાં કે ટીનાવેલીમાં લોકો પર કોમના હાથનું પકાવેલું ખાંણું કદી નહીં ખાતાં. તેઓ પર કોમવાળાને ત્યાં નોકરી ખુશીથી ને ઇમાનદારીથી કરતા. અને જ્યારે ઘેર પોતાંને ત્યાં જમવા જતા, ત્યારે નદીમાં નાહીને ઘેર જતા, એવો એ લોકનો ધારો હતો. પાલમકોટામાં મુંબઇનાં જેવો મજબુત કોટ બાંધેલો હતો. હું પાલમકોટા સને ૧૮૬૩ ના મે માસમાં ગઇ, ત્યારે સરકારનાં હુકમથી આ કોટ ભાંગી જમીનદોસ્ત કરવામાં આવતો હતો. તેનો થોડો છેડો અમારા બંગલાની પાછળનો બાકી હતો તે મેં જોયો હતો. એ વર્ષમાં મુંબઇનો ગંજાવર અને શોભાયમાન કોટ પણ ભાંગવા માંડેલો હતો. મુંબઇનો એ કોટ જેઓએ જોયો હશે, તેઓની નજરમાંથી ખીસવાનો નથી. તે કોટની ત્રણ ભાગળ અને તેનો રોબ જોનારને ઉભા રાખી થથરાવી નાંખે તેવો હતો. તેની આસપાસની પાણીની એ ચર કેવી રળીયામણી લાગતી! શેહેરનાં બચાવનું નાંમીચું બાંધકામ ભાંગીને ભુકો કરતાં વાર લાગી નહીં. આજે કોટમાંથી દરેક રસ્તા ખુલ્લા થઇ ગયા છે. તે વખતે વડી ભાગલ પર 'સંત્રી'ઓ ચોકી-પાહેરો ભરતા હતા. મોડી રાત્રે આવનાર જનારને સૌથી પેહેલી ફીકર ભાગલનાં

"સાજા બંધ થવાની રેહેતી! આજે તેવું કશું નજરે આવતું નથી વસ્તીનું પ્રમાણ વધવાને લીધે ને જગાની કોતાદને લીધે સરકારને આ ઉપાય લેવો પડ્યો હતો તે વખતથી મુંબઇની જગ્યા વધારવાની આજ તક ચાલુ છે આ પુરાણા બાવમમો પાછળ ક્રોડો રૂપીયા ખરચી કાઇ એહના ભોગ આપી બાંધ્યા હશે, પણ તેને ભાગતા કાઇ મેહેન નથી પડતું તેવાજ લાખોના ખરચે માંઇ એમના છેઓ પણ ગયા છે ત્યારે એ જમીનદોસ્ત થયા કે કોણ જાણે કરતા પરની દૈવાતી બાગરી આ સુંદર બાંધકામ નાશ પામ્યું છે આજે મુંબઇનું કોટનુ બાર કેવું ખુલ્લું પડી ગયું છે! મુંબઇમા જેના ફેરફાર આ પા સદીમા થયો છે, તેવો તો હિન્દુસ્તાનના કોઇબી મુલકમા નહીં થયો હશે!

યુરોપીયન ઓફીસરો ઘણું કરીને પાનમકોરમા રેહેતા તેઓને રેહેવા લાયક ઝાઝ-પાનનાના બંગલા ત્યાંજ મળી આવતા હતા

અમારા પોતાના ૭ બંગલા, નાના તેમજ મોટા ભાડે આપવાના જુદા હતા તે અંગ્રેજોને હમેના ભાડે આપતા હતા તેઓ મોટી ખુશીથી અમારા બંગલાઓ ભાડે રાખતા હતા, ને દાયજ ખાલી પડતા હશે, તેનું કારણ એકે તેઓને મન પસંદ ગોઠવણ તુરત કરી આપવામા આવતી અને માત્ર બંગલાનાજ ભાડા સારા ઉપજતા બાકી વેચવા જાય તો લેનાર કોઈ મળે નહીં! મારી નજર આગળ મે એક બંગલો વેચાતા જોયો જેનુ ભાડુ આનરે રૂ ૭૦) હશે તે માત્ર રૂપીયા ૧૧૦૦) ની કીમતે વેચાયો તે કીમ્મત તો જાણે ફીક આવી એમ કેહેવાતું હતું તેનું કારણ એકે ત્યાં ભાગતા પથ્થર પુશ્કળ મળતો હતો, જેથી સરકાર મુફત પથ્થર આપતી હતી અને વળી ઘેર ઉપર કર નહી સૌ પોત પોતાના ઘેર પોતાની મુજબ પ્રમાણે બાંધીને રહેતા હતા ત્યાની જાતવાળાઓનો મોટો ભાગ ગીનાવેલીમા રેહેતો હતો

આ શેહેરમા આગળ તમામ લખત કાગળ પર કરતા નહીં બધો વેહેવાર **તાડનાં ઝાડનાં પાતનાં** પર કરતા હતા તેને પત્તાનું નામ એ લોકોએ આપેલું છે પત્તા એટલે ખત યા લખત શાહીનુ નામ નહી એ તાડની બે આગળ જેટલી પતી હોય છે, તે ઉપર એક અણીવાળુ હથીયાર મુઠીમા પકડી અને તે હથીયારની અણી વડે તે નામીન ભાષાના અક્ષર તેઓ એવી તો ઝડપથી લખતા કે જે આપણુને નહીં આવડે તેઓ પાતરા પર [ ] આ પ્રમાણે બારીક આધરા પાડતા, પણ તે

આરપાર નહીં, પણ ઘણે હલકે હાથે પાડતાં, ત્યાં તાડનાં પાતરાં પહોળી પટીનાં અને ગોળ ઘાટનાં થાય છે. તેનાં નમુનાં મેં મારી પાસે જાળવી રાખ્યાં છે. અને તે મારી પાસે આજેબી છે. તે તાડનાં પાતરાંને તેઓ છુટા નથી કરતાં, પણ સાથે જોડીને બાંધી લે છે. અને તેઓ તેનાં પડોની અંદર લખે છે. આ લખાણ સારૂં વાંચી શકાય એવું હોય છે. જો કે તેમાં શાહી કે પ્રવાહી તેઓ વાપરતા નથી, તોપણ તે અક્ષર છુટા માલમ પડે છે. બચ્ચાંની જન્મોત્રી પણ તે ઉપરજ બનાવેલી મેં મારે ત્યાં જોઇ હતી. મને એ રીત ઘણી નવાઇ જેવી ને એક હુન્નર હોય તેવી લાગી! આ શેહેરનાં સ્ત્રી, મરદો કાંઇ બધાજ શીખેલાં નથી. સ્ત્રીઓ તો હીન્દુ સ્ત્રીઓનાં જેવી અભણ છે. મોટો ભાગ ખેતીવાડીનું કામ કરે છે, કારણ કે વરસમાં બે વખત અનાજનો પાક ઉતરે છે, તે શેહેરની હાલત તો આબાદ હોવીજ જોઇએ.

લખાણ કરનારાઓ તદન જુદાજ માણસો હોય છે. તેઓનો ધંધોજ લખવું અને વાચવુ. અમારે ત્યાંનાં માટીડાઓ તામીલ ભાષા ઘણી સરસ બોલતા, પણ લખતા-વાચતા આવડતું નહીં હતું. તેને માટે ખાસ તેવા ચોક્કસ માણસોને બોલાવતા. અમારા ખરશેદજીને થોડું લખનાં-વાંચતાં આવડતું હતું, પણ દુકાનના કામનો વહીવટ તો અંગ્રેજી રીતભાત પ્રમાણે ચાલતો. ત્યાંનાં માતબર જમીનદારો, જે લીમજીભાઇનાં જાની દોસ્તો થતા હતા; તેઓની સાથનો વેહવાર તામીલ ભાષામાં તેમજ જમીનના ખત-પત્ર પણ તામીલ ભાષામાં થતા હતા.

અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી કાગળ પર લખાંણો ચાલે છે. ત્યાં નાની મોટી કોર્ટો હતી, જેનાં જડજો યુરોપીયનો હતા. અને નાની કોર્ટનો સદરઅમીન જડજ ત્યાંની જાતનો હતો તેને અમારાં ઘર સાથે ઘેરવટ જેવું હતું. તે ઘણો શીખેલો હોવાથી યુરોપીયન ધપછપ વાપરતો હતો. તેવીજ પોશાક, ઘેરમાં તેવીજ સુધરેલી રીત હોવાથી ત્યાંનાં લોકો તેને ધીક્કારતાં!

થોડું નાનું લશ્કર સંભાળ માટે રાખેલુ હતું. પણ લોકો એવાં શાન્ત હતાં કે કદાચજ તેનું કામ પડયું હશે.

**ત્યાંની શેસન્સ કોર્ટની જુરીમાં લીમજીભાઇ મેમબર હતા.**

અને જ્યારે કામ પડતું, ત્યારે સહવારનાં ૧૦) વાગેથી જતા તે સાંજે ૪-૫ વાગે આવતા.

અત્રેનાં બરાંઓનો દેખાવ પરદેશીને કાંઇ અજબ જેવો લાગતો હતો. તેઓ પોશાકમાં ફક્ત સાડીઓ પેહેરતી. માથાં પર સોડ મુદ્દલ નહીં, પણ બાળનો અમોરો કાંનની એક બાજુ પર અને બીજી બાજુ સફાઇદાર, જેથી વાંકો અમોરો હોય તેવું લાગતું. તેઓ માંથું ખુલ્લું રાખતાં અને ચોલી–કાંચલી જેવું કશું નહીં પેહેરતાં. અને જે પેહેરે તેઓને જાતવાળા ખરાબ સ્ત્રી તરીકે ઓળખતાં! કાંનની નીચેના ભાગમાં જેમાં આપણે એરીંગ પેહેરીયે છીયે, તે ભાગને છોકરી જનમ્યાં પછી થોડા દીવસમાં એક હથીયાર વતી કાપ મુકયામાં આવતો. તે કુમલાં બચ્ચાનાં કાનમાં જાડી અને ભારી કડાં જેવી કડી નાખતાં કે જેનાં ભારથી તે કાનનો વેહે ચીરાઇને ઘણો મોટો થતો, અને જેમ બચ્ચું ઉમરમાં આવતું જાય તેમ તે હોલમાં તરેહવાર નાનાં મોટાં કચુબર જેવાં ઘરેણાં પેહેરાવતાં. તે દેખાવ જાણે આપણે નાની કડીમાં મોટી કુચીઓ નાખ્યે તેવો દેખાતો હતો. આ દેખાવ મને ઘણો કદરૂપો લાગતો હતો! તે હું જોતાંજ કમ કમતી! આવી ઘાટકી ને જંગલી રસમ તેઓને મનસે તો ગમત અને ધરમનાં રેવાજ જેવી હતી. આ પ્રમાણે તેઓ નાનાં કુમલાં બચ્ચાં જનમ્યાં પછીજ થોડે દીવસે કરતાં કે તે બચ્ચાંને લાગે નહીં. ખરી રીતે જોતાં આ રીત નાંપસંદ ને ઘાટકી છે.

છોકરાને પરણાવવાની રીત પણ ઘણી નવાઇ જેવી છે. મારાં જોવામાં કોઇનાં લગન આવ્યાં નથી, નહીં તો તેનું થોડુંક બ્યાન અત્રે આપતે. મેં લોકનાં મોહેથી સાંભળેલું છે કે જેઓને ત્યાં છોકરી હોય અને તેને પરણતી વખતે જે ઘરેણું સાસરેથી થવું જોઇએ, તેને બદલે છોકરીનો બાપ પરણતી છોકરીને મન પસંદ પોતાંની ગુજાસ માફકનાં કપડાં તેમજ ઘરેણાં કરી આપતો. અને જમાઇને પણ થોડું ઘાણું બને એટલું કરતા. એવો તેઓનો રેવો સાંભળેલો છે. આ જાતમાં પણ છોકરીઓને નાની ઉમરમાંજ પરણાવતાં. ઘણી મોટી તો કદાચજ ૧૨ વરસની થાય, એટલુંજ નહીં, પણ છોકરી ખુદરતી કાયદા પ્રમાણે ઉમ્મરમાં આવતી, ત્યારે બારણે ઢોલ–તાસા અને ભારી ધામધુમ કરતા. જાણે શું એક લગન કે કાંઇ ભારી તીર્થ હોય તેવો દેખાવ સૌ પોતાંની ગુજાસ માફક કરતાં! તે છોકરીને નવાં કપડાં, ઘરેણાં તેમજ ફુલોનો સણગાર કરતાં, ઘણી કઢંગી રીત–રસમ વાપરતાં!

શહેર વચ્ચે ફક્ત એકજ પારસી તરીકે અમારૂં ઘેર હતું, જેથી માતબર કુટુંબમાં કાંઇ પણ જાણવા જોગ હોય તો પેહેલાં ઇજન આવતું. અમારા ઘેરને ઘણુંજ માન દેશીઓ તેમજ યુરોપીયનો આપતા.

અત્રેનાં લોકોને નાચનો ભારી શોખ છે. નાચ પર રીઝા રીઝા થઇ જતા. વગવાળા કુટુંબો અને ડોસાભાઇ પણ સૌથી વખણાયલી ગાનારીને ખાસ બહાર ગાંમથી બોલાવી મંગાવતા ને *નાચ તેમજ સંગીતની મજાહ મેળવતા.

આ શેહેરનાં કુવાનાં પાણી ઘણાં સારાં છે. ગરીબો તો નદીનાં પાણી વાપરતાં. અમારા બંગલાનાં કમપાઉન્ડમાં ઘણો મોટો ઈંડા રોકા ઘાટનો કુવો હતો. જે ઉપરથી એકી વખતે ૨૫) જણાં પાણી ભરે એવો મોટો હતો. એ કુવાનું પાણી પીવા માટે ગરીબ લોકોને અમારે ત્યાંથી લઇ જવાની પુરતી છુટ હતી. રોજ ૨૫) થી ૩૦) અને કોઇ વેળા ૪૦) સ્ત્રીઓ પાણી ભરીને લઇ જતી હતી. તેઓને મફત પાણી આપવાનો અસલથી ચાલ હતો. કોઇ દીવસે તેઓ મરાતા નહીં, પણ ચુપચુપ બાગમાંથી પાણી લઇ ચાલી જતાં. એજ મોટા કુવાની પાસે હોજ હતી, જેમાં અંગ્રેજો નાહવા આવતા. તેઓ માટે રસ્તો તદન જુદોજ હતો. આએ હોજનું રૂ. ૨૦) ભાડું આલ્યું આવતું હતું. તે હોજમાં દર સહવારે ઉપરનું થોડું પાણી કાઢી નાખી તાજુ ભરવાનો ચાલ હતો. તે પાણીનો નળ બાગમાં લીધેલો હતો કે તમામ ઉપરનું કાઢી નાંખેલું પાણી ઝાડોમાં રીપાતું હતું. દર ૧૫) દિવસે તમામ હોજ ખાલી કરી સાફ કરી ધોઇને ભરતા, તે દીવસે ત્રણ માણસોનું આખો દીવસ ફક્ત એજ કામ, અને ખાલી કરવામાં ૭) માલીઓ મદદ આપતા હતા. તે કામ કયાં થતું તે કાંઇ જણાતું નહીં. તે તદ્દન વગર ઘોંઘાટે થતું, એવાં ચોક્કસ કેળવાયળા માણસો હતાં. એવા તાબેદાર નોકરો મેં કોઇ શહેરમાં નથી જોયા, એટલુંજ નહીં, પણ વાયદો કરવામાં સાચ્ચા હતા.

આ શેહેરનાં તમામ ખુણે ખુણાં મેં ફરીને નથી જોયાં, તેથી તેનો ખરો અને તમામ હેવાલ હું આપી શકતી નથી, માટે દલગીર છું.

જેમ દરેક મોટાં શેહેરોને હવા ખાવાની ટેકડીઓ અને પહાડી જગ્યાઓ લાગેલી હોય છે, તેમ પાલમકોટામાં ગરમીનાં દીવસો પર જેમ

* નાચને ઇંગ્રેજીમાં "ડાન્સ" કહે છે.

મુબઇનાં બડેખાંઓ મહાબલેશ્વર અને માથેરાંન હવા ખાવા જાય છે, તેમ આ શેહેરનાં મોટા ઓધેદારો પણ હવા ખાવા કે શેકાર કરવા જતા. તે જગ્યાનું નામ 'કુતાલત'નો પહાડ કરીને કેહેતાં. તે પહાડને માટે કેહેવામાં આવે છે કે તે ઉપર હંમેશાં વરસાદની બારીક છાંટી પડયા કરે છે. જેથી ઘણી ઠંડક લાગે છે. એ ટેકડી ઉપર જંગલી ઝનુની જાનવરો ઘણાં રહે છે.

વાંચનાંર, પાલમકોટાનો ઘણોજ ટુંક હેવાલ હું આપી ચુકી છું. હવે હું મારા કુટુંબનો હેવાલ લખવા માગું છું.

## લીમજીભાઇનાં વડવાઓ કોણ હતા?

પાલમકોટા જેવાં ઘણાં દુરનાં મુલકમાં કેમ પગ પેસારો તેઓનો થયો? તેઓ કેવા માણસો હતા? તેઓનાં પ્રમાણીકપણાથી કેવા ફાયદા તેઓને મલ્યા? લીમજીભાઇ ડોસાભાઇ પાલમકોટાવાળાને નામે ઓળખતા, અને તેવણના ભાઇ, જેવણ એકજ માબાપના છોકરા હતા, તેને દીનશાહ સોરાબજી ગ્મારા કરી ઓળખતા. બીજી ઘણી બાબદનો ખુલાસો મારાં લખાંણથી જીવતો-જાગતો રહી શકશે. એમ હું માનું છું.

લીમજીભાઇનાં માય, મુબઇના એક માતબર વેપારી ફકીરજીનાં એક પુરાં, અને ઘણાંજ માનીતાં બેટી આવાબાઇ નામે હતાં. એ બેટી શીવાય બીજાં કોઇ ફરઝંદ નહીં હતાં. તેવણ મુબઇમાં કોટનાં પીઠાંનાં મોહોલ્લામાં, જે ઘેર હાલમાં મારા સ્વાધીનમાં છે, ને ઘેર શેઠ દીનશાહ માણેકજી પીટીટના ઘેરની પાછલી બાજુની બરાબર સામે આવેલું છે, તે વેચાતું લઇ મન-પસંદ અને પોતાને રેહેવા લાયક બનાવ્યું હતું. તેવણ પણ પોતાના મા-બાપને ત્યાં નવાઇના બેટા જેવાજ હતા. તેવણને પણ કાકા-મામા જેવાં ડાળ-પાંખડા હતાંજ નહીં.

એવણની ઇંગ્રેજ બજારમાં માલની મોટી વખારો હતી, એમ મારા સાંભળવામા આવ્યું છે. તે સને ૧૮૦૮ પછીનાં સાલ પછીની જાણવી. તેવણને ઇંગ્રેજી કશું આવડતું નહીં હતું. ગુજરાતી થોડું ઘણું શીખેલા હશે. તેવણનો બધો આધાર અને જીવ આ એક પુરી બેટી ઉપર હતો. તે વખતનાં ધારા પ્રમાણે છોકરીઓને હીન્દુ રસમ પ્રમાણે ઉતાવળે પરણાવી દેતા. અને મા-બાપ 'હરી-હોલાઈ,' ભલાઇ જોવા જલદી તૈયાર થતાં! તેમ તેઓએ તે અતી લાડમાં ઉધારેલી બેટી ને સારે સાસરે જેમ પોતાની બેટી નવાઇની હતી, તેમજ કોઇ નવાઇનો એક પુરો છોકરો

હોય, ત્યાં કરવાનાં વીચારથી તેવાજ એક છોકરા સાથે પોતાની છોકરીનું કાર્જ નક્કી કરી પરણાવી, ને નીરાંત થયા. તેવણનાં જમાઇ, મારા સસરા, પોતાંનાં મા–બાપનાં ઘણુંજ લાડકવાયા બેટા હતા. જેવણનું નામ સોરાબજી રૂસ્તમજી ગ્યારા હતું. કેહે છે કે તેવણનાં કાનમાં એક બોટું લીલું લોલક અને એક મોટાં બોર જેવા મોતીની બાલી મોટી ઉમ્મર સુધી રાખી મુકેલી હતી! સોરાબજી બચગીથી વેપારનાં કામમાં હુશીઆર હતા. જેથી તેવણે એક દુકાન પોતે કાઢી, કે કોણ જાણે ભાગ કીધો, ને ચોક્કસ મને યાદ નથી. એટલું તો મારા સાંભળવામાં આવ્યું છે કે જાણીતા મુગાના જીજીભાઇનાં છોકરા મેહેરવાંનજી સાથે દુકાનમાં ભાગ હતો. તેવણ પણ લોકોમાં સારૂં માન–અક્રામ ધરાવતા. શેઠ માણેકજી પીટીટ જેવા દોસ્તો સાથે જમતા–ખાતા, અને મોજ કરતા હતા. તેવણને બે છોકરા અને એક છોકરી મલી ત્રણ ફરઝંદ હતાં.

સોરાબજીનાં ધણીઆણી ઘણા લાડમાં ઉધરેલાં હોવાથી અને કશી કેળવણી નહીં મળવાથી સ્વભાવના ઘણુંજ ગીયેલાં હતાં. અતી ઘણો ખરાબ પાજી સ્વભાવ તેવણનો હતો. આવા ખરાબ સ્વભાવથી તેવણનાં માય તથા સાસુ ઘણુંજ કંટાલી ગયાં હતાં. સોરાબજીનો સ્વભાવ ઠંડો હતો જેથી ઘણું માલમ નહીં પડતું. બધાં સાથેજ રેહેતાં. એ આવાંબાઇ સાથે બચપણથી તેવણનાં માસીની છોકરી તેવણનીજ ઉમ્મરનાં હતાં, તેવણ સાથેના સાથેજ રેહેતાં, અને તેવણ સાથેજ જરા સારૂં હતું. જેથી છોકરાંઓ તેવણને માસી કરીને ગણતાં. એક તો પોતાનાં બાપનાં કુટુંબમાં ખોટ હતી, ત્યાં વળી વરનાં કુટુંબમાં તેવીજ ખોટ! તેવણનાં પણ કશાં મજબુત ડાળ–પાંખડાં હતાં નહીં. આવાંબાઇનાં બાવાએ જાણી જોઇને એવો જમાઇ લીધો. હવે હંમેશાં એવો કુદરતી કાયદો છે કે જ્યા ખોટ, ત્યાં ખોટ જરૂર જાણવી! એટલું ઠીક હતું કે તેવણને ત્યાં ત્રણ ફરઝંદો હતાં. જે માહેલા વડા બેટા લીમજીભાઇ હતા. તેવણથી ઉતરતા ભાઇ દીનશાહ હતા. અને તેથી ઉતરતા બેહેન રતનબાઇ નામે હતાં.

હવે આ બચ્ચાંઓ નાનાં હતાં તેટલાં કમનસીબે તેઓ બાપ વનાનાં થઇ પડયાં! આ ગજબ આવાંબાઇ ઉપર તો એક આફત સમાન આવી પડયો! પોતે ગરમ સ્વભાવનાં હતાં, તેમાં પુરાં ગીયેલાં મીજાજનાં થઇ ગયાં! બીચારાં તેવણનાં સાસુ, સોરાબજીનાં માય,

### ભીખીબાઇનો ગમ

પોતાનાં ધણીનું સુખ ખોહવાથી જેટલાં નીરાશ નહીં થયાં, તેથી હજાર

ગણા આ એક પુરા અને ઘણા જનાન મેરાના રખતના મ ણથી અતીઅત દુખમા ગીરફતાર થઇ ભાર રોક પકડયો અને તેનણુને ત્યા અમારી થઇ પડી તેવણનો ગમ અને માંગ્થી વીગ્તારી લખાતો નથી, એટનો હનો! આ જે હેનાન છે, તે મે મોઢડે સાભળેનો લખેનો છે*

આ મેરાનજી એનએ મેહેજ દુખમા ૩૫ કે ૩૬ વર્ષની ઉમર હશે, તેટલા ગુજરી ગયા તેનણુનો વેપારમા ભાગ હનો તે આસરે રૂ ૪૦,૦૦૦) નો હતો રૂ ૪૦,૦૦૦)ની રકમ કાઇ થોડી નહીં હતી પણ કમનસીબે પડતી પર પચાસ તેમ કાઇ પુછનાર કે પરછનારાઓ મળે નહીં અને સૌ જયાનુ ત્યા રહી ગયુ! મ્હેનત છેકે જેના હાથમા તેના સાથમા તેમ ગરીબ બીચાર કાઇ પણ બોલ્યા વગર આ જેહાન છોડી ગયા પોતાના બચ્ચાઓના કેવા હાન થશે તેની તે બીચારાને શુ ખબર? જના આનુ અ ધેર જેયુ, ત્યા ભાગ્યાએ ઉનટુ દેખાડયુ! અને કેહેનામા આ યુ કે ભાગ ખાઇ જતા સામુ કરજ કાઢ્યુ ? વેપારમા ખોટ આવી માટે બીજા નાણા આપો કાઇ પુછનાર ? કેહેનાર હતુ નહીં! મારાજીના માથે ભીખીબાઇએ તો બધુ પડતુ મુકેલું! તેનણુને શુ સમજ હેય? કાઇ જણાવલુ તો મળે નહીં ગેરનુજ નહી પણ દુખમા ખોટ અને માંગીડો પણ કોઇ જડ નહી! એ સોરાબજીના મામા પાનનજી ગાના કરીને હતા તેનણ ચીનની ખેપ કરતા હતા અને જયારે પાછા ફરતા, ત્યારે એનજ મેહેન ભીખીબાઈ અને ભાણેજના ઘેરમા ઉતરતા એનણુને પણ એક છોકરો ડોસાભાઇ નામે હતો તે શીવાય કોઇ ફરઝદ હના નહી હવે બન્યુ એમ કે આનાબાઇ અને જેઓ બધા ન્હેતા હતા, તે ઘેર પોતાના બાપ તરફથી વારસામા મળેલુ હતુ! આભળના મેળે ભાગ્યાએ તે ઘેર વેચવા કાઢયુ અને તે ઘેર તો વેચાયુ અને તે ઉપર જણાવેલા પાનનજીએ વેચાતુ લીધુ, એવી મતલબથી કે છોકરાઓ સચવાય અને સૌ દુખના મારેના ઘરમાજ રહે એ ડહાપણ

* મારા આગળા શિક્ષક બાઇ જરબાઇ ફકીરજી પટેલના માતાજી મરહુમ બાઇ માણેકબાઇને મોહે આ મારા પિતાજીના બપાઇ ભીખીબાઇ વિષે મે સાભળ્યુ હતુ કે તેવણ જીવ્યા ત્યા સુધી પાતાના એક પુરા બેટા સોરાબજીનો ગમ એવા પકડયો કે મર મર સોરાબજી સોરાબજી બોલી ગમખાર થઇ જતાં!

મારા પિતાજીએ પોતાના આ કમનસીબ બપાઇનુ નામ મને મોંહડેથી આપ્યુ!

ભીખાઇજી લીઠ પાલમકોટ.

તેવણનાં મોઢે સર્વે કહાંણી સાંભળી તે માતબરનું મન ઘણું રાજી થયું. તેણે ખુશ મીજાજે પાલનજીને કહ્યું કે "તમે જ્યારે વેપારી છેઓ અને ધંધાની તમોને માહેતગારી છે, ત્યારે તમો અમારા પાલમકોટામાં એક દુકાન જોઇતા માલ સાથની ઉઘાડો તો હું ઘણો ખુશી થવસ. તમોને બધું સુખ-સગવડ કરી આપસ." તે સાંભળી પાલનજીએ ખુલાસો કીધો કે "હાલ તો મારૂં સર્વે દરીયાની ટલેટીએ ગયું છે!" જે સાંભળી તેણે હશીને કહ્યું કે "તેની ફીકર તમારે કરવી નહીં. હું તમોને પૈસા જોઇએ તો આપસ." તે માતબર જાગીરદારે પોતાનાં મુનીમને હુકમ કીધો કે રૂ. ૩૦,૦૦૦) એઓને ગણી આપો. ત્યાર પછી તે નાણાં લઇ પાલનજી મુંબઇ આવ્યા.

પાલનજી મલબાર કોસ્ટાને રસ્તે મુંબઇ આવી પોતાનાં એકજ બેહેન **ભીખીબાઈ** તે રૂસ્તમજી ગ્યારાનાં વીધવા, જેવણ સોરાબ એલ. પાલમકોટનાં બાવાનાં બપાઇ થાય, તેવણને સર્વે હેવાલ કહયો.

પાલનજી ઘણાં સાચ્ચા, સારા સ્વભાવનાં, ટેકવાળા, પ્રમાણીક હતા. તેવણ અત્રેથી સર્વે માલ જે તેઓએ માંગ્યો હતો, તે લઇને પાલમકોટા ગયા.

તે જાગીરદારે રૂ. ૩૦,૦૦૦) વીશ્વાસ પર આપ્યા હતા. તેવણને કે તેવણના મુનીમને કશી એવી ખાતરી નહીં હતી. ફકત **પારસીનાં પ્રમાણીક નામ ઉપર પૈસા આપ્યા હતા!**

તેઓ પાલનજીને સાચ્ચા જોઇ ઘણાં ખુશ થઇ ગયા. તેવણને એક મોટા કમપાઉન્ડવાળી અને મજબુત બાંધકામવાળી જગ્યા આપી, ત્યાં દુકાનને માટે સામન ઉતરાવ્યો.

જો હું ભુલતી નહીં હોઉં તો, જે દુકાન અમો સને ૧૮૬૩ નાં ડીસેંમબર માસની આખેરીએ છોડી આવ્યાં હતાં, તેજ દુકાન અવલથી તે આખેર તક હતી; કારણ કે ત્યાંનાં લોક કેહેતાં કે "આએ મુબારક નામની દુકાન ૬૧) વર્ષે આએ ત્રીજે વારસ છોડી જાય છે!"

ત્યાંનાં લોકોને ઘણું લાગ્યું કે આવો જાહોજલાલીથી ધીકતા ધંધાના **પ્રમાણીક** માલેકો હવે કદી મળનાર નથી! તે જાગીરદારની પાલનજીને પુર પરવાંનગી અને ભારી મદદ મળી. દુકાનમાં દરેક ચીજ મળતી. રેસમી કાપડ ખાધ-ખોરાકી સુદ્ધાં ત્યાં ખપતું. ત્યાં થોડું લસ્કર પાલમકોટામાં હતું. કેમ્પ પાલમકોટામાં રેહેતી. શેહેર તીનાવેલી હતું. ત્યાં ભારી વસ્તી ત્યાંના રેહેવાસીઓની હતી. એ બે ભાગને કુદરતે એક નદીથી છુટા

તેવણે ઘણું સારું વાપર્યું કે હમેના રેહેવા-વસવા આજ તક પેહેડી દર પેહેડી કામ લાગ્યું

હવે સોરાબજીના ગુજરવાથી એવણના ધણીઆણી આવાબાઇનો મીજાજ ઘણો બગડતો ચાલ્યો એમ કરતા છેલ્લે તેવણનુ મગજ વધારે ખરાબ થતું ચાલ્યું. તેથી તેવણને ઓરડો બંધ કરી રાખવાનાં કીધા એ અરસામા છોકરાઓ મોટા થયલા હતા

## પાલનજી જીવણજી.

હવે પાલનજી, તે સાગરજીના મામાનો હેવાલ જાણવા જોગ છે.

મદ્રાસ ઇલાકામા આવેલાં શ્રી પાલમકોટામા આવેલા વેપારનો પાયો નાખનાર **પેહેલા પારસી** પાલનજી જીવનજી જીવાનો ટુંક હેવાલ.

આ હેવાલ લીમજીભાઇને મોહડે મે સાભળેલો છે —

પાલનજી જીવણજી જીવા કે જેવણ સુરત તરફના રેહેવાસી હતા, તેવણ રેસમી કાપડનો વેપાર અને **૧૭૦૦ ના સાલમાં** મુંબઇ અને બહારગામ કરતા હતા તે વેળા ખરજીને નામે ઓળખાતા કાપડનો વેપાર કરતા હતા. તેવણ વર્ષમા એક ખેપ ચીન જતા હતા. અત્રેનો માલ ત્યા લઇ જઇ વેચતા, અને ત્યાનો માલ અત્રે લાવતા હતા. તે વેળાએ વહાણમા બેસીને જવાનુ હતુ, અને તે વહાણ સાભળવા પ્રમાણે ચીન ૪) માસે પહોચતું આની રીતે તેઓ હમેશા મુસાફરી કરતા

એ મુજબ એક વેળા માલ, વાહણમા લઇ ચીન જવા ઉપડયા, અને એઓનુ વાહણ 'કોલબો' તરફ તોફાનના સપાટામા સપડાયું, અને તે ભાગીને કકડા થઇ દરીયાને તળીએ ગયુ. પાલનજીના હાથે એક પાટીયાનો કકડો લાગવાથી તેને વળગી તેવણ ટયુટીકોરીનના બંદરે જઇ લાગ્યા. ત્યાનાં ખારવાઓ એવણને બચાવી કીનારે લઇ ગયા, ટયુટીકોરીનથી પાલમકોટા જવાનો પગ રસ્તો છે. ગાડી પણ જાય છે. તે રસ્તે થઇ મલબાર કોસ્ટાને રસ્તે મુંબઇ આવવા તેવણ પાલમકોટા ગયા

ત્યા એક ઘણો મોટો લક્ષાપતી તામીલ જાતનો રેહેવાસી, જેનું નામ મને યાદ નથી, તેની ધર્મશાળામા પાલનજીએ ઉતારો લીધો.

પારસીઓ મુંબઇમા વસે છે, એમ તામીલ લોકો જાંણતા હતા, તથા સાભળેલું હતું, પણ પાલનજીને નજરે જોવાથી તેઓ ઘણાજ ખુશ થઇ ગયા અને પોતાના માલેક આગળ લઇ ગયા

તેવણુનાં મોંઢે સર્વે કહાંણી સાંભળી તે માતબરનું. મન ઘણું રાજી થયું. તેણે ખુશ મીજાજે પાલનજીને કહ્યું કે "તમે જ્યારે વેપારી છેઓ અને ધંધાની તમોને માહેતગારી છે, ત્યારે તમો અમારા પાલમકોટામાં એક દુકાન જોઇતા માલ સાથની ઉઘાડો તો હું ઘણો ખુશી થવસ. તમોને બધું સુખ-સગવડ કરી આપસ." તે સાંભળી પાલનજીએ ખુલાસો કીધો કે "હાલ તો મારૂં સર્વે દરીયાની ટલેટીએ ગયું છે!" જે સાંભળી તેણે હશીને કહ્યું કે "તેની ફીકર તમારે કરવી નહીં. હું તમોને પૈસા જોઇએ તો આપસ." તે માતબર જાગીરદારે પોતાનાં મુનીમને હુકમ કીધો કે રૂ. ૩૦,૦૦૦) એઓને ગણી આપો. ત્યાર પછી તે નાણાં લઇ પાલનજી મુંબઇ આવ્યા.

પાલનજી મલબાર કોસ્ટાને રસ્તે મુંબઇ આવી પોતાનાં એકજ બેહેન **ભીખીબાઈ** તે રૂસ્તમજી ગ્યારાનાં વીધવા, જેવણ સોરાબ એલ. પાલમ-કોટનાં બાવાનાં બપાઇ થાય, તેવણુને સર્વે હેવાલ કહયો.

પાલનજી ઘણાં સાચ્ચા, સારા સ્વભાવનાં, ટેકવાળા, પ્રમાણીક હતા. તેવણ અત્રેથી સર્વે માલ જે તેઓએ માંગ્યો હતો, તે લઇને પાલમકોટા ગયા.

તે જાગીરદારે રૂ. ૩૦,૦૦૦) વીશ્વાસ પર આપ્યા હતા. તેવણુને કે તેવણુના મુનીમને કશી એવી ખાતરી નહીં હતી. ફક્ત **પારસીનાં પ્રમાણીક નામ ઉપર પૈસા આપ્યા હતા!**

તેઓ પાલનજીને સાચ્ચા જોઇ ઘણાં ખુશ થઇ ગયા. તેવણુને એક મોટા કમપાઉન્ડવાળી અને મજબુત બાંધકામવાળી જગ્યા આપી, ત્યાં દુકાનને માટે સામન ઉતરાવ્યો.

જો હું ભુલતી નહીં હોઉં તો. જે દુકાન અમો સને ૧૮૬૩ નાં ડીસેંમબર માસની આખેરીએ છોડી આવ્યાં હતાં, તેજ દુકાન અવલથી તે આખેર તક હતી; કારણ કે ત્યાંનાં લોક કેહેતાં કે "આએ મુબારક નામની દુકાન ૬૧) વર્ષે આએ ત્રીજે વારસ છોડી જાય છે!"

ત્યાંનાં લોકોને ઘણું લાગ્યું કે આવો જાહોજલાલીથી ધીકતા ધંધાના **પ્રમાણીક** માલેકો હવે કદી મળનાર નથી! તે જાગીરદારની પાલનજીને પુર પરવાંનગી અને ભારી મદદ મળી. દુકાનમાં દેરેક ચીજ મળતી. રેસમી કાપડ ખાધ-ખોરાકી સુદ્ધાં ત્યાં ખપતું. ત્યાં થોડું લશ્કર પાલમકોટામાં હતું. કેમ્પ પાલમકોટામાં રેહેતી. શેહેર તીનાવેલી હતું. ત્યાં ભારી વસ્તી ત્યાંના રેહેવાસીઓની હતી. એ બે ભાગને ખુદરતે એક નદીથી છુટા

કાયેલા છે. એ નદી ઉપર પુલ ઘણો મોટો ગંજાવર બાંધી આપનાર હું ધારૂં છું કે ઉપલોજ જાગીરદાર હોવો જોઇએ. પાલમકોટામાં તેની પુર સત્તા ચાલતી હતી. તે પુલથી બન્ને શેહેરો જોડાઇ ગયાં છે.

તીનાવેલીમાં રૂ નો વેપાર ભારી હતો. ત્યાં જ્યાં જાવો ત્યાં એકજ જાતનાં માણસો નજરે પડતાં. એ બધો દેશ બ્રાહ્મણ જાતનાં માણસોનો છે. મોટો ભાગ ગરીબ અને પ્રમાણીક ઘણાં દેખાતાં. તેઓ ઘણું કરીને તામીલ ભાષા બોલતાં. ત્યાં મેં મડમોને તામીલમાં વાત કરતાં સાંભળેલાં છે, તે પણ કામ જોગું.

એ પાલનજીએ પોતાના વેપાર-ધંધાને ઘણો આગળ વધારી દીધો. લાખો રૂપીયાની ઉથલ-પાથલ ચલાવી ને ભારી માન, આબરૂ, ઇજ્જત, જાહોજલાલી ભોગવી હતી. તેઓ ઘણાં નેકબખ્ત હતા.

તેઓને એક દીકરો ડોસાભાઇ નામે હતો. ડોસાભાઇ તેવણનાં પછી વારેસ થયા.

"પાલનજી શૉપ"ને નામે એ દુકાન ઉઘડી, અને તેજ નામ આજેબી ત્યાંના લોકોમાં જાણીતું અને માનીતું છે.

**પાલમકોટામાં કંઈ 'બેન્ક' જેવું સાધન નહીં હોવાથી સરકારી મહેસુલ, નગદ નગદી 'પાલનજી શૉપ'માં મુકાતી.**

એવો હુકમ ત્યાંના સત્તાવાલાઓનો પ્રથમથી હતો. અને તે છેવટ સુધી તેજ ધોરણે ચાલ્યું. જમીનની મેહેસુલ વસુલ કરીને લાવતા અને તેની થેલીઓ દુકાનની કબાટમાં મુકી જતા. તેની કશી 'રીસીટ' આપવાનો ધારો હતો નહીં! તે ગણી લેવા તથા ગણી આપવાનો પણ કાયદો નહીં! તેઓ મુકીને જાય, અને વળી પાછા લઇ પણ જતા. ફકત એટલુંજ કે રાત્રે દુકાનનાં ઓટલા પર 'સન્ત્રી'ને ચોકી પહેરો બેસાડે ને તાળાં 'ડબલ' મારવાનો ચાલ હતો. જતી વેળાએ તેઓ 'સર્ટીફીકેટ' આપી જતા કે અમારા નાણાં અમો સલામત લઇ ગયા છીએ.

પાલનજી ઘણાં સાદા માણસ હતા. એવણની આંટ ઘણી સારી હતી. તેવણ ઘણાંજ સાદાઇથી રેહેતા હોવા જોઇએ. તેવણને ત્યાંનાં લોક ઘણું માન આપતાં અને તેવણથી બીહીને ચાલતા. પ્રથમથી આ એકજ પારસી કુટુંબ ત્યાં વસ્યું હતું. અમો છેલ્લાં સને ૧૮૬૩ ની આખેરીએ છોડી આવ્યાં, ત્યારે ત્યાં કોઇ પારસી હતો નહીં.

જેવી એ કુટુંબનાં વારસોએ માન સાથે જાહોજલાલી ભોગવી છે, તેવી થોડાંઓએજ ભોગવી હશે. એ બધા પ્રતાપ પ્રમાણીકપણુંનાં જાણવા.

પાલનજીનો વહીવટ તો સડસડાટ ચાલુ હતો. તેવણ પુર જાહોજલાલી વચ્ચે આ ફાની દુન્યાં છોડી ગયા! તે દીવસની નોંધ મને **"પારસી પ્રકાશ"**માંથી મળી છે. તે જોઇ મને ઘણો સંતોષ પેદા થયો છે.

એ ઉપરથી જોતાં તેવણે પુરાં ૨૫) વર્ષ પાલમકોટામાં વેપાર ચલાવી, સારૂં નાણું ભેગું કરી, તથા તમામ ભરેલી દુકાન પોતાના એક પુરા વારેસ ડોસાભાઇને આપી ગયા. તેવણ ગુજરવા અગાઉ પોતાના વારસ અને પારસી બબરચીને ફરમાવી ગયા હતા કે મુબઇથી મોબેદોની એક જોડ બોલાવી, ઘટતી ક્રીયા કરવી. મોબેદો આવે ત્યાં તક એક માસની મુદત સુધી તેવણને જમીનમા ડાત્યા હતા. મુબઇથી મોબેદો બોલાવી એક જગ્યા ખરીદી, ત્યાં તેવણની ઘટતી ક્રીયા કરીને જમીનમાં ડાટેલા છે. એ વખતે, કેહેવામા આવે છે કે ત્યાં ભારી ખરચ કરવામાં આવ્યો હતો. એ જગ્યા આજેબી ત્યાં છે. તેવણ પછીનાં, એજ કુટુંબનાં, ઘણાં રવાંનો તેજ જગ્યાએ એજ વાડીમાં જુદાં જુદાં ડાટેલાં છે!

પાલનજી ધર્મ ઉપર ઘણાં ચુસ્ત હતા, તેવણને આપણો ધર્મ ઘણો વ્હાલો હતો.

એ માનવંત મુરબ્બીના હાથની કેટલીક ચીજો આજે મારે ત્યાં છે. તેમાં એઓનું ગુજરાતી પાલનજી જીવણજી નામનું 'સીલ' ચાંદીમાં જડેલું, અકીકનાં પથ્થર પર કોતરેલું છે, તે તથા ચીનની મુસાફરી વેળાની 'ચેસ્ટ-ઓફ-ડ્રોઅર્સ,' એક શાળ સફેદ રૂ. ૩૦૦) ની, એક મદ્રાસની બનાવટનું ઘડીઆળ તેના છેડા સાંકળી સાથે, એ બધું તેવણ પોતાનાં વારસ ડોસાભાઇને આપી ગયા હતા. આ ડોસાભાઇને ત્યાં કંઇ ફરઝંદ નહીં હોવાથી લીમજીભાઇને દીકરા કરી લીધા હતા. લીમજીભાઇનાં બાવા સોરાબજી સાથે પાલનજી મામા ભાણેજ થાય. જેથી બાપનાં ભાણેજનાં દીકરાંને ડોસાભાઇએ દીકરા કરી લીધા. પાલનજી કેવા નેકબખ્ત, સાચ્ચા, હીમ્મતવાન, જાહોજલાલ પારસી થઇ ગયા, એજ એક સંતોષ ને ધડો લેવા જોગ છે!

આ કબીલામાં પુરૂષોની ભારી અછત છે. કોઇનો કાકો, મામો, ફુવો કે મામો મળે નહીં! તેમજ ફરઝંદોની પણ ઓટ ઘણી!

પાનનજીના એરેસ્ત પામના પછી ડોસાભાઇએ લાલ વાવટો મુક્યો હતો! તેનણે મોજ–શોખમા ભારી પૈસો ઘણો બરબાદ કીધો ડોસાભાઇ હાથના ઘણા છુટા હતા તેવણને પોતાની પરણેતર સાથે માર નહી હતુ. તેણીને તેનણ ગણુમાવતા નહી! તેનણુનુ નામ રૂપૈજી હતુ સમજવા મેને તેવણ દોની દલાલના દીકરી હતા એવણના પૈસા પ્રમાણે તે બાઇએ કશુ સુખ જોયુ નહી! *ડોસાભાઇએ ઘણો પૈસો ગાયન ને મોજ–મજાહમા બરબાદ કીધો દુકાનના પાછળા ભાગમા એક મોટો કમપાઉન્ડ હતો, ત્યા એક બગલો નાનો હતો, તેમા ફેરફાર કરીને નવો બનાવ્યો

ડોસાભાઇની જીદગીનો કશો જાણવા જોગ હેવાલ નથી. તેવણે લીમજીભાઇને દીકરો કરી લીધા પછી વારવાર મુબઇ આવતા

લીમજીભાઇના બાવા સોરાબજી રૂસ્તમજી આગ, હતા જેવણના પેહેલા ફરઝદમા લીમજીભાઈ, બીજો દીકરો દીનશાહ, અને એક દીકરી રતનબાઈ નામે હતા

મોરાબજી પણ સાભળના પ્રમાણે શેઠ મેહેરવાનજી જીજીભાઇના ભાગ્યા હતા પણ તેનણને નુકશાન ખમવુ પડયુ હતુ તે પછી મોરાબજી ગુજરી ગયા તેનણ ઘણા જુવાર વયે ગુજર્યા હતા તેનણના પણ કોઈ અતનગના સગા–વહાલા કે ભાઇ–બેહેન હતા નહી ફક્ત એક માય હતા મારા સાસુ, તે સોરાબજીના ઘણીયાણી તેનણ પણ પોતાના બાપના અતી ઘણા લાડકા એક પુરાજ દીકરી હતા તેવણ માતબર વેપારીના દીકરી હતા જેથી બહાર નહી પરણાવતા આ મોરાબજીને તેનણે જમાઇ કરી તેનણના માયને પણ સાથેજ પોતાને ત્યા ગખ્યા સોરાબજીના માય વીધવા હતા પોતાના ધધા–વેપારમા મોરાબજીને વધારવાની મતલબથી

---

* ડોસાભાઇ સગીતના ઘણા શોખીન હતા જો સરસ ગનારીઓ હોય તો દેશાવરથી બોલાવી મગાવી ગાયનની મિજલસ કરી ગાયનની મોજ બીજાઓને આપતા અને પોતે મેળવતા એ વેળા બહુજ લખલુટ હજારો રૂપિયાનો ખરચ કરતા નાચ (Dance)ના બી ઘણા શોખીન આજના જમાનામા નાચને લપકાદાર ઇગ્રેજી નામ ડાન્સ કહીને પારસીઓના કેટલાક બૈરા–માળીડા સાથે નાચે છે। ને તે નાચ બીજા પારસી માળીડાઓ અને બૈરાઓ જોવા જાય છે। બહાદરજગરે એ ઉધા બુદ્ધી મને બક્ષી નથી તેથી ઉપકાર માનુ છુ સગીતનો શોખ મને છે જે ડોસાભાઇથી ઉતરી આવેલો માનુ છુ!

ભીખાઇજી લી૦ પાલમકોટ.

લીધા, કે એક પુરી દીકરી ઘેરમાંજ રહે. પાછળથી સોરાબજી, મેહેરવાનજી જીજીભાઇનાં ભાગ્યા થયા.

હવે પાલનજીનાં ગુજરવા પછી તેવણુનાં એક પુરા દીકરા ડોસાભાઈ વારસ થયા. ડોસાભાઇ કયા વર્ષમાં ગુજર્યા, તેની નોંધ મને મળતી નથી. ડોસાભાઇ પછી ડોસાભાઇનાં કરી લીધેલા વારસ લીમજીભાઇ ત્રીજા વારસ થયા. લીમજીભાઇએ કેટલાંક વર્ષે સુધી વહીવટ ચાલતી આવેલી રીત પ્રમાણે તેજ ધોરણે ચલાવ્યો. પણ પાછળથી ધંધો ઘણો ધીકતો નહીં હોવાથી થોડાં વર્ષ ખાતર ત્યાંનો તામીલ જાતનો એક માતબર જમીનદાર હતો તેનો દુકાનમાં ભાગ કીધો. લીમજીભાઇએ પણ ઘણી સારી જાહોજ લાલી ભોગવી; તેમજ માન-આબરૂ ઘણાં હતાં.

તેવણે કશી રીતે લખલુટ ખરચ નહીં રાખતાં રીત સર પૈસો ખર્ચ્યો. તે પછી સને ૧૮૬૨ નાં નવેમબર માસમાં લીમજીભાઇ મુંબઇ આવ્યા. પોતાની દુકાન માટે પોતે માલ ખરીદવા અને એવણનાં મુંબઇ ખાતેનાં આડતીયા જમશેદજી ગોઇપોરીયા 'મેંડ' થઇ જવાથી, તેઓનો વહીવટ કરનાર રૂસ્તમજી તીની નામે પારસી હતા. તેઓથી પોતે છુટા થયા. રૂ. ૨૦,૦૦૦) નો માલ પોતાના હાથે ખરીદી પાલમકોટા પોતાનાં દીકરા ખરશેદજી અને ભાગ્યો જે હતો તેની ઉપર મોકલ્યો. એ ભાગ્યાનું નામ ચાવરી પુલે હતું.

લીમજીભાઇનાં જવાંન ધણીઆણી પાલમકોટામાં સને ૧૮૫૮ માં ૩૦) વર્ષની ઉમરે ગુજર્યાં. તેવણુનું નામ હીરાબાઇ હતું. તેવણુ જાણીતા કાવસજી મેહેરવાનજી સરાફનાં એક પુરાં ફુઇ થતાં હતાં.

લીમજીભાઇએ સને ૧૮૬૩ નાં ફેબ્રુઆરી મહીનામાં બીજી વાર લગન શેઠ રૂસ્તમજી સોરાબજી ગવરનરનાં વડાં દીકરી (આ લેખ લખનાર) સાથે કીધાં.

તે પછી લીમજીભાઇએ સને ૧૮૬૩ નાં ડીસેમબર મહીનામાં પાલમ-કોટાની દુકાનનો પોતાનો ભાગ છુટો કીધો. અને પોતે ભાગ્યાને તે દુકાન સ્વાધીન કરીને પોતે તેની આડત રાખી દર વરસે માલ રૂ. ૨૦,૦૦૦) નો મોકલવાની કબુલાત લીધી, અને દુકાન સદાની છોડી આવ્યા. આ આડત ૫) વર્ષ રહી પછીથી તેને હાથે માલ ખપવો મુશ્કેલ થઇ પડવાથી બંધ થઇ.

હાલના સોરાબ પાનમકોટ મરહુમ પાલનજી જીવનજીના ચોથા વારસ ગણાય છે.

"શેઠ લીમજીભાઇ ડોસાભાઇ પાનમકોગવાળાનો જન્મ દીવસ રોજ ૨૧ મો મીનો રામ મહા ૫ મો અમરદાદ અમેસાસ્પદ, સને ૧૧૮૭ ય જ."

"લીમજીભાઇનુ મરણ-તા ૯ મી મે સને ૧૮૭૪ રોજ ૨૨ મો ગુવાદ યઝદ મહા આદર સને ૧૨૪૪ ય જ."

"સોરાબનો જન્મ રોજ પેહેનો દાદાર અહુરમજદ મહા આવા સને ૧૮૬૫ ઇ સ"

પાનનજીના બ્હેન ભીખીબાઇનો એક પુરો દીકરો સોરાબજી હતો. પૈસાદાર વહુ મળવાથી વહુને લગનની રીતમા મળેના યોગમા માથેજ તેવણ આવીને રેહેતા હતા કારણ તેવણના પણ કોઇ બીજા સગા હતા નહીં

આગળના મા-બાપો કેવા સમજુ હશે કે ગરીબને માટે કશો ધીક્કાર નહીં હતો ગુણવતા મા-બાપ જેવામા આવતા હતા અને તેવા મા-બાપ જેઇનેજ દીકરા-દીકરી પરણાવતા હતા, કારણ કે છોકરાઓ તો નાહના તેઓ શુ જાણે? આજે જમાનાએ પોતાની વળણ ઘણી ઝડપથી બદલી છે ગુણને અવગુણ સાથે ભેલીને કામ ચાલે છે!

## ભીખીબાઇનો ગમ.

સોરાબજીના માય, **ભીખીબાઇના** નામે તે વખતે ઘણા જાણીતા હતા, એટલુજ નહીં, પણ તેવણ ઘણા લોકોના માનીતા પણ હતા. તેવણ પોતાના દીકરા અને ભાઇ ઉપર ઘણાજ મુસ્તાક હતા કારણ કે ભાઇ અને દીકરો બન્ને આવા મોટા વેપારી એ તેવણનો ભારે સતોષ હતો પણ સુખ માણસને યારી આપતુ નથી સદા તો શુ પણ તે અર્ધી જીદગી સુધીબી માણસ સુખ ભોગવી શક્તુ નથી ગરીબના નસીબ તો હમેશા ગરીબ હોય છે, તેમ આ કમ-નસીબ ભીખીબાઇના આ એક પુરા દીકરાનુ સેહેજ બહાને મોત નીપજ્યુ તેવણ માટે કેહેવામા આવે છે કે તેવણ ઘોડે બેસનાર હતા અને ઘણા શોખીન હતા તે વખતે મુબઇમા મોગી બાગનમાથી આવતા ઘોડા ઉપરથી પડી ગયા અને એ બહાને માદગી સહેજ વધી જવાથી તેવણનુ મરણ નીપજ્યુ! આ કમનસીબ માતાએ આ છોકરાનો ભારે ગમ પોતે જીવ્યા ત્યા તક અખતીયાર કીધો! તેવણના મોત પર ધર્મ સબધી ક્રીયાઓ માટે ભારી મોટા ખરચો કરતા અને તે ખરચ કેવા હશે કે તેની નીશાણીઓના મોટા વાસણો મે મારી

નજરે જોયલાં છે, જે ઉપરથી આ બેહાલા ખરચની વાતો જાણીતી છે. મેં જોયાં ત્યારે તો ઘણાં થોડાં વાસણો ત્યાં રેહેલાં હતાં. તે વાસણો કેવાં હશે? વાંચનાર, વાસણમાં મણ ઘીનાં પેણાં, અને પુશ્કલ લંગડીઓ, તપીલાં, ખુમચા, કરૈયાં, રકાબીઓ મોટી પેટી ભરીને હતાં. આ ભીખીબાઇને પોતાનાં માતબર ભાઈ પાલનજીનો ઘણો સારો આશરો હતો. વળી તેવણનાં છોકરા ડોસાભાઇએ લીમજીભાઇને છોકરા કરી લીધેલા હોવાથી તેઓ બધાને ઘેરવટ જેવું હતું. તેવણે મોત પાછળ મોટા ખરચો કીધા. અને તે ખરચ પાછળથી પાલનજીએ ધાર્યા મેલે આપ્યો હતો. જે ઘેર હતું તે છેલ્લે વેચાતું લીધું, એમ મેં સાંભળેલું છે.

ભીખીબાઇનાં તકદીરમાં કાંઈ દુઃખ ઓછું હોય તેમ તેવણનાં માનીતા ભાઇ પાલનજી પણ પાલમકોટામાં ગુજરી ગયા. એ પાલનજીને માટે કેહે છે કે તેવણને એક માસની અવધ કરીને ડાટયા હતા. ધર્મ–ક્રીયા માટે બે–જોડ મોબેદોની પગ રસ્તે, કોચીનને માર્ગે, મોકલી આપીને ધર્મની ઘટતી ક્રીયા સાથે એક અળગ જગ્યા, જુદી વાડી લઇ, ત્યાં તેવણને જમીનમાં ભૂમીદાહ કરવામાં આવ્યા હતા તેવણની સર્વે ક્રીયા મુબઇમાં થઇ હતી. તેવણનો ખર્ચ પણ આ બેહેને પુરતા શોક સાથે મન માનતો કીધો અને પછી બીચારાં ઘણાંજ નીરાશ થયાં!

હવે પાલનજીની સર્વે મીલકતનાં વારસ ડોસાભાઈ થયા. દુકાનવાળો મોટો બંગલો તેમજ બીજા ૬) બંગલાઓ અને મુબઇમાં ઘર એ સઘળું ડોસાભાઈનાં હસ્તક ગયું.

## લીમજીભાઇનાં પહેલાં ધણીઆણી.

હવે ભીખીબાઇએ જોયું કે ભત્રીજો એમ ઉડાઉ છે, તેથી તેવણે પોતાના દીકરાના દીકરા લીમજીભાઇને પરણાવવાની ઉતાવળમાં પડયા અને સારી જેવી છોકરી જોઇ ઠેકાણે પાડવા તૈયાર થયાં. તે વખતે છોકરાં પરણાવવા ઘણાં સેહેલ હતાં. આજનાં મા–બાપોને જે ચીંતા–ફીકર હોય છે, તે તે વખતનાં મા–બાપોને કે વાલીઓને નહીં હતી.

ભીખીબાઇ કાંઇ કોઇ પણ ઠેકાણે શોધવા ગયાં નહીં, પણ પોતાનાં ઘેરની સામે તેવણનાં પોતાનાં સહી શેઠ તેહમુલજી શેઠનાનાં માય કે જેવણને બધાં સુના ફુઇને નામે ઓળખતાં હતા, તેવણને ત્યાં એક છોકરી સીવવાનું શીખવા આવતી હતી, તેની સુનાં ફુઇએ ભલામણ કરવાથી તેવણે લીમજીભાઇને તે છોકરી સાથે પરણાવ્યા.

આ છોકરી પોતાના બાવાને ત્યા એકજ બેટી હતી તેવણુ હોરમ-સજી સરાફના બેટી થતા હતા તેનણુ પ્રખ્યાત 'જામે જમશેદ'ના અધીપતી શેઠ કાવસજી મેહેરવાનજી સરાફના ફુઇ થતા હતા તેવણુ ગરીબના છોકરી હતા, પણુ ગરીગો તે વખતે નકામા નહીં ગણાતા હતા. તેવણુ સારા આબરૂદાર કુટુબના હતા આજના લોકોમા ટટોબરી અને ગરૂરી ઘણી હોય છે, તેમ તે વખતે નહીં હતી હમેશા ગરીબાઇમાથી વધતાજ માણસો તવગર બને છે, તેમ આજે એ કુટુબના નબીરાઓ સારા નીવડવાથી જાહેર જીદગી આબરૂથી ભોગવે છે

લીમજીભાઇના પેહેલા ધણીઆણીનુ નામ હીરાબાઇ હતુ હવે ડોસાભાઇના એઓ હમ્દા- દીકરા—વ હતા ડોસાભાઇ જ્યારે મુબઇ માલ ખરીદવા આવતા, ત્યારે અત્રે પણુ ભારે દોર દમામ અને વાડી—ગાડીએ ફરતા પોતાના જીવ માટે મોટો ખરચ રાખતા લીમજીભાઇને અવારનવાર વેપારમા માહીતી મેળવના પાલમકોટા લઇ જતા લીમજીભાઇ બચગીથીજ મેહેનતુ અને ચાળાક હતા અને મીજાજના પણુ તીખ્ખા હતા તીખ્ખા મીજાજના માણસો કોઈ વેળા માયાળુ પણુ હોય છે, પણુ બધા નહીં

**ભીખીબાઈ** પોતાની ગમખાર હાલતમાજ આ દુન્યાનો વાસો ઉઠાની ગયા અને સદાના નીરાત થયા! તેમજ તેવણુના વેહવાણુ ધનબાઇ પણુ કટાળામાથી મોકલા થયા હવે લીમજીભાઇના મમાઇ તેમજ બપાઇ બન્ને એક પછી એક વડા માણસો આ દુન્યા છોડી ગયા! લીમજીભાઇ અને તેવણુના ધણીઆણીનુ ઘેરમા રાજ હતુ કારણુ લીમજીભાઇના માય જેમ જેમ દીવસો અને વર્ષો ગયા તેમ તેમ તેવણુની હાલત વધારે બીગડવા માડી, તેવણુ ઘણા મુસ્કેલીએ આ નાદાનોને બદતા! કોઇ વેળા તો બન્ને નાના છોકરાઓને લઈ ઓરડામા જતા તો સાજ સુધી બારણુ નહી ઉઘાડતા! તેવણુ ઘણો કટાળો આ પોતાના નાદાન બચ્ચાઓને આપતા હતા એક વખત ડોસાભાઇ મુબઇમા માલ લેવા આવેના હતા, થોડે દીવસે લીનજીભાઇના માયની તીજોરીમાથી બે યા અઢી હજારનુ ઘરેણુ ચોરાવાની બુમ ઉઠી ઘરમા ભારી ઘોઘાટ મચી રહયો!

આ ચાવી તો આવામાઇ હમેશાં પોતાની પાસે રાખતા હતા કદી કોઇને હવાલે નહીં કરતા આ ઘરેણાની પેટી કાઇ નાની નહી હતી તે ઘેરમાજ જડેલા દેવાલના થાબનાના એક લોખડના ભારી કડા સાથે જોડેલી તીજોરી જેવી હતી જે કડુ આજે પણુ તે થાબલામાં છે

હવે ઘેરનો શક તો સૌ સૌની મરજીમાં આવતું તેને સંતાપતાં હતાં. બૈરાંઓની અક્કલ કેટલી? તેઓએ ધાર્યું અને મોટી શોધ કરીને ચોરનો પત્તો મેળવ્યો હોય તેમ માંહોમાંહે કેહેતાં કે "કોઇ નહીં રે માય, એ તો ઘેરનાં ને ઘેરનાં. એ તો ડોસાભાઇનો આવો લખલુટ ખરચ, તે માય એનુંજ કામ!" પણ સાચને આંચ નહીં. ડોસાભાઇ તો ચોરનો પત્તો મેળવવાની તજવીજમાં પડયા, પોતાની મોજ તેવણે એક કોરે મુકી, કારણ કે આવાંબાઇનાં બે નાના બચ્ચાંઓનો છેવટનો આધાર આ નાની પુંજી ઉપર હતો. તેવણના ધણીનો પૈસો આગળ જણાવ્યું તેમ બરબાદ જતાં થોડી પુંજી બાકી હતી. આ વખતે હીરાંબાઇનાં ભાઈ મેહેરવાંનજી સરાફ તે વખતે કસટમ્સમાં નોકરીએ હતા. તેવણ આ ચોરનો પત્તો મેળવવા મેહેનત કરવા લાગ્યા. આ મેહેરવાંનજી સરાફ, લીમજીભાઇનાં ધણીઆણીનાં ભાઈ, ઘણું ચંચળ હતા. આ ચોરીની ભારે ચકચાર અને પોલીસની તલાસથી આખો મોહોલ્લો ચક ચરી રહયો. ઘેરે ઘેર એજ વાત, અને ખોટી અટકલો પાર વીનાની ચાલતી હતી! ઘેરનો બબરચી જે પારસી હતો, તે થોડા દીવસનો રજા લઈ ગયલો હતો. તેની ઉપર મેહેરવાનજી સરાફનો શક હતો. ને બબરચી સ્ટીમર ઉપર પોતાનું ભાતીયું લઈ જતો હતો, તેને પોલીસની મદદથી મેહેરવાનજીએ પકડયો. તેણે જણાવ્યું કે આ મારૂં બોણું છે, મારી પાસે બીજું કાંઇજ નથી. પણ તે બોણું તપાસવા માંગતાંજ તે ગભરાવા લાગ્યો, જેથી નીચે વેરનું તપાસતાં કેલનાં પાતરાનાં પડ નીચે તમામ ઘરેણું બીછાવીને મુકેલું અને ઉપર ખાવાની વસ્તુ પાંથરીને મુકેલી હતી. તેનાં મનમાં કે "મારૂં બોણું કેટલું જોઈ જોઇને જોશે? હું સુરત ઉપડી જવસ." બીચારા ડોસાભાઇ વેહેમી અને અભણ બૈરાંઓનાં મોઢેથી મોકળા થયા! ખરો ગુનહેગાર ખુદાએ જાહેર કીધો. તે બધું ઘરેણું સલામત છેવટે ઘેરમાં આવ્યું. માત્ર સુનાની ઘુંઘરીના જુમખા તેને રસ્તાનાં ખરચ માટે તોડીને વેચ્યા હશે, તેજ ગયા. 'ચોરને પોટલે ધુળ' તે હાલ પેલા કમનસીબનો થયો!

આદમ જાત તમે ખોટી અટકળ બાંધવાથી સદા દુર રેહેજો. એ અટકલો બાંધવામાં તમારૂં ડહાપણ નાં સમજતાં. બોલાઈમાં તમો મોટો ગુનાહ કરો છો! નીર્દોષને બદનામ કરવામાં મોટું પાપ સમજજો!

ડોસાભાઇ તો બીચારા પોતાની જેવી આબરૂ-ઈજ્જત હતી તેવા પોતાનું કામ પાર ઉતારી પાછા પાલમકોટા સીધાર્યા, અને લીમજીભાઇને પણ સાથે લેતા ગયા.

લીમજીભાઇને ત્યા એક બેગાનો જન્મ થયો હતો જેથી ડોસભાઇ ઘણા ખુશ થઇ ગયા હતા એ છોકરાનુ નામ ખરશેદજી રાખ્યુ એની પછી જેબી બચ્ચા હીરાબાઇને ત્યા જનમ્યા તે તેઓની જીદગીના છેડા સુધી બધા એટલે ૯) બાળકો પુરે તેમજ અધુરે જન્મેના બધા મરણ પામ્યાં! અને છેવટે એ બીચારાનો જુનાન જીવ એનીજ કન્સુવાવડમા ખોહયો હવે છેવટે લીમજીભાઇના માય પણ પોતાનો પ્રાણ તે પાક પરવરને સ્વાધીન કરી ગયા!

હવે દીનશાહ અને તેની નાની બેહેન રતનબાઇ જેઓ ઉમ્મરમા નકી આવેલા હતા, તેઓનો આધાર હવે લીમજીભાઇ ને હીરાબાઇ ઉપર રહયો રતનબાઇને તો ગરીબ ઘેર પરણાવ્યા, અને દીનશાહને કેળવણી માટે રાખ્યો રતનબાઇને નાની વયે સાસરે મોકલી લીમજીભાઇ શીકરમાથી નચીંત થયા, અને દીનશાહને લઈ તેઓ અવારનવાર પાલમકોટા જતા હીરાબાઇ એકલા મુબઇમા રેહેતા હતા ખરશેદજી ને દીનશાહને કેળવણી આપતા હતા કુટુબમા એવી ઓટ કે શોધેલા અતલગના સગા મલે નહીં! ઘરના વડામા તો હવે જવાન જોડુ એજ હતુ

ડોસાભાઇના મરણ પછી પાલમકોટાનો બધો વહીવટ છેવટે લીમજી ભાઇને હાથ લાગ્યો, અને ત્યાની બધી 'એસ્ટેટ' અને પૈસાના માલેક લીમજીભાઇ જવાન વયે થયા પાલમકોટાની દુકાનમા પેઢીના આ ત્રીજા વારસ હતા દુકાન તો 'પાલનજી શૉપ'ને નામે ઓળખાતી હતી મુબઇમા તો ફકત રેહેવાનુ ઘેર હતુ બીજી કાઇ 'એસ્ટેટ' હતી નહીં, તે ઘેર **પણ લીમજીભાઇનાં નામ પર ડોસાભાઇએ કરી આપ્યુ હતુ.** લીમજીભાઇ આ બધી મીલકતોનો પાવર લઇ એકલા માલેક થયા દીનશાહનુ કશું લાગતુ–વળગતુ નહીં હતુ તે જન્મથીજ કમ–નસીબ હતો લીમજીભાઇના સારા વખતથી તે સુખી હતો. ભાઇ તથા ભોજાઇ તેને પોતાના પેટના બચ્ચા માફક ગણી કેળવણી આપતા લીમજીભાઇ કાઇ ડોસાભાઇના જેવા ઉડાઉ નહી હતા ડોસાભાઇ કાઇ પાલનજીના જેટલી પુજી મુકી ગયા નહી હતા તેવણે તો પુશકળ પૈસો મોજ–મજાહમા વાપરી દીધો હતો, જેથી લીમજીભાઇના ભાગે ઘણીજ થોડી દોલત બાકી હતી ૭ બગળા, માનથી ભરેલી આસરે રૂ ૨૦,૦૦૦)ની કીમ્મતની દુકાન અને થોડુક રોકડ મ ળ્યુ લીમજીભાઇને કાઇ લેવા વસાવવાનુ નહી હતુ તેઓ સાથે તેવણના પેરેલા ધણીઆણી હતા, જેવણ ઘણાજ સમજુ હતા અનેક રીતે ઘણો પૈસો જવા નહીં દેતા તેઓ સમજતા હતા

કે લાખો હતા તે ખવાઇ ગયા, કાંઇ વધારીને તે એવડા નહીં કીધા, પણ જમતાં-જમતાં બધા પુરા થયા. હવે આ જુવાન જોડાંને તો લાંબો વખત લેવાનો હતો, તેથી પૈસાની થોડીક કદર બુજવા લાગ્યાં, પણ તેથી તેઓ કંસરવાળા નહીં થયાં.

### ખરશેદજી અને દીનશાહનાં લગન.

લીમજીભાઇ તથા તેવણનાં ધણીઆણીને નવો વીચાર સુજ્યો. તે એ કે પોતાનાં એક પુરા છોકરાને પરણાવવો. એવા વીચારથી તેઓ સને ૧૮૫૭ ના સાલની આખેરીએ પાછાં પાલમકોટાથી મુંબઇ આવ્યાં. પોતાનાં છોકરાને તેમજ ભાઇ દીનશાહને પરણાવવાનો ચોકસ વીચાર કરી, તેઓને માટે લાયક છોકરી શોધી કાઢી. દીનશાહ લાયક ઉમરના હતા; પણ ખરશેદજી માત્ર ૧૨ વરસની વયનો હતો. તે વખતે બાળ-લગન શુભ ગણાતાં હતાં! લીમજીભાઇનાં બેહેન રતનબાઇ જે પેસ્તનજી સરાફ સાથે પરણેલાં હતાં, તેવણની વડી છોકરી ૬) વર્ષની વયની હતી. હવે રતનબાઇની પુર મરજી પોતાંની દીકરીને ભાઇને ત્યાં આપવાની હતી, પણ એ બીનાં હીરાંબાઇએ જાણી, તેવણે સાફ નાં પાડી, એટલા માટે કે તે તો ઘણી નાની છે, "મારે તો કામ-કાજ કરે તેવી વહુ જોઇએ." આ વાતથી નણંદ બાઇને ઘણી રીસ ચઢી! હીરાંબાઇએ તો પોતાનાં દુરનાં સગા બરજોરજી માંણેકજી બાટલીબોઈ અથવા બરણીવાળાની છોકરી, જે પોતાનાં છોકરાની લગભગ બરોબર ઉમરની હતી, તે છોકરી પસંદ કીધી. દીનશાહને શેઠ હોરમસજી પાંડેની છોકરી સાથે અદરાવ્યો. તેઓનાં સારી રીતે લગન કરી આ જોડું સંતોશ પામ્યું.

આગળા વખતમાં છોકરાં પરણાવવાં ઘણાં સેહેલ હતાં. આજે જમાનો બદલાયો છે. આજે બાળ-લગનનો ધીક્કાર છે. આજે તો છોકરાં મોટાં થવા પછી ખુશીથી, એટલુંજ નહીં, પણ લાયક ઉમરે પરણી સુખી થાય છે. બચગીથી બચરવાળ થઇ વેડમાં પડતાં અટકે છે. પોતાંની તંદરોસ્તીનો સારો સુધારો તેમજ બચાવ થાય છે. બાળ-લગનનાં અતી ઘણા ગેરફાયદા જાણવા. એ એક રમત-ગમત જેવું ગણું છું. મારાં બચ્ચાંઓ મોટાં થાય છે, તેનો મને ઘણો ઠપકો જુનાં વીચારનાંઓ આપે છે, તે મારે મનસે નકાંમું છે.

હવે લીમજીભાઇ મુબઇથી પાછા પાલમકોટા જવાની તૈયારી કરવા લાગ્યા. અને કોટનું ઘેર પોતાનાં બેહેન રતનબાઇએ રેહેવા માંગ્યાથી

તેનણુને રાજી રાખવા આપ્યું, કારણ કે તેવણુના ઘરમા કુવો નહીં હોવાથી બહારના કુવાનુ પાણી ભરવુ પડતું હતું. અમારા ઘરનો કુવો દુકાળના વખતમા પણ પાણી આપતો હોનાથી તેવણે માગી લીધું. આ બધો રસાનો પોતાનુ સર્વે કામ નક્કી કરીને પોતાને ગામ સીધાર્યા. મોજ–શોખ કરતા રાબેતા પ્રમાણે મલબાર કોસ્ટાને રસ્તે રામ રાજાના મુલકમા થઇને ભારી માન–અક્રામ સાથે પાલમકોટા આવી પુગ્યા અને પોતાના ધારેલા વીચારમા પોતાને પાર પડેલા જોઈ ખુશ થવા લાગ્યા. ઘરમા ૪) માણુસ હતા તેના ૬) જણા થયા. એટનું જ નહીં, પણ પોતાનો જુનો, બહેરો બબરચી હતો, તેની બૈરીને પણ સાથે લેતા ગયા કે ઘરમાં નાના મોટા આગળ કરી અડચણ પડે નહીં

થોડા માસ એેસ–આરામમા ગુજાર્યા પછી દીનશાહની બૈરી સાથે હીરાબાઇને બન્યું નહીં દેરાણી–જેઠાણી વચ્ચે ઠીક ચાલ્યું નહીં, તેથી લીમજીભાઇએ પોતાના ભાઇ–ભોજાઇને મુબઇ મોકલી દેવા દરૂસ્ત ધાર્યુ. એઓને મોકલવાનુ એક બીજુ કારણ એ હતુ કે દીનશાહની બૈરી ઘણી નાજુક હાલતમા હતી, અને તે પારકા દેશમા રેહેવા રાજી પણ નહીં હતી જેથી એ બન્ને જણાને એઓનો સદાનો વીશ્વાસુ ને ભલો નોકર કોપલી (વડો માલી) સાથે મુબઈ મોકલ્યા

હવે દીનશાહે સદા રમી–જમીને દીવસો ગુજારેલા તેને ચાકરી કરી પૈસા પેદા કરવા આ વખત પેહેલ વેહેલી ફીકર પડી! પાસે પુંજી તો કાંઇ નહી નસીબના તો સદા બળેલા હતા, પણ તે વખતના પ્રમાણુ માફક સારૂં શીખેલા હોવાથી રોજીએ તો લાગ્યા એવણના ધણીઆણીએ એક બેટાનો જન્મ આપ્યો દીનશાહ પોતે ખનાસે સારો નહી હોવાથી દરેકની અદેખાઇ ઘણી કરતો હતો. તેણે પોતાની આદત પ્રમાણે બેહનને ઉશકેરી કે "ભાઇ પાસે ફાળો માગ, કારણ ભાઈ તુને ઘેર ખાલી કરવા કેહેછ, તે માટે તમો દાવો ઉઠાવો" આ વાતથી પચાતી વધી પડી.

લીમજીભાઇએ પોતાના લાગતા–વળગતાઓને ખુલ્લુ લખી જણાવ્યુ કે એઓને કેહેવો કે તમારા હકના જેબી પૈસા, 'એસ્ટેટ' હોય તે બેલાસક પુરવાર કરીને લેવો લીમજીભાઇનુ પોતાનુ ઘેર રતનબાઇને ખાલી કરવાની ફરજ પાડી, કારણ તેનણે એ ઘેરમા ભાડુત રાખ્યા, જે બોલી પ્રમાણે ગેરવાજબી હતુ એવો લીમજીભાઇને વેહેમ પડવાથી જબરીથી ખાલી કરવા કેહેવાડ્યુ તે તકનો લાભ લઇ, દીનશાએ તાલાં મારેલા ઘેર પર બીજાં તાલા માર્યા પોતાના પગમા એક તો જોર નહી અને કશો ખરો

દાવો નહીં, તે છતાં આવી બેઅદબી કોઇ પણ માણસ સાંખે નહી, તો આએ તાતા સ્વભાવનું માણસ આવી બેઅદબી સાંખે? એટલુંજ નહીં, પણ પામે પૈસાનું જોર, એટલે ખોટો દાવો કરનાર બહેન પૈસા વગરનાં, તે એ લોકનું શું ચાલે! તેઓએ લીધું તો કાંઇજ નહીં, પણ કાગળ–પત્રનો વેહેવાર હતો તે આવી ના–લાયક ચાલથી બંધ પડયો. વર્ષ દીવસે ગરીબ બેહેનને કાંઈ હાંસલ હશે, તે પણ ગઇ, અને બન્ને વચ્ચે વેહેવાર બંધ થયો.

## હીરાંબાઇનું મરણ!

હવે એમ કરતાં લગન પછી બે વર્ષો નીકળી ગયાં, સને ૧૮૫૯ નાં મે મહીનાંની ૧ લી તારીખે લીમજીભાઇનાં ધણીઆણી હીરાંબાઈ પોતાંની ૩૦ વરસની ભર જવાંન વયે આ દુન્યાં છોડી ગયાં!

તેવણ કદમીનાં છોકરી હતાં, અને કદમીનાં આદર મહીનોને આદર રોજે ગુજરી ગયાં હતાં. તેવણનાં મરણનું કારણ ક–સુવાવડ હતી.

આ ક–વખતનાં મોતથી લીમજીભાઇ પર મોટી આફ્ત આવી પડી! એક તો ઘેરમાં નાંદાન વહુ અને તે પણ નાજુક હાલતમાં હોવાથી અને આ. મઠો બનાવ બનવાથી આ ઘેરમાં ભારી શોક થઇ પડયો! એક તો એવણનાં ઘેર શીવાય કોઈ પણ પારસીનું ઘેર આ શેહેરમાં હતું નહીં. અંગ્રેજો અને ત્યાંનાં મોટા જાગીરદારોની ઘણી મદદ હતી.*

## પાલમકોટામાં આરામગાહ.

તા○ ૨ જી ડીસેમબર ૧૮૯૩.

"નેકનામ ભાઇજી સાહેબ સોહોરાબ,

"આએ લખવાની મકસદ એ છે કે પાલમકોટાથી નીચે મુજબનાં સમાચાર મલ્યા છે. તે જણાઉં છુંજી. એક જમીનનો કટકો છે, તેમાં એક કબર છે જેની ઉપર

"Heerabai wife of Limjeebhoy Dossabhoy.
Aged 30. Died 1st May 1858"

કરી લખ્યું છે તે જગા પર ૮–૧૦ તાડનાં ઝાડ અને એક કુવો છે. એ જગા પારસીઓની દાખલ ગણાય છે. પણ જે જગા પર દખમુ છે. તે જગા સરકારી છે. ફકત દખમુ બાંધવાને વાસ્તે સરકારે રજા આપી હતી. એ દખમુ પણ ફકત મી. લીમજીભાઇએ પોતાને માટે બાંધ્યું હતું.

* આરા હાથમા આવેલી એક નોધ જે પારસી પ્રકાશની હોય તેમ લાગે છે, તેમા ખુલ્લુ લખ્યું છે કે મરહુમ ડોસાભાઈ પાલનજી પાલમકોટવાલા સને ૧૮૫૧ માં સ્વર્ગવાસ, થયા હતા. લીખાઇજી લી○ પાલમકોટ.

'ચવરી પીલા' તો મરી ગયો છે, પણ 'સમદમ પીલા' રાઇટર હજુર જીવેચ, પણ આંખે બરાબર આવતું નથી. એ જમીન કોઇની દેખરેખ હેઠલ નથી. આટલીજ ખબર મળી શકી છેજી, તે તમારાં નેક માતાજીને વાકેફ કરજોજી. હાલ એજ અરજ. સેવકની દુવા ઘર મધે સર્વેને કેહેજોજી.

"લા૦ દુવાગીર સેવક માનેકની
સલામ વાંચજોજી.

"મી. માણેકજી મુગાશેઠ ટયુટીકોરીનવાલા."

તા૦ ૨-૧૨-૧૮૯૩.

પાલનજીનાં મોત વખતે એક મોટી વાડી એ કુટુંબે ખરીદી રાખી હતી. અને કુટુંબમાં જ્યારે પણ કજા બનતી, ત્યારે ઘટતી ક્રીયા સાથે જેટલી બની આવે તેટલી ક્રીયા કરી ગુજરેલાંઓને જમીનમાં દફનાંવતાં અને આસપાસ તે જગાના ઘેરાવામાં ચુનાની દીવાલ કરી લેતાં. હીરાંબાઇએ જન્મ આપેલાં કેટલાંક બચ્ચાંઓ પણ ત્યાંજ ડાટેલાં હતાં. તેજ વાડીમાં આ ભલાં બાનુંને દફનાવવામાં આવ્યાં. અને ધર્મને લગતી સર્વે ક્રીયા મુંબઇમાં હીરાંબાઇનાં વડા ભાઇ મેહેરવાનજી સરાફને ત્યાં થઇ.

હવે લીમજીભાઇએ જોયું કે ઘેરમાં વડું તો કોઇજ નથી, તેથી પોતાનાં વેહેવાઇ બરજોરજી બરણીવાલાને લખ્યું કે તમો આવીને તમારી છોકરીને મુંબઇ લઇ જાવો, કારણ કે હમારે ત્યાંનાં આવા માઠા બનાવથી મને કાંઇ સુજ પડતું નથી, વીગેરે.

લીમજીભાઇનાં આ કાગળની કશી અસર તેઓ ઉપર થઇ નહીં અને તેઓ અખાડા કરી બેસી રહ્યા. આવી ચાલથી લીમજીભાઇને ઘણોજ ગુસ્સો લાગ્યો, પણ સમજુ હોવાથી ખામોસ રહ્યા. પોતે સર્વે ગોઠવણ કરવા ધારી. ત્યાંના ઓફીસરોની બાનુંઓ માટે એક કાબેલ યુરોપીયન દાઇ હતી, તેને પોતે તેડાવીને તમામ હકીકત કહી અને સમજાવ્યું કે છોકરીની ઉમ્મર માત્ર ૧૪) વરસની છે, વાસ્તે બધી સંભાલ મીસીસ હાઉડર તમારે રાખવી પડશે. આ દાઇ ઘણી કાબેલ અને ઉમ્મરે પુગેલી હતી. તેની ફી પેહેલા વર્ગનાં યુરોપીયનોને ત્યાં રૂ. ૧૦૦) હતી અને ઓછામાં ઓછી ફી રૂ. ૫૦) હતી. ઘેરમાં પારસી બબરચીની બૈરી હતી. તે છતાં પણ બીજી બે સ્ત્રી નોકરો સંભાળ માટે રાખી. અને ઘણી સારી સંભાળ ને માવજત વચ્ચે એવણની વહુએ એક બુચાનો જન્મ આપ્યો. વહુની બધી સંભાલ આએ સસરાને હસ્તક હતી. ખરચની કાંઇ પણ વાંન નહીં કરતાં પેહેલે દીવસેજ રૂ. ૭૫) નો ખરચ થયો. તે એમ કે

દાઇની પેહેલે દીવસની ફી રૂ. ૫૦) ડોક્ટર ખબર પુછી સંભાલ રાખે તેની રૂ. ૧૦) ફી: અને ત્યાર પછી દાઇની બીજા દીવસની ચાલુ ફી રૂ. ૧૦). કોઇ સગી મા–બેહેન પણ એવી મેનેજ નહીં કરે તેવી માવજંત આ છોકરીની થતી. એજ પ્રમાણે એજ ઘેરમાં એક બેટીનો જન્મ આપ્યો. અને ત્યાર પછી સને ૧૮૬૨ નાં સાલમાં બીજી એક બેટીનો જન્મ આપ્યો. એ પ્રમાણે ત્રણ બચ્ચાંઓ એઓ આગળ હતાં. હું સને ૧૮૬૩ નાં એપ્રીલ માસમાં પાલમકોટા ગઇ, ત્યારથી આ ત્રણે બાળકો આજે પોતાની પુખ્ત વયે સુખાકારી ભરેલી હૈયાતી ભોગવે છે. જે માટેનો હેવાલ હવે પછી હું લખશ.

આ દીનબાઇ ત્રીજી વખતે સુવાવડી હતી, તેને છોડીને ઘેરનો કારભાર પોતાનાં ભાઇ દીનશાહ કે જે ત્રણ વરસનો રીસાયલો હતો તે પાછો પોતાનાં ભાઇને ત્યાં આવ્યો. જેને માટે કશો કીનો કપટ લીમજીભાઇએ રાખ્યો નહીં અને ધાર્યું કે એ ઠીક ટાંકણે આવ્યો છે. હવે મને ફીકર નથી. લીમજીભાઇ તો છોકરાંને સ્વાધીન ઘેર કરીને મુંબઇ આવ્યા.

## લીમજીભાઇનો ભાઈ દીનશાહ.

આ દીનશાહે પોતાંની સદાની નાલાયક ચાલ પર આવી તક જોઇ ઉતાવળે પગલાં ભર્યાં. એને મનસે, હવે મને પુછનાર કોણ છે? છોકરાં તો નાદાન છે, ભાગ્યો તો બપોરનાં આવે અને ૪) વાગે ગાડીમાં ચાલી જાય, અને તે શું જાણે કે દુકાનમાં શું કારભાર ચાલે છે! રાઈટર ધારા પ્રમાણે માલ વેચાય તે ચોપડામાં જમે ઉધાર પોતાંનાં રોબેતાનું કરતો જાય.

દીનશાહે ખરશેદજીને ઉસકેર્યો અને પોતાને મન માનતો ખરચ ઉડાઉપણાંથી કરવા લાગ્યો. જો નાણાંની અગત પડતી તો દુકાનનાં વકરામાંથી ઉપાડી ખાતાં! એમ કરતાં આસરે રૂ. ૭૦૦) થી રૂ. ૧,૦૦૦) નું કરજ કરી મુકયું! એ કરજ પોતાંનાં નામે કરતે તો જુદી વાત હતી; પણ બેવકુફીભર્યું પગલું ભરવાથી બન્ને ફસી પડયા! એ લોક અક્કલથી કામ કરતે તો બે વરસમાં એ ખરચેલો પૈસો તેઓ ગુપચુપ ભરી શકતે. જયારે તેઓએ જાણ્યું કે લીમજીભાઇ બે માસમાં અત્રે આવશે, ત્યારે ગભરાઇને દુકાનને નામે પૈસા કઢાવ્યા, જે રકમ; ઘણી સારી આંટવાળી દુકાન હોવાથી કશી પણ જામીનગીરી વગર મોટી ખુશીથી સાહુકારોએ એક સખુને કાઢી આપી. એ વાતની ખબર લીમજીભાઇને બીલકુલ હતી

નહીં. હવે આ દુકાન તરફથી આ બન્ને જણાની નહીં, પણ એકલા ખરશેદજીની સહી આપેલી હતી; તેથી દીનશાહ અળગો રહી મોકલો થઇ ગયો! અને તમામ જોખમ આ નાદાન છોકરાને માંથે છેલ્લે પડયો. એ દીનશાહ હંમેશાં બેદરકાર ને ભારી ખાધરો હતો. સાચું કદી નહિં બોલતો. હંમેશાં એ કારણને લીધે એ બન્ને ભાઇઓને કંકાસ થતો. લીમજીભાઇને જુઠ્ઠાંની જાહાંજ ઘણી હતી, પણ તેવણનું દીલ દયાળું હતું, તેથી વારંવાર માફ કરતા, તોપણ એ માણસ સુધરતો નહીં હતો. લીમજીભાઇએ દુકાનનો હીસાબ તપાસ્યો, ત્યારે ઉપલા રૂપીયા જણાયા, જે ઘણે દીવસે માલમ પડયા. પોતાંની પહેડીને આવી રીતે નાંણું ખોટે નામે ઉછીનું કઢાવેલું જાણ્યું, ત્યારે તેવણનો મીજાજ હાથથી ગયો. માંગનાર જ્યારે નાંણાં માટે આવ્યા, ત્યારે તેઓને સાફ જવાબ હીમ્મતથી દીધો કે "જેને રૂપીયા લીધા છે, તેને બેધડક પકડી લઇ જા, અને ઇનસાફ કરાવી જોઇએ તો જેલમાં નાંખ; કે ફરી એવા ધંધા કરશે નહીં."

હવે માંગનાર કેમ કરે? તેને તો ઘણી શરમ આબરૂ એ કુટુંબની હતી. એ ઘોંટાલો લાંબો વખત થયા ચાલ્યા કર્યો અને છેલ્લે બહારનાં રૂપીયાનો બધો જોખમ ખરશેદજીને માથે રહયો. આવાં કામથી ચીરડાઇને દુકાનમાં આવવાની ખરશેદજીને મના કરવામાં આવી; અને પોતાનાં બંગલામાં રેહેવું એવો હુકમ કીધો. એ છોકરો ઘણું સરસ શીખેલો હતો અને તામીલ ભાષા લખી તેમજ વાંચી પણ ઘણી સારી રીતે જાણતો હતો. તેને ખરાબ સોબતને લીધે આવો ઠપકો મલ્યો. તે સ્વભાવે ઘણો રાંક, આંખમાં શરમવાળો, સમજુ, સ્યાનો છોકરો હતો. બાપનો ધાક તથા ત્રાસ એવો તો હતો કે તેવણ સો સખુન બોલે, પણ મગદુર નહીં કે આ છોકરો એક હરફ બોલે કે આંખ ઉઘાડી સામું જુએ! તે હુકમને તાબેદાર હતો. બાપનાં સખુનને ઘણુંજ માંન આપતો ને નમતો હતો. કાકાની ખરાબ દોસ્તીનું ખરાબ પરીણાંમ આવ્યું!

ધીમે ધીમે મને પણ લીમજીભાઇનો હુકમ થયો કે તમારે દીનબાઇનાં બંગલામાં જવું નહીં. અમારા બંગલાથી વીસ વારને અંતરે તે બંગલો હતો. જ્યાં સાંજનાં કમપાઉન્ડમાં બેસવાની બેઠક હતી. મુલાકાતે આવનારાંઓ ત્યાંજ એકઠાં થતાં. તેજ અસલ રહેવા લાયક જગ્યા હતી.

આપણે પણ કશું લંબાણ નહીં કરતાં. 'વારૂ' એવો ટુંક જવાબ દીધો.

આ રણુખો દીવસ જતાં કાંઇને કાંઇ નીકલ્યાજ કરતો, જેથી પોતે કંટાલો ખાઈ પોતાનાં વહેવાઇ પર એક કાગળ લખ્યો:—"તમે પોતે આવો અને સંભાળીને લઇ જાઓ. તમારો આવવા જવાનો ખરચ હું આપસ." તેનો જવાબ મન-માનતો ફરી વલ્યો. તેવણે લખ્યું કે હું મારી સગવડે આવઇ. એટલામાં કોઇ ઓફીસ કે ખાતાં તરફથી ખરશેદજીને રૂ. ૨૦૦) નાં મારીક પગારે રાખવાની માંગણી થઈ; પણ લીમજીભાઇએ સાફ નાં પાડી કહ્યુ, "હું તો મારાં છોકરાંઓને મુબઇ મોકલુંછ, માટે ખબરદાર કોઇએ નોકરીએ રાખવો નહીં." તેવણુ એવા તાપથી બોલતા કે સાંભળનાર થથરી જતો અને ફરીને બોલવાની તેની હીમ્મતજ ચાલતી નહીં! તેની મતલબ એવી હતી કે તેને મોટા પગારની નોકરી મળે તો તે થોડું કરજ અદા કરવા શકતીવાંન થાય, પણ વડાનાં હુકમ આગળ તેઓનું ચાલે શું!

એમ દીવસ ગબડતાં નહીં ધારેલા દીવસે બરજોરજી વેહેવાઇ આવી પુગ્યા. તેવણુ અંચીતા આવી ઉભા, અને સાથે પેલોજ બેજન બબરચી જેને અમારે ત્યાંથી બેહોરમત કરીને કાઢેલો હતો તે પણ સાથે આવ્યો! તેને જોતાંજ મને ધારતી પડી કે રખેને કાંઇ નવો રણુખો એ માંહેથી જાગે. એને વીચાર નહીં કીધો કે હું શું નાંકે મારૂં મોઢું દેખાડશ! તરેહવાર અંદેશાઓ મારા મનમાં પાંચ મીનીટમાં પેદા થયા. તે મારા વીચારો તદ્દન ખોટા પડ્યા! વેહેવાઇ સાથે મુલાકાત થઇ, અને બેજનને પણ આવકાર મલ્યો. પરોણાને જોઇતી ચીજોની સગવડ કરી આપી. તેવણુનો ઉતારો તેવણુની છોકરીનાંજ બંગલામાં કીધો. ત્યાં ચાર ઓરડા હતા, તે સીવાય બીજી લાયક જગ્યા નહીં હતી. એમ કરતાં દીનબાઇને તેમજ ખરશેદજીને તથા છોકરાંઓને મુબઇ મોકલવા તૈયાર કીધાં. વેહેવાઇને મુંબઇથી આવવાનો ખરચ અને બેજનનો એક માસનો પગાર અને સર્વે જોઇતો ખરચ ચુકાવી આપ્યો. ગાડીઓ તેયાર કરાવી, પણ છેક તકોતક વખતે બંગલામાં શોધતાં ખરશેદજી મળે નહીં! જેથી બધાં વીચારમાં પડયાં.

## ખરશેદજી ગુમ થઈ ગયા!

લીમજીભાઇએ ડહાપણુ વાપરી કાંઇજ બન્યું નહીં હોય તેમ વેહેવાઇને કહ્યું, "ફીકર નહીં, તમો બધાં સીધારો, એ એક દીવસ યા એક માસ પછવાડે આવશે. એમાં શું છે? બેમો દીનબાઇ ગાડીમાં. છોકરાંઓને બેસાડી દેવો. બેજનજી, તમે સામાનની ગાડીમાં બેસી જાઓ." દીનબાઇથી

એક હરફ પણ બોલાયો નહીં! તેની છાતી ભરાઇ આવેલી હતી. તે એકદમ હુકમને માન આપી ચુપચુપ બેસી ગઇ! આ બધો તમાસો હું ચુપ ઉભી રહી જોયા કરતી હતી. તેઓની ગાડી અમારાં કમપાઉન્ડમાંથી બહાર પડી કે મેં એક વીશ્વાસુ નોકરને પુછ્યું કે ખરશેદજી કયાં છે, તેણે મને તામીલ ભાષામાં જવાબ દીધો કે, "તેનાં માંગનારાઓએ હવે અધીરાઇ પકડી છે, અને તેને પાછળી દેવાળ કુદાવી તેઓ સાથે જવું પડ્યું છે." મેં આટલો સાર જાણી લીધો. પાછળથી મને ખબર પડી કે તે બીનાં દીનબાઇ જાણતી હતી.

લીમજીભાઇને પુછતાં તેવણે મને સમજ પાડી કે "માંગતાં-લેહેનાની બાબદમાં ગીયો હોશે! આવા ધધા કરતાં વીચાર નહીં આવ્યો! તે 'કર ને જો' એમજ હોય!" લીમજીભાઇ આ શબ્દો બોલતા, પણ તેવણનાં મોંઢાં પરથી પરગટ જણાતું કે દયા ને ચીડ બન્ને સાથે ભેળાયલાં હતાં. આપણે ખામોશ કરી દલગીર બેસી રહ્યાં. મારો એવોજ રાબેતો હતો. ચુપ રેહેવામાં ઘણી શોભા જાણતી.

સહવાર પડતા માણસે ખબર આપી કે ખરશેદજી પોતાંનાં બંગલામાં મોડી રાત પછી આવેલા છે. તેવણ ઘણા દલગીર અને શરમીંદા દેખાય છે. બામદાદમાં શેઠને વડા નોકર કોપલીએ ખબર પહોચાડી કે "ખરશેદજી પોતાનાં બંગલામાં છે અને મળવા માગે છે." વીચાર કરી હુકમ દીધો કે "નીચે દુકાનનાં ઓટલા પર બોલાવ." "કેમ શું કામ છે?" તોરમાંજ લીમજીભાઇએ પુછ્યું. તેને નજર નીચી રાખી જવાબ દીધો કે "હું હમણાં ટયુટીકોરીન જવા માંગું છું. જો રજા આપો તો!" લીમજીભાઇએ ટુંકમાં જવાબ દીધો કે "હા. જાઓ." મેં તેને નાસ્તો પાણી કરી જમાડી રૂ. ૨૧) લીમજીભાઇનાં હુકમથી પેહેરાવ્યા. અને તે તુરત પોતાંનાં છોકરાંઓને જઇ મળવા શકતીવાન થયો. જો કે એ વાતથી તેને ઘણુંજ ખરાબ લાગ્યું હતું, પણ તેનો ઇલાજ નહીં હતો. તે પોતાંનાં આવા કામ માટે ઘણોજ પસ્તાવો કરતો હતો. એમ તેનાં મોંઢાં ઉપરથી જણાતું હતું.

ખરી બીનાં એ હતી કે માંગનારાઓનો કશો નીકાલ નહીં થવાથી તેઓએ ખરશેદજીને ધમકી આપી કે "તું હમારી મરજી પ્રમાણે નહીં કરી આપશે તો હમો તમોને જેલમાં મોકલીશું." તેથી જેવી માંગી તેવી સમજુતી કરી મુબઇથી કમાઇને તેઓ માટે નાણાં મોકલતો જશે, આમ તેઓએ પાકું લખત કરાવી લીધું. તે પછી, પાછો આવવા પામ્યો.

છોકરાઓના જવાથી ઘર તો જાણે ઉજ્જડ જગન જેવુ લાગતુ અમોને કાઇજ સોહોનાય નહી. છોકરાઓના જવા પછી લીમજીભાઇનો મીજાજ જરા નરમ પડેલો અને ખુશ જણાતો હુ પોતે પણ તેવણુને ગુસ્સે નહી કરવાની ઘણીજ સભાળ રાખતી જો કોઇ કદાચ મારી મરજી કે મત પુછતા તોબી હુ એમજ કેહેતી કે "જે તમોને ગમશે તે મને પણ ગમવાનુ" કોઇક જ વેળા કાઇ અગત્યની બાબદ હોય તો મારૂ મત આપતી તે મારા વીચાર તેવણુને ગમતા, જો નહીં ગમતા તો સમજ પાડી સલ્લાહ આપતા નજીવી બાબદમા તો ચુપખીદી પકડતી હતી

## ખાવીદને સતાવનારી સ્ત્રીઓ

ઘણા બૈરાઓને મે જોયલા છે કે, તેઓ પોતાના ધણીના કહ્યા ઉપરાત કાઇને કાઈ બોલતા ને અપમાન કરતા, અને વગર કારણનુ ડહાપણુ જણાવતા તેમાથી મીનાકેશો થતો ધણીને માથે ચઢી બેસે તેના જાનમ થઇ તેના બુરા ફળ પોતે ચાખતા, સુખી ઘેરને દુખી કરવામા પોતાનોજ હાથ વાપરતા પછી નસીબને, નહીં તો આસપાસનાઓને બદનામ કરતા! પોતાની ખાડી આન પોતાને નહીં જણાતા તેઓ બીજાને દુખ દેતા, બદનામ કરતા, અને કાઇ કાઇ કરતા! એવા બૈરાઓ મે ઘણા જોયા છે એવા દુખી અને અ–સતોષી જોડાઓ આપણી કામેલ કોમમાથી ઘણા મળી આવશે!

મારા ધણીના જેવા, સ્વભાવના ને તોર–તમ્મરવાળા ધણીઓ, પોતાના બૈન ઉપર મુસ્તાક અને મજબુત રેહેનારા હજારમાથી એક મળવો મુશ્કેલ છે, એવો મારો વીચાર છે

હુ વીચાર કરતી કે તેની અનીચારી સ્ત્રી જો લીમજીભાઇને મળી હતે તો લગનનો મહીનો પુરો નહીં થતે, ને છુટાછેડા કરતે યા તો જન્મની ખુણે પડતે! ખુરત પોતાનુ કામ ચુપચુપ કરે છે એવણુ નસીબદાર હતા, તેથી મારા જેવી ધીરજવાળી ને સમજુ બૈરી પામ્યા હતા વાચનાર, મારા સકટો ને દુખો હાલ તો કાઇજ નથી, પણ જે વખત જાય છે, તેમા તમો વાચશો કે દુખ ખમનાની માણસની શકતી કેવી હોય છે તે તમો જોશો નાનમા તો હુ બચ્ચા જેવી નાદાન પોતાને સમજુ છુ ગરમ સ્વભાવ કેવો હોય છે ને તેથી ખમનારને કેટલો ભારી ટાના ભરેનો થઇ પડે છે, તે હવે પછી વીસ્તારી લખીશ, હાલ તો એક

સુખી જોડાનું સુખ અમો ભોગવ્યે છીયે, અને દરેક રીતે સુખથી દહાડા કાઢયે છીએ.

છોકરાઓ મુબઇ જઇ પહોચ્યાં, અને અમો મુબઇમાં અમારાજ ઘેરમા પેહેલે માળે તેઓને માટે સામાન ગોઠવી આવ્યા હતાં, ત્યાજ તેઓ ઉતર્યા. તેઓને મોકલતા ખરચ તો ઘણો થયો હતો. દીનબાઈ પરણીને આની તે દીવસથી પોતાના માય-બાપને મળી હતી નહીં. જેથી તે વારંવાર ઘણુ છીતા રોઘતી અને જે કોઇ સપાટામા આવે તેની સાથે ઉતરી પડી પોતાના મનના ઉભરા કહાડતી! તેના એ હાલ પર ગુસ્સાને બદલે મને દયા ઉપજતી! હુ સમજતી કે એ બીચારી એકને એક ઠેકાણે નજદીક સાત વર્ષો થયા વસે છે, તેથી તેની ખુદરતી લાગણી ઉશ્કેરાય છે. એમા એનો વાક નથી એક તો લખતા-વાચતા બીલકુલ આવડે નહી નહીં મહીરે કેળવણી મળેલી કે નહીં સાસરે. તેને જન્મથીજ કેળવણીથી તદન બેનસીબ રાખી હતી, જેથી તેનો ખુદરતી સ્વભાવ અનીચારી ને આકરો હોય એમા તે માણસનો વાક નહીં બચ્ચાને કેળવણી નહીં મળે તેના જોખમદાર મા-બાપ યા વાલી જાણજો. આ છોકરી એક તો એકલી, સાસુ કે સગા વહાલા પણ કોઇ મલે નહી, તેની હાલતમા આટલા વર્ષો કાઢવાથી કાઇ ડાહી કે અક્કલવાળી થઇ શકી નહીં. નાની વયે બચ્ચાનો જન્મ આપવાથી તેઓની વેઠમા રોકાઇ હતી તે બચ્ચાં ઉધારવાનું કામ તેનું નહી હતું. તેઓ માટે તો આયા રાખનામા આવી હતી, તેજ બચ્ચાઓની પુરતી બરદાસ્ત કરતી, જેથી બચ્ચા તેમજ માતા એવા તો ફરએ અને તંદરસ્ત દેખાતા કે હુ જોઇને અજબ થતી કે કેટલી જતન આએ લોકની લેવાતી હશે! અને તેમજ ૯તુ. ખાધાની માવજત અને ખોરાક સાભળી હુ ખરેજ અજબ થતી હતી બૈરા વગરનુ ઘેર આ માટીડાના હાથે આવું મન માનતું ચાલતુ. બૈરાની દરેક હાજતો, તીરથો અને સગવડો લીમજીભાઇ સારી પેઠે સમજતા હતા. મારા વીચાર પ્રમાણે થોડાજ માટીડાઓ આવી સમજદારીથી ઘેર ચલાવતા હશે વહુ તથા છોકરાઓની તીરથે ગાસડી બાધીને બે દીવસ અગાઉથી મોકલી આપતા ઘેરમા શુ શું ચીજો દર માસે જોઇશે તેની એક બે દીવસ આગમજથી ગોઠવણુ કરતા દરેક માલ રોકડે પૈસે લેવો, સોન્જુ, સરસ અને પહેલા નબરનુ જોઇએ, અને તેની સાથે પણ એજ તકરાર કે દગો કરવો નહીં!

પાલમકોટાના માણસો મારા વીચાર પ્રમાણે ઘણા પ્રમાણીક અને કાઇ પણ ચીજમા ઠગાઇ નહીં કરતા.

દર માસે છોકરાંઓનાં ખરચ સારૂં એક ચોક્કસ રકમ લીમજીભાઇ મુંબઇ મોકળતા હતા. ખરશેદજીને પોતાની માયના મામાનાં છોકરા લીમજીભાઇ જમશેદજી બાટલીબોઇની ઓફીસમાં રૂ. ૫૦)નાં પગારની નોકરી મલી, ત્યારે થોડો ખરચ ઓછો થયો અને જે પગાર મોકળતા તેમાં ઘણો ઘટાડો કરી નાંખ્યો.

છોકરાંઓનાં જવાથી લીમજીભાઇનો જીવ ઘણો બેચેન જેવો જોવામાં આવતો હતો. તેઓ વારંવાર એમજ બોલતા કે "મને તો હવે આએ શેહેરમાં રેહેવા ગમતું નથી, જો આપણો ભાગ્યો દુકાન લે તો આપણે મુબઇ જઇને વસ્યે." એ તેવણનાં વીચાર મને તદ્દન નાંપસંદ હતા. મારી મરજી બીલકુલ નહીં કે દુકાન કાઢી નાંખે. લીમજીભાઇને તો બધા ઉંડા ને લાંબા વીચાર આવતા. તેવણ હંમેશાં એમ કેહેતા કે "જો બાજુ મજબુત હોતે તો મારી આશા કાંઇબી વધારે પગલાં ભરતે." આએ તો દીકરા, અને ભાઇ, સૌ તેવણનાં વીચાર પ્રમાણે બેઇમાન થયા, અને તેઓ પરથી વીશ્વાસ ઉઠી ગયો અને નીરાશ થઇ ગયા, એટલુંજ નહીં, પણ તેવણ ૭ મહીનાં મુબઇમાં રહી ગયા તેથી મુબઇની જાહોજલાલી જોઇ ગયા હતા. તે વખતે શેર સટ્ટાનાં ઘેલાપણાંનાં ઝેરી બીજના ફણગા ફુટતા હતા. તે ઘેલાપણાંને માટે તેવણનાં વીચારો ઘણા ઉમદા અને અનુભવી હતા. એટલું તો ચોક્કસ હતું કે જે માણસ પોતે જાતે લોભી અને લાલચું નહીં તેને આવી પારકી આશા હોતી નથી! **લીમજીભાઈ સુધરેલા વીચારનાં માણસ હતા.**

મારાં માય, બાવા, ભાઇ-બેહેનોનું કુટુંબ તો એડનમાં વસ્તુ હતું. ત્યાંથી દર મેલે તેઓનું કાગળ મને મલતું. ત્યાંથી મારાં માય મને મુબઇ મોકલી દેવા લખતાં, જેથી બેવડો ઉમેરો તેવણનાં વીચારમાં થયો. મને મુબઇ મોકલવાનું કારણ એ હતું કે તે વખતે મારી હાલત નાજુક હતી. *જેથી મારાં માયનો જીવ ઘણો અધીરો થઇ ગયો! મને પોતાંને તેરી કશી* ધાસ્તી હતી નહીં, મને હીમ્મત હતી, અને અનુભવ હતો, એટલુંજ નહીં, પણ મારા હાથ નીચે ઘણુંઓની સુવાવડ થઇ ગઇ હતી, અને હું તેઓની સારી માવજત કરતી હતી.

મને જુદું કે ખાનગીમાં કાગળ લખવાનો કશો હક કે સત્તા નહીં હતી! હું જે કાગળ લખું તેજ કાગળમાં લીમજીભાઇ પોતે લખતા, અને એમજ કેહેતા કે "તમે ને હું કાંઇ જુદાં છેએ? શાંનું જુદું કાગળ

લખવાનું ? તમારી ઉપર કાંઇ દુઃખ છે!" તેવણ મારાં કાગળો વાંચીને મને આપતા. જેથી માયનાં એ લખાણ પર મને ઘણી ચીડ ચઢતી હતી! મારી ખુશી પાલમકોટા છોડવાની નહીં હતી.

## તકદીરની આગળ તદબીર ફોકટ છે!

કાગળોથી તેવણનાં મગજ પર વધારે અસર થતી. તેવણ મને એકલી તો કદી મોકલેજ નહીં. મારા વગર એવેણને કદી ચાલે એવું તો હતુંજ નહીં. **અમોને ઘણોજ સંપ હતો.** ત્યારે કોઇ ચોક્કસ વીચાર પર તેવણ આવવા જોઇએ. તે એજ કે "દુકાન ખોટ ખમીને ભાગ્યાને આપવી અને આપણે આડત રાખશું. જોઇતો માલ મુંબઇથી મોકલી આપીશું અને આપણને તેનું કમીશન મળશે. મંકડે ૫) ટકા કમીશન, અને આપણાં નાણાંનું વ્યાજ ઉપજશે, ૬ બંગલાનાં ભાડાં આવશે. તેવણે ઓછામાં ઓછી આવક દર મહીનેની રૂ. ૪૦૦) ની અંદરની ગણી. તે બધું ગણતાં આ વીચાર કાંઇ જેવો તેવો નહીં હતો.

## ૬૧ વર્ષની ચાલતી પેહેડી

તદ્દન છોડી દેવાની હતી. હવે એ વાતની વચ્ચે પડવાનું મેં દરૂસ્ત ધારી મારા વીચારો જણાવ્યા કે "તમે દુકાન નાં વેચો. તમારો ભાગ્યો એખલો દુકાન ચલાવે તેવો તે નથી, ત્યારે તમે આવા મોટને હવાલે દુકાન કરીને શું કરશો? ગમે તો વર્ષ બે વર્ષ એને ચલાવી જોવા દેઓ." મારા આ વીચાર લીમજીભાઇનાં ગળે નહીં ઉતર્યા. મને તેનો જવાબ મળ્યો કે "એમ કાંઇ થાય? પછી આપણને શું છે? એને જોઇએ તો ચલાવે ને જોઇએ તો કાઢી નાંખે!" આ બાબદ પર અમોને દરરોજ તકરાર ઉઠતી, પણ સમજુતીથી એક બીજાનાં વીચારો લેતાં. છેવટે મેં એટલુંજ કહ્યું કે "તમે ગમે તેમ કરો, પણ પક્કા વીચારથી કરજો. આગળ ચાલતાં પસ્તાવો નહીં થાય. તેનાં કરતાં એ અગવડો આપણાં મનની છે, ધંધાની નથી; વાસ્તે વીચારીને પગલું ભરજો. મને સારૂં લાગતું નથી."

"આલાં, તારા કરતાં મને ઘણો વીચાર છે. તમે કાંય ગુચવાવો છો?" એમ મને લીમજીભાઇએ કહ્યું. અમે તો ગાડી જોડાવી ફરવા ગયાં અને ત્યાંથી સદર આમીન જડજને ત્યાં મળવા ગયાં, ત્યાં વાઇન, કેક ખાઇ-પીને ઘેર આવ્યાં. સહવારનાં ઉઠી બાગમાં ફરવા જતાં, અને ત્યાં તૈયાર થયલી તરકારી તોડવા માલીને હુકમ કરી, નાસ્તો તૈયાર કરી જમી-ખાઇને નીરાંત રેહેતાં. બે જણાં હોવાથી કશી ખટપટ કે કજીઓ-કંકાસ થતો

નહીં, તે ઘણું સરસ મને લાગતું. પેલી બુઢી દાઇ મીસીસ હાઉડર મને મળવા આવી હતી. મારે માટે એને ઘણું સારૂં મત હતું. તે મારે માટે કેહતી કે "લીમજીભાઇ નશીબદાર છે, કે તેને આવી લાયક બૈરી મલી છે." તે મને કેહેતી "મીસીસ લીમજી તું કાંઈ ફીકર નાં કરતી. હું તારી મદદે છેઉં." તેણીની એક મોટી છોકરી મરી ગઇ હતી. તે એક ખુબસુરત છોકરી હતી. તેનાં લગન થયાં, ત્યારે અગવડને લીધે ત્યાં જવા બન્યું નહીં. મેં તેને માટે એક ઘણો સુંદર લેડીઓનાં હાથમાં શોભે તેવો પંખો 'પ્રેઝન્ટ' મોકલ્યો હતો. તે જોઇ તેણી ઘણી ખુશી થઇ હતી. અને મારો ઉપકાર માન્યો હતો.

પરદેશમાં પારકાંઓ કોઇ વેળા વધારે સારાં નીવડે છે. તેવાંઓ સાથે સારૂં રાખવામાં ઘણું સારૂં થાય છે. એક દીવસે કોઇ બે ઓરીસરોની મડમો ખાસ મને મળવા આવી, પણ તેઓ બીલકુલ હીન્દુસ્તાની નહીં જાણતાં હોવાથી ઘણાં દીલગીર જણાતાં. તેઓ મારી સાથે વાત કરવાની ભર ઉમેદથી આવ્યાં હતાં. લીમજીભાઇને તેઓ કેહેતાં કે "તમો મારી તરફથી મીસીસ લીમજીને કેહજો કે અમો એવણ સાથે વાત્ત કરવા ઘણા ઉમેદવાર છૈયે; પણ કેવા કમનસીબ કે અમારી મુરાદ પાર પડી નહીં." ઘણાં પ્યારથી તેઓએ મારી સાથે શેકહેન્ડ કરી.

## વીદ્યા-અભ્યાસ.

વાંચનાર, તમુને જ્યારે પણ વખત મળે ત્યારે તમો વીદ્યા-અભ્યાસ કરજો ને તેને તમારો સણગાર સમજજો. જે તવંગર બૈરતી બાનુંઓ તરેહવાર ઘરેણાં પહેરવાની હોંસ-ઉમંગ કરે, અને તે ખોટા ચલકાટને તન પર લાધે, તેમાં માન સમજે છે, તે ખોટું છે. તેનાં કરતાં તેઓ જુદી જુદી ભાષા શીખે તો તેઓ લાયક ગણાય. તેઓ પૈસાના જોરે કેવું સરસ જ્ઞાન મેળવી શકે! તેવાં શકતીવાળાંઓ તો ઘેરે-ઘેરનાં કુથલા અને ખુદાએ બક્ષેલો કીમતી વખત ટોલ-ટપ્પા મારવામાં ગુજારે છે! હીરાનાં એરીંગ અને પેલી ફેશનની 'મારાં ફલાની બાઇ' જેવી સારી; આએ ખાવાનું ને પેલું જમવાનું. ગરીબો કયાં મરેછ, ને તેઓની શું હાલત છે તેની કશી દાદ કે લાગણી કાંઇજ મલે નહીં! તેઓ કેવો ફોકટનો આવી રીતે વખત કાઢે છે! તે જોઇ આજે વરસોનાં વરસો થયાં મને કેવો સંતાપ અને બળાપો લાગે છે, તેનું હું વર્ણન કરી નથી શકતી! આજે કેળવણી ઘણી વધી પડી છે તે જોઇ મને ઘણો સંતાપ છે. જ્યાં

તેના મજબુત પગ શા ગેશના જોઇએ, ત્યા માગ જેવામા કશું આવતુ નથી જેઓથી મોટી આશાઓ આપણે રાખ્યે છીયે, તેઓ તંગ સ્ત અને આસ્ડા મનના છે, અને તેઓ આપ મતલબ્યા નજરે આવે છે! એવાએ તો પરમાર્થી મેહેનત તન મન અને ધનના જોરે કગી જોઇએ, પણ તેનુ કશુ જેવામા આવતુ નથી. તરગરોના દી-ગ-દીકરીઓ તો એમજ સમજે છે કે અમારે ત્યા ધન છે, એટલે અમોએ અતરગ રહી ખાઈ-પી આરેમી કરનાનુજ અમારૂ કામ. બીજુ કશુ નહીં. તેઓ જરના જોરે તો લાયક કામો ઘણા કરી શકે! ઘર-કેગવણી જયા લાડ લડાવે, ત્યા તેઓના ઉઘરતા મગજ કયાથી ખીને? માય-બાપ પોતે લાયક બનના જોઇએ! તેઓના મગજ પેહેલા મજબુત થવા જોઇએ! ત્યા તરગગના ની રાઓ મુસાફરીએ નીકળે છે? મુસાફરીના ફાયદા ઘણા છે મુસાફરીથી મળતો અનુભવ ઘણો સારો જાણવો

## પાલમકોટાને છેલ્લી સલામ!

હવે ડીસેમબર માસ બેઠો અને એ માસમા જે થાય તે કરવુ એવો પકો ઠરાવ થયો છેવટે એજ થયુ કે અમોએ પાનમકોટા છોડવુ-અમારી મરજત હવે પુરી થઈ આ શેહેરમાથી લાબી મુ તે એક પારસી કુટુબના બખતાવર પગના સદાના ગયા! આવો સામનો જોઇ મને ઘણી દ્દલગીરી લાગી! પણ શુ લીમજીભાઇના વીચારમા એક વાત પેઠી તો તે નીકલે કે? કદી નહી! તે મોત તો થવોજ જોઇએ, પછી ચાહે તે હોય?

ભાગ્યાને એ કે ત્રણ હજારના સામાનની છુટ મુકી અને પોતાનો હીસ્સો ચુકી લીધો બગનાઓનુ ભાડુ ઉવડાવી ને મુબઈ પહોચતુ કરવાનુ કમીશન મેલ્ડે ૫) ટકા ઠરાવ્યા દુકાનવાળો મોટો ને ફતવત બાગ સાથનો બગનો તેને પોતાને રૂ ૨૫)મા ભાડે આપ્યો. એવી રીતે જોઇતી ગોઠવણો સર્વે નક્કી થઈ ત્યાના યુરોપીયન રેહેવાસીઓ અતી ઘણા દલગીર થયા અને મ્હેતા કે 'આ દુકાનનો ઝલકાટ છે, તે લીમજીભાઇ તારા વડે છે, બાકી અમોને તો ખબરબી નથી કે તારો ભાગ્યો કોણ છે? એ શુ દુકાન ચલાવશે? અમોને તો બીલકુલ આશાજ નથી તેમા તમો મુખત્યારની મરજી!'

પાનમકોટાના લોકો જે કોઇનાબી જવાથી દલગીર થયા હોય તો હું હીમતથી કહું છુ કે અમારા લાગા વખતના વસના કુટુબના સદાના જવાથી તેઓ ઘણાજ દ્દલગીર થયા. અમોને જતા જાણી કેટલાકોએ

અમોને જમવાનું ઇજન કીધાં. કેટલાકોને ત્યાંથી રંધાઇને તૈયાર ભોણું આવતાં. હું કોઇની મુલાકાતે કે બહાર જવા રાજી નહીં હતી. કોઇ પણ ઇજન આવે, ત્યારે તબીયતનું બહાણું કાઢીને પાછા વાલતાં, પણ એક ઠેકાંણે નહી છુટાય એવું હતું. તે અમારા ભાગ્યાને ત્યાંનું ખાસ ઇજન હતું. નાચ સાથે અમોને ખાણું આપવાનું હતુ. મેં તો સાફ નાંચની મીજલસમાં બેસવાની નાં પાડી, ને જમવા પણ છેક મોડેથી જવા કબુલ્યું. એટલું તો ઠીક હતું કે મારી આવી વાજબી મરજીની વીરૂદ્ધ લીમજીભાઈ નહીં જતા, "જેમ તારી મરજી" એમ કહી ટુંકમાં પતાવતા. તેવણ ઘણું સારીકાંની સમજતા કે હું ઘણીજ શરમાલ સ્વભાવની હતી. હું રાતનાં ૭) વગે અમારા ભાગ્યાને ત્યાં ટીનાવલી જઇ પુગી. તેને ત્યાં હું પેહેલી ગઇ હતી. તે જાતનો બ્રાહ્મણ હતો, અને માતબર હતો. દરવાજામાં પેસ્તાંજ અમારી દુકાનનો રાઇટર જે ભાગ્યાની બૈરીનો ભાઈ હતો, તે લેવા આવ્યો, અને તેને પોતાની બહેન તેમજ બીજાંઓ સાથે મને મેળવી ઓળખાંણ કરાવી. મને તામીલ ભાષા થોડી આવડતી હતી, તેથી કાંઇ ઘણી વાત કરી નહીં શકતી, પણ ટુંકમાં ખબર પુછી ચુપ બેસીને આસપાસનો દેખાવ જોતી. તેઓ ઘેરમાં કાંઈ પૈસા પ્રમાણે દોર-દમામ નહીં હતો. સાદું મકાન અને થોડાંક કચુબર જેવાં ઘરેણાં તન પર પેહેરેલાં હતાં. તેઓની સ્ત્રીઓનો પેહેરવાસ મને તદન નાપસંદ હતો.

## મને નાચ નાપસંદ હતો.

નાચની બેઠક માટે તૈયારીઓ ચાલતી. એક ગાનારી દરવાજામાંજ બેઠેલી નજરે આવતી હતી, પણ મેં તેને ઓળખી નહી. પાછળથી મને માલમ પડ્યું કે તે ઘેરની સ્ત્રી નહી હતી. એ લોકો ઘણું કરીને ગાયન ઉપર ઘણાં રીઝા હોય છે. મેં નાચ કોઇ દીવસ જોયલો પણ નહીં, અને જોવાની ઇચ્છા પણ નહીં. મને લીમજીભાઇ ઘણી વખત કેહેતા કે "એક દીવસે ત્યાં આવીને જો. તમોને ધીક્કાર છે, પણ તે તમોને પસંદ પડશે." હું ચીરંડાઇને સાફ નાં કેહેતી કે "જે ચીજ મારા મનથી મને વગર જોવે ના પસંદ, ત્યારે જોવાથી વધારે ધીક્કાર પેદા થાય, તેનાં કરતાં નહીંજ જોવુ બેહેતર છે." તેઓએ મારે માટે જુદી ટેબલ બીછાવી હતી. લીમજી ભાઇ તો ગાડીમાંથી ઉતરતાંજ જુદે રસ્તે મરદોનાં મંડલમાં ગયા, તે ત્યાંજ બેઠા. મને આ અણજાણ્યાં મંડલમાં એવું તો ભારી લાગ્યું કે શું લખું. મને ત્યાંથી ઉઠાડી જમવાની ટેબલ પાસે પેલોજ સમનદમ મુલે

લઇ ગયો. ઘેરની કોઇ પણ બાનુંઓ મારી પાસે આવીને બેઠી નહીં. જેથી મને કાંઇ ઠીક નહીં લાગ્યું.

હવે ખાવાની વાંણીઓ કેમ પીરસેલી હતી તે લખું છું. એક ઓરડામાં એક નાની ટેબલ ઉપર મોટું કેળનું પાતરૂં બીછાવી તેનાં ઉપર જાત જાતની આસરે ૨૦) વાંણીઓ પીરસેલી હતી. તે ઘણાં જથ્થામાં નહીં, પણ થોડી થોડી મુકેલી હતી. મારા વીચાર પ્રમાણે તેઓની એ રીત હશે, અને એમજ પરોણુંઓને જમાડતાં હશે. જમી રહ્યા પછી એક માણસે મારા હાથ સાફ કરાવ્યા. પીવાનું પાણી પણ પીત્તલનાં લોટામાં હતું. એઓ જાતે બ્રાહમણ હોવાથી ચોખ્ખાઇ ઘણીજ વાપરતાં હશે. ઘણાં ખરા ખોરાકમાં તરકારી અને દુધની વાંણીઓ જોવામાં આવતી. પકવાંન સારૂં હતું.

હું પાછી બૈરાંઓનાં દીવાનખાનામાં ગઇ, ત્યાં મારી આગળ એક પાનની ભરેલી થાલ જેની ઉપર એક કેપતી સાડી અને બીજાનું કાંઇ કપડું મુકાને મને નજર કીધું. તેમાંથી મેં એક પાન માન આપવા ઉપાડ્યું. સુપારી તો મારો મુખ્ય ખોરાક, તે મોહમાં નાંખી. તે થાલ મારી ગાડીમાં મુકવાનો તેઓએ હુકમ કીધો. એ જાણે તેઓએ અમુને પેહેરામણી કીધી એમ જાણવું. મેં લીમજીભાઇને પ્રથમથીજ કહી મુક્યું હતું કે દશ વાગામાં પાછા ફરજો. મોડી રાત સુધી નાચમાં બેસતા નાં. તેવણ જાણતા હતા કે હું એકલી છું, તેથી તેવણ જલદી આવ્યા, અને અમો ઘેર તરફ પાછા ફર્યાં. મને જેમ એક થાલીમાં સારી નજર કીધી, તેમ તેવણનાં ભાગ્યાએ એક શૅાલ અને એક હીરાની વીંટી લીમજીભાઇને પેહેરાવી હતી. આ શેહેરમાં કાંઇ અતી ઘણાં પાન થતાં અને ત્યાંનાં લોકોનો અજબ જાતનો પાન માટેનો શોખ હતો. જેથી કોઇ મુલાકાતે આવે તેને માટે ખાસ ચાંદીની તબકો તૈયાર રાખી મુકવી પડતી હતી. તે લોકને પાન ખાવાનો પુશ્કલ શોખ નજરે આવતો. જો તમો તેઓને પાન નહીં બતાવો તો ભારી અપમાન જેવું તેઓ સમજે! ગમે તેવી કાં નહીં અગવડ યા ઉતાવળ હોય, પણ પાન તો જરૂર તેનાં સણગાર સાથે જોઇએ! અમારે ત્યાં એ ચોકાસી પર ઘણું ધ્યાન આપવામાં આવતું. દીવસમાં કોઇ વેળા ૪) વખત તેનું કામ પડતું. માણસો હંમેશાં તૈયાર રાખતાં, અને એક ઇસારતમાં તે લાવીને મુકતાં. એ દેખાવ મને થોડુંક સુધી નવાઇ જેવો લાગ્યો, યુરોપીયન બાનું અને ગ્રહસ્થો માટે કેક, વાઇન, સોડા, લેમન એવી ચીજો વપરાતી હતી.

અમોને લેવા જોગ સામન અગાઉથી મોકલી દેવામાં આવ્યો હતો. થોડો સાથે લઈ જવા રાખ્યો હતો. અને બાકીનો સામન વેચી નાંખ્યો હતો. મુબઇનાં તાંબાનાં વાસણ ત્યાં ઘણા વખણાતાં હતા, અને નવાંની બરોબર જુનાંનો ભાવ ઉપજતો હતો. જેથી વાસણ બધાં કાઢી નાંખ્યાં. અમારી સાથે અમારો પેલો માનીતો અને અતી વીશ્વાસુ વડો માલી કોપલીને ૩) વરસની બોલી કરીને સાથે મુબઇ લાવનાર હતાં. તેને હમારી સાથે રાખ્યો. આ વેળા લીમજીભાઇએ સારો વીચાર કરીને સહવારનાં પાલમકોટાથી નીકલવાનું ઠરાવ્યું, કારણ કે એક બે વખત મેં મારા વીચાર જણાવ્યા કે રાતનાં મને જંગલોમાંથી પસાર થતા ઘણી બીહીક લાગે છે. તે વાત તેવણે ધ્યાનમા રાખી મારી સંભાળ ખાતર બામદાદે નીકલવાનું નક્કી કીધું હતું. તે પ્રમાણે અમો સહવારનાં બામદાદે ચાહે પીધા પછી પાલખીમાં બેઠાં, અને પાલમકોટાને છેલ્લી સલામ કીધી! સર્વેની દલગીરી વચ્ચે અમો અમારાં ભાગ્યશાળી અને બખતાવર મકાનમાંથી બહાર પડયાં! ૧૦) વાગે અમો નદીની પાર ઉતર્યાં. અને થોડેક દુર ચાલવા પછી એકાએક મારી પાલખીના માથાં આગળનો દાંડો એક કડાકે ભાંગી ગયો. હુ વીચારમાં ને વીચારમાં માથાં નીચે હાથ ટેકવીને સુતેલી હતી, તે હાથનાં ચીતલ બધાં ભાંગી ગયાં અને મને એક સેહજ આચકો લાગ્યો. જેવો પાલખીનો દાંડો ભાંગો કે પેલા હમાલોએ તુરત ઝડપ એવી તો વાપરી કે હું શું તેઓની તારીફ કરૂં કે તેઓએ મને બચાવી લીધી, નહીં તો મને ઘણું નુકશાન વેરાન જંગલમાં થતે! મારી પાલખી ઘણાં ઉજ્જડ ભાગમાં ભાંગી હતી, તેથી હુ લીમજીભાઇની પાલખીમાં બેઠી. અને પેલાં માણસોને લીમજીભાઇએ આંચકો નહીં લાગે એવી રીતે ચાલવા ફરમાવ્યું, તેથી તેઓ સંભાળથી ચાલતા હતાં. એટલું ઠીક થયું કે નદી પાર ઉતર્યાં પછી આ હોનારત બની. આ બીનાંથી લીમજીભાઇનો જીવ ઘણો ગભરાયો, કે રખેને જંગલ વચ્ચે ઘણું લાગ્યું હોય! જેથી તેવણ ગભરાઇને પેહેલો સવાલ એજ કર્યો કે "તમોને કાંઇ વાગ્યુંચ કે?" મેં તુરત જવાબ આપ્યો કે "કાંઇ જીવ જેવું નથી. માટે ગભરાઓ ના." તેવણે મને ધીરજ આપી કે હું બધું કરૂંછ. તુરત પેલા હમાલોને હુકમ કીધો કે "પાલખી માથાં પર લઇ જાઓ અને એક ચીઠ્ઠી કોઇ ઓળખીતાં પર લખી આપી કે પાલખી આપે તે તુરત લઇ આવે. ગરીબ બીચારા હમાલો હુકમ પ્રમાણે તુરત પાછા શેહર તરફ ચાલ્યા, અને અમો જંગલની

આસપાસની ઝાડીઓને જોતા બેઠા! બપોર પડતાં સાથે જે ખાવાનું હતું તે જમી લીધુ, અને એમ કરતા ત્યા ઉજ્જડ જગ્યામા અમો બે વાગા સુધી દલગીર જેવા રહ્યા પછી તે બીચારા હમાલો પાલખી લઇ પાછા ફર્યા. ખબર પુછતા ત્યાના લોકો ઘણાં ગભરાટમા પડી પુછવા લાગ્યા કે શુ બીના બની. જેથી લોકોને સમજાવતા વાર લાગ્યો અમોએ બે વાગા પછી પાછું ચાલુ મુકયુ એમ કરતા અમો ટયુટીકોરીન મધરાતે પુગ્યા જે હોટેલમા અમો ઉતરનાર હતા, તે બંધ થઇ ગયુ હતું પણ હમાલો રાત-દીવસના ઓળખીતા હોવાથી તેઓએ બારણુ ઉઘડાવ્યા અમો એક કંગાળ હોટેલમા દાખલ થયા રાત મોડી થઇ ગઇ હતી જેથી અમારે માટે જે બીછાના હતા, ત્યા સુઇ ગયાં. ગરીબ બીચારા હમાલો ઘણાજ થાકી ગયા હતા તેઓ મારી પાલખીનો બોજો તો ઓછો સમજી ખુશી થયા હતા, પણ બીચારાઓને એવડા ચક્કર ખાવા પડયા જેથી રાતો રાત તો તેઓ સુઇ ગયા સહવારના તેઓની મજુરી કે જે ખરેજ હલાલ મેહનતના પૈસા લેતા હતા, તે ઉપરાત વધુ આપી ખુશી કીધા! લીમજીભાઇ કસરીયા માણુસ નહીં હતા છુટા હાથના ને અગત્ય વખતે પાય દશનું મોઢું નહી જોનારા હતા, અને મેહનતની કદર બુજતા હતા એ ગુણ ઘણા સારા હતા. ગરીબોની દયા તો ખાવીજ જોઇએ ગરીબોથી તો આપણે ઘણા સુખ ભોગવ્યે છીએ. એમ તમો હમેશા યાદ રાખજો આ મારા વીચારોને તમો કીમતી ગણજો ગરીબોને ચાહતા શીખજો અમોને ટયુટીકોરીનના બારામાથી પાધરૂ મુબઇ આવવાનુ હતુ. એ બારામા મધરાસની સ્ટીમરો આવવા લાગી હતી, જેને આવતા એક દીવસનો વાર હતો, માટે અમોને ઉપના હોટેલમાજ એક દીવસ રેહેવુ પડયુ હતુ. એ હોટેલની હાલત સારી નહીં હતી તે ઘણું પુવડ હતુ, અને મને તો ઘણી સુગ લાગતી કે એ જગ્યામાથી કયારે છુટકારો થાય તે ઘણી સારી જગ્યા પર દરીયાની સામે આવેલુ હતુ તેની અંદરની સફાઇ સારી નહી હતી જ્યા જુવો ત્યા ખરાબ વાસ! સારૂં થયુ કે સ્ટીમર આવી પુગી તેથી અમો ઘણા ખુશી થયા આ ટયુટીકોરીનમા અમો બે દીવસ રહ્યા હતા, અને ઓળખીતા અગ્રેજોને ત્યા મળના ગયા હતા એકને ત્યા મને ઘણો માન ભરેલો આવકાર મળ્યો હતો તે એક ઉમ્મરે પુગેલો લાયકીવાળો યુરોપીયન હતો તે મને જેવા માનથી ગાડીમાથી ઉતારી લઇ ગયો હતો, તેવાજ માનથી પાછો પોતે મારો હાથ પકડીને માનથી ગાડીમા બેસાડી ગયો હતો! યુરોપીયનોમા બાનુંઓને માન વધારે હોય છે તેઓ ચીબાવલા નથી

રેહેતા તેમજ અ-વીશ્વાસુ નથી હોતા. આપણાં લોકોને હાથમાં હાથ આપવાની છીટ હોય છે! યુરોપીઅનો તે માન પોતાંની બરોબરીયાંઓનેજ આપે છે, અને પોતા તરફથી માન અને માયા દેખાડે છે. હું બચગીથી તેઓમાં ફરેલી હોવાથી મને ઘણુ અજબ નહીં લાગતું, તોપણ મને શરમ તો લાગતીજ હતી. ટ્યુટીકોરીનમાં જોવા જોગ કાંઇજ નહીં હતું. અમોએ ફરવા જવાની ઇચ્છા કીધી, પણ વખત મલ્યો નહીં. સ્ટીમર આવતાંજ દોડાદોડી થઇ રહી. અમારે માટે 'ફર્સ્ટ કલાસ'ની બે ટીકીટો લીધેલી હતી. અને માણસ માટે 'ડેક'ની ટીકીટ લીધી. ટ્યુટીકોરીન જો હું ભુલતી નહીં હોઉં તો તા. ૨૧ મી ડીસેમબર ૧૮૬૩ નાં દીને છોડયું. જેમ ધારો હતો તેમ ખુરસી પર બેસાડીને માણસો બોટમાં ઉતારી આવતાં, તેમ અમો ગયાં. ત્યાં હેજુ બંદર બાંધેલું નહીં હતું. સ્ટીમર બારાંની ઘણી બહાર હતી. જેથી લાંબો વખત બોટમાં રેહેતાં મારો જીવ બીગડી આવ્યો; અને બોટ સ્ટીમર પાસે પુગી, ત્યારે મારો જીવ ઘણો ફરતો હતો. સ્ટીમરનો કેપટન મને સીક જેવી જોઇને તુરત અમારી આગળ આવ્યો, અને તેણે મને દાદર પર ચઢતાંજ એક બચ્ચાને પાંખડામાથી પકડીને ઉચકી લે તેમ તેણે ઝડપથી મને ઉચકીને એક બાજટ પર બેસાડી દીધી, અને થોડું પાણી લાવી આપ્યું. તે પછી તે પોતાને કામે લાગ્યો.

આ બીના મારી લખવાની મતલબ એ કે કોઈ પારસી હોય તો આવી મન જાણી ઝડપ વાપરે કે? કોઇ કોઇ અંગ્રેજો ઘણાંજ ભલા હોય છે ને મોટો ભાગ મીજાજના ગીયેલા રેહેછ. એક માણસની ખુબી કદી ભુલવી નહીં જોઇએ. આપણી સાથે કોઇ જરાક પણ ભલાઇ કરે તો તે વીસરવી નહીં જોઇએ, અને સદા તેને માટે યાદ રાખવું. આ સ્ટીમર નવીજ ઢબની બાંધેલી હતી. તે નાહની હતી. એમાં એવી ગોઠવણ હતી કે થોડો ચોક્કસ ભાગ 'ફર્સ્ટ કલાસ' વાસ્તે જુદો કાઢેલો હતો અને બાકીનો અર્ધો ભાગ ખુલ્લાં 'ડેક પેસેનજરો'ને માટે જુદો કાઢેલો હતો. 'કેબીનો' સગવડની હતી. અને કોઇક વધારે સગવડ ભરેલી હતી. અમોને પણ એવીજ સારી 'કેબીન' મળી હતી. સ્ટીમરનાં પકાવનાર 'ફર્સ્ટ કલાસ'નાં બબરચીઓ બધા મુસલમાનો હતા. પી. એન્ડ ઓ. કંપનીની સ્ટીમરો જેવી મોટી ને સરસ એ નહીં હતી. તેમજ તેટલો ભપકો પણ એમાં નહીં હતો. તોબી ઠીક હતી. એ વેપારીની આગબોટ હશે કારણ કે તે બધા કોસ્ટાઓનાં બંદરો કરતી આવનાર હતી. મને તો સ્ટીમર માફક

આવેલી હતી. અમો બન્ને જણાંને દરીયો માફક આવતો હતો. અમોએ હવે યુરોપીયનોની સાથે જમવાનો વીચાર રાખ્યો. અને વખત સર સૌ સાથે ભેલાઇને જમતાં હતાં. સ્ટીમર ગામેગામ બંદર કરવા ઉભી રેહેતી, ત્યારે કોઈ કોઇ બારાંનો દેખાવ ઘણોજ રળીયાંમણો લાગતો. તે વર્ષમાં એક ગામડું, 'સદાશીવ ગઢ' નામનું સરકારનાં હુકમથી નવુંજ વસાવવાનું હતું, અને તેનું બારૂં પણ ઠીક લીલોતરીવાળું લાગતું. બધાં કરતાં મને ગોવાનું બારૂં ઘણું પસંદ આવ્યું. તેનો દેખાવ ઘણો લીલોતરી ભરેલો અને સારો લાગતો હતો. સાજનો વખત હોવાથી તે વધારે રળીયામણું દીસતું હતું. સ્ટીમર થોડાજ કલાક થોભતી ઘણો વાર ઉભી નહીં રેહેતી, કે કોઇ બારાંમાં જઈ પાછું ફરે, તે ઝડપથી માલ ઉતારીને લેવા જોગ લઇ તુરત લંગર ઉંચકતી અને દરિયો શાન્ત હોવાથી દેખાવ પણ સારો લાગતો. દરિયામાં ફરવાની જેટલી ધારતી છે, તેમ તેમાં ફરવામાં કેવી મજાહ પડે છે તે જેઓએ દરિયાની મુસાફરી કીધી હશે તેઓને ખબર હશે. માણસે પોતાની જીંદગીમા દરિયાની મુસાફરી એક વખત પણ કરવી જોઇએ, જેથી માણસને ઘણું જોવાનું તેમજ શીખવાનું મળે છે. અંગ્રેજોનો 'ક્રીસ્ટમસ્ટ ડે' અમોએ સ્ટીમરમાંજ ગુજાર્યો, અને તે દીવસે તેઓનો દેખાવ ઘણો ખુશી ભરેલો લાગતો. મન પસંદ ખાવામાંજ બધું આવી રહ્યું હતું. એથી બીજું જાણવા જોગ દીસ્તું નહીં. અમો ૮ દિવસે મુંબઇનાં રળીયાંમણાં બારાંમાં સલામત આવી પહોંચ્યાં. અમોને લેવાને બે-ચાર ઓળખીતાંઓ તથા સગાંઓ આવ્યાં હતાં. અમો અમારાં કોટનાં ઘેરમાં જે ભાડુત હતાં, તેમને ખાલી કરાવી અમારી આગળીજ જગ્યાએ આવીને ઉતર્યાં. જો કે ભાડુતને બે વરસની બોલીએ અમોએ રાખ્યાં હતાં, પણ સંજોગ એવો બન્યો કે તેઓ પોતે ખાલી કરવાની અગત્ય જોતા હતા. અને જેમ અમોને જરૂર હતી, તેમ તેઓને પણ હોવાથી મોટી ખુશી સાથે અમોને જગ્યા ખાલી કરી આપી. તેમ નહીં હતે તો મારો વીચાર મારા વડા કાકાને ત્યાં ઉતરવાનો હતો, અને તેવીજ મરજી તેઓએ દેખાડી હતી. તેટલી જરૂર રહી નહીં. પેહેલો માળ ખરશેદજી વાપરતા હતા, અને બીજો માળ અમો વાપરતાં હતાં, અને ત્રીજા કાતરીયાં પર જમવાનું તૈયાર થતું. રાંધણીને લાયક તેજ જગ્યા હતી. પહેલે માળની રાંધણી અમારા પાલમકોટાથી લાવેલા માણસ કોપલીને આપી હતી, કારણ કે તે કાંઇ અમારા હાથનું જમે નહીં. તે તો પોતાંનાં હાથે રાંધે અને પછી નાહીને ખાય. એ પોતાંનાં પકાવવામા ઘણો વખત રોકતો નહીં.

ઝડપથી ખાનું પકાવી તૈયાર કરી એક વખત રાંધી બે વખત જમતે.. તે પોતાનાં કામ પર એવો તો ચોક્કસ રેહેતો કે ઠેરવેલું કામ ગુપચુપ વગર ફરમાવવે ધારા પ્રમાણે કર્યો જતો. જો વીસ રૂપ્યાનો પગાર પારસી માણસને આપે તો અમારા આ વીશ્વાસુ માણસનું અધું કામબી નહીં કરે. તે ઘેરનું તેમજ શેઠની સાથે માલ વખારમાં ભરવા લાવવાનું બધું કામ તે મહેનતું માણસને હાથ હતું. તે સહવારે ૪) વાગામાં ઉઠતો. હાથ–મોઢું ધોઇ ગરમ પાણીનાં હાંડા તૈયાર કરતો. એ તેનું સહવારનું કામ હતું. આખું ઘેર ઝાડુ મારી સાફ કરી, ચોક પુરી અને અમો પા) વાગે ઉઠયે, તેટલાં તો બધું પુરૂં કરતો, અમો મુંબઈ આવ્યાં ત્યારથી લીમજીભાઇએ પોતાનાં, માયનાં માસીનાં દીકરીના દીકરી નવાજબાઇને બોલાવી કહ્યું કે "બહેન, હવે તમો મારાંજ ધરમાં રહેજો અને તમારૂં ઘેર કરી ગણજો." જેથી નવાજબાઈ અમારે ત્યાંજ રેહેતાં. રાંધવાનું મુખ્ય કામ તેવણનુંજ હતું. પારસી બબરચી રાખવાનો વીચાર માંડી વાળ્યો, અને તેમાં નવાજબાઇનો વીચાર અમારા વીચાર સાથે મળતોજ હતો. તેવણ પણ એવા બબરચી માટે ધીક્કાર બતાવતાં કે "અરે રે! તેઓ કયાં પાધરા રહેછ?" જેથી ઘેરનું કામ અમોને બોજા જેવું નહીં હતું. વેતરવું, કાતરવું, સીવવું, ભરવું, એ કામ પણ નવાજબાઈ પોતે કરતાં, અને તેવણ બીચારાં એટલાં તો મહેનતુ ને કદરદાન હતાં કે હું જેટલી તેવણની તારીફ કરૂં તેટલી થોડી છે. જેબી કામ હોય તે બહેન નવાજબાઇ કરતાં. તેવણનાં વગર એક દીવસ ચાલે નહીં. જો તેવણ માયને ઘેર ગયાં હોય તો અમોને ઘણી અડચણ પડતી. એવાં એ લાયક બાઇ હતાં, તેનાં કમબખત અને કમભાગનાં ધણીને શું અભાગ હશે કે આવી બૈરીને તેણે પોતાંની એંટ અને હુજતને માટે તજી દીધી! આ નવાજબાઇનો થોડો હેવાલ લખેલો વ્યર્થ જશે નહીં. એ બાઇ મેં આગળ જણાવ્યું તેમ લીમજીભાઇનાં માયનાં માસીની છોકરીની છોકરી હતી. લીમજીભાઇની કોઈ માસી, મામી, કે કાકી તો હતીજ નહીં; ત્યારે આ બાઇનાં માયને માસી ઠોકી બેસાડયાં! અને તેવણને માસીને નામેજ ઓળખતાં. આ માસીને ત્યાં આ નવાજબાઇ અને એક બીજી છોકરી હતી. તે બીજી છોકરીની બે દીકરીઓ અને જમશેદજી અને ડોસાભાઈ નામે બે છોકરા હતા. તે બીચારીએ ૭) છોકરાંઓનો જન્મ આપ્યા છતાં કમ–ભાગ્યે એક પછી એક મરી જવા પછી ફકત એક છોકરાને મહા મુસીબતે ૧૮) વરસનો કીધો હતો. જે સારો છોકરો હતો. તેને હું પાલમકોટા ગઇ, ત્યારે

સારી હાલતમાં જોઇને ગઈ હતી. પણ જ્યાં ઓટ ત્યાં ભારી ઓટ, તેમ તે બીચારો પણ આ કમનસીબ મા-બાપોની માયા છોડી તેઓને સદાનાં ગમમાં ગીરફતાર કરી ચાલતો થયો! જેનો ગમ આ બાઇને તેમજ તેનાં માતાને ઘણોજ લાગ્યો હતો. તે મરનારને દીકરીનો છોકરો દીકરા દાખલ કરી આપ્યો હતો. જેની સાથે ખરશેદજીનાં દીકરી કુંવરબાઇને પરણાવ્યાં હતાં. એ ડોસાનો તમામ અને છેલ્લો આધાર આ છોકરા પર હતો. અમારા ઘેર સાથે માસીને ઘણુંજ સારૂં હોવાથી તેવે વખતે અમો મુંબઈ આવી લાગ્યાં, જેથી ઘણાં રાજી થઇ ગયાં. નવાજબાઇને કાંઇ ફરઝંદ નહીં હતાં. તેવણ બચગીમાં સોરાબજી સાસુરીને ત્યાં પરણેલાં હતાં, જેનો વડો છોકરો જમશેદજી માદનને નામે પારસીઓમાં જાણીતો છે. તે જાણીતો એમ છે કે એક દસ્તુરની આડી વર્તણુંક માટે તેને કોર્ટે ચઢાવી વાંક નહીં પુરવાર કરતાં પોતાની ચાલ માટે પોતેજ ૬) મહીનાં કેદખાને જઇ આવ્યો। તેના નાના ભાઇ હોરમસજી સાથે આ નવાજબાઇ પરણેલાં હતાં. ત્યાં સાસુનો ઘણો જુલમ છતાં એ નવાજબાઈ સાસરે રહી બધું કામ એક હાથે કરતાં. એવું મારાં માયે નજરે જોવાથી વાત કરતાં હતાં. જે બાથાવાલા ઘેરમાં મારા કાકા રહેલા હતા, ત્યાંજ એ બાઇનાં સાસરાં હતાં. જેથી અમો વધારે આગળનાં ઓળખતાં હતાં. એ નવાજબાઇએ એક બેટાનો જન્મ આપવા પછી તે ૪ કે ૫) માસનો થઇ ગુજરી ગયો. તે પછી આ નવાજબાઇનાં જેઠ જમશેદજીએ કાંઇ કાંઇ તેને વારતે પેલા પોતાનાં નાના ભાઈ આગળ તેને ભમાવનારા સખુનોથી ઉશ્કેર્યો, જેથી ઘણો મીનાંકેસો વગર કારણે જન્મ પામ્યો. છેવટ એજ આવ્યું કે જીંદગીનાં છેડા સુધી એ બાઇએ મા-બાપને ત્યાં રેહેવા આવવાનું ડહાપણ વીચાર્યું. તેઓએ ૧૦) વરસ થઇ ગયાં પણ તે વહુ કયાં મરેછ કે જીવેછ તેની બીલકુલ દાદ નહીં લીધી. જેથી મારા વડા કાકાએ એ બાઇનાં વર હોરમસજીને ઘણો સમજાવ્યો અને તેમજ ડોકટર ફરામજી ખરાડી એ પણ સમજાવવા છતાં નાં પાડી, અમારે ત્યાં આવવાનું છોડી દીધું. એવો તે એંટાલ માણુસ હતો. એ બીચારી પોતાનાં મા-બાપને માથે બોજો નહીં થતાં, પોતાનું શીવી ભરીને પુરૂં કરતાં. જાતે ઘણાં મેહનતું હોવાથી સૌને વહાલાં લાગતાં. નામ કોઇને પ્યારૂં નથી, પણ કામ પ્યારૂં છે! એ બાઇમાં નરમાસ સારી હતી, જેથી જ્યાં જાય ત્યાં સમાઇ જતાં. એવણનો હેવાલ મેં ટુંકમાંજ લખ્યો છે. માટે તે ટુંક બીનાં વાંચનારે સમજી લેવી.

લીમજીભાઈએ માસીને ફર્માવ્યુ કે "નવાજમાઈનાં વર પર ફરીયાદી માંડો પોતાની બૈરીને નહી બોલાવતો તેનું કારણ જણાવવા કહો." મામીએ કહ્યું કે "દીકરા હુ શુ સમજું, પણ એના બાપ ના કેહેછ કે હુ કોરટમા નહી જાઉં!" એવા કજોડાની પારસી કોમમા કાઇ ખોટ નથી! ઘણી એવી કમભાગ્યેગ અબળાઓ માટીઓને નામે રડતી બેઠેલી મળી આવશે! ઘણા એવા નાન્વારસ થઇ પડેલા બચ્ચાં પણ આપણા જોવામા આવે છે આવા નીર્દયને કદી દયા હોતીજ નથી! જ્યારે આવા માટીઓ હાથ લાગે, ત્યારે બીચારી જનાન અબળાઓનું શુ થાય? તેઓ જન્મના દુખી થાય અને દુખનો છેડો મોતે આવે. આવા દાખના મે મારી નજરે જોયલા છે

હુ મુબઇ આની, પણ ઘેરમાથી બહાર નહીં જતી બહાર જવું મને ઘણું ભારી પડતુ. હું માગ કાકીમાયને ત્યા મલવા જતી. અને કોઇક વેળા જે ત્યા જવું પડતુ તો પાલખીમા બેસીને જતી. અને સાજે ૭) વાગ્યા પછી ઘેરમા આનતી. રસ્તે ચાલવાની મને ઘણીજ શરમ લાગતી મને બધા ઘણું સમજાવે પણ મને ઓર તેથી વધારે શરમ લાગતી!

એક દીનસે માસીએ લીમજીભાઇને કહ્યુ કે "દીકરા તમો આવાબાઇને સારી અચરણીની પેહેરાવના માગોછ કે?" તેવણ જયાબ દે તેની અગાઉ હુ વચ્ચે પુરાઇ, ને મે કહ્યું 'નારે, માસી! તમે શું મારી ફજેતી કરવા માગોછ કે?" બસ, બીચારા માસી તો "વારૂ માય, વારૂ. ચાલ માય, તારી જેવી ખુશી" એમ કહી ચુપજ થઇ ગયા! એ જગલી રસમ મે થના દીધી નહી, કારણ સુધરેલા વિચારના લીમજીભાઇ તો એ બાબતમા મદદગાર હતા, તોપણ મને નામના રૂ ૨૦૦) મલ્યા હતા, ને હુ મારા રૂપ્યાની કોઇ દીવસ દરકાર રાખતી નહી, પણ તેવણ પોતે સભાળીને વ્યાજે મુકી વ્યાજ ઉપજાવતા અને મને કેહેતા કે તમારા આટલા સો રૂપ્યા છે એવી પૈસાની બાબદમા લીમજીભાઇનુ પ્રમાણીકપણુ તારીફ લાયક હતું મારા માયે પણ અમો બન્નેને માટે રૂ ૧૨૫) મોકલ્યા હતા જેમા રૂ. ૫૦) મારા કપડાના અને લીમજીભાઇ માટે રૂ. ૭૫) તે પણ બધા રૂપીયા મારે નામે તેવણે મુક્યા તેમાથી પોતે લેવા ના પાડી! હવે અમો મુબઇ આવ્યા. તે વખતે સને ૧૮૬૪ ના છક્કાના બજારનો મુબઇ નગરીનો રોબ ને દમામ હતો ને પૈસા તો જાણે ખીસાદ નહીં! અને ઘેરે ઘેર શેરના ત્રેવાપણાનો ભારી પવન લાગેલો હતો શેઠ શેર લે અને

તેનો અણુસમજ ઘોડાવાળો તે પણ શેર લેવા તૈયાર થાય! કોઇ પાસે પૈસા નહીં હોય તો કીંમતી ઘરેણાં વેચતાં, અને તેબી નહીં હોય તો ઉછી ઉધારનું કરતાં. માટીડાઓ પોતાંની બૈરીનાં ઘરેણાં વેચતા, યા 'મૉગેજ' મુકતા અને તે સુનાંનો ધુમાડો કરી શેરનાં ચીથડાં લેતા. કેટલી એક 'પરપોટા કંપની' (રાસ્ત ગોફતારે આપેલું નામ) પોતાનાં શેરો લોકોને ઘેરે, ઓળખીતાંને ત્યાં મોકલતા. જાંણે રોજની દીવાલી અને બજારમાં તો ભારી ધમાલ ચાલતી. જ્યાં જુવો ત્યાં વાત કાંઇંજ નહીં. આજે પેલો હજાર કમાયો ને પેલો દસ હજાર કમાયો. આ પાપી લોભનું એવું તો ઘેલાપણું લાગેલું હતું કે જે શેર નહીં ખરીદે તે બેવકુફ! એવો ગાંડો–ઘેલો ખ્યાલ લોકોનાં ભેજામાં બેઠેલો હતો. મોંઘવારી ઘણી હતી, પણ સટ્ટાનાં ઘેલાપણામાં તેનું પ્રમાણ કે તોલ કોઇ કશી રીતે કરતું નહીં એવો ભરચકનો વખત હતો. અમો મુબઇ વસવા આવ્યાં હતાં, પણ સારાં ભાગ્યે તેમાં અમો નહીં ફસ્યાં. અમારો અવેજ તો દુકાન સારૂં માલ મોકલવામાં રોકાઇ ગયો હતો. લીમજીભાઇ આ ઘેલા પવનને હંમેશાં ખરા અંતઃકરણથી ધીક્કારતા! તેવણ બોલતા કે "કોણે લાખ ને બે લાખ તોલી જોખીને ઘેરમાં લીધા? ફકત કાગળ પર આંકડા માંડીને લાખ ને બે લાખની બુમો ઉડારે.

## પેસ્તનજી શરાફ.

આ છક્કાનાં બજારમાં શેઠ પેસ્તનજી શરાફનું નામ અખ્યાત હતું. તેવણ કામાને ત્યાં મેહેતા હોવાથી, તેઓએ પેસ્તનજીને ઠીક હથીયાર કરી બેસાડયા હતા. તેવણને આગળ પાડી ધંધો કરતા અને તેવણને પણ વરતાવતા. તેવણનો સેતારો ચઢતો હોવાથી રોજ પૈસા મેળવતા. કોઇ બીચારો વર્ષે પૈસા પેદા કરે, પણ પેસ્તનજી શરાફ તો રોજનાં માતબર થઇ પડયા! શેઠ પ્રેમચંદ રાયચંદ સાથે જીવે જાનનાં દોસ્ત થવાનું જાણે તેવણનાં નસીબમાં સર્જેલું હતું.

વાંચનાર, આએ પેસ્તનજી શરાફ લીમજીભાઇનાં બનેવી થાય છે. તદ્દન ગરીબાઇમાંથી આવા તવંગર થઇ પડેલાં ધણીઆણીનો રંગ–રૂપ ને સ્વભાવ ખુદરતીજ રીતે બદલાવું જોઇએ; અને તેમજ હતું. રતનબાઇનાં મીજાજ અને તોરનો કશો પાર નહીં હતો! એક તો તેવણ ભાઇને ઓળખતાં હતાંજ નહીં, તેમાં વળી પૈસાની ગરમી અતી ઘણી વધી પડવાથી તે બેહેન બધાંને સદાબરાં ભુલી ગયાં!

હવે એક સારી કંપનીનાં શેર લેવા કોઇ દોસ્તે લીમજીભાઇને ઘણીજ બહોંસ કરી, અને શરમમાં નાખ્યા જેથી તેવણે મને કહ્યું કે "આલા, તારી મરજી હોય તો તારો ને મારો ભાગ નફા–તોટામાં. બોલ, શું વીચાર છે?" મેં તેવણને વીશ્વાસથી કહ્યું કે "એ વાતની મને તદ્દન સમજ નથી. તમારે જે ગમે તે કરો. તમોને પુર સત્તા છે. મારા શાંનાં રૂપીયા? હું શું કરવાની છું? પૈસાનો તમારે જે ગમે તે સુખે ઉપયોગ કરો." આ મારા બોલવાથી તેવણ રાજી થઇ બન્નેના ભાગમા થોડા અને ઘણીજ નાની રકમના શેરો લીધા. તે શેરો સધ્ધર હતા, અને પોતે ઘણા ચોક્કસ હતા.

એમ કરતાં માર્ચ સને ૧૮૬૪ ની શરૂઆતમા મેં એક બેટીનો જન્મ આપ્યો, તે પણ પારસી રીત પ્રમાણે નહીં. મારા પોતાનાજ ઘેરમા કાઇ માય ને ત્યા નહી. પહેલ્લેથીજ એવી ગોઠવણ રાખી હતી કે માયને ત્યાં યા કાકાને ત્યા નહીં, પણ આપણાજ ઘેરમા જે હોય તે, અને તે માટે અગાઉથી વીચાર રાખીને એક ડૉક્ટરનું વર્સાન બાધ્યું હતું. તે ડૉક્ટર કોણને પસંદ કરવો તેની સલ્લાહ લીમજીભાઇએ મને પુછતા મેં લાયકીવાલા ડૉક્ટર રૂસ્તમજી કા. બહાદુરજીને માટે ભલામણ કીધી, જેથી તેવણનું વર્સાન જાનેવારીની શરૂઆતથીજ અમોએ ઠેરવ્યું હતું. તે આસરે રૂ. ૫૦ કે ૫૭) તે મને યાદ નથી. તે ડૉક્ટરને અગત્યના વખતે બોલાવવાની બોલી કીધી હતી જરા જરા દુખમા મેહનત નહી આપવા ચેતાવ્યુ હતું. સર્વે રીતભાત અમારે ત્યા કાઇ અંણજાણી નહીં હતી કેટલાકો વર્સાનનો ડૉક્ટર થયો એટલે જાણે બાવાને ત્યાનો નોકર હોય, તેમ જરા જરા દુખમા ડૉક્ટરને મેહનત આપતા, તેથી ઉપલા ડૉક્ટરે ચેતાવ્યું હતું સુવાવડમા પેહલેથીજ મારી તબીયત બીગડી હતી અને મને સખત બોખાર ચઢતાજ ડૉક્ટરની મદદ લેવી પડી મારૂં દર્દ જુદુજ હતું. તે જુનું એટલે સાત માસ સુધી ખમેલું હતું! જે સાભળી ડૉ. બહાદુરજી અજબ થઈ ઠપકો આપવા લાગ્યા, અને એવી રીતે મેં પેહેલે નહીં બતાવી ઉપાય નહી કીધો, કે કરવા દીધો, માટે નરમાસ ભરેલા શબ્દોમા ઠપકો આપી કહ્યુ કે હવે વધુ તમોને ખમવુ પડવાનું!" એ દર્દ મારી જમણી છાતીમા હતુ તેને ઘણું મોટું રૂપ આ નબળાઇમા પકડયું હતું, જેથી ડૉક્ટરને ઘણી મેહનત પડતી મને અડકીને તેવણને તપાસવુ પડતું હતુ। તે વખતે ડૉક્ટરોને અડકવા પછી નાહવું પડતું હતુ, જેથી

તેઓનો ઘણો વખત તેમાં રોકાતો, તેમજ ઘરમાનાંને પણ તેટલીજ મહેનત પડતી હતી! સારૂં થયું જે આજે તે વહેમ મોટા ભાગમાંથી દુર થયો છે! તે દર્દને લીધે હું ઘણી સીક રહી. તે આખો મહીનો દવા દારૂમાંજ પુરો થયો. અને તે, મારી શરમનું પરીણાંમ હતું! ડૉક્ટરને નહીં દેખાડનાં મેં આટલું સખત દુઃખ ખમ્યા કીધું, જેથી આવે વખતે મેં મારી ભુલ જોઇ!

મેં જો મારાં દર્દનો ઉપાય પેહેલાંથીજ કીધો હતે તો આ નબળા વખતમાં મને અતી ઘણું સોસવું નહીં પડતે. જો મારાં તે વખતે ખમેલાં દુઃખનો હેવાલ લખું તો ઘણો લંબાણુ થઇ જાય. મારી માવજતમાં કશી ખાંમી હતી નહીં, કારણ ઘેરનાં વડા દરેક કામમાં પુરા માહેતગાર હતા. જેથી માય કે માસીની હાં મને કશી અગત્ય નહીં હતી. પેલાં મારાં સગાં નવાજબાઇ મારે માટે જીવ પટકીને મહેનત કરતાં. ત્રીજે માળથી નીચે ખડકીમાં સેકનાં પાણી લાવી આપતાં. કશી રીતે તેવણ કંટાળતાં નહીં. મારાં કાકીમાય મારી આગળ ફુરસદને વખતે આવીને ખબર પુછી જતાં. મને કશો વેહેમ ખુદરતી હતોજ નહીં, મારો સ્વભાવ ઘણો શાંત અને મીલનસાર હતો. હું કદીબી કોઇને કાંઇ પણ વાતનો ઠપકો આપતી નહીં. કોઇ ગમે તેવો વાંક કરતું, પણ તે મુંગે મોઢે સોસવાની મારી આદત ખુદરતી હતી. હું ઘણી સીક હોવા છતાં મારી આગળ ખરશેદજીનાં છોકરાંઓ ભારી તોફાંન સાંજની વખતે મચાવતાં, એટલુંજ નહીં, પણ જે ઓરડામાં હું હતી, તેની પાટીયાંની ફરેકાર હતી, તેમાં છોકરાંઓ જોરથી લાતો મારતાં અને ઘણી મસ્તી કરતાં. હું કશી રીતે ગુસ્સે થઇ કોઇને કાંઇ પણ કેહેતી નહીં; કારણ કે બોલવાથી બીગાડ થાય. બચ્ચાંઓ જાલેમ સ્વભાવનાં હોવાથી કાંઇ માને નહીં અને મોટાંઓનો મીજાજ જાય! તેનાં કરતાં ચુપકીદી પકડવાથી સેંકડો બલા દુર રહે, તે હું સારી પેઠે સમજતી હતી. મારી તે સમજનો ઘણો ફાયદો થતો. બાકી જો આવી ખરી કંટાલા ભરી બીનાં જો લીમજીભાઇ જાણે તો બધાંની ધુલ જટકી નાંખે! ઘેરમાં તેમાંથી નકામો પોતાંની વહુ સાથે મીનાકેસો થાય. તેવણનાં આવા આકળા સ્વભાવને લીધે સેંકડો બાબત પર ઢાંકણું વાળવાની મારી સાધારણ ટેવ હતી. મારી માવજત માટે રેહેલી પારસી બાઇ ઘણી લાયક હતી. તે કોઇ વેળા ગુસ્સો કરે તો હું તેને પણ નરમાસથી મના કરતી, કે હોય એ તો બચ્ચાં છે. ખરશેદજીનાં ત્રણે બચ્ચાં નાનાં હતાં, જેથી તેઓ ઘણાં મસ્તી કરતાં. મારે ત્યાં જન્મેલી છોકરીનું નામ ધનબાઇ રાખ્યું હતું.

## ભાગ્યશાળી ધન.

આ દીકરીનાં જન્મ પછી ઘેરમાં પૈસાની ઘણી રેલછેલ થવા લાગી. નહીં ધારેલા અમારા શેરોનો રૂ. ૭૦૦) જેટલો નફો મળ્યો. એ દીકરીને જીવાડવાની તેવણુની ઘણીજ આશા હતી, કે એ છોકરી જીવે તો ઘણુંજ સારૂં. તેને મહીનો ઉગતો તેની એક દીવસ આગમજથી તરેહવાર તૈયારીઓ થતી. ઘણો ખરચ છુટથી કરવામાં આવતો. પૈસા જેમ ગમે તેમ વપરાતા હતા. તેની કશી તાંન કે મનાં હતી નહીં. જે દીવસે તેને મહીનો ઉગતો તે દીવસે નવાજબાઇ ઘણાંજ રાજી થતાં. આ તકનો લાભ લઈ તેવણે મને પુછ્યું કે "માય તમારી ધનને વરસ ઉગે તો મને રૂ. ૧૦૦)ની સાંકલી પેહેરાવશો?" હું કબુલ થઇ. આ બીનાં લીમજીભાઇને ખબર નહીં હતી. અમો બે જણુ વચ્ચે વાત થઇ હતી.

## દીકરી ધન સારી, સોહામણી ને ઠણ્ડા સ્વભાવની હતી.

તેને માટે આયા રાખવામાં આવી હતી. દરેક રીતે પુર માવજત રાખતાં. જરા સીક પડે કે તુરત ડૉકટરની સલ્લાહ લઇ સૌ તતપર રેહેતાં.

## પારસીઓની જંગલી રસમ!

મારાં માયને ત્યાંથી દીકરી ધનને માટે રૂ. ૨૦૦) મારાં કાકીમાય ઉપર મોકલ્યા હતા. કે મને 'જોરી-પોરી' આપે. મેં તેવણુને કહ્યું કે "તમો જાણુતાં નહીં કે એવી કોઇ રસમ મને ગમતી નથી! એવો રકાસ હું કરવાની નથી!" તેવણે મને કહ્યું કે ત્યારે જેમ તમોને ગમે તેમ. મેં પછી સલ્લાહ આપી કે "ધનનાં હાથની એક જણુસ બનાવો, અને બાકીનાં રોકડા આપો. થોડાં જભલાં-ટોપી બનાવો," તે પ્રમાણે તેવણે કીધું, અને દીકરીને પેહેરાવીને મોકલી! દર મહીને મારાં માય-બાવા જભલું-ટોપી કરતાં અને અત્રેથી તરેહવાર જભલાં તેમજ રોકડા રૂપીયા બચ્ચાંને નામે એકઠા થતા. એટલુંજ નહીં, પણ તેને પગલે સૌને પાંચ રૂપીયા મળતા!

આપણાં લોકોમાં આટલો સુધારો આગળ વધવા છતાં 'અધરણી' ને 'જોરી-પોરી' ને 'વધાવા'ની અણુઘટતી અને હસવા સરખી રસમ એટલી તો તે વખતે જોવામાં આવતી કે તેને કદીજ સુધારવાની આશા હોયજ નહીં! થોડાંજ ઘેર એવાં મળી આવતાં કે જ્યાં એવી રસમ નાબુદ થયલી જોવામાં આવે! આજે પણ એ જડ મજબુત છે. આવા સુધરેલા વખતમાં પણ આ નહીં ઇચ્છવા જોગ ફજેતી જેવો દેખાવ નજરે પડે છે!

## રીતની ભીખ!

સાસરાનાં લોભ એ ઉપરથી દેખાઇ આવે છે; તેમાં જો કાંઇ ઓછું પડયું તો પારસી સાસરાં કુટુંબમાં સાસુ-વહુ અને વેહેવાઇ-વહવાંણમાં કજીઓ કંકાસ, હલકાઇ અને ફજેતી જોઇ લેઓ! તેમાંથી કજીઆનું બી રોપાય. જરા ઓછું પડયું તો વધુ કીધાથી કાંઇ તેઓનું પુરૂં થવાનું હોય કે કાંઇ તવંગર થવાના હોય તેમ કરે છે! એ મને પસંદ નથી!

આપણાં લોકો મોહને ચઢીને કેટલી એક ચીજો માંગે છે, તે ઘણું શરમ ભરેલું ને ધીક્કારવા જોગ છે! જાંણે દીકરાને સાસરેથી આવતી પેહેરામણી, તે ઘેરની કમાઇ હોય કે મેહેનતનો બદલો હોય તેમ આપણાં લોકો 'આએ નહીં કીધું ને પેલું નહીં કીધું.' એવી અણઘટતી માંગણી જેટલી હલકી ને સાંકડાં મનની નીશાંણી છે, તેટલી અક્કલથી ઉલટી ને ધીક્કારવા જોગ છે! જો મા-બાપો પાસે પૈસા હોય તે માબાપોને દીકરા-દીકરી કરતાં કઇ ચીજ વધુ પ્યારી હોય? પણ સામાં માણસોને તેવો કશો વીચાર નથી રેહેતો. પારસી બૈરાઓ સાએ નવ્વાણું મતલબ્યાં, અને પોતાનુંજ ભલું ચાહનારાં મને ઘણાં નજરે આવે છે! પોતાની મતલબ સાચવવાનાં તરેહવાર બહાણાંથી તેઓ જેટલો કંકાસ કજીઓ અને હસદ વધારે છે, તેમાં તેઓ પોતાંનું ભલું નથી કરતાં. પણ એ હલકાં-સાંકડાં મનથી બીજાંની ખરાબી તેઓ પોતાંની આ હલકાઇથી કરે છે ને ઓર બીગાડ કરે છે! તેમાં કદીબી છેવટ સારૂં આવતું નથી. જ્યાં એ બાબદનો કુથલો થાય, ત્યાં સંપની આશા રાખવી ફોકટ! ત્યાં બધી રીતે મન ખાટાં, અને તુટેલાં દીલ સમજવાં. વેહવાઇ તરફથી આવતી રીત આડકતરી રીતે ભેટ સોગાદ જેવી એક રસમ મને તો નજરે આવેછ. એમાં કાંઇ કીયા કે ચોક્કસ બાંધી આપેલી રકમની હદ જેવું છેજ નહીં! એ તો ખુશીનો સોદો છે. જેવી જેની જોગવાઇ, કમાઇ કે દોલત પ્રમાણે સૌ વધતું-ઓછું કરી પોતાની ફરજ અદા કરે છે. વધુ આવ્યાથી કાંઇ આપણું હંમેશાં પુરૂં થવાનું છે કે? બોલીને બદનામ થવું, ખટાસ પેદા કરવો, હલકાઇ દેખાડવી, અને હલકા સખુનો સાંભળવા! મા-બાપ છોકરાં પરણાવે છે, તે શું પૈસાને ખાતર કે સુખને ખાતર? એ તેઓએ પેહેલાં સમજવું જોઇએ!

મને અત્રે એ બીના પર લંબાણ લખવું પડે છે. તેનું કારણ એકે આજેબી એવી રસમ થોડા ઘણાં સુધરેલા આકારમાં ચાલુજ છે. એથી થાય છે શું? પૈસાવાલાને તો કશી અગવડ છેજ નહીં. પણ ગરીબો કે

જેઓની હાલની હાલત, તેમાં ચોકશ 'પારસીઓને તો ઘણોજ ખરચ છે, તેઓને ઉપરાસાપરી એ તીર્થો કે જેને માટે ફક્ત ઘટતી માવજતની ને સંભાલની જરૂર હોય છે, તેવે સમયે આ ખોટા ખરચને માટે જેઓની નહીં ગુંજાસ ચાલતી હોય તેઓને વાસ્તે ખરેજ દયા ઉપજાવવા જોગ છે! ગરીબ બીચારાને ઘેરની ઉમ્મરે પુગેલી બાનુંઓથી ઘણું ખમવું પડે છે! "ગમે તો કારા ચોરને તાંથી લાવો, કીધા વીના તો નથી ચાલવાનું." પારસી–સંસારી ખરચોથી તે તણાતો જાય છે, તેમાં આવા બેઅંદાજ ખરચોમાંથી તેનો કદી છુટકારો નહીં થાય. તેવી ઘણાંઓની હાલત જોવામાં આવે છે. એ રસમ હીન્દુઓમાંથી પકડવામાં આવી છે; પણ તેને અતી ઘણી સુધારીને વધારી મુકી છે. જે આપણી સુધરેલી, સમજુ, ને માન પામેલી કોમને કશી શોભા લગાડતી નથી! જો શકતી હોય તો **ભેટ દાખલ** રોકડ, યા કપડાં, યા કાંઇબી આપવું.

લીમજીભાઇને એ વાતનો ઘણો ધીક્કાર હતો. તેવણે પોતાંની વહુની પણ એવી કોઇ રસમની ક્રીયા નહીં કીધેલી, તેમજ પરદેશ હોવાથી તેની માયને ત્યાંથી પણ કશું કીધેલું નહીં હતું.

મારાં માય–બાવાને ત્યાંથી રોકડ રૂપીયા એવી કોઇ તીર્થમાં આવતા તે બચ્ચાનાં હકમાં તેનો સારો ઉપયોગ થતો.

## ઉદાર દિલના લીમજીભાઈ

અમારે ત્યાં ધર્મ સંબંધી ક્રીયા પણ ઘટતીજ થતી હતી. મુકતાદમાં ફક્ત ૧૦ દીવસ દરૂણ–બાજ–ફરોક્ષી, આફરગાંન એવું થતું, પણ ખાવા-પીવાનો ખરચ ઘણોજ થતો હતો. તેની પછવાડે મહેનત પણ તેટલીજ પડતી. આવી બાબદમાં લીમજીભાઇને મના કરાય એવું કાંઇ નહીં હતું. હીમ્મત કોણની ચાલે જે બોલે. સૌ પછવાડે બરબડ કરે કે "આટલું છે તે વળી આએ બીજુ શું કામ મોકલ્યું." અમારે સાં જમવાની વાંણીઓ ઘણી બનતી. તાજી માછલી સાંજનાં તો જરૂરજ જોઇએ. તેબી રાંમસ, છમણા, બોઇ, મરઘી કે બતક તો બીજે ત્રીજે કે અઠવાડયામાં એક વખત તો લખીજ આપેલું! એ બધું પાલમકોટામાં બધું ઘણું સેહેલ લાગતું હતું, કારણ કે સાં દરેક ચીજ તૈયાર અને ઘણો ખરચ નહીં પડતો. દુન્યાંમાં વખણાયલું મુંબઇ શેહેર જે સને ૧૮૬૪ નાં ઉછાલા અને ઉથલપાથલના છક્કાનાં વખતમાં મોંઘવારી તો એટલી કે ઠેકાણું વગરની. આવી મોંઘવારી મુબઇ શેહેરમાં કદી થયલી નહીં અને લોકો કેહેતાં કે

થશેખી નહીં. તે બોલવું ખરૂં હતું. એક કામને માટે જ્યાં દોઢીયાં ખરચવાં જોઇએ ત્યાં રૂપીયો ખરચાતો અને વળી લીમજીભાઇનો હાથ ઘણોજ છુટો કોઇને કાંઇ ચીજ પચતી નહીં, પણ તેનાં એટીન પર તુરત આંકડો ચુકાવી આપવો. મોટી પંચાત તો એ હતી કે મુંબઇનાં લોકોનો વાયદો હંમેશાં એવણને ખોટો પડતો, તેથી મુંબઇના ધંધાદારી લોકોને તેવણ ઘણાંજ ધીક્કારતા ને ઘણી તકરાર તેઓ સાથે કરતા. "તમો મોં માંગ્યો ભાવ લેઓ, પણ ખુદાને માટે સાચ્ચું બોલો કે ફલાંને દીવસે હું તે ચીજ લાવશ યા પુરી કરશ. ખોટો વાયદો નહીં જોઇએ." એટલું કહેવા છતાં પણ જેને આદત પડેલી તે કાંઇ જાય? તેઓની ચાલથી ઘણાંજ કંટાળતા. પૈસો ખરચવાનો કંટાળો નહીં કરતા; તેટલા આવા જુઠાઓથી ઘણાં કંટાલતા. જાતે સ્વભાવ ઘણો આકરો ને જુઠાંની તો ઘણી ચીડ, બધાંને કહેશે "સાચ્ચું બોલો." એ શીખામણથી માણસ સુધરતું હોય તો પછી આખી દુન્યાં સુધરી જાય' અજ્ઞાન લોકોને કહેવું ફોકટ છે. હું જોતી કે અમારે ત્યાં જેટલી આવક તેટલો ખરચ હતો. ખરચ ગણો તો ફક્ત મહીને દીવસે રૂ. ૨૦૦) નો થતો અને પરચુટણ બીજો ખરચ રૂ. ૧૦૦) થી વધુ થતો. સહવારથી રૂ. ૧) નો ખુરદો કબાટમાં આગળથી ઢગલો કરીને મુકી રાખતા. અને તેમાંથી મન ગમે તેમ દોઢીયાં વાપરતા, જાણે તે કાંઇ નકામાં હોય, તેમ તે ગમે તેટલાં સાંજ સુધી વપરાતાં, તેમજ નાના છોકરાંઓને દરરોજ આપવામાં આવતાં. સાંજે બહાર જાય, ત્યારે રોકડા રૂ. ૫) પર્સમાં નાંખીને લઈ જાય. મોરાબજી મીસ્રીની દુકાન પર બેસતા ને જે કાંઇ સારી ફ્રુટ રસ્તેથી જતી તે ખરીદ કરીને ઘાટી પાસે મોકલતા. કોઇ ચીજને માટે ઘાટીઓને બે-ત્રણ ફેરા પાડતા. અને વખતો વખત હેલ્પ આપતા, તેમજ મરઘી કે કોઇ સારી ચીજ હોય તે ખરીદીને મોકલતા, જેથી ખરચ ઘણો થતો. જેઓ એ પ્રમાણે ઘાટીને જોતાં તેઓ હસતાં કે "વાહ! બીચારો ઘાટી કદાં કમાતા જાય, બે ફેરા તો

## ૧૮૬૪ ના "શૅર-મેનીઆ!"
## ૧૮૬૪ ની દીવાલી !

જેઓએ મુબઇની ૧૮૬૪ ની દીવાલી જોઈ હશે, તેઓ તે દેખાવ કદી ભુલ્યાં નહીં હશે. તે દીવાલી કેવી હશે? તે દીવાલી હીન્દુઓની નહીં, પણ ગોયા પારસીઓનો મોટો તેહેવાર થઈ પડયો હતો. શું રચનાં ને ધુમ મચી રહી હતી કે એ દીવાલીએ તો વેપારીઓને લાખોનાં લેખાં કરવાનાં હતાં. પ્રેમચંદ રાયચંદ અને પેસ્તનજી શરાફ જેવાઓને તો કરોડોનાં આંકડા માંડવા પડયા હશે. આ સાલની દીવાલીની શોભાયમાન રચના હું શુ લખું? ભારી ધુમ-ધામની ધમાલ ચાલતી. એ વર્ષમાં રૂપાં નાંણાંની રેલછેલથી જે મુબઇગરાઓ પગ ભર થઇ ગયા હતા, તેઓ જાણે સદાનાં તવંગર રહેવાનાં હોય તેમ તેઓનો ને તેઓનાં કુટુંબનો દોર-દમામ, નખરાં, રોબ, તોર, મીજાજ, સૌ બદલાઇ ગયલાં હતાં. તે સાથે કેટલેક ઠેકાંણે તો નવાં ઘેર, નવા ગાડી-ઘોડાનો કાંઈ પાર કે સુમાર નહીં હતો. જેઓ પાંચ પૈસે સુખી હતાં, તેઓનો દમામ વધ્યો, પણ જેઓએ નહીં દીઠેલું તેઓનાં ઘતરાટ ને હલકાઇ પાર વનાની હતી! જેઓએ કદી જન્મમાં જોયલું નહીં તેઓ તો જાંણે હરખથી એવાં ફુલી ફાલીને બદલાઇ ગયલાં કે શું અત્રે તેઓનો ચીતાર આપું? મારી કલમમાં તાકાત નથી! ઓ ખુદા! પૈસાવાળાંનો તાપ તે કેવો હશે! તેઓ એ ચળકાટથી પોતાંની કેટલીક ખરાબ ચાલથી સુધરી ગયા, અને કેટલાંકો વળી બગડી પણ ગયા! કેટલાંકોનાં ચેહેરા પણ પૈસાના તાપથી ખીલી ગયા! ઘણાંઓની એબ ને ખાંમીઓ ઢંકાઈ ગઇ! તેઓ ડાહ્યા-ડોસા બની શેઠીયાઓની સંગમાં બીરાજવા લાગ્યા; અને શેઠીયાઓમા ખપવા લાગ્યા! તેઓની બરોબરીયા તેઓની ખુશામત કરવા લાગ્યા. તેને કદી યાદ નહીં કરે તેવા તેને પગે લાગવાને કાલાવાલા, ખુશામત કરવા લાગ્યા. કોઈ નોકરીની ભલાંમણ માંગતું. કોઇ એમ કેહેતું કે સાહેબનો એક બોલ હા કે નાં નો બસ છે. જાણે તેનાં બોલ પર કેવો મોટો આધાર હોય, ને જાંણે તેને વાસ્તે કેવાં ઈન્તેજાર હોય, તેમ આખો દીવસ કે મહીનો તેઓની પુઠ પકડતા. તેઓ એવા તચાક અને બીસાદ વગરના માણસોને વધારે છાપરે ચઢાવી વધુ મગરૂર બનાવતા. દેખઇતી નજરે તેઓ કશી બીસાદ નહીં ધરાવનારા તેવા આસામીઓમાં ટુંક વખતમાં કેવો મોટો ફેરફાર થઈ ગયલો જોઇ અજાયબી તેમજ હસવું આવતું; કે ખુદા! આ શું ફેરફાર આ મુબઇ શહેરનાં લોકોમાં થઈ ગયો છે! ઘેરે ઘેર પૈસા પૈસાની જાંણે મોઢે તંકસાલ ચલાવતાં. જેઓને ખબર નહીં,

જેઓ કશું સમજે નહીં, કે 'શેર' એટલે શું તે તેઓની બલાનેબી ખબર નહીં. તેવાંઓબી ઘરેણાં વેચીને શેર લેવા તૈયાર થતાં. શું લોકોમાં લોભ અને લાલચ વધી પડી? જેનો અંધાપો તેઓને એવો હતો કે કાંઇ સુજ નહીં પડયું! વધુ લોભમાં તેઓ કેવા તણાતા ને ઘસડાતા ચાલ્યા કે તેનો કશો પારજ નહીં હતો!

આ ગુલઝાર મુંબઇ શેહેર સદાનું વેપારી બારૂં છે. તેનો વેપાર મોટા પાયા ઉપર એ શેહેરમાં ચાલે છે. આ લક્ષમીનો આટલો ઉછાળો શાથી થયો? એ તો અમેરીકાનો ગુલામી ધંધો બંધ પાડવાની પેલી પ્રખ્યાત અને ખુનખાર લડાઇનાં પરીણામ હતાં. ત્યાં વેપાર બંધ પડયો, ત્યારે યુરોપે હીન્દુસ્તાનનો રૂ ખરીદવા માંડયો. તેનાં મોંને માંગ્યા ભાવ લેવા લાગ્યા, અને જાંણે રૂને બદલે કચરો ભરશું તો ઇંગલંડનાં લોકોને તે રૂજ દેખાવાનો હોય તેમ આ મુંબઇગરાઓએ તો હદ-અતેરૂં કરવા માંડયું. ઘેરે ઘેરથી મોંઘી કીમ્મતે રૂ માંગતા. ફેરીયાઓ જેમ આજે ખાલી બાટલીવાલા કકરી વકરી જાય છે, તેમ આ ૧૮૬૪ ની મુંબઇ રૂને માંટે તલવલી રહી હતી! પણ દરેક ચીજને દુન્યામાં હદ હોય છે, તેમ, સ્યાણાં વાંચનાર એક ચીજને હદ નથી. તે કંઇ ચીજ? તે માણસ જાતનો લોભ. માણુસનાં લોભની તમે કદી હદ જાણતાજ નાં; પછી તે ચાહે તેવો તવંગર થાય, પણ તેનાં લોભને હદ નથી. અત્રેનાં લોકોએ તો ઘણુંજ અતેરૂં કીધું. લોકો પૈસાના લોભને લીધે ઘરમાનાં ગોદડાનાં રૂ કાઢી આપવા લાગ્યાં! તે જુનો ખાખ રૂ કે જેનો તાર કદી અથાગ મેહનતે નહીં ઉતરે તેવો રૂ મુંબઇથી ચડવા લાગ્યો! આ દગાખોર વેપારીઓના દગા કાંઇ જેવા તેવા નહીં હતા! કચરાનું સુન્નું તેઓએ લીધું, પણ 'કર ને જો' અહીંનું અહીંજ! 'દગો કોઇનો સગો નહીં,' તે કેહેવત પ્રમાણે આ ફુલી ફાલીને ગધેડા બની ગયલા વેપારીઓનાં છેવટે કેવા હાલ થનાર હતા, તે તેઓની પોતાંની આંખે નહીં દેખાતાં બીજા અનુભવી, ને સચ્ચાઇથી ચાલનારા લાયક વેપારીઓને ખુલ્લું જણાતું, અને તેઓની દોડાદોડી પર હસ્તા, ને વખતની રાહા જોતા હતા!

રેસમી કપડાં તો એ વર્ષમાં એટલાં મોંઘાં કે કાપડયાઓ કાપડ પણ વેચતા, ને શેર પણ ખરીદતા હતા. એ વર્ષમાં કાપડ ચીનથી ઘણું સરસ ને ઉંચું આવતું, પણ કેટલો બધો નફો અત્રેનાં પારસી કાપડયાઓને થતો હતો! અને ભારી તડાકા પડતા હતા, કોઇ કેમ કમાતું તો વળી કોઇ કેમ પૈસા મેળવતું. જે ભાવ માંગે તે ભાવના કપડાં તે વખતની નવી થયલી

પારસી બાનુંઓ ખરીદતાં. કારણ કે તેઓના ધણીઓ હવે હજારો ને લાખોનાં લેખાં કરતા; ત્યારે શું તેઓ કાપડીયાઓને પથવા બેસે? તે તો બનેજ નહીં! આ વર્ષમાં કાંઇ કરોડો રૂપીયાની ઉથલપાથલ આ ગુલઝાર નગરીમાં થઇ રહી હતી. જો હું ભુલતી નહીં હોવું તો એક અબજ રૂપીયા ફરી વળવાની ગણત્રી થઇ હતી. જેઓ પાંચ પૈસે સદાનાં સુખી, પ્રખ્યાત અને માન પામેલા બાપોનાં દીકરાઓ અને નબીરાઓ હતા, તેઓને આ ઘેલો–ગાંડો પવન લાગ્યો! આ લોભનાં સપાટામાં તેઓ પણ ઘસડાવા લાગ્યા. સને ૧૮૬૪ નાં સાલમાં તો તેઓનો સીતારો પુર જોરથી પ્રકાશતો હતો. તેઓએ ડટાઇ રેહેલા ખજાનાંને બહાર પાડવાનો આ નામીચો રસ્તો લીધો. વેપારમાં વધવાનાં ફાંફાંથી અને એથી પણ વધુ તવંગર થવાનાં લોભથી બાપ–બપાવાએ માન ચાંદથી મેલવેલું ધન છુટે હાથે કાઢી આપ્યું. જે તીજોરીઓ સુનાં–રૂપાં, હીરા–મોતીનાં ઘરેણાંથી લાલ પીલી બની રહી ચલકાટ આપતી હતી, તે તીજોરીઓમાં કાગળનાં કટકાના શેરો ભરાવા લાગ્યા! અને તેજ તેઓનાં લોભનો ભંડાર થઇ પડયો. સુનાં–રૂપાં ને હીરા–મોતી તો તવંગર ઘેરોમાં પાર વનાનાં હતાં. તે કેવાં કીમતી હતાં? પણ લોભનાં દેવે તે સઘળું બહાર કઢાવ્યું. જોકે અમેરીકામાં તે વખતે ખુનખાર લડાઇઓ ચાલતી હતી; પણ મુંબઇમાં તેનો કશો ગમ જોવામાં નહીં આવતો હતો! તે જાંણે અમારી નજરે તો ઘણું વીચીત્ર દેખાતું હતું! લીમજીભાઇ તો ઘણુંજ બરબડતા હતા. આતવારનું પ્રખ્યાત 'રાસ્ત ગોફતાર' વાંચ્યા પછી તો ઘણોજ વધતો. તે વખતે એ પત્રે પ્રજાની શુધ ઠેકાંણે લાવવાનાં ઘણાં સારાં ચુંટી કાઢેલાં લખાણો દાખલા–દલીલ સાથે ચીતારી ને વીસ્તારીને લખતા. તે મારાં વાંચવામાં પુસ્કલ આવેલાં છે. અમારે ત્યાં બીજાં ન્યુસપેપરો નહીં આવતાં. ગુજરાતી ફક્ત 'રાસ્ત ગોફતાર' 'સ્ત્રી બોધ' 'તનદરોસ્તી.' અંગ્રેજી 'ટાઇમ્સ ઓફ ઈંડીયા' એવાંજ ને એટલાંજ આવતાં. તેથી કદાચ બીજાં પેપરોએ ભાગ લઇ સેવા બજાવી હોય, તેની મને ખબર નથી. 'રાસ્ત ગોફતારે' જેટલી શીખામણ દીધી, અને લોકોને ઉંઘાડા પાડી અટકાવ્યાં, તેટલું તો હું નથી ધારતી કે બીજાં પેપરોએ કીધું હોય! એ પેપરે પ્રજાને કાંઇ પણ ઉત્તેજન આપ્યું નથી; પણ સખત લખાંણો કરી છેવટે ઘણાંઓની શુદ્ધ ઠેકાંણે લાવ્યું છે. એ ધામધુમનાં વખતની દીવાલી હતી. શેહેરમાં ધામ-ધુમ હતી, એટલુંજ નહીં, પણ પારસી ઘેરોમાં તેનો દેખાવ ખરો દીપતો

જણુંનો હતો. જે કાંઇ હોય તે આએ મુઠ્ઠીભર વસ્તીથી ભારી દીપી નીકળતું હતું. એ દીવાળી જે આટલી દીપતી તે પારસીઓ વડેજ હતી. ઘેરે ઘેરે ખુશાલી ને જાંણે બૈરાંઓ તો લગનમાં ઉતર્યાં હોય તેમ ખુશ મીજાજનાં જણાતાં. એજ ભરચકનાં વખતમાં પારસી બૈરાંઓ કે જે આખી જીંદગીમાં બહાર નહીં નીકલ્યાં હશે તેઓ ટોળા બંધ પગે તેમજ ગાડીઓમાં દીવાલીનો મહીમાં જોવા ખુશ મીજાજે નીકલ્યાં હતાં.

વાંચનાંર પુછશે કે તમોએ તે દીવાલીની રચના જોઇ હતી કે? નહીં, આપણે તો આ ભારી ધમાલ નજરે જોઇ નહીં હતી. મારૂં માનીતું 'ન્યુસ' 'રાસ્ત ગોફ્તાર' વાંચતી, ને જાંણે વાંચું એટલે નજરે બનાવ જોયો હોય તેમ લાગતું. દીવાલીનો મેળો ૪) દીવસ સુધી રહેતો. સગાં-વ્હાલાં કોઇ કોઇ મુલાકાતે આવતાં તેઓને માટે જોઇતી તૈયારી રાખી પરોણાગત કરતાં. સાંજ પડી કે છોકરાંઓને કપડાં બદલાવવામાં વખત જતો. તેઓ વળી દીવાલીનાં મેળામા ફરી આવ્યાં કે તેઓનાં કપડાં ઉતારવા, કોઇને ભોણું, કોઇને દુધ-કાંજી એવાં કામમાં વખત જતો. મારા હાથમાં તો એક બુચી હતી જેની મને કાંઇ ઘણી મેહનત પડતી નહીં, પણ દીનબાઇનાં છોકરાંઓ તેને ખુબ બુમ મરાવતાં. રોજ છોકરાંઓ જુદી જુદી જાતનાં રમકડાંઓ લાવતાં અને રમીને ભાંગી નાખતાં. આ અણઘટતા ખરચો મને નહીં ગમતા તે અત્રે હું શું લખું? એક દીવસે ખરશેદજીનો છોકરો પાલનજી મારા ઓરડામાં રમકડાં સાથે રમતો હતો. તેણે એક મોંઘી કીમતનું રમકડું ભાંગી નાંખ્યું. તે જોઇ મેં કહ્યું કે "વાહ, શાબાસ, બીચારા બનાવનારને બનાવતાં તો કોણ જાણે કેટલો વખત લાગો હોશે, પણ તેં તો એક જટકે બે કટકા કીધા." ભીમજીભાઇ તરફ જોઇને મેં કહ્યું કે "એ બચ્ચાં શું સમજે કે તમે ફોકટ રોજ રૂ. ૫) થી રૂ. ૭) સુધીનાં બચ્ચાંઓને રમકડાં અપાવોછ! આપણાં ઘેરમાં કેટલો અંધેર ને નકામો ખરચ છે! શી રીતે તમે રોજનાં ખરચ કરોછ! એક જણુસ બનાવવા કહી હોય તો તમો કેટલા ગુસ્સે થાઓછ? અને આએ શું નકાંમો ખરચ નથી?" આ મારૂં બોલવું તેવણુને બીલકુલ પસંદ નહીં આવ્યું. મારી સાથે વાત કરતાં ઉતરી પડયા! તેવણુને ગુસ્સો લાગ્યો કે "હું શું વગર અક્કલનો છેઉં કે તમે મને શીખામણ દેઓછ? એ તો તમુને અદેખાઇ લાગેછ."

હું તો પૈસાનો અંધેર ખરચ તેથી બોલી. મારાં મનમાં અદેખાઇ તો કોઈ કાલે હતીજ નહીં. કુદરત જાંણે અદેખાઇનો આતસ મારામાં

મુકતાં વીસરીજ ગઇ હોય એમ આજ તક મારે માટે સમજું છું. મેં તો મારા ખાલેસ દીલથી કહ્યું હતું. એ દીવાલીનાં ૪) દિવસમાં દરરોજનો રૂ. ૨૫) જેટલો ખરચ હતો. ઘેરમાં તરેહવાર વાંણી પકાવેલી, તે છતાં રોજ રૂ. ૨) થી ૪) સુધીની મીઠાઇ જુદી આવતી. પુશ્કલ બગાડ થતો હતો તે જોઇ મને ઘણો વીચાર આવતો કે આગલ કેમ દીવસ લેવાશે. જો તેવણને કેહેવામાં આવતું કે કાંઇ જણુસ બનાવો, બચ્ચાંની કે મારી તો મીજાજ જતો રેહેતો, પણ જો કાંઇ નવી મીઠાઇ આવી હોય તો તે જરૂર રૂ. ૫) ની મંગાવી ખાશે ને ખવડાવશે. ઘણી વખત તો હું સાફ નાં કેહેતી કે "ઘણો મીઠાસ સારો નહીં, અને તમો પણ ખુદાને ખાતર થોડો ખાવો, કારણ કે તમારા દાઢ અને દાંત દુ:ખે છે, તેનો સંતાપ નથી જોવાતો માટે અતેરું નાં કરો."

મારા ઘેરમાં ખાધા પછી મોહું સમારવુંજ જોઇએ. કોઇજ દીવસ એવો હશે કે મોહું સમારવાનું નહીં હોય. ૮) દિવસમાં બે-ત્રણ વખત ચાહે સાથે કાંઇને કાંઇ બનાવેલું જોઇએ. હવે આવું ઘેરમાં કામ ત્યાં ફરવા ક્યાં જાય ને લાઇટ ને મેળાવડા ક્યાં જોવા જવાય! ગાડી પણ એટલી મોંઘી કે રૂ. ૧૦) આપો તોપણ એક શીગરાંમ નહીં મલે તે વખતે આજનાં જેવી વીકટોરીયા નહીં હતી. એ ભરચક વખતમાં તેઓ જાંણે એમ કમાવા બેઠેલા દેખાતા હતા.

દેશે દેશથી મુંબઇની વખણાયલી દીવાલી જોવા લોકો તુટી પડતાં હતાં, અને તેબી વળી દીવાલી પૈસાનાં છક્કાનાં વખતની, એટલે પછી પુછવુંજ શું? શેહેરનો કે લોકોનો દોર ને દમામ જાણે સૌ સૌને ઘેરનાં રાજા. શોધી જગા નહીં મળે. ઘેરોનાં ભાડાં એકનાં બમણાં. નવાં તવંગર થયલાંઓને તો કોટનાં ઘરો પસંદ નહીં! તેઓ વળી નાંકનાં ટીચકાં ઉંચાં નીચાં કરી સાંમો પોતાનાંજ ચેહેરાને વધુ એબ લગાડતા! "એટલાંમાં હમારો ક્યાં સમાસ થાય?" જેથી રૂ. ૧૦૦)થી રૂ. ૨૦૦) સુધીનાં ભાડાંનાં કોલાબે ઘેર તેમજ બંગલા લેતાં; અને ત્યાં જઇ રહેતાં. એટલું છતાં પણ જગાની તાંણુજ જણાતી જેથી લોકોની નજર ઘણી ખુલવા લાગી. હવે મુબઇમાં તાંણ પડવાની એટલે ઘેરો બાંધવામાં ફાયદો છે. ઘેરો એટલાં તો મોંઘી કીમ્મતે વેચાતાં કે તેનો હીસાબ હઝારો ને લાખોનો થતો. નાની ટેકડી ને ડુંગરો કેવા મોંઘી કીમ્મતે વેચાતા હતા. એ તાંણ-ખેંચનાં વખતમાં સરકાર પોતે પણ તવંગર હતી. એક એક જગ્યાની કીમ્મત મોંહો માંગી સરકાર પોતે આપતી; ત્યારે પ્રજાની કાંય નહીં આંખો ઉઘડે?

આએ દીવાલી કંપનીઓને ખાસ ઉત્તેજન આપતી હતી. ઘોકો ખાડા-ખમોચીયામા એવા તો પડયા કે તેમાથી નીકળવુંજ તેઓને પોતાને ભારી હતું. તેઓ પોતેજ ધાસ્તી રાખતા કે રખેને ખાડામા પડયે તે ખાડા એવા તો ઉંડા હતા કે ગરીબની ને થોડી પુંજીવાળાની તો ત્યા ગણત્રીજ નહીં હતી. પૈસાના લોભમા મોટા માતબરોજ ફ્રમેલા હતા. એક શેરની કીમ્મત જો હું ભુલતી નહી હોઉં તો રૂ. ૬૦,૦૦૦)થી વધુ હતી. આ હુલ્લડાઇ ભરેલા કામોની ઘણી ધાસ્તી રાખવામા આવતી હતી. આ ભારી હીંગામના વખતની મુબઇની વખણાએલી દીવાલી પુરી થઇ. લોકો પાછા ધંધે લાગ્યા. જગાની કીમ્મત તો એકની દશ ઘણી વધતીજ ગઇ. તે જોઇ કેટલાએક માતબરોએ તો પોતાના અસલી ને વાપરવાના ઘેરો વટીક વેચી નાખ્યા. એથી સરસ અને સારી કીમ્મત કયે દીવસે આવવાની હતી? તે પૈસા હાથમા આવ્યા તેનો તેઓએ પાછો ઉપયોગ શું કીધો? જેવા પૈસા તેવી તેની કમાઇના શેરો લઇ, ઘેરમા મોટે લાખની ગાન કરી બેઠા! સટાપટા કરી તે નાણુ ખોયા પછી ઘરેણા વેચી નવુ કરવા જતા, હારેલો જુગારી વધુ રમે તેમ તેઓ વળી કાઇ કરતા. તેમા કોઇ ફાવતો અને કોઈ બાપલા વીનાનો થતો. હુ નહીં ધારતી કે કોઈ શેરના ધંધામાથી બચ્યું હોય! અને જે હશે તે ઘણાંજ થોડા જાણવા મુબઇમાં જગ્યાની તાણ, સરકાર પોતે સારીકાની સમજતી અને પ્રજાની સલામતીનો, કોઇ જમાનાના ડહાપણનો સુંદર નમુનો, મુબઇનો કોટ, ભાગી ભુકો કરી જગ્યાની સગવડ લોકોને માટે કરી મુબઇમા એ કોટની કેવી શોભા હતી, તે જેણે મુબઇનો કોટ નજરે જોયો હશે તેને યાદ હશે. તેજ માણસ કોટનો દેખાવ નહીં વીસરશે! તે વખતની સરકારના મનમા એમજ આવ્યુ કે કોટની અડચણ કાઢી નાખવી ને એ જબરદસ્ત કીલ્લાને ઉંવાડો રાખવો. એ કોટ ભાજતા કેવી મહેનત-મુસીબત પડી હતી! તેમા કાઈ સેકડો જીવોની હાણી થઇ હશે, ત્યારે આ કોટ ભાગીને જમીન હાથ લાગી છે! તેમા કેટલાક કંટ્રાકટરો નેહાલ થયા. અને કેટલાકો તો ખુહાર થઈ ગયા. તેઓ આજ સુધી દુખી છે. એ જગ્યા એટલી તો ખોહાલી સરકારને હાથ લાગી કે તે ઘણીજ મોંઘી કીમ્મતે વેચાઇને તે ઉપર ઘેર બાંધનારાઓ તૈયાર હવેલી જોવા નહીં પામતા ૭) વરસનું કેદખાનું ભોગવવા ચાલ્યા ગયા! આ સુંદર કોટ જ્યારે પોતાના પુર દમામમા આ ગુલજાર શેહર પર ઉભેલો હતો, ત્યારે કેવો ભપકા ભર્યો એનો દેખાવ લાગતો હતો! મોટી ભાગલ આગળ સીપાઇના ચોકી પોહોરા

દમામવાળા લાગતા. તે ભાગલમાંથી ગાડી જ્યારે પાસ થતી તે દેખાવ ઘણો સરસ લાગતો. દરવાજા બંધ થયા કે જાંણે સલામત જગ્યામાં હોઇએ તેમ જીવને ધીરજ અને સંતોશ મળતો હતો. નાની ભાગલ માણસોને માટે ખુલ્લી હતી. સીપાઇનો પાહારો રાત–દીવસ ત્યાં હતો. કોટનાં પેટામાં પાણીનાં કુવા હતા, જેનાં પાણી લોકો પીવામાં વાપરતાં હતાં. મુંબઈમાં જ્યારે આજનાં જેવું પાણી નહીં મલતું.

## પાણીની 'ટીપણી.'

ત્યારે પાણીની તાંણને 'ટીપણી'નું નામ આપ્યું હતુ. જેમ પારસી નોકરો તેમજ વચલે વાંધીની સ્ત્રીઓ કે જેઓનાં ઘેરમાં નોકરો નહીં હોય, ત્યારે વખત કવખત પાણી ભરવા બહાર નીકલી પડતાં. તેઓ તેને એક ઘરને લગતું ખાસ કામ સમજતાં. તેમાં કશી શરમ કે છીટ નહીં હતી. તેઓ ઘણાં કદરથી પાણી વાપરતાં. આજે તે કદર કોણ જાણે કયાં ગુમ થઇ ગઇ છે! એટલી તો બે–કદર રીતે પાણી વાપરવામાં આવે છે કે તે જોઇ કંપારી છુટે છે! દુન્યામાં એનાંથી ચઢતી કોઇ પણ ચીજ નથી. માટે ખુદાનો ઉપકાર માની આ અમુલ્ય વસ્તુને કદરથી વાપરજો. આજનાં જમાનાની કોઈ ઉધરતી જવાંન અબલાને પુછો કે 'ટીપણી' કેવી હતી તો તેની જાણે બલા. મેં મારાં માયને 'ટીપણી'નું પાણી ભરતાં મારી ઘણી નાની વયમાં જોયલાં યાદ છે. તેઓ કેવાં કંટાલતાં! શોધ્યું પાણી જડતું નહીં! આ કુવેથી પેલે કુવે જાય પણ પાણી મલતું નહીં અને જીવ રંજીદા થતો હતો. ગરમીનાં દીવસોમાં મુબઇમાં પાણીની ટાળીયા રોલ પડતી! ગરીબો તો જાણે ઘેલાં થઇ જતાં, જગેજગ કુવાઓ હોવા છતાં તે માંહેલાં પાણી સુકાઇ જતાં, ત્યારે કોટનાં કુવાઓમાંથી પાણી મળતાં. એવી મુંબઇમાં પાણીની તાંન હતી. આજે જે વસ્તી મુંબઇ શેહેરમાં જોવામાં આવે છે, તે વસ્તી તે વખતે નહીં હતી. એમાંની અર્ધી વસ્તી ભાગ્યેજ હોય. જો આજનાં જેટલી વસ્તી હતે તો શોધ્યું પીવાનું પાણી પણ નહીં જડતે. આજે કેટલો ફેરફાર! કાંઇ અજબ જેવું લાગે છે! આ બધા પ્રતાપ રેલવેનાં હતા.

## મુમ્બઇનો કોટ.

આ સુંદર કોટની ગંજાવર દીવાલ કે જે મુંબઇ શેહેરનાં માતબર કીલ્લાની સલામતી માટે સંભાળવાળી હતી, તે દીવાલ બાંધતાં લાખો રૂપીયા પેશી ગયા હશે તેને ભાંગતાં વાર નહીં લાગી. આ કીલ્લો પોતાની

હૈયાતી પુરી કરી જમીનદોસ્ત થયો. આ સુંદર દેવાલ ભાંગીને ખુલ્લો રસ્તો થવા પછી કોટ, ને બાહારકોટ એક થઇ ગયું. રસ્તા ખુલ્લા થઇ ગયા. પછી પેલા કુવાઓ જે મીઠાં પાણીનાં હતા તે પણ ડટાઇ ગયા. સને ૧૮૬૨ નાં વર્ષથી વીહારના તલાવનું વેચાતું પાણી પૈસાદારોનાં ઘેરમાં નળ મુકીને વાપરતાં હતાં. તે વખતે નળ ઘણા મોંઘી કીમતે મુકાતા હતા. એ પાણીથી ભારી હોહોકાર મચી રહયો, કારણ કે સરકારે જ્યારે કુવા પુર્યા, ત્યારે લોકોને પાણીનાં નળ ઘરમાં લેવાની જરૂર પડી. હવે સાથે સાથે બધું સુખ મુંબઇની પ્રજાને થતું ગયું. એક તો, પૈસાની રેલછેલ; બીજું પાણીનું સુખ; ત્રીજું જમીન ખાલી વેચાતી મળતી. ને તે રૂપીયે વારની તેનાં ૧૦) રૂપીયા ભાવ આપી લોકો ખરીદતાં. એટલુંજ નહીં, પણ ટેકડીઓ ને ડુંગરો સરકારે વેચાતા લીધા અને તેની ચાર ગણી કીમ્મતો આપતા. કેટલાંકો એવી પડત પડેલી ટેકડીઓ અને ડુંગરો વેચી લખોપતી થઇ ગયા.

એ ૧૮૬૪ ના સાલમાં જે થયું તેની જેવી યાદ લોકોનાં મગજમાં તાજી છે, તેવી કદીબી કોઇ કાલે પણ બીજી એવી જાણવા જોગ મુંબઇ ગરાઓ જોશે નહીં. તે વખતની શરૂઆતમાં જે બીજ વાવ્યાં હતાં તેનાં ફળ આજે કાંઇક મીઠાં છે, તેમજ કોઇક ઝેર જેવાં લોકોને વેડવાં પડે છે! તે વખતની શરૂઆતની આજે બુરી તેમજ ભલી નકલો સેંકડો ફેરફાર સાથે જોવામાં આવે છે. તે અત્રે વીસ્તારીને લખતાં મારો હેવાલ વધુ ને વધુ લાંબો થતો જાય છે. તે વખતે આ શેહેરમાં ભાંજ–ફોડની બાંધકામની, સરકારી બીલડીંગોની જાણે ધમાલ પડી રહી હતી. જાણે કશું બન્યુંજ નહીં હોય તેમ લોકો આજે ભુલી ગયાં છે!

આ નામીચું અને દુન્યાંનાં સાંધા પોતાની સાથે જોડનારૂં મોટા વેપારનું બંદર અસલથીજ આજનાં જેવું માતબર હોય તેમ કશી તેની યાદ લોકોનાં મગજમાં નથી.

તે વખતે જો હું ભુલતી નહીં હોવું તો મુંબઈનાં ભારી ઉથલપાથલનાં વખતમાં ગવરનર સર બાર્ટલર ફ્રીયર હતો. તેણે શેર સટ્ટાના કામને ઉત્તેજન નહીં આપ્યું એવો બુટ્ટો તેને માથે ચોટેલો હતો. તેનાં વખતમાં જે થયું છે તે કદી આગળનાં કોઇ ગવરનરને સ્વપનેબી નહીં હશે. તેની બાનું પારસી બાનુંઓમાં ભેલાવાનો પહેલ વહેલો રવૈયો પાડી ગઈ અને ઘણી સાબાશી મેળવી ગઇ. આજે તે બાનુંને પગલે બીજી બાનુંઓ (ગવરનરની) ચાલે છે અને લોકોમાં પલોટાય છે. . .

## અલેકઝાન્ડ્રા સ્કુલના સ્થાપક મી. માણેકજી ખરશેદજી.

એજ ભારી હેર ફેરનાં વખતમાં મી. માણેકજી ખ. શરાફવાળા તેવણની સ્થાપેલી અલેકઝાનડ્રા સ્કુલનાં ઇનામનાં મેલાવડા ભારી ધામધુમથી ને ગવરનરનાં ઉપરીપણાં હેઠળ કરતા. અને છોકરાંઓ તેની ભાગ્યશાલી બાનુંને હાથે ઇનામો લેતાં અને પોતાનાં માતા પીતાને ખુશી કરી પોતે ખુશી થતાં. એ લાયકીવાળા, ખંતીલા ને પોતાની કોમનું ભલું ચાહનારા જરઠજ માણેકજીને નેક દુવા દેતાં. એ હીમ્મતવાંન નરનાં કેળવણીનાં એ ભલાં કામની જાહેર શરૂઆતને તેવણને ચાહનારાં વખાણતાં હતાં, પણ વીરૂધ પક્ષવાળાઓનાં પેટમાં ભારી દુઃખારો ચાલતો. જો મી. માણેકજી હીમ્મતથી આ શેર સટ્ટાનાં વખત અગાઉનાં બહાર પડી ચુકા નહીં હતે તો લોકો કાંઇ જુદોજ વીચાર બાંધતે; પણ સારૂં થયું જે એ ભલા ગ્રેહસ્થની એ ભલી નેમ તેની બે–ચાર વરસ અગાઉની સારી રીતે શરૂઆત થઇ ચુકેલી હતી. આજે તે સ્કુલની શીખેલી બુચીઓ માતા થઇ, ને પોતે કેળવણીનાં મીઠાં ફળ ચાખેલાં હોવાથી તેઓ પોતાનાં ફરઝંદોને કેળવણીમાં પછાત નાંખે, એ નહીં માનવા જેવું છે।

ઘણાં ધર્મી અને સકર્મીઓ લાખોનાં ધર્મ કરી ગયા છે ને પોતાનાં નામ જગતને જાહેર કરી ગયા છે. લાખ્ખો પરદુઃખ ભંજન થઇ ગયા છે; તેવા નરો માહેલા હું મી. માણેકજી ખરશેદજી સરાફને ગણું છું, જેનાં બાપ–બપાવા પોતાનાં નામ જગ–જાહેર કરી ગયા છે, તેનો આ નબીરો પોતાની કોમની અબળા જાતી પાછળ જે ખરાં દીલથી કેળવણી; ખંત, તન, મન ધનથી અને પોતાંની ગાંઠ–ગીરોથી તણાઇ છુટા છે, તેવી મેહનત કીધેલી આજ તક મારા જોવામાં આવતી નથી. કેટલાંકો તેવણે આપેલી અમુલ્ય કેળવણીનાં મીઠાં ફળો ચાખવાને બદલે તેવણને નકામાં બદનામ કરી વગોવતા અને સતાવતા હતા. તેઓની સતાવવાની કશી દરકાર આજ સુધી તેવણે કીધી નથી. ખંત અને કુનેહથી પોતાનાં મહા મેહનતનાં ફળને પાછાં ઉગાડવાની મેહેનત અને કોશેશથી હાર પાડયું છે. હવે સ્કુલને સારા પાયા પર તેરવી કહાડી પોતાની ૨૫) વરસની–પા સદીની–મેહનત પાર ઉતારવાની અણી ઉપર છે. ખુદા! એવણની મેહેનતનું ફળ ઉગી નીકલે ને સદા તેઓનાંજ દીકરા-દીકરીઓને હાથે થતું જોવામાં આવે।

હવે મારી બુચી ધન સારી રીતે ઉધરતી ચાલી. તેને માટે ઘણી ધાસ્તી રાખવા જેવું કશું કારણ હતુંજ નહીં.

એજ અરસામાં મારાં માય-બાવાનું મુંબઇ આવવાનું મારા સાંભળવામાં આવ્યું. જે સાંભળી હું ઘણીજ ખુશી થઇ. તેઓનાં આવવાનાં સમાચાર વાંચી મને ઘણું અજબ લાગ્યું કે શું હશે! તેઓએ લીમજી-ભાઇને લખેલું હતું, જેથી તેવણ ઘડી ઘડી પાલવા બંદર લેવા જતા ને પાછા આવતા હતા; તેથી મને ઘણી ચીંતા લાગતી કે તેઓની સ્ટીમરને કાંઇ નુકશાન પુગ્યું હશે, ત્યારે તે અત્રે વખતસર નહીં આવી પહોંચી! એ ચીંતા બધાને લાગી, પણ વખત કરતા આગળોટ ૩) દીવસ મોડી આવી. અંતે તેઓ આવી પુગ્યાં. મારા વડા કાકાને ત્યાં તેઓ ઉતર્યાં. જે ખબર પડતાં હું તેઓની મુલાકાતે જવાને નીકલી. તેની અગાઉ મેં પેહેલાં આયા પાસે મારી ધનને મોકલી. તેને જોઇ મારાં માય-બાવા ઘણાં ખુશી થયાં. તે પેહેલી મુલાકાતની યાદ દાખલ એક 'ફ્રેન્ચ સોવરેન' રૂ. ૧૦)ની કીંમતનો, ધનના હાથમા આપ્યો. હું પણ તેઓને મળી. અમો બધાં ખુશી થયાં મેં મારા માયને પુછ્યું કે તમોને એમ આવવાનું કારણ શું? થોડું તો હું જાંણતી હતી. મારા બાવા ઘણાંજ સીક હતા. તેઓની જીવવાની આશા હતીજ નહીં. તેવણ અતી મજબુત બાંધાનાં અને કદાવર આગના હતા. લોહીયાર હોવાથી આવી સખત માંદગીમાંથી બચ્યા. જાંણે તેવણના કુટુંબ પર ખુદા મેહેરબાન થયો! હું તેવણની માંદગીની ખબરથી અત્રે ભારી ચીંતામાં દીવસો કાઢતી હતી. એ બધું મારાં મનમાંજ હતું. કોઇને હું કેહેતી નહીં. પણ ખુદાના હુકમની જ્યારે ફેર પડયો, ત્યારે તે સમાચારથી અમાગ કુટુંબ-કબીલામાં સાનાં જીવ નીરાંત પડયા ને ધીરજ આવી. દુરનાં મામલાને લીધે ભારી ચીંતામાં સૌનો જીવ હતો! ધાર્યા મેલે તાર પણ તે વખતે નહીં હતા.

## મારા પિતાજી!

મારા બાવાએ એડનનો પોતાનો વહીવટ પોતાંનાં ભાઇ માણેકજીને સોંપ્યો. મારા બાવા ઘણાંજ સબુરીવાળા હતા, પણ ગુસ્સો તેવણની સબુરી છતા મોંઢા પરથી પ્રગત દેખાતો! કોઇ વેળા તેવણ મારી પાસે બળાપો કરી મને તે વીશે કહેતા. પોતાંનાં જીવનો સંતાપ પોતાના ધણીઆણી આગળ કહેતા નહીં. મારાં માય જરા ભોલા હતા. સ્વભાવનાં આકળાં, પોતાનાજ વીચારનું કરવું, અને બધી પોતાનીજ મરજી પુરી પાડવી. મનમા કશું પાપ નહીં. હાથનાં ઉડાઉ, પોતાના પૈસા ખરચી નહીં નાખતાં તે બોજો ધણીને માથે નાખતાં. કોઇ વેળા હું વચ્ચે બોલતી તો મારા બોલવાને ઘણું વજન મળતું. મારા બાવા હંમેશાં મારા બોલને

પુરતુ માન આપતા મારાં માય કોઇ કોઇ વેળા સમજાવી મને વચ્ચે નાખતા કે "તુ બાવાને કહેશે તો મને આટલા રૂપીયા આપશે" મારી જો નજરમા એવુ ચોક્કસ લાગતુ કે ખરેખરી અગયજ છે તો હુ એજ બોલ કહેતી. તે તેવણના ધ્યાનમા તુરતજ ઉતરી જતુ અને તે રકમ, પછી નાની કે મોટી તુરત કાઢી આપતા, નહી તો થોડા દીવસનો વાયદો કરતા મારા માય જાતે ઘણા મહેનતુ ને માયાળુ સ્વભાવના હતા. તેવણના સારા ખવાસોની સાથે કેટલીક ખામી મેલાયની હતી, જેથી તેવણના મમને કે બોલવાને જશ તો હતોજ નહી! તેવણની જીદગી બચગીથી રાધણીના કામમા ગઇ હતી, તેથી તેવણ તેજ કામને લાયક થઇ પડયા!

મારા બાવાના મમાઇ કેહેતા કે.

**'શીખે શીખે શુ કરી મરોય, સ્ત્રી જાત જો શીખે તો મરદની વીબા ઓછી થાય' સાથે માટીડાની રોજી કમ થાય.'**

એ તેવણના વીચાર ને વળી સ્વભાવનો તાપ ઘણો હોવાથી મારા માય-માશીઓ કાઇ લખવા વાચવા શીખ્યા નહી

મારા બાવા જેવણ મારા વડા કામને ત્યા ઉતર્યા હતા, પણ તે થોડા વખતને માટે હતુ જેથી તેવણે એક ભાડેની જગ્યા લઇ તુરત વેળા રહ્યા પણ તેવણને આ જગ્યા તદ્દન નકામી થઇ પડી, કારણ મુબઇ રોહેરમા કોટના ઘેરો બીલકુલ મનાહજો વગરના લાગતા

**"સ્ત્રી-જાતને એવો બેમલાહજો ઘટે નહી."**

સામસામે બારીઓ અને પારસી બૈરાઓ સારી વગર ઉભા રેહેતા એ જોઇ તેવણ જ્યા સુધી ઘેરમા રેહેતા ત્યા સુધી આગળા ઓરડાની બારીઓ નહીં ખોલતા મારા માય એ બાબદ સર ચીરડાઇ જતા, એમ કરતા તેવણ કટાળી ગયા હતા! જેથી પોતાના ભાઇને તાકીદ કીધી કે 'મારે માટે અલાહેદો એક બગનોજ જલદી શોધી કાઢો" તેવણ બીચારા કેટલીક જગ્યા બતાવતા, પણ મારા બાવા તો કોઇમા રેહેવાજ સાફ ના કહેતા તેઓને ઘણીજ શરમ લાગતી હતી તેનુ કારણ એજ કે લાબો વખત પરદેશમા એકાતવાસ ગુજારવાથી આ બહોળી વસ્તી તેવણને ઠીક નહી લાગતી તેવણ બૈરાઓને વગર સારીએ જોઇ મનમા ને મનમા ઘણુજ ચીરડાતા હતા! સ્ત્રી જાતને એવો બેમલાહજો ઘટે

નહી !" એમ વારવાર બોલતા! આ ઘેરમા બચ્ચાઓની તબીયત ઘણી બીગડતી અને કાઈનુ કાઇ નીકલતુ. એવા હીંગામમા માગ માયે એક બેગીનો જન્મ આપ્યો તે પછી તેવણુ ઘણાજ સીક થઇ ગયા એ ધુજારામા થોડા દીનસની તે છોકરી થઇ પણ બીનાસવાળી ને ગટરની તે જગ્યા હોવાથી તે નબળા બાળક ઉપર માઠી અસર થઇ. અને તે આ દુન્યામાથી પોતાનો વાસો ઉઠાવી ગઇ!

## પાલનજીની નવજોત.

આ બનાન બન્યા પછી ઘેર શોધવાની તાકીદ પર તાકીદ થઇ, તેવણુની સર્જત થોડા માસ વધુ લ્હાજ રેહેવાની હતી તેથી તુરત જગ્યા મળી નહીં એ અરસામા મારી દીકરી ધનની શાલગીરેહ હતી, જેથી મારા ઘેરમા વધારે ખુશાની હતી તેજ•દીને ખરશેદજીના છોકરા પાલનજીને સદરો પેહેરાવવાનો હતો તેથી જાણે લગનના જેવી ધમાન ચાનતી સારી, કપડા દરજી વીગેરે તગ્હેવાર ચાલતુ પૈસા તો કાકરા જેવા થઇ પડયા! મારે માટે કપડાની જોડ લેના કહી, પણુ મે તે માટે સાફ ના કહ્યુ કે મને કપડાનો ખપ નથી એ કાઇ મેં મારા ફાટાથી કહ્યુ એમ વાચનારે સમજવુ નહીં મારી પાસે પુરતા કપડા હતા હુ એવી જતનથી પેહેરતી હતી કે મારા કપડા પાચ વર્ષેબી ફાટે નહી તે સાથે બહાર જવાનો મહાવેરા નહી ઘેરમા ને ઘેરમા સીચાઇ રેહેના ત્યારે પેટીમા મુકવા અને ગાસડા બાધવા ને રૂપીયા ખોરબે નાખવામા કાઇ ડહાપણ હુ જોતી નહીં મારી જગ્યાએ જો કોઈ શોખીની ને ઉડાઉ બૈરી હતે તો તરેહવાર કાપડ ૧૮૬૫ ના સાલમા નીકલ્યુ હતુ તે ખરીદ કરી પેટીમા મુકવા રાજી થતે! હું તેવા જીનની હતી નહી મારી નજરમા થોડી ચીજ ઘણી જેવી લાગતી, જે મને ઘણો સતોષ હતો મે મારે માટે કપડા કાઇ લેવા ના કેહવાથી જરા શેઠનો મીજાજ ગયો, પણુ મે સમજાવીને કહ્યુ કે ' હમણા ખરચમા ખરચ વધારતા કાય જાઓછ? આએ કાઇ થોડો ખરચ થાયછ?'' એક તો મે નનાજબાઇને સો રૂપીયાની સાકલી તેવણુના માગવાથી કબુન કીધી હતી તે મને આપવાના હતા તેની મારા દીલમા ફીકર કે રખેને મારી ઉપર કાઇ ગુસ્સો કરે! તે રૂપીયા તો એકે બોલે રૂ ૧૦૦)ની નોટનો કટકો મને કાઢી આપ્યો તે જોઇ મારી તે ફીકર ટળી ગઇ બધાના કપડા સૌને મન પસદ શીવડાવ્યા ખરશેદજીના બધા છોકરાઓને કપડા કીધા દીનબાઇને પણ વેલાતી સુદરી સાથના

કપડાં કીધાં. એ વખતે રેસમી કાપડ ઘણું મોઘું હતું. અમારે ત્યાં મોઘું લેવાનો ચાલ ઘણોજ સાધારણ થઇ પડયો.

મારા ધણી ઘણા ઉડાઉ ને મરજીનો ખરચ કરતા. હું સામેલ થઇ, આપવા લેવામાં ભાગ લઇ કરતી. નવજોત ઘેરમાંજ હતી, પણ રાતનાં વાડીએ ખાણું હતું જેમાં ઘણાંઓને બોલાવ્યાં હતાં. ઘેરમાં પણ ૫૦) માણસ ખાય તેટલું બનાવ્યું હતું. એટલુંજ નહીં, પણ ત્રણ મણ જલેબીની વરદી હતી. જેથી તે કુશાલા સાથે માથાં દુ:ખણ હતું. મારા નાના જીવને મોટી જંજાલો લાગેલી હતી! સબુરીથી બધું નીભ્યુંજ જતું. મારે ત્યાં તો બે છોકરાં પરણવાનાં હોય તેમ ધુમ મચતી, અને તૈયારીઓ થતી તેટલી થોડી. તે વખતે મારાં માય-બાવાને પણ ખરચ કરવાનો હતો. તેઓને મારે માટે કપડાંની જોડ અને મારી દીકરીને એક સુનાની સાંકલી અને ટીલીનું જબલું ટોપી, તેમજ ખરશેદજી, દીનબાઇ, અને તેઓનાં છોકરાંઓને સૌને કરવાનું હતું, માટે તેઓને મેં કહ્યું કે તમારે જેને કરવું હોય તેને રોકડા રૂપીયા કરજો. તે સલ્લાહ પ્રમાણેજ મારા બાવાએ કબુલ કીધું, કારણ કે તેવણ ઘણાં સમજુ ને જેમ હું કહું તેમ કરતા. હવે ઠેરવેલા દીવસે નવજોત અને ધનની સાલગીરેહ સાથેજ હતું. તે સને ૧૮૬૫ નાં માર્ચ માસમાં અને આપણો રોજ ખોરદાદ, મહીનો શરેહવર હતો. ધારેલી મુરાદ સાથે બધું ખુદાના હુકમથી પાર પડયું. આમન-સામન પેહર-ઓઢ ઘણી થઇ. ખરચ પણ રૂ. ૧,૦૦૦) થી વધુ થયો. નવજોતમાં દીનબાઇનાં મહીએરથી કાંઈ આવ્યું નહીં, તેનું કારણ એ હતું કે તેઓને ત્યાં તેઓની ૨૫) વરસની જવાંન છોકરી, દીનબાઇની વડી બેહેન ગુજરી ગઈ હતી. તેને ૭ માસ થયલા હતા. તેઓએ દીનબાઇને કે તેનાં છોકરાંઓને કે કોઇને એક રૂપોળી પેહેરાવ્યો નહીં અને તેડું કરવા છતાં કોઇ આવ્યાં પણ નહીં, જેથી લીમજીભાઇને અપમાન જેવું ઘણુંજ લાગ્યું, પણ અખાડા તે વખતે કરી ગયા, એજ એક વાતથી તેવણનો જીવ ખાટો થયો હતો! મારે ત્યાંથી સર્વેને છુટી છુટી સારી પેહરામણી થઇ. મારા બાવાને પણ આસરે રૂ. ૨૫૦) થી વધારે રૂપીયા થયા હતા. આ દીવસનો બધો હેવાલ ઘણો લાંબો થઈ પડશે, તેથી ટુંકમાંજ પતાવ્યો છે. સર્વે હસી-ખુશી સા. પાર પડયું. રાતે ઘેરનાં માટીડા-છોકરાંઓ વાડી ગયાં હતાં, ને સા જમી-ખાઇ પોત પોતાંની જગ્યાએ આવી નીરાંત પામ્યાં. એ દીવસે નવાજબાઇને ઘણો બેવડો તડાકો પડયો, તે જોઇ જરા દીનબાઇનાં મનમાં ઘણું લાગ્યું. "એવાં એવાંઓને

જણુસ પેહરાવી ને મને નહીં કીધું " આપણે તો મીઠાસ અને સભાળ આ બે ચીજ વાપરતા હતા કોઇની વચ્ચે પુરાઇ કોઇની વચ્ચે બોલવાની મને આદત હતી નહીં, અને સાભળેલી વાત હુ ત્યાજ મુકીને ઉઠતી કદી કોઈ આગળ કહેતી નહીં કે જેથી કજીઆનુ મોહ ડાગુ રઇ

એ બાઇને અમો એટલા માટે ચાહતા કે તેનણુ ઘણા મહેનતુ ને અમારા ઘેરનુ કામ ઉઠાવી લેતા હતા, જેથી અમો તેવણુને વખતો વખત કપડા તથા રોકડ નાણા આપતા **મહેનતનો બદલો શુ અને કેવો તે લીમજીભાઈ મારી રવેએ સમજતા હતા. અને કોઇનાં આભારમાં નહી રહેતા.** સામુ બીજાઓને પોતાના આભારમા રાખતા

**ઓરતની અદેખાઈ!**

આ બાઇ મારે ત્યા ઘણા ખુશીથી રેહેતા અને પોતાના ઘેર માફક અમારા ઘેરને ગણતા જેથી અમો દર વર્ષે સારી સાથના કપડા તેમજ રોકડા આપતા દીનબાઇના છોકરાઓ પાછળ પણ આ નવાજબાઇની મહેનત કાઇ થોડી નહી હતી એ માય (દીનબાઇ) કરતા વધારે પ્યાર અને ખતથી તેવણુ એ બચ્ચાઓને ચાહતા, તેમજ ઉધારતા, એટનું છતા પણ દીનબાઇનો ચાહ નવાજબાઇ પર મુદ્દલ હતો નહી! વારવાર બન્ને જણા અદર ને અદર મારામારી કરતા આપણે બેમાથી એકને પણ બોલવામા સારો સાર ધારતાજ નહી! તેઓ મરાતા ને પાછા લીમજીભાઇની બીહીકથી કશામા નહી હોય તેવુ દેખાવ કરતા એ પ્રમાણે લાબો વખત ચાલ્યુ નવાજબાઇને ખરશેદજી સાથે ઘણુ સારૂ હતુ કજીઆનો પાયો તો એ **બન્નેનાં સપને** લીધે **અદેખાઇથી** શરૂ થયો હતો તેની મને કાઇજ ખબર હતી નહી

**શક-વહેમ!**

હુ સાફ દીલની હતી તમો જાણુજો કે બનતા સુધી વહેમને ઉત્તે-જન આપવાથી તમે પરહેજ રેહેજો. દુન્યામા વહેમ અને શકની આખોને ધીક્કારજો, અને તમારા મગજને તેથી ઓર વધારે ખાનેશ બનાવવાની તજવીજ કરજો. વહેમ બરો બુરો છે સુખનો નાશ જાણજો સૌથી મોટુ પાપ વહેમમા સમજજો ઓ ખુદા! તારા હજારો શુક્રાના હુ દર વેળાએ કરૂ છુ કે દરેક બુરા ખયાલથી તુ પાક પેદાના કરનારે મને દુર રાખીને એક ખાનેસ ને સાફ, સાચ્ચા મનની ને દયાળુ અને ખરી લાગણીવાળી

બનાવી છે. તારા પેદા કીધેલા ગરીબ બંદાની મને ઘણી કદર અને દાઝ છે. એવો ઉપકાર હું ખુદાનો હંમેશાં માનતી.

હું સાફ દીલની હતી. મને શક કે વહેમ કાંઇ કુદરતીજ હતો નહીં. ધીમે ધીમે મને એ વાત ખબર પડવા લાગી; તોપણ મેં કાંઇ ધ્યાન પર લીધુંજ નહીં. હું સારી પેઠે જાણતી હતી કે **એ વાતમાં ફક્ત ઓરતની અદેખાઈ છે,** બીજું કશું વાંધા જેવું નથી. નાહક નજીવી વાત મોટું રૂપ પકડશે તો મહા પીડા જેવું છે, એટલા માટે મેં ભારી ચુપકીદી અખત્યાર કીધી. એક તો એ બાઇએ ખરશેદજીનાં છોકરાંઓને એવો પડોશ લગાડેલો કે તે બચ્ચાંઓ એક કલાક તે બાઇ વગર રહેતાં નહીં. જ્યારે તેવણ પોતાનાં માયને ત્યાં મળવા જતાં, ત્યારે છોકરાંઓનું ગોધીયારૂં શું પુછવું? આખું ઘેર રણખાથી મચાવી મુકતાં! ગમે એવાં ધમકાવો કે પટાવો તોએ તેઓ ધરેલાં ધરાતાં નહીં, ને ભોંયે અલેટાઇ જતાં. એટલી માયા આ છોકરાંઓને લગાડેલી હતી. તેમાં સૌથી નાની છોકરી ગુલબાઇ તો ઘણીજ બેજારી આપતી! તે તો રાતનાં પણ ઉઠની ને "આઇજીમાય કાંહ છે" કરીને ગોધીઆરાં કરતી હતી, જેથી તેવણ અમારી પાસેનાં ઓરડામાં સુતાં હતાં, ત્યાંથી ધીમે ધીમે નીચે ઉતરી જતાં. આટલી મહેનત છતાં આ બન્નેને બે-બનાવ હતો! એ જેમ જેમ દીવસો ગયા તેમ તેમ વધતોજ ચાલ્યો. હંમેશાં કંકાસનું બીજ જલદી મોટું થાય છે. તેનું ઝાડ જાડું થતાં વખત લાગતો નથી. માટે કજીઆથી દુર રહેજો.

## સોહરાબ.

તા. ૧૭ મી એપ્રીલ સને ૧૮૬૫, પારસી રોજ અહુરમઝ્દ મહા આવાં. સાંજે ૪) કલાકે મેં એક બેટાનો જન્મ આપ્યો. તે મારા પોતાનાંજ ઘેરમાં. હું પહેલી વખત માફક આ વખતે સીક નહીં હતી. પણ જરા ઠીક તબીયત નરમ-ગરમ ચાલતી હતી.

આએ છોકરાનું નામ લીમજીભાઇએ પોતાની ખુશીથી પોતાનાં બાપનું નામ રાખ્યું. તેવણનાં પોતાના બાવાનું નામ સોરાબજી હતું તે નામ રાખ્યું. સોરાબ ઉપર એનાં બાપનો ઘણોજ ચાહ હતો.

એ છોકરો ઘણુંજ નબળા બાંધાનો ને તીખાં સ્વભાવનો હતો. જો તે દુધ યા કાંજી પીવા ઉઠતો તો એક મીનીટ દમ નહીં ખાતાં રડીને ગોધીયારાં કરી મેલતો. જેથી તેને માટે કાંજી તૈયાર રાખવી પડતી હતી.

ઘણાં ખંતીલા રહેવા છતાં દીવસમાં ૪) વખત તે મને તેમજ પોતાની આયાને ગભરાવતો હતો. તેમાં રાતે બન્ને બચ્ચાંઓને મારાજ ઓરડામાં રાખવાં પડતાં હતાં, એક બીજાનાં અવાજથી જાગી ઉઠતાં. એ બેમાં ફરક હતો. મારી વડી છોકરી ધન ઘણી સબુરીવાળી; અને સારી તંદરોસ્ત હતી જેથી તેનો મને ઘણો કંટાલો નહીં હતો, પણ આ છોકરાને લીધે તો એવી ચુપકીદી અખત્યાર કરવી પડતી કે બોલવામાં પણ ઘણી સંભાળ રાખવી પડતી હતી. જો તે સુતેલો હોય તો તેની જોરીને પાસે એક ચીનાઇ 'ચેસ્ટ ઓફ્ ડ્રોઅર્સ' હતી, તેની કલનો અવાજ જરા મોટો હતો. તે પણ ઉઘાડવી હોય તો બેસી રહેતાં ને જ્યાં ત્યાંથી તેને આસાયસ લેવાની ગોઠવણ પુરતી રાખતા. જો અગત્ય હોય ને ઉંઘાડવી પડે તો એ છોકરો જરૂર ઉંઘમાંથી જાગી ઉઠતો, આવી તેની નાતવાંન ઉંઘથી મને ઘણો કંટાલો આવતો. ખુદરતી ઉંઘ તેને ઘણી નહીં હતી. તે સહવારનાં ૪) વાગે ઉઠતો. ગમે તેવી તજવીજ પાછો સુવાડવા સારૂં કરૂં તો ફોકટ. તે એક વાર ઉઠીયો તો પાછો સુવાનો નહીં. બચ્ચાંની આવી ચાલને લીધે કોઈ કોઇ વાર લીમજીભાઇનો મીજાજ મારી સાથે જતો રહેતો. હું તેવણને સમજાવી કોઇજ વાર જવાબ દેતી કે "એ તો બચ્ચું છે જે વગર સમજનું હોવાથી એમ કરેછ, તેથી તમો સમજુ થઇ શું કામ બોલોછ કે તમે કાંય એને રડાવોછ?" એટલા બોલવાથી તો શેઠનો મીજાજ જતો રહેતો, જેથી હું મારૂં કામકાજ હોય તે ચુપચાપ કરી જતી. જો તે રમતો મારા હાથમાં તોપણ કોઇ વેળા એવાં ગોઘીયારાં કરે કે જાણે કોઇ આગળ હોયજ નહીં. આપણી બીજી બાનુંઓ બચ્ચાંને જોરીમાં સુવે ત્યારે હાલરડાં ગીત મોટે સાહાદે કશા પણ ઢંગ–ધડા વગરનું ગાય છે, તેવી મને બીલકુલ આદત નહીં હતી. હું કોઇ દીવસે છોકરાંઓને જોરીએ કે સુવાડતાં ગીત ગાતી નહીં. બીજાઓ મને કહેતાં કે "ઓ વાય? બચ્ચું સુવે તે કેમ?" મારાં છોકરાંઓને એ આદત હતીજ નહીં. મેં કોઇ દીવસે જોરીએ ગીત ગાયુંજ નથી. આપણાં લોકોના આ વડાઇનાં ગાયન મને પસંદ નથી. આજેબી મને એ તાલ વગરનાં ગીત ગમતાં નથી. ગીત ગાવાની મને ખુદરતી શરમ છે. મને ગાયન ઘણુંજ પસંદ છે. મારા બચ્ચાંઓ ઘણું સારૂં ગાયન શીખે છે, અને મને એવી ઉમેદ છે કે તેઓ આગળ વધારે શીખશે. તેઓને ગાયનમાં આગળ વધારવા ઘણી મહેનત લેતી આવી છું, અને તેને માટે મારી ગુંજાસ ઉપરાંત હું તેઓ પાછળ ખરચ કરૂં છું, એજ દાખલો બસ છે. વધુ કહેવાની જરૂર નથી.

સોરાબનાં જન્મ વખતે મારી ઉમર માત્ર ૧૮ વર્ષની હતી, તેથી હું કાંઇ નાદાન કે વગર સમજની હોઉં એમ હતુંજ નહીં. મારી બચગી નાદાન બચ્ચાંઓની માવજત અને જતનમાં ગઇ હતી. તેથી ઘેર–સંસારી કામ કેવું અને કેમ કરવું ને તે કેમ ચલાવવું તેનો અનુભવ મને પુરતો હતો. તે વખતે કેટલાક શીખેલા ને ચાળાક જવાંન ડૉકટરોની કલમથી તનદરોસ્તીને લગતાં લખાણો ચોપાન્યામાં તથા 'સ્ત્રી બોધ' નામે ચોપાન્યું અમારે ત્યાં દર મહીને આવતું, તેમાં પણ બચ્ચાંઓની માવજત–જતન કેમ કરવી કેમ ઉધારવાં; તેઓને કેવી રીતે રાખવાં, તેને માટે ઘણાં સારાં લખાણો આવતાં, જે વાંચવાથી મને ઘણું જાણવા જોગ મળતું. થોડું નહીં જાણ્યે તેવી બીનાં પર હું ઘણું ચોકસાઇથી ધ્યાન આપતી, ને વાંચીને યાદ રાખતી. બીજી અંજાણી અબળાઓ જો મારા વીચાર પ્રમાણે તે કીમતી લખાણો વાંચે તો ઘણુંજ અસરકારક લાગે. તે વખતે પારસી બાનુંઓ આજનાં જેવી ભણેલી–શીખેલી નહીં હતી. આજનાં જેટલો શીખવા ભણવાનો માહાવેરો તેઓને હતો નહીં. કોઇજ તેવાં માતબર ઘેરનાં બાનુંઓ વાચતાં, તેબી કાંઇ દીલ–મન લગાડીને નહીં, જાંણે સરમાઇ લજવાઇને વાંચતાં હોય તેમ નજરે આવતાં ! સ્ત્રી જાતમાં એ સારાં અને નીતીમાન લખાંણો વાંચવાથી જેટલા ફાયદા અને અક્કલમાં વધારો થશે તેટલો કદી કશાંથી થવાનો નથી. વાંચવાના ફાયદા અને ગુણ મેં પોતે ઘણાં જોયા છે. હું ઘેરનાં ખુણામાંથી ગામે–ગામની અને અત્રેની જે ખબર રાખું છું, તે વાંચવાના ફાયદાથી. વાંચવાને માટે કેટલું ખર્ચ્યું છે, ને કેવાં કેવાં ફરતાં–ફરતાનાં તાના–જાનીના શબ્દો સાંભળ્યા છે, તે ઉપર કાઇજ ધ્યાન નહીં આપતાં હું મારો વાંચવાનો મહાવેરો કદી છોડતી નહીં. મારા હાથમાં બચ્ચું દુધ પીતું હોય તોપણ હું તો વાંચ્યાજ કરતી. તે જોઇ નવાજબાઇ કેહેતાં કે 'માય, મેં કોઇને પણ તમારી કાંની આટલું વાંચવા ઉપર જીવ રાખતાં જોયાં નથી, તે મને તો ઘણું અજબ લાગે છે.''

ઘણાં થોડાં ચોપાન્યાંઓ નીકળતાં હતાં. બાબદ અને લખાણ ઘણાં સરસ ને ચાનક આપનારાં લખાંતાં. વાર્તાઓ પણ ચોપાન્યામાં આવતી તે સારી અને શીખામણ લેવા જોગ આવતી. તે વખતે વાંચનારને ઘણી નવાઇ જેવી લાગતી. હમણાં પુષ્કળ ચોપાન્યાં, 'ન્યુસ પેપર' નીકળે છે, પણ તેમાં ઘણી વેળાએ જોઇએ છે કે કેવાં કચરા જેવાં લખાણો આવે છે! એવું મને પોતાને ઘણું નાંપસંદ છે.

જેઓ ક્યાનાં લખનારાંઓ છે, તેઓ ઘણો વાર એવાં ચેડાંને વળગી રહેતાં નથી. ટુંકમાં તેનો નીવેડો લાવવા પાછળથી ચુપકાદી અખત્યાર કરી નાખતી કરે છે. વળી કેટલાંક લખાંણો એવાં મેળવી નાંખેલાં હોય છે કે એક નજીવી બાબદ સેહેલાઇથી વાંચનારને સમજ પડે નહીં. સામો ગુચવાડો ઉભો થાય. 'રાસ્ત ગોફ્તાર' પત્ર તેવા ઠપકાથી નીરાળું છે. તેનાં લખાંણ ટુંકમા અને તુરત સમજ પડે એવી રસીલી રીતે લખેલાં હોય છે.

હવે હુ મારી અસલ બાબદ પર પાછી આવું છું. એ છોકરો બે માસનો થયો, પણ અમારા ઘરમાં ગરમી એટલી તો પડતી કે જાણે ભુંજાઇ જતાં. તે ઘેરનું ઘેર હતું કરીને જાણે જુલમ જેવી ટોક ગળે બંધાયલી હતી. સદા ઘેરનાં વાડી–બંગલા ને ઘેર વાપરેલાં તે તેજ આદત લીમજીભાઇને હતી.

## ધનનું મરણ! મારો ગમ!

આ સખત ગરમીમાં મારી મોટી છોકરી ધનને જોરમાં ગોવરૂં આવ્યું. તે કેવી મઝાહની છોકરી કમનસીબે ગોવરાંનો ભોગ થઈ પડી! તેની ઘણી જતન રાખતા. એ દર્દથી સખ્ત પટકાઇ પડી, ને તે ગરીબ બચ્ચાંની ઘાંટી અંદરથી સુજી આવી ને તેને ગળે કશું દુધ કે કાંઇ ઉતરતું બંધ થઇ ગયું! એક સહવારે ઘેરમાં તેનાં દુ:ખે ઘણો ગભરાટ કરી મુકયો, અને થોડા કલાકમાં તે ગરીબ બચ્ચાંએ પોતાનો જીવ તેના પેદાના કરનારને સ્વાધીન કીધો! મારા પોતાનાં બાબમાં આ માંઠો બનાવ પહેલ વહેલો હતો, જે મને દુ:ખ ભરેલો ને ભારી થઇ પડયો; એટલો બીજાઓને નહીં હતો. **આ ભાગ્યશાળી છોકરીનાં** મોતે મને અતીઅંત ગમગીન બનાવી! મારા ચેહેરા પર એટલો ગમ ફેલાઇ ગયો હતો કે જોનારની નજરે ખુલ્લો દેખાતો હતો. એ બચ્ચાંના મોત પર મેં મારો કશો અવાજ નહીં કાઢતાં તદન ચુપકીદી અખત્યાર કીધી. બીજાંઓ ગમે તે વમાસણ કરતાં, પણ મારૂં

મોઢું ચુપ અને આંખમાંથી પાણી તો જાંણે એક સરખી ધાર વહેતી હોય તેવો મારો દેખાવ થઇ પડયો! અંતે તે બચ્ચાંની પાયદસ્ત કાઢી, પછી ૨.ા સૌને વગે–સગે થઇ ગયાં. આ બચ્ચાનાં મોતે મુંગો ગમ પેદા કીધો! મારૂં મોઢું સૌથી પેહલાં ઉતરી ગયું. તે પછી મારા ચેહેરામાં કદી આગળનાં જેવું મોહ મેં જોયું નહીં. મારા માય રોજ સાંજે મારી આગળ આવતાં, અને મને ગમગીન જોઇ ઘણો દીલાસો દેતાં. તે બધું ફોકટ હતું! હું મારો ગમ કોઇને દેખાડતી નહીં, કોઇના દેખતાં આંખમાં પાણી લાવવાં એ તો મારે મનસે શરમની વાત હતી, જેથી હું એકલી પડતી. ત્યારે મને ઘણુંજ લાગતું! મારાં મનને રીઝવવા ઘણાં ફાંફાં મારતી, પણ ફોકટ! શોરાબ બે માસનો થયો, ત્યારે ધન ગુજરી ગઇ, એટલે એક વર્ષ અને ત્રણ માસની થઇ! ઘણી ગમગીનીની વચ્ચે હું વાંચવાનું લઇને બેસતી. બેટા શોરાબની જતનમાં મારૂં ધ્યાન રોકતી. એમ કરતાં હું સીક પડી ગઇ. ડૉ. રૂસ્તમજી બહાદુરજી મારી તપાસ માટે આવ્યા. તેવણે મને ઘણી ધીરજથી કહ્યું "કેમ, બેહેન આવાંબાઇ, કાંઇ ઘણાં ગમગીન દેખાઓછ, તે કાંઇ ફીકરમાં છેઓ કે?" મેં ટુંકમાં પતાવ્યું, તે પછી હું સાજી થઇ અને ધીમે ધીમે મારો ગમ ઘણો ઓછો થઈ ગયો. હું કેટલી ગમગીન છેઉં તે હું પોતેજ જાણતી. મારી દલગીરી કોઇ એટલી જાણતું નહીં, મારો ચેહેરો હંમેશાં ગંભીર રહેતો.

લીમજીભાઇને કાંઇ નહીં લાગ્યું એમ નહીં. તેવણનો છોકરી પર ઘણો પ્યાર હતો, ને એક છોકરી જીવાડવાને માટે ઘણાં તતપર હતા! જેથી તેની તંદરોસ્તી જાળવવા ઘણાં ચાંપતા ઉપાય લેતા, ને જરા જરામાં તે બચ્ચાંને માટે ડૉક્ટર બોલાવતા. એ છોકરીનાં મોતથી એવણને ઘણું લાગ્યું તો ખરૂં, પણ તેવણ એમજ કેહેતા કે "મારા કરમમાં છોકરી જીવવાની હરોજ નહીં તે આપણે શું કર્યે?" છોકરા કરતાં તેવણ છોકરીને ઘણી ચાહતા.

આ છોકરીનું પગલું અમારે ત્યાં ઘણું ભાગ્યશાળી હતું. તેનાં મોત પછી ધંધામાં તેમજ આવકમાં નુકસાની સહેજ જણાવા લાગી. કાંઇ ખોટ ખાડો નહીં પડયો, પણ જે અચણુચ આવક થતી તે બંધ થઇ ને ટુંકમાં કહો કે જરા જરામાં અમારાં ઘેરમાં નુકસાની ને ખખરવાયો લાગ્યો, અને તે વધતોજ ગયો. કાઇને કાંઇ નીકળુંજ ચાલ્યું.

પાલમકોટા છોડવા પછી લીમજીભાઈની તબીયત બીલકુલ સારી રેહેતી નહીં. તેવણ ચાલુ દવા પીતા, બે વર્ષ પછી તેવણને હવા પાણી મુંબઇમાં માફક આવવા લાગ્યું !

નાનાં ઘેરમાં મોટી ખટપટો કરવી પડતી. ગમે તેવી અગવડ તેઓ ખમતા, પણ ઘેર ખાલી કરી સગવડભરેલી જગ્યામાં જવા તેવણ ખુશી નહીં હતા, આ ઘેરનું ઘેર હતું. જગ્યાની એટલી તો અગવડ પડતી કે અમારે ત્યાંની જાહોજલાલી આગળ તે કંઇ બીસાદમાં નહીં હતું. બે માળનું આખું ઘેર વાપરતાં સમાસ નહીં થતો.

મારા બાવાએ હસ્તાં-હસ્તાં કહ્યું કે "લીમજીભાઇ સારી હવાની જગામાં રહેવો તો કેવું સારૂં? તમારૂં ઘેર ભાડે મુકો?" ત્યારે લીમજીભાઇએ જવાબ દીધો કે "ઘેરનું ઘેર મુકીને ભાડેનાં ઘેરમા કોણ જાય, કોઇ ભાડુત કેવાં, કોઇ ઘેર-ધણી કેવો, તેનો દોર ને મીજાજ કોણ ખમે? નારે, આપણે કાંઇ કેથે જઇએ નહીં." મારા બાવા તો, 'જેમ મરજી,' કરી ચુપ રહ્યા. આપણે તો કોઇ દહાડે ઘેર વીષે એક બોલબી બોલ્યાં નહીં.

## માહીમ!

### પ્રખ્યાત શેઠ હોરમસજી દાદીશેઠનો બંગલો.

એ અરસામાં મારા બાવા કોટમાંથી પોતાનું રહેવાનું ઘેર ખાલી કરી માહીમ જઇ રહ્યા. તેવણ કોઇ હવાની જગ્યા શોધતા હતા. મુબઇ આવ્યા તે દીવસથી તેવણને મનપસંદ જગ્યા મલી નહીં. તેવણ કોટનાં ઘેરથી તદ્દન કંટાળી ગયા હતા. રોજ પોતાના ભાઇને કહેતા કે "નાનું, તું મારે માટે કેથેબી જગ્યા જોઈ કાડ." તે કામ તેવણનેજ હાથે પાર પડ્યું. તેવણને માહીમમાં તુરતનો તૈયાર થયલો બંગલો જે **પ્રખ્યાત હોરમસજી દાદીશેઠનો** હતો, તે એક ઓલખીતાંના વપરાસમાં હતો, અને તે ખાલી કરવાની તૈયારીમાં હતો. તે ખબર મારા કાકાને પડતાંજ તેવણે તુરત મારા બાવાને બતાવ્યો, અને જોતાંજ તે બંગલો તેવણે ત્યાંજ પસંદ કીધો. એ બંગલાનું ભાડું રૂ. ૫૫) હતું. એટલું ભાડું મારા બાવાને ઘણું ભારી પડે; તેથી તેવણે પોતાના વડા ભાઇને કહ્યું કે "આપણે સાથે રહયે, તમોબી મારી સાથે આલો." તેવણે પણ કબુલ કીધું. બન્ને ભાઇઓ કોટમાંથી ખાલી કરી માહીમ જઈ રહ્યા. મારા બાવા તો ઘણુંજ ખુશ થઇ ગયા. જો કે આખો દીવસ તો ઓફીસમાં જતા તોપણ સાંજનાં હવાવાળી જગ્યાથી ઘણી નીરાંત મલતી. માહીમમાં તે વખતે

ઘણાં પારસીઓ નહી વસ્તા હતા. કોઈ કોઈ છુટા દુર રેહેતા. વાંદરાં કરતાં માહીમમાં પારસીઓ વધુ હતા.

આ બંગલો એક મોટા કમપાઉન્ડમાં એક છેડા પર આવેલો હતો. તેનાં બીજાં છેડા ઉપર એક મોટો કુશાદે બંગલો હતો, જે ઘેર-ધણીનાં પોતાનાં વપરાસમાં હતો. તે કોઇને ભાડે આપતા તો તેનું ભાડું રૂ. ૧૨૫) રાખ્યું હતું. જે કોઈ માતબરને પરવડે. તેનાં બીજા છેડા પર એક ફાલતું જગ્યા હતી, ત્યાં માતબર ઘેર-ધણીએ એક નાનો પણ કુટુંબને રેહેવા લાયક એક માળનો બંગલો બાંધ્યો હતો. તેની સામે રસ્તા પર નીકલવાને એક બારણું મુકેલું હતું. જો કે તે રસ્તાની ધણી પડોસમાં હતો, પણ કમપાઉન્ડની મોટી દીવાલ આડે હોવાથી, કાંઈ રસ્તાનું દેખાતું નહી. એવી હાલતમાં તે હતો. ખુલ્લી જગ્યા ને હવા સારી હોવાથી અને આસપાસ કશાં કંટાલાં ભરેલાં ઘેરો નહીં હોવાથી તેઓને ઘણું સરસ લાગતું. આ બંગલામાં બે ઓરડા નીચે ને બે માળ પર અને એક નાનું ગોડાઉન હતું. બબરચી ખાનું અલાહેદું હતું. બબરચીખાનાને લગતો એક મોટો ઓટલો હતો, જ્યાં જમવાની ટેબલ રહેતી. સામટી રીતે જોતાં ઠીક હતું. ત્યાં એક મોટી અડચણ એ હતી કે છોકરાઓ શીખવા લાયકનાં તેઓને કયાં મુકવાં, ને શું કરવું? એ મોટી અડચણમાં તેઓ પાછળથી પડયા. મારા કાકાને તો તેવી કશી અડચણ હતીજ નહીં. એ અડચણ મારા બાવાને ઘણી ભારી પડી. તેવણે તુરત વેળા તો જેમ તેમ ચલાવ્યું, પણ જેમ આગળ દીવસ નીકળતા ગયા, તેમ ઘણું ભારી પડવા લાગ્યું. ત્યાર પછી છોકરાઓને ખેતવાડી મારા મામાને ત્યા પગાર આપી શીખવા રાખ્યા. શનીવાર આતવારનાં દીવસે બોલાવતા.

મારા જીવનો કંટાલો પણ હવે ઓછો થયો. હું પણ મહીનામાં એક-બે વાર જઇ ત્યાં ૫ દિવસ રહેતી. ત્યાં મારી સાથે સોરાબને રમાડનારી આયા, હંમેશાં સાથેજ આવતી, અને મારા ઘેરનો પેલો પાલમ-કોટાથી લાવેલો માણુસ, કોપલી, મને સ્ટેશન પર પહોંચાડી ચાલી જતો. એવી રીતે હું હંમેશાં જાવ-આવ કરતી. તેમ રાબેતા મુજબ એક દહાડે ઘેરમાંથી નીકળી. જી. આઇ. પી. રેલવેનાં સ્ટેશન પર ગઇ. તે વખતે માહીમ જવાનું એજ સ્ટેશનથી હતું. ત્યાં ગયાં કે મેં મારી આયાને બોલાવી સોરાબના હાથમાં સુનાની હારડી હતી તે તપાસી જોતાંજ મને એક હાથ ખાલી માલમ પડયો, તે જોઇ હું ચોકીને બોલી કે "કયાં ગઇ એની હારડી?" આયા ફગલાઇ ગઇ, ને સાંભી તાંન કરવા લાગી કે "હું શું

જાણું?" ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી. હું તુરત આયા સાથે એમી ગઇ, અને બીજા હાથમાં જે હારડી હતી, તે કાઢી લઈમેં ગજવામાં મુકી ને ઘણુંજ દલગીર ચેહેરે ઘેર ગઇ. મારાં માયે મને જોતાંજ સવાલ કીધો કે "કાંય, આજે એમ કાંય? કાંઈ જીવને સારૂં નથી કે શું?" મેં તેવણને તુરત ખુલાસો કીધો કે સ્ટેશન પર આવતાં આવું બનવાથી જીવ ઘણો દલગીર છે. મારા બાવાએ સાંભળતાંજ મને કહ્યું કે "આલીમાય! તું કાંઇ દલગીર નાં થા. એ મારા ઘેરની બચ્ચાને કીધેલી જણુસ હતી. તે ફીકર નહીં, હું તુંને ઘડાવી આપસ." તે સમજી થોડી ધીરજ તો આવી.

હવે આ બનાવની બે માસ અગાઉ અમારે ત્યાં એવીજ નુકસાની થયલી હતી. તે તેવણના દીકરા ખરશેદજીના છોકરા પાલનજીના કાનમાંથી રૂ. ૨૦૦)ની કીમતની મોતીની બાલીની જોડ કોઇએ કાતરીને કહાડી લીધેલી. "પાલનજીનાં કાનમાથી બાલીઓ ખોહવાઇ છે." મેં કહ્યું. તુરત તેને ઉપર બોલાવ્યો. તે ધુજતો–કાંપતો આવ્યો. તેને બપાવાની ધાક ઘણીજ હતી, પણ આએ વેળા તેને ગભરાયલો જોઇ થોડી પુછપરછ કરી ને "જા તારૂં લેસન કર." એમ કહી તેને જવા દીધો. વહુને તાકીદનો હુકમ કીધો કે કોઇ છોકરાને જણુસ મારા હુકમ વગર પેહેરાવે નહીં. તેવણનો એક બોલ બસ હતો. એવો તાપ ને ધાક સર્વે પર હતો!

આ વેળા તેવણ એટલા ઠંડા હતા તેનું કારણ સને ૧૮૬૫ નાં સાલમાં મુંબઇમાં એવી બુમ હતી કે 'પેલાને લુંટી લીધો, પેલાને મારી નાંખ્યો.' એવા કાંઇ બે–ચાર દાખલા સમજ્યા હશે, તેથી ચુપ રહી મને લીમજીભાઇ કહેવા લાગ્યા કે "બલા ગઇ, બાલી ગઇ તો. એજ દુવા માગોની કે છોકરાને જીવતો મુકી દીધોછ! સ્કુલે જતાં છોકરાંને કશું પહેરાવવું નહીં જોઇએ. હમણાં મોટાં માણુસનો આશરો નથી, તો એ બચ્ચાંની શું બીસાદ?" આપણે તો ચુપચુપ સાંભળ્યા કીધું. વચ્ચે બોલવાનું હતુંજ નહીં.

રૂસ્તમજી ભપ્પુની પ્રખ્યાત સ્કુલ હતી, ત્યાં લીમજીભાઇએ જઇ ખબર કાઢી, પણ ત્યાં શું પત્તો મલે? ગયો દાગીનો કદી પાછો હાથ લાગતો નથી.

બે–ચાર દીવસ પછી હું ઘેર ગઇ, પણ મારા જીવમાં તો જીવ નહીં, અને ધાસ્તી હતી કે મારો વાંક દેખાઇતો છે, તે ખરેજ ઠપકો ખાવો પડશે! મેં ધાર્યું તેવું કશું હતું નહીં. બે–ચાર ફક્ત ઠપકાના સખુન

બોલ્યા. આયાને ધમકાવી અને પરપુરછ કરી. તેણે ઢોંગ-સોગ કરી "મેં કયા જાનું? મેરેકુ કયા ખબર, શેઠજી?"

આવી રીતે ટુંક અરસામાં બે દાગીનાની નહીં ધારેલી નુકસાની થઈ. ઘેરમાં હર બહાણે બેચેની એક પછી એકમાં ફેલાતી, ને જેવું હસ્તું કુટુંબ મારા જોવામાં આવતું હતું, તે ઝાંખું પડવા લાગ્યું. બનતી તજવીજ કરી કલેશ દુર કરવા જેવું કરી હું ઘણીજ નાખતી કરતી. દરેક વાતમા ઘણીજ ચુપકીદી પકડતી.

લીમજીભાઇની વહુને તો તેવું ભરતાં કે સીવતા કશું આવડતું નહીં હતું. વેતરવાની તો તેની બલા જાણે! તેને તો રોજ બપોરના ઉંઘવાની આદત હતી. હું તો સહવારે ઉઠતી તે રાતનાં દશ વાગા સુધી દરેક વખતે ઠેરવેલું કામ કરતી. હુ પોતાંને હંમેશાં રોકાયલી જોતી. મારા હાથમાં બચ્ચાંમાં તો એખલો સોરાબ હતો, તે એવો તોફાની હતો કે તેને સાચવતાં મારો વખત નીકળી જતો, એટલુંજ નહીં, પણ તે નબળો હોવાથી તેની તંદરોસ્તી પણ સારી રહેતી નહીં. તે હંમેશાં સીક રહેતો.

સોરાબને રમાડનારી આયા જેનાં ઉપર મને શક સહેજ હતો, તેણી એક દિવસે નીચે બેસીને મને કહેવાડયું કે "મને તાપ આવેછ, માટે જે પગાર થયો હોય તે ચુકાવી આપો, મારી મરજી હાલ નોકરી કરવાની નથી." આ પ્રમાણે હમારો જુનો માણસ કોપલી કહેવા લાગ્યો. તે સમજી લીમજીભાઇ મને પુછવા લાગ્યા કે "શું કામ આયા જવા માગેછ?" મેં તેવણને ટુંકમાંજ જવાબ દીધો કે 'હું નહીં જાણુતી. એની મરજી નહીં હશે. બે-ચાર દીવસ થયા નામરજી જેવું અણગમતું મન દેખાડે છે.' એમ સાંભળી તેવણે તુરત ઉઠી તેનો પગાર ચુકવી આપ્યો. તે ગઇ ત્યાં સુધી અમોને જણુસ વાસ્તે કાંઇ ધ્યાન પર વાત આવી નહીં. થોડા દીવસ પછી મને કોઇ ચોક્કસ માણુસે કહ્યું કે "પેલી આયા બીજે ઠેકાણે નોકરીએ છે અને તેનાં ગળાંમાં સુન્નાની નાના-મોટા દાણાની સાંકળી બનાવીને પહેરેલી છે. જે ઉપરથી મેં ચોક્કસ ધાર્યું કે તેજ નાલાયક આયા તે જણુસની ચોર હતી. મને ચોક્કસ લાગ્યું કે જણુસની ચોર એજ હશે. લીમજીભાઇનાં બોલવાનો તુરતજ પેલી આયાએ લાભ લીધેલો હોવો જોઇએ! એવી રીતે પાપ કદી છુપું રહેતું નથી.

લીમજીભાઇને કાંઇ એવી આદત નહીં હતી કે જરા જરામાં કાચે પાયે કોર્ટમાં કોઇને ઘસડી જાય, તેથી તેવણે જરા દરકાર કરી નહીં;

તેવણ પાલમકોટાની કોર્ટનાં 'રૂલીગેટ' હતા.
તેવણને ઇનિસાફની સફાઈની ખબર હતી.

કોઇ પણ ચીજને જો કોઇનો દળદર હાથ લાગે તો તે કદી સંતોષ પામતું નથી. તેમજ પૈસાને પણ કોઇ વેળા કોઇનો નેહસ્ત હાથ લાગે છે તો તેનો ધણી સદા અસંતોષી રહે છે. મારા વીચારમાં કાંઇ વહેમ નથી, પણ મારી ખાતરી કરીને લખેલું છે. માણસ લાંબો વખત એવાં દુ:ખડાં ભોગવે છે.

મારા ખાવાએ બીજી હારડી બનવાવી આપી, પણ તે પહેરવા પામ્યો નહીં. તે પછીથી વીંટી જેવી નજીવી જણસ જો તે પહેરતો તો તે ખોયા વગર રહેતો નહીં!

તે આયા ગયા પછી એક બીજી આયા અમોએ રાખી. તે દેખાવમાં એબીયલ જેવી હતી. તે હંમેશાં શેઠને કાંઇ કહેવું હોય ઘણી સરહાધાત કરી વાતનાં ટકા ચઢાવી કાંગળી કુંગલી બની વાતો કરતી. તેથી મને ઘણોજ ગુસ્સો આવતો. એક તો આકળા સ્વભાવનાં માટીડાથી હું કજીઆનું મોંહ કાળું કરવા તરેહવાર વીપ્તી મારા તન પર ખેંચી લઈ, તેવણને રાજી રાખવાનું કરતી, ત્યારે આ નાલાયક આયા ભલી થવાનાં એમ ફાંફાં મારતી! તેને ખાવાનાં નખરાં એટલાં હતા કે તે ખીચડી વડે ચારવેલાં ઈંડાં બનાવીને ખાતી. તે જોઈ ઘેરમાં દીનબાઇ અને નવાજબાઇ ખુબ હસ્તાં. તેનાં ચાળા પાડી મારી આગળ ફુરસદનાં વખતે વાતો કરતાં. જે સાંભળી મને ચીડ લાગતી. જો કે ગરીબ માણસ પર મારી ઘણી માયા અને રેહેમ નજર હંમેશાં હતી. ઘેરમાં બધાં માણસ જાણતું કે હું માણસો સાથે ઘણી નરમાસ અને માયાથી ચાલતી. માણસોનાં મનમાં મારે માટે સારો વીચાર રહેતો. તેઓ મારી ઉપર જીવ કાઢી આપતાં, એટલાં ખુશ રહેતાં. પણ આય તો ઉલટીજ હતી.

અમારૂં ઘેર મેં આગળ જણાવ્યું તેમ સાંકડું હતું. વળી તે સાંકડા ઘેરની ખડકીમાં માલ ભરવાની વખાર બનાવી હતી. તેમાં પાલમકોટા મોકલવાનો માલ ભરાતો. તે માલ ખડકીની અંદર કાઘેલી વખારમાં ભરાતો, અને વળી બહાર પણ પેટીઓ રહેતી, જો કે મોદીખાને વખાર ભાડેની હતી, તે છતાં પણ કીમતી માલ ઘેરમાંજ રાખતા. અને તેનાં પર ખુબ સંભાળ લેવામાં આવતી.

હું માહીમ મારા બાવાંને ત્યાં રહેવા જતી. તે પણ લીમજીભાઇનાં હુકમ અને ખાસ મરજીથીજ. કાંઈ મારી ખુશી નહીં. મારી આયા અને સોરાબને હું જ્યારે પણ જતી, ત્યારે સાથે લેઇ જતી હતી. તેજ પ્રમાણે હું એક વેળા ત્યાં ૧૦ દીવસ સુધી રહેલી હતી. તેનું કારણ મારાં માસી અમદાવાદથી ઘણે વર્ષે મુંબઇ આવ્યાં હતાં. તેવણે મને બે દીવસ વધુ થોભવાની ઘણી બહોંસ કીધી. જેથી હું તેવણનાં બોલને માન આપી ત્યાં રહી હતી.

વધુ દીવસ રહેવાથી લીમજીભાઇનો મીજાજ બહુ તપી ગયો. તેવણ તેવાજ તાપ વચ્ચે માહીમ આવ્યા! સાંજનાં ૩॥ નો વખત હતો "શું આટલા દીવસ થયા તોબી ઘેરે આવવાનું કે મારી અગવડો સાચવવાનું તમારાં ધ્યાનમાં કશું મલે નહીં! બસ હસવા–બોલવાનું ને મનને ગમે તેમ ફરવાનું બાવાનાં ઘેરમાં મલ્યું તે કયાંથી શુદ્ધ હોય? વાંદરા જવાની ખુશાલીમાં વરનું ઘેર કયાંથી તમોને યાદ આવે! બસ આવીને પડયાં એટલે તીરાંત થઇ," વીગેરે. મેં કશો જવાબ દીધો નહીં પણ ટુંકમાં કહ્યું, "બસ, બસ, ઘણું થયું!"

મારૂં તો મોંહડું ગુસ્સાથી ગમગીનીમાં ગીરફતાર જેવું બની ગયું. મેં તો તુરત કપડાં જે હતાં તે બાંધી લીધાં અને પેલી કજીયાની ફાલણુદને કહ્યું કે "ઉઠાવ બચ્ચાંને અને ચાલ ગાડી પર." મેં આડી નજરે ખુબ ધીક્કાર તેને બતાવ્યો! મને પાછળથી ખબર પડી કે મારે ઘેરનાં જ્યાં જવાનાં હતાં, ત્યાં ગયાં નહીં. તે દીવસ ઘણો ગમગીનીમાં પુરો થયો. રાતનાં કોઇને ખાવા–પીવા ગમ્યું નહીં!

થોડા વખત પછી સોરાબની સાલગીરેહ પડી જે એને પેહેલું વરસ ઉગવાનું હતું. આગળનાં જેવો સુજાંનો ધુમાડો કરવાનું કોઇને કાંઈ જણાતું હતું નહીં. સૌ ઠુંગાર દીસ્તું! મારાં માય–બાવાને ત્યાંથી કાંઇ આવે તે લેવાને સાફ નાં પાડતા. પણ બુઢાં માસીએ સમજાવ્યા કે "નહીં રે બા, એ તો સા પોતાને વાસ્તે. એમ આપણેથી થાય?"

કાંઇ પણ જાણવા જોગ ખબર વગર સોરાબનું વરસ પાસ થયું. ખુરદો તો જાંણે મુફત આવતો હોય અને રૂપ્યાની તો ગણત્રી નામનીજ હતી! એમ પૈસો ખરચાતો.

જે માલ પાલમકોટા જતો તે ઘણી ઉધાર મંગાવવા લાગ્યો. માલ જે રૂ. ૨૦,૦૦૦) નો જતો દરસાલ, તે તેને હાથે નહીં ખપતાં તે ઓછો મંગાવવા લાગ્યો.

## ૧૮૬૬ નું શેર બજાર!

શેર બજાર સને ૧૮૬૬ નાં સાલમાં પડી ભાગ્યું હતું, જેથી ઉથલ પાથલ પણ ઘણી ઘોંટાલાં ભરેલી બજારમાં ચાલતી હતી. કોઇ જેમ આગળ રોજનાં લાખ, બે લાખ કમાયા હતા, તેમ હવે પાસો ફરી ગયો! તે ઉછળતા મોજાએ પોતાનું જોર એકદમ નરમ કરી નાંખ્યું. તે દેખાવ વેપારમાં ઘણો ભયભીત થવા લાગ્યો! ઘણું થયું તે થોડાંને કાજે. જલદી ઉગે તે જલદી અસ્ત પામે તેવું થયું. પૈસાની દોર–ચોરને બદલે હવે જ્યાં સાંભળો ત્યા બાપ–દાદાની સંઘરેલી પુંજીનું તેના વારસો, નબીરાઓએ સત્યાનાશ વાળેલાના ભોપાલાં બહાર પડતાં. કોઇ અફીન ખાતું, કોઇ ઝેર ફાકતું, કોઇ હજારોના ખરચ રાખનારને રૂ. ૧૦૦) પણ નહીં મળતા હતા! ધરોધર પેલી પરપોટા કુંપનીઓ માટે 'રાસ્ત ગોફતારે' પ્રજાની સેવા ઠીક બજાવી. અને ઘણાઓને જાગૃત કીધા હતા. કોઇ પણ ચીજની દુન્યામાં હદ હોય છે, પણ માણસ જાતનાં પાપી લોભને કશી હદ છેજ નહીં. તે જો કોઇએ મુબઇનો પડી ભાગેલો વેપાર જોયો હશે ને તેનો અનુભવ તેને હશે તો તે જીંદગીના છેડા સુધી નહીં ભુલશે.

આ રળીયામણી ગુલજાર બનેલી આખી દુન્યાને મોહને ચઢેલી શેહેરે મુબઇમાં ગોયા કેહેર મચી રહયો! તે વખતનો દેખાવ, કહાંણી, લોકોની પડતી હાલત, દુ.ખ, દયા અને સાથે ગુસ્સો ઉપજાવનારી હતી. તેઓનાં લોભને થોભ દેનારા જો કોઇ નીકલતો તો તેજ પડી ભાગતો અને જમીનદોસ્ત થતો. દીવાલાં તો જાંણે મેળા તમાસાની દુકાન માંડી બેઠાં હોય તેમ એક પર એક લાખો ને કરોડો સાથેજ વાત હતી! એક પડી ભાગતો તો ૭ વેપારી એકી વખતે પડી ભાગતા. જાંણે મુબઇનાં વેપારી બજાર પર લક્ષ્મી રૂઠી હોય તેમ ત્રાહે–ત્રાહે ને ઘેરે ઘેર હાય–હાય ને વેહેલા વીપતીનો કાંઇ પારજ હતો નહીં. રૂનું બજાર તો જેમ બોરડી પરથી બોર ખરે, ધળાવ પરથી કાંકરા ખરે તેમ પડી ભાગ્યું! એ ભાંગી પડનારા નીર્દોષ હતા. એમ વાંચનારે જાણવું નહીં. તેઓ પૈસા મેલવવા જીવ પર આવી ગયા હતા. દરીયામાં દોડતું પાણી તેઓ હાથ કરવા ગયા હોય; તેવું અતેરૂં તેઓએ કીધું. ભલા ભલા શેઠીયાઓ, સાહુકારો, નાંમીચાં ખાનદાનનાં અને પ્રખ્યાત માન પામેલા મોતેબર નરો જપા જપ સપાટામાં આવી જતા! તેઓના પુરાં કમભાગ્ય કે એક તો તે વખતે કરડો જડજ ઓનેરડી ઇનસાફની ખુરસીએ બીરાજતો હતો. હું ભુલતી નહીં હોઉં તો એજ વખતે એ જડજ હતો. તે શાહ અને ફકીરને સૌને એક

સરખી નજરે જોતો; અને ભારી શીક્ષા કરતો. તેથી તે નાનાં મોટાંને મોઢે ચઢી ગયો હતો. તેને ભલ ભલા નરોને ૭) વરસની સજા કરી બંદીખાને મોકલી આપ્યા હતા. મુંબઈમાં તો જાણે 'તારીયા શેલ' પડી રહી! ટાંચ સાથે લોકોનાં ઘેર પર તુરત જપતી આવતી. ભાડેનાં ઘેર ખાલી થતાં હોય તેમ સામનથી તે પેહેરવાનાં કપડાં વટીક ઉઠાવી જતા. તેવામાં જો કોઈને હાથ ચીલ ઝપટમાં આવી જતું તો સંતાડી દેતાં. નોટોનાં બંડલ ને બંડલો સંતાડતાં અને કોઇ બાપડાં સદાબરાં નાશ પામતાં. કોઇ વળી વીશ્વાસ મેલી, ભલાં જાણી પોતાનું કાંઇ જાળવવા બીજાંને આપતાં તો તે મુજીઓ તેઓની આશાની સાંતેલી પુંજી, અથવા જે હોય તે માલ-મતા ખાઇ જતાં અને તેઓને પુરાં નીરાશ અને નીરાધાર કરી જમીનદોસ્ત કરતાં. તેનું કાંઇ ચાલેજ નહીં એવી રીતે હાથ ધોવાડી સાફ કરી આપતાં! એવી નાલાયક ચાલ ચલાવવા તેઓ બીહીતાં નહીં, કે નહીં તેઓ ખુદાનો ડર કરતાં. ચોરને ત્યાં ચોર પરોણા જેવી હાલત લોકોની જોવામાં આવી. જેઓએ સદાનું પૈસાનું સુખ જોયલું ને તોર-તમ્મરમાં ને ભારે વડાઇ-મોટાઇમાં દહાડા કાઢેલા તેઓને મનસે જીંદગી નકામી હતી, ને જીવતું દોજખ હતું.

જેઓએ નહીં પૈસાના પૈસા જોયલા તેઓને પણ પસ્તાવો ને સંતાપ થતો. એ તેઓનો પસ્તાવો જેવો તેવો નહીં હતો! વેપારમાં ભાંગી પડવામાં મુખ્ય પારસી અને હીન્દુઓજ હતા. જો બીજા કોઇ હોય તો તે ઘણાંજ થોડા. પારસી અને હીન્દુ તો જાણે ભોંય ધરીને ચઢીયા અને હાથ ધરીને ઉતર્યા! તેવો દેખાવ હતો. "કુતરૂં ફરડે ને ઉપરથી ખાસડાંનો માર" તે કેહેવત પ્રમાણે મુંબઇનાં સતોરીઆઓ અને વેપારીઓનો હાલ હતો. સપડાયલાઓની સંખ્યા તો સેંકડો હજારોની હતી, પણ બાકાત રહી ગયલા ફાવેલા ડાહ્યાઓ તો ગણત્રીનાંજ હતા. તેઓનીજ મહાભારત ફતેહ, વડાઇ ને મોટાઇ આજે પ્રકાશ પામતી ઉભી હતી; તેઓ હવે લોભીઓના માસ્તર થઇ નીકલ્યા. પેપરવાલાની ફત્તેહ તો પાર વણાની હતી. પછી એ દાખલા-દલીલો સાથે તેઓએ એ ઘેલાપણાનાં પવનને ઉંઘાડો પાડવાની ખુબ જુસ્તેજો ચલાવી; તેમાં 'રાસ્ત ગોફતારે' ભારી બાથ ભીડેલી મને યાદ છે. બીજાં પેપરવાલાનાં પોકારો પણ હશે, તે મારા વાંચવામાં નથી આવ્યા.

ખરાબી જે થઇ તે લોકનાં પાપથી થઇ. પૈસા ખુદાએ આપ્યા, પણ તે કોઇને વાપરતાં નહીં આવડયા, કરીને લોકો બોલતાં. હું પુછું છું કે એ 'પૈસા કઇ રીતના ધંધાનાં હતા? પ્રમાણીકપણું તો આ શેહેરમાં લોકોએ બે–ત્રણ વર્ષ થયાં વ્યાજે મુક્યું હતું. ઠગાઇ ને દગો. માલને બદલે કચરો, અમેરીકાની ખુનખાર લડાઇને લીધે મુબઇએ રૂ પુરો પાડવા જાણે માંથે બલાનું વાદલ હોરી લીધું! જો પ્રમાણીકપણે હદમાં રહી દગો નહીં કીધો હતે તો અલબતાં આ જગતને મોઢે ચટેલી મુબઈ પોતાની વેપાર સંબંધી આંટ સારી રીતે જાળવી શકતે. પણ નહીં, તેમ તો હતુંજ નહીં. ગરીબ તેમજ માતબર બધાં એક સરખી રીતે પોતાનું પ્રમાણીકપણું ખોહીને આ લોભની જાળમાં પૈસા મેળવવાની પાપી ધારણામાં એકદમ ફસી પડયા હતા. ખુદાતાલાએ જાણે તેઓનાં લોભને એક વાર ઉત્તેજન આપી તપાસ કીધી હોય, તેવો તે માતબર બનેલાઓનો હાલ હતો. તેઓ કાંઇ પોતેજ એકલા ખુહાર થયા નહીં, પણ પોતાંની સાથે ગરીબ, આબરૂદાર, કુટુંબ–કબીલાવાળા કે જેઓ થોડીક પુંજીમાં આબરૂથી ગુજરાંન કરતા હતા, તેઓને પણ સાથે લઇને પોતાના કરતાં નપેતર હાલ તેઓનાં કીધા! પોતાના આશરાની તો થોડીબી આશા તેઓને હતી, પણ જેઓને પોતે સલ્લાહ આપી ખુહારીમાં ઉતારેલાં તેવાંઓ તો સદાબરાં બીચારાં પોતાનું સર્વે ખોહી રવડી ગયાં!

## "મારાં કરોડપતી બેહેન."

એ પેસ્તનજી સરાફ એક વખત ગરીબી હાલત ઉપરથી સને ૧૮૬૨–૬૩ નાં સટ્ટાનાં દોરમાં ખુબ માતબર બની ગયા હતા. તેવણ એક ગરીબ મા–બાપનાં ફરજંદ હતા. અને તેવીજ ગરીબાઇમાં મુશકેલે પોતાના કુટુંબ–કબીલાનું પોષણ કરતા હતા. તેઓના કુટુંબમાં મા–બાપ, ૪ ભાઇઓ, ૨ વહુ અને પેસ્તનજીને ત્યાં એક છોકરી હતી. તેઓની ગરીબાઇ એટલી હતી કે એટલા બધા જીવનું પોષણ કરી નહીં શકવાથી તરેહવાર મુશકેલીઓ તેઓ વેઠતા હતા. જેથી લીમજીભાઈ સને ૧૮૫૬–૫૭ નાં સાલમાં ભાઇ (દીનશાહ) તથા છોકરા (ખરશેદજી) ને પરણાવવા મુંબઇ આવ્યા, ત્યારે એ બેહેનને પોતાંનુ ઘેર વાપરવા આપી ગયા હતા, કારણ કે એ બેહેને ભાઇને કહ્યું હતું કે "મારા ઘેરમાં કુવો નથી અને બચર-વાલ ઘેર હોવાથી પાણીનો ખપ વધુ તે બહારનાં કુવાનું પાણી ભરતાં હું કંટાળું છું. આપણા કુવામાં તો ગરમીની મોસમમાં પાણી હંમેશાં

રહે છે, જેથી મને મહેનત ઓછી થાય તેમ સારૂં." જો કે, અંદરખાનેથી તેઓનો જીવ કચવામણો હતો. તેનું કારણ એ કે માતબર ભાઇએ (લીમજીભાઇ) ગરીબ બેહેનની દીકરી નકી લીધી, તેથી તેવણ ગુસ્સે તો હતાંજ, પણ મતલબ સાચવવા એટલું ઘેર માંગી લીધું હતું, જે ભાઇએ બેહેનના કહેવાથી ખુશીથી વાપરવા આપ્યું હતું.

આવી ગરીબાઇમાંથી આ બેહેન એક વખત કરોડપતી થયાં, પણ તેવણે પોતાનાં દીલમાં ભારી ક્રોધ જીંદગીનાં છેડા સુધી રહેવા દીધો।

સને ૧૮૬૫ નાં ફેબ્રુઆરી કે માર્ચ, તે મને યાદ નથી, તે વર્ષમાં હું પોતે લીમજીભાઇનાં હુકમથી એ મારી કરોડપતી નણંદને તેડવા તેવણને બંગલે ગઇ હતી. જે બંગલો તારદેવ તરફ મોટો અને ભપકાદાર શણગારેલો હતો. ત્યાં તેવણ રહેતાં હતાં. ત્યાં પણ ભારી ભપકો અને ભારી દોર-દમામ, જોડીની ગાડીઓ, અને નોકર-ચાકરો પુશ્કળ હતા. ટુંકમાં જોનારને માનવંતું કુટુંબ તે જણાંતું હતું. આવી જાહોજલાલી તેવણ વડાઇ ને મગરૂરીથી ભોગવતાં. મારી સાથે મારો દેર દીનશાહ અને નવાજબાઇ હતાં. દીનશાહ બહેનને મળવા તથા મતલબ સાચવવા હંમેશાં જતો હતો. મારી સાથે માસીના નવાજબાઇને જોઇ આ મારાં કરોડપતી નણંદનો મીજાજ ગયો. અમો ગયા પછી એક કલાકે તેવણ પુરતા પોશાકમાં આવી ને અમોને આવકાર દઇ બેઠાં. તે પછી દીનશાહે મને ઓળખાવી જેનાં જવાબમાં તેવણે ડોકું હીલવ્યું. હું તુરતજ ઉઠી, પારસી ધારા પ્રમાણે પહેલી મુલાકાત હોવાથી પગે લાગી, જેથી તેવણે મને ઓવરણાં લીધાં.

મેં તેવણને કહ્યું—'બાઇમાય, તમોને મળવાની તમારા ભાઇની ઘણી ઉમેદ છે. માટે તમો તમારા મનમાં કાંઇ હોય તો કાઢી નાખો, અને આપણાં ઘરને તમારૂં ગણી આવો, તમારા ભાઇ દીનશાહનાં લગન છે. તમો આવો તો ઘણું સારૂં.'

'નારે માય! હું કાંહ આવતી'તી તમારે ત્યાં. તમુને અને અમુને છે શુ જે? તમારાં આવતાં જતાં ને જી. અમારૂં શું કાંમ છે? તમુને ને અમુને શું'—આ બોલો તેવણ ઘણાં ભારે મીજાજમાં બોલયા. તેવામાં દીનશાહ તુરતજ ઝડપથી ઉઠીને બહેનને પગે લાગ્યો, અને કાંઇ બન્યું હોય તો તે ભુલી જઇ કાલાવાલા કરવા લાગ્યો. "બહેન મને માફ કરો મારાં લગન છે. હું બરેલો-જલેલો છેઉં. કેઇ ખુશાલીમાં હું પરણુંચ? આપણે ત્યાં કોણ છે? તમો આવશો તો શૌભા છે."

તે આટલું બોલ્યો. તેની વચ્ચે તો તેવણે તે પગે લાગવા વાકો વલ્યો કે તેને ઝઝેરી કાઢી ખીસાઠી નાખ્યો! અને ધમકાની કાઢયો ને હુકમ કીધો કે "ચુપરે! હુ કાઇ તુને પુછતીજ નથી?"

વાચનાર, આ બનાવ જોઇ હું તો ત્યાં ચુપ થઇ બેસીજ રહી

પેલા નવાજબાઇ જે કાઇ બોલીયા તેવણુને તો આ બાઇએ કાહુ જ કશુ આપ્યું નહી અને વધુ વખત થોભવાનુ મે નાદરૂસ્ત ધાર્યું મે દીનશાહને ઇસારત કરી, તે નાસીપાસ થઇ ઘણા દીલગીર ચહેરે ઉઠીયો "તમારી મરજી આવીજ છે તો અમારો ઉપાય નથી," એમ કરી અમો ઉઠયા કમપાઉન્ડની બહાર અમારી ભાડેની ગાડી ઉભેલી હતી, તેમા બેસી ઘેર તરફનો રસ્તો લીધો ઘેર આવતા ૧૦ વાગ્યા નાસ્તાનો વખત પણ વીતી ગયો હતો સહવારના ૭) વાગેના નીકળેલા ૧૦ વાગે છેડો આવ્યો, ને જીવ રજીદાર થયો તે જુદો

દીનશાહને આ માતબર બેહેનનો ઘણો આશરો હતો તેનણે તેને પરણવા માટે રૂ. ૧,૦૦૦) પણ આપેલા હતા તેણે પોતાના ભાઇને આ રૂપીયા સાફ ઉડાવ્યા અને સમજાવ્યુ કે "એ તો મારા બધેનીએ મને શેરો આપ્યા તેમા રૂ ૪૦૦) કમાયો તેની બાગડી મારી પાસે બનવેની છે બીજુ તો કાઇજ નથી"

ભાઇએ તો હશે એમ ધારી સાચ્ચુજ માન્યુ પણ જુઠુ કાઇ છુપુ રહે નહી. પેલા માતબર બેહેન લગનમા તો નહીજ આવ્યા, પણ કરોડ પતી બનેવી સાજના સાજનમા બરોબર વખત સર આવીને બીરાજ્યા તેવણે આવતાજ "મને થોડા વારમા જવુ પડશે, એમ લીમજી ભાઇના આગળા ધણીઆણીના ભાઈ બમનજી સરાફને કહ્યુ બીજુ, એ ચેતાવ્યુ કે "તમો લીમજીભાઇને કેહેજો કે મે એને એટલે દીનશાહને પરણવા માટે રૂ ૧,૦૦૦) આપેલા છે અને આ લગનની સેસના રૂપીયા ૧૦૧) આપુ છુ, તે આપજો" એટલુ કહી લીમજીભાઇને મલ્યા વગર સલામ કેહેજો કરી ચાલતા થયા તેવણ જમવા નહી થોભ્યા તેનુ કારણ એ કે તેવણ કામાવાલાઓના માનીતા મેહેતા હતા અને પાછળથી કરોડપતી થયા, તે એકરાર કીધેલો કે લગનમા જમવા જવુ નહી તેથી તેવણ દીનશાહના લગનની ક્રીયા પુરી થતાજ તુરતજ ચાલતી પકડી થોડે વાર લીમજીભાઇએ પુછપરછ કરતા જાણ્યુ કે આ કરોડપતી બનેવી તો ઉપલા કારણુને લીધે ને તે સાથે ઘણા કામના, ઓહલા ધધાના ધણી

હોવાથી વધુ રોકાય નહીં તેથી જલદી સીધાર્યા! તે ખબરથી લીમજીભાઇએ કશી પણ દરકાર કરી નહીં. અમારે ત્યાં બહારનું તો કોઇ હતુંજ નહીં. ૮–૧૦ જણાં ઘરનાંજ હતાં. હવે ફુરસદનો વખત જોઇ બમનજીએ પેલા રૂ. ૧૦૧) લીમજીભાઇને આપી પેરતનજી સરાફનું કહેલું સમજણ પાડીને કહ્યું. આએ સાંભળતાંજ તેવણુનો મીજાજ ત્યાંનો ત્યાંજ ઉસકેરાઇ તો ઘણોજ ગયો, પણ સમય સુચકતા વાપરી ખામોશ રહ્યા. એ વીષેની તજવીજ બીજે દીવસની સહવાર ઉપર મુલતવી રાખી.

એક તો બામદાદથી બધાંનો જીવ ઉચલ હતો, કારણ દીનબાઇએ એજ દીવસે બામદાદે એક બેટીનો જન્મ આપ્યો. જેની સારવાર કરતાં હમો છેક ઉંચ્ચે દમે બપોર પછી લગનની ક્રીયા માટે શેઠ હોરમસજી બાટલીવાલાની વાડીમાં આવ્યાં હતાં. એવી સામટી ચીંતામાં તે વખતે હતાં. જેથી કાંઇ બોલવું નામુનાસેબ ધારી ભરમમાંજ વાત રાખી.

પાછળી રાતના લગન પછી દીનશાહ પોતાના મકાને ગયો. અને અમોએ ઉતાવળે ઘેર જવાનું પસંદ કીધું. ઘેરમાં તો સમાધાની ને સારા સમાચાર હતા. હવે સહવારનાં ઓફીસે જતી વેળાએ દીનશાહ ભાઇને મળવા આવ્યો, જેને ઉલટ–પાલટ રૂ. ૧,૦૦૦) ની બાબદ સારૂ તપાસ્યો. જેમ જેમ વધુ પુછપરછ ચાલી, તેમ તેમ વધુ ને વધુ ગોળ ગોળ બોલતો ગયો. મારી તો ચોક્કસ ખાતરી હતી કે આજે જબરૂં લાગવાનું. લાંબી મુદતે બન્ને ભાઇઓ વચ્ચે હમણાં જરા થોડો બોલવાનો વેહેવાર પડયો હતો, તે સદાનો બંધ થશે કે શું? અને તેમજ થયું. હ્યાં વાત તો વધી પડી, પણ મગદુર કોણની કે વચ્ચે નીકળે? એક તો તે જાંણતો હતો કે મારા ભાઇને જુઠ્ઠાંની ઘણી જહાંજ છે, તે છતાં તેની આ કાવાદાવાની ટેવ ગઇ નહીં! એ તેની આદત તોડવા એ ભાઇએ ઘણું કીધું, પણ ફોકટ, તેની આદત જીવે જાય તેવી હતી! તેને કેવી ધાક હતી કે તે એક બોલ પણ બોલવા અશક્ત હતો! તેની ખરાબી સાચ્ચું નહીં બોલવામાંજ હતી; પણ આ તો અણુઘટતી બાબદમાં પણ તરકટ કરતો હતો. જો તે પુરા રૂપીયા માટે ખરા ખુલ્લાસા સાથે કેહેતે તો તેવણ કંઇ લઇ લેવાના નહીં હતા. તેને રસ્તો દેખાડતે. તેની મતલબ એ રૂપીયા ખાઇ જવાની હતી; અને વધુ ખરચ માટે ભાઇને ખરચમાં ઉતારવાની હતી! એ સો કમાય તો સો ખાય તેવો હતો. પૈસાની એને જરા કદર નહીં હતી. તેના પગારમાંથી તે ચોક્કસ રકમ કાઢી લે, ત્યારે તેવણ તે રકમ કાપી લેતા.

પણ તેની અગવડ વખતે તેવણુ ચુકતી આપતા. તેમ કરવા માટે કેટલો ભુંડાપો ખમવો પડતો હતો. માણુસનો ગુણ પીછાણવાની તેનામાં શક્તી હતી નહીં, જો કે તેઓ એકજ મા—બાપનાં ફરઝન્દ હતા, પણ તેઓનાં ગુણ એક એકથી ઉલટા હતા. લીમજીભાઇ તેવા નગુણાં માણસ નહીં હતા. ભાઇ—બાઇ વાસ્તે તેવણુને ઘણી દાઝ હતી. લીમજીભાઇનાં ભાઇ—બેહેન ઉલટાં ખવાસનાં હતાં. એક તો બેહેનને ચાહીને તેડવા છતાં નહીં આવ્યાં, અને વડા ભાઇનાં માન ભરેલા તેડાં ને ભારી અપમાન સાથે પાછું ફેરવ્યું, તેથી તેવણનાં મનમાં ઘણું લાગતું હતુ. સામટું થાય, ત્યારે વાત વધી પડે તેમ ત્યાં બેઉ ભાઇઓ વચ્ચે ઘણી હોજાતોજી થઇ. દીનશાહનો વાંક દેખાઇતો હોવાથી ને તે ભાઇથી બીહીતો હોવાથી ચુપ થઇ ગયો. તેવણે તો એક મોટું ભાપણુ તેની નાલાયક ચાલ પર આપ્યુ! "આખી જીંદગીમાં કદી તું સુખી થવાની આશા રાખતો નાં, પણ તું માણુસને ઠગે છે એમ નથી, તું ખુદાને ઠગે છે, તે તું સુખી થવાનો નથી. તુંને ખુદાનો ડર નથી." વીગેરે.

હવે દીનશાહે વધુ વખત થોભવાનું દરૂસ્ત નહીં જોયું. તે સાહેબજી કરી ચાલતો થયો. તેની બૈરી પણ માંથેની હતી. તે કમ અક્કલ માણુસ અને હાથે લાગેલાં સંભાળવાવાલાં નહીં, તેનું છેવટ કદી સારૂં જાણુવું નહીં. દીનશાહની સાસુ ઘણી બાહોસ હતી. તેણીએ જોયું કે આવો છે, તેથી તેની પાસેથી બધી જણુસ ધીમે ધીમે પડાવી લીધી. આ જોડું પરણીને સુખી થવાને બદલે આવી મારામારીમાં છુટાં પડયાં, અને એવીજ રીતે તેઓએ પોતાનો આખો ભવ પુરો કીધો. કોઇબી રીતે માટી—બૈરીની ફરજ, એક બીજાંને મદદ કરવાની, તે તેઓએ બજાવી નથી.

આ બેહેન બનેવી પડી ભાગવાથી લીમજીભાઇને અંદરખાંનેથી ઘણું લાગતું હતું. "જો એ મારે ત્યાં આવતી જતી હતે તો હું એને ઘણી સારી સલ્લાહ આપતે તો આજે આવી સાંભળ્યે છીએ તેવી હાલતમાં નહીં આવી પડતાં પોતાનું થોડું પણ બચાવી શકતે." એ બેહને પોતાની ગરૂરીમાં પોતાનાં ભાઇને મળવા માંગ્યુંજ નહીં.

તેઓએ પોતાને પડી ભાંગેલાં જોઇ કોઇને ચોક્કસ રકમ સંતાડવા આપી, તે પણ સાંભળવા પ્રમાણે તેઓએ આ ખુદાર થયલાંઓને નામુકર જઈ નાસીપાસ કીધાં. તેઓને સઘળી જાહોજલાલી, દોર દમામ, મરતબો, મોટાઇને છેલ્લી સલામ કરવી પડી.

માણુસ જાત પર સુખ તો ધીમે કદમે આવે છે, પણ દુઃખનો ડરામણો દેવ પાણીનાં મોજા પેઠે ઝડપમાં પોતાનાં પગલાં ભરતો આવી તુરત પોતાનાં પંજામાં વીટાલી લેછે, એ ઘણું દુઃખ ભર્યું છે।

આ પેસ્તનજી સરાફનું નામ બઝારમાં પ્રખ્યાત હતું.

## અરદેશર ફરામજી ઘાસવાળા–સોલીસીટર.

આવા દુઃખનાં વખતમાં જો કોઇ તેવણનાં ખરા વાલી હોય તો અમારા સાંભળવામાં આવ્યું તેમ તેવણના જમાઈ શેઠ અરદેશર ફરાંમજી ઘાસવાલા, સોલીસીટર હતા. જેને પારસી કોમમાં પોતાની દીકરીઓને ચડતી પંકતીની કેળવણીમાં પુર્વીણુ બનાવી ઘણું નામ મેળવ્યું છે. ધારવા મેલે આ અરદેશર તુરતનાંજ પેસ્તનજી સરાફની છોકરી સાથે અદરાયલા હતા. અરદેશરનો સોલીસીટરની પરીક્ષા પાસ કરવા પછીજ પરણવાનો વીચાર હતો, જેથી પેસ્તનજીએ પોતાની એ વડી દીકરીને, જે મેં ઉપર જણાવ્યું છે, તે છોકરી, કે જેને ખાતર ભાઇ–બેહેનોને સદાનું વેર પડયું હતું, તે છોકરી કે જે ખરેજ સુખી તકદીરની હશે તે અમારે ત્યાં કયાથી આવે, તે છોકરી અરદેશર સાથે અદરાયલી હતી. અરદેશર મધ્યમ સ્થીતીનાં હતા. આ જવાનની પહેલી ધણીઆણી ગુજરી જવાથી તેવણ પેસ્તનજી સરાફને ત્યાં બીજી વેળા અદરાયા હતા. આ શીખતા બાહોસ ને લાયકીવાલા છોકરાએ પોતાની બાહોસીના જોરે પોતાના સસરાને ઠીક આશરો પોતાના હુન્નર અને કળાથી આપ્યો હતો; અને ઘણો બચાવ કીધો હતો. તેવણ પોતે જે ઉમેદથી આ સસરાને આશરો આપવા ચાહતા હતા, તે ઉમેદનો કોટ તુરતજ તુટી પડયો. તેવણ પોતે તો કાંઇ ફાલતું પૈસા ધરાવતા નહીં હતા કે તે પડી ભાગેલાં કુટુંબને મદદ કરે. તે વખતે એક મધ્યમ શકતીવાળું કુટુંબ સરકારને ડુંગર વેચી નજદીક રૂ. બે લાખ જેટલું નાંણું મેળવવા શકતીવાન થયું હતું. તે કુટુંબનાં આ વકીલને પીછાંણ તેમજ કામકાજ હતું, તે તકનો લાભ લઇ તેઓ પાસેથી અરદેશર વકીલે આશરે રૂ. ૨૧,૦૦૦) જેટલી રકમ વ્યાજે કઢાવી અને તે વ્યાજ પણ ૯) ટકા જેટલું હતું. આ મોટી રકમ ધાર્યા મેલે બે કટકે લીધેલી હશે. તેમ કરીને તેવણે થોડી મદદ પોતાનાં સસરાને કીધી અને પોતાનાં ધંધામાં પણ તે આગળ પગલાં ભરવા ફત્તેહ પામતા ગયા. એ પ્રમાણે તેવણે પોતાના સસરાને સારી મદદ કીધી; અને છેવટ સુધી બચાવી લઈ આશરો તે વખતે આપ્યો. એ બાબતની જો મને વીગતવાર ખબર હતે

તો હું વીરતારીને આ ભલાની ભલાઇ લખવા કદી ચુકતે નહીં, અને આવા લાયકીવાળા ભલા નરને સાબાસી સાથે ખરો ઈનસાફ આપતે. મેં તેવણુની ખુબીઓ પાછળથી સાંભળી છે, એવણુની સારી દયાનત મેં મારી નજરે જોઈ છે. પૈસા તેવણે જેવી ગરજે લીધા તેવી ભલી દયાનતે તે પાછળથી ઘણી લાંબી મુદતે તેઓને વ્યાજ સાથે હવાલે કીધા.

## કેટલાક પારસીઓ પરણેતર છતાં બીજી બૈરી કરવા નિકળ્યા!

સને ૧૮૬૪ નાં સાલમાં પૈસાનાં દોર અને ઉથલપાથલમાં પારસીઓમાં એક નવી બદી ફેલાવો પામી! સંસાર સુખમાં ત્રાહે ત્રાહે બોલાવતો પવન નીકલ્યો. તે પૈસાથી છકી ગયલા કેટલાએક નાલાયક જનાન્યાઓ જરા જરામાં બીજી બૈરી કરવા આગલી પરણેલીને તુરત તલાક આપતા. તે નીર્દોષ નારને રખડતી કરવામા જરાએ દયા કે ડર નહીં કરતા, જેથી લોકોમાં ભારી ક્રોધ ઉપન્યો હતો. અને લોકો ઘણાં ધીક્કારની નજરે જોતાં. તે માટે જોશથી ફરીયાદ ઉઠી. ગરીબ બચરવાળ અબળાઓ બચ્ચાંઓ સાથે રવડી પડી, છતા ઘણી એ નીરાધાર પડી! એ જુલમ જેંટલો પારસીઓમાં જલદી જાગ્યો તેટલો જલદી અસ્ત પામ્યો. શું પારસી જેવો રાંક અને ભલો ટોળો આએ બદીને આગળ વધવા દે? નહીં, કદી નહીં. તેઓ કાંઇ એ વાત પર આંખ વીચામણું નહીં કરતા. પારસીઓના સંસારને આવો સડો લાગેલો જોઇ સરકાર પાસે પોતાનાં ધારા-કાયદા સુધરાવી મંગાવ્યાં.

## ૧૮૬૫ માં પારસીઓનાં લગન-તલાકનો ધારો પસાર થયો!

સને ૧૮૬૫ નાં સાલમાં **પારસીઓનાં લગન-તલાકનો પકો ધારો** પાસ થયો. અને સર્વેનું ભલું ઇચ્છનારાંઓની ખુશાલી વચ્ચે ઘણીજ ઝડપમાં લાવી અમલમાં મુકયો. જે દીવસે આ કાયદો અમલમાં આવનાર હતો, તેની એક રાત અગાઉ **કેટલાક નાલાયકોએ રાતો-રાત દોડાદોડી કરીને પોતાની જીવતી બૈરીને તજી પોતાની મનપસંદ બૈરી પરણી લીધી!** એવા દાખલા ખરેખર તે દીવસે બનેલા લોકોને મોંટે નામ-અટક સુદ્ધાં સાંભળવામાં આવતા હતા. ઉપલું અત્રે લખવાનું ઠીક ધારીને લખ્યું છે.

માણુસ પોતે ગમે તેવો ડાહયો થવાની આશા રાખતો હોય, પણ તેની પોતાની ભુલ તે જોઇ શકતો નથી. માણુસ હંમેશાં ભુલનો ભરેલો હોય છે. તેના ઉપર તરેહવાર મુસીબતો કહાણી ને સંકડામણ તેની ટુંક

જીંદગીમાં ગુંજરવા પછી તે કેળવાય છે. છેલ્લે પોતાનાં પાપનો પસ્તાવો કરે છે, અને પછી થોડો ઘણો સુધરે છે અને કોઇ સદાનો સુધરી જાય છે.

હવે હું મારી બાબદ શરૂ કરૂં છું:—લીમજીભાઇએ ધીમે ધીમે થોડો થોડો ખરચ ઓછો કરવા માંડયો. હું પોતે તો ખરચાલું કે લોભી પેહેલાંથીજ નહીં હતી. મારી તો સાદાઇ જે હતી તેજ હતી. મેં મારાં પેટી-ખાંનાં તરેહવાર કપડાંઓથી કાંઇ ભર્યાં હતાં નહીં. મને તેવું ભરવાની કે પેહેરવાની હોંશ કે ઉલટ હતીજ નહીં. મેં તો હંમેશાં કપડાં ને બદલે રૂપ્યાજ લેવા માંડયા હતા. વારંવાર જે જણુસો રદ થઇ પડતી તે પણ વેચીને રૂપીયા હું વ્યાજે નાંખતી, જેથી મારા રૂ. ૨,૦૦૦) જેટલા થયા હતા. તેનું વ્યાજ પણ તેમાંજ પડતું હતું, તે પણ ઉપાડવાની મને ગરજ કે દરકાર હતી નહીં. કોઈ વેળા લીમજીભાઇ, મારા રૂપીયા જરૂર હોય તો લઇ વાપરતા તો પોતે પણ વ્યાજ સીકે પાછા આપતા. એવો ચોખ્ખો વેહેવાર રાખનારા **સાચ્ચા** માણસ હતા. એટલુંજ નહીં, પણ **વીશ્વાસ રાખવા લાયક** હતા. પણ તાતો સ્વભાવ ભલાઇને ધુળમાં મેલવે છે, તેવો હાલ તેવણુનો હતો.

એક દીવસ પોતાના છોકરા ખરશેદજી પર તેવણુ ઘણા બખાર્વા લાગ્યા. તે બજાર પુછવા આવ્યો કે તેની ઉપર ભારી ગુસ્સાથી ઉતરી પડયા! "તું તારી બૈરી સાથે સંપથી બરોબર ચાલતો નથી. તારી ચાલ ઘણીજ નાલાયક છે તે હંમેશા બરેલી જરેલી ફરે છે. તું તેને ઘણું દુઃખ દેછ. તારે વાસ્તે હું બહારથી ઘણું સાંભલુંછ. પણ યાદ રાખજે કે તું છેવટે પસ્તાસે! તારી આ ચાલ હું ધીક્કારી કારૂંછ." વીગેરે.

ને છોકરાએ પોતાનો વાંક હોવાથી નીચી મુંડીએ સાંભલ્યા કીધું. પછી ચાલી જવાનો હુકમ મલવાથી તે ઉતરી ગયો. ત્યાર પછી કોપલીને બોલાવી તેને હુકમ કીધો કે 'જા, દીનબાઇને ઘેરે જઇ (એટલે તેને મહીરેથી) એકદમ બોલાવી લાવ.' તે માણસ પાછો ફર્યો કે દીનબાઇની પુઇ કહેછ કે 'તમારે ત્યાં ચોખા નથી, તે હમારે ત્યાં રહીને ખાસે, તે હમોને ભારી નહીં પડશે!' એવો કાંઇ ઘેલો-ગાડો જવાબ કેહેવાડયો. જેમાં કશો સાર હતો નહીં. એ સાંભળી શેઠનો મીજાજ ગયો કે 'કોઇ દીવસે એક દોઢીયાનાં ખરચમાં નહીં કે મેહેનતમાં નહીં, તે મને આવા બોલો કેહેવારે?' 'અત્તર ઘડી જા ને કહે દીનબાઇને કે તુંને શેઠ હમણાં ને હમણાં બોલાવેછ.' માણસને શેઠે હુકમ કીધો.

હવે દીનબાઇ ગભરાઇ. માણુસ સાથે તુરત ચાલી આવી. તેને ઉપર બોલાવી કેટલુંક જાંણી લીધું, અને થોડો દમસમ ભરાવ્યો. ૧૦ વાગે બજાર મંગાવી તે આખો દીવસ દીલગીરીમાંજ પુરો થયો!

થોડા દીવસ પછી છોકરાને નોટીસ આપી કે "તું તારૂં જોઈ લે, અને મારો માળ આવતે મહીને ખાલી કરી જા." તેણે તો પોતાના બાપનો બોલ માનવોજ જોઇએ. તે કાંઇ પણ સું કે ચાં કરવાની કશી મગદુર ધરાવતો નહીં હતો! તેને હવે ઘેર શોધવાની ફરજ પડી. તેનો પગાર મી. લીમજી બાટલીબોઇની ઓફીસમાં રૂ. ૫૫) નો હતો. તેમાં ૩) બચ્ચાં અને માટી બૈયરતું પાલણુ કરવાનું હતું. આ વાત ઠંડી થયા પછી મેં તેવણુને સમજાવ્યા કે 'હાલ તો માંડી વાલો, લોકો તમોને નહીં પણ મને બદનામ કરશે.' આટલું મારૂં બોલવું થયું તેથી શેઠનો મીજાજ ગયો. તેવણુ મારી ઉપર ખુબ ઉખડયા કે મેં તેવણને ઘેરની વાતોથી અંજાણ્યાં રાખ્યા. "હું બધું બહારથી સમજી આયો કે એ બીલકુલ બૈરી સાથે સારી રીતે ચાલતો નથી. કોઇ વેળા ઘેરમાં પણ રેહેતો નથી. એને દોસ્તી પણ સારી નથી. એને ઘેર માંથે પડતાં જોઇતું કરતું બૈરી માંગે તો એ પોતાંની મેલે પોતાનો સંસાર ચલાવવા શીખશે. હું કયાં તક એનું પુરૂં કરૂં? હું તમોને સાફ મના કરૂંચ કે મારાં કામ વચ્ચે તમારે બીલકુલ આવવું નહીં. જો આલાં, યાદ રાખજે હં! પછી મારો મીજાજ જાય, ત્યારે તમોને ગુસ્સો નહીં લાગે હં!"

આપણે તો આ ચેતવણીથી પુરાં બંધ પડયાં. ખરશેદજીને ઘેર મલ્યું. અમારાં મોહોલાને નાંકે પીઠાંની બરોબર પાસે. અને તેવણુ બચ્ચાંઓ સાથે ત્યાં જઇ રહ્યા. બાપે તેથી દીકરાની દરકાર છોડી નહી. પોતે જાતી દેખરેખ હેઠળ જુદું ઘેર મંડાવી આપ્યું. ઘેરને લગતી જોઇતી ચીજો પુરી પાડી. વાસણમાંથી જોઇતાં વાસણ આપ્યાં અને સર્વે જોઇતો સામન પણ આપ્યો. દરરોજ એક ફેરો મારી બનતાં સુધી ખબર રાખતા રહ્યા.

એમાં તેવણની બે મતલબ હતી. એક તો મતલબ તેઓએ ઘેર સંસાર કેમ ચલાવવો તેની આદત પાડવાની હતી. અને બીજી મતલબ પોતે ખરચમાંથી મોકલા થઈ નીરાંત પડવાની હતી. આ તેવણનો ઠરાવ તેવણને પોતાને અતી પસંદ પડતો અને બંધ બેસ્તો લાગવાથી પોતે બજાવી બતાવ્યું. તેવણને તેનું ફકત કારણુ જોઇતું હતું, અને જ્યારે તે કારણુ તેવણને હાથ લાગ્યું, ત્યારે પોતાની ધારણામાં તેવણુ પાર ઉતર્યા!

લીમજીભાઈના આએ પગલાંથી ખરશેદજીનાં મામાના મનમાંથી ઘણું ઓછું આવ્યું! તેઓ સારી પેઠે જાણતા હતા કે એમાં મુખત્યાર તેવણ પોતેજ છે. કોઈની સલ્લાહનો હાથ નથી. પેહેલો માળ જે ભાડે આપવાનો હતો તે ખાલીજ રહેવા દીધો.

જેમ ગમે તેમ લીમજીભાઈને લોક બોલતાં અને સતાવતાં; પણ તેવણ જરાખી કોઇનાં બોલવાની દરકાર નહીં કરતા. બોલનારને દાખલા દલીલથી જુઠ્ઠાં પાડતાં.

છોકરાંઓને જુદાં રાખવા પછી. થોડે વખતે પતેતી પડી. જેમ તેવણ દર વરસે છોકરાંઓને જુદાં જુદાં ઘરતાં કપડાં કરતા હતા, તેમ મારી પાસે વેતરાવ્યાં, અને સીવડાવી તૈયાર કરીને ટુવાલ, દીલનું છનાંથી તે સપાટ સુદ્ધાં એક મોટા ખુમચામાં ભરીને તેઓને ત્યાં પતેતીની બે દીવસ આગમજ મોકલી આપ્યાં. તેવણ સમજતા હતા કે એટલા પગારમાં એનું પુરૂં થાય નહીં, જેથી હંમેશાં હીસાબ જોવા માંગતા કે તેઓને વધુ ચોંપ ને ડર દીલમાં રહે.

તેવણ ખરશેદજીને ત્યાં જતા. તેનો કોઇ ચોક્કસ વખત ઠેરવેલો નહીં હતો. તેવણને ગમે ત્યારે અને ગમે તે વખતે જતા.

દીનબાઇ જુદાં રહ્યાં પછી નવાજબાઇ પણ આવતાં બંધ થયાં, તેવણને હવે છોકરાંઓ વગર સોહવાતું નહીં, તેથી હવે ઘેરનું બધું કામ મારે માથે પડયું. એ વખતે પેલો વીશ્વાસુ માણસ કાપલી પણ પોતાની ૩ વર્ષની મુદત પુરી થવાથી પોતાને ગામ ગયો હતો.

### રાંધણ-કળા.

મારી આગળ ફકત પેલી નાલાયક આયા હતી. એક બૈરી કામ કરવા આવતી તેજ. ઘેરમાં રાંધવાનું કામ મારૂં હતું, જે ફકત બે કે ત્રણ જણાં મારેજ પકાવવાનું હતું. જોકે તેવણ કહેતા કે "તારેથી એખલે હાથે બનશે નહીં, માટે ઘણી તીખલ નાં કરતી!"

મારૂં કામ સુઘડાઇ સફાઇથી ભરપુર હતું. ગોઠવીને દરેક ચીજ મુકવાની મારી આદત હતી. મારો હાથ કદી ફાલતું નહીં પડતો. હું એક પછી એક કામ વહેંચીને તેનાં વખતસર કરતી, તેમજ મારાં પોતાનાં તનની સુઘડાઇ પણ તેવીજ હતી. રાંધણીનું કામ કરવું તેથી મેલાં-ઘેલાં ફરવું, તે માટે મને ઘણો ધીક્કાર હતો. મને જો કોઇ બહારનું માણસ

રાંધણીમાં રાંધતાં જોય તે કદી મને એમ સમજે નહીં કે હું ખાનું પકાવતી હોવશ. એક વેળા એક બહારના બાનું મને મળવા આવ્યાં. તેવણે મને જોતાંજ સવાલ કર્યો કે 'તમે શું બહાર જાઓછ કે?'

મેં અજાયબી સાથે નાં કહ્યું. તેવણે મને તુરત ખુલાસો કીધો કે "તમોએ પુરતા કપડાં ને પગમાં મોજાં સૌ પહેરેલાં છે, તેથી પુછું છ. તમારે ત્યાં તો બબરચી હશે." મેં તેવણને હસીને જવાબ દીધો કે "અમો બે વચ્ચે બબરચી શું કામ જોઇએ? જ્યારે કામ હતાં, ત્યારે માણસો હતાં; પણ હાલ તો હું મારે હાથે પકાઉંછ. તમે બેસો. હું માળ પર જઈ ચુલા પર જોઇ હમણાં આઉંછ."

આ મારો ટુંક ખુલાસો સાંભળી તેવણે અજાયબી મારાં કપડાં પર બતાવી કહ્યું, "તમો સારી–મોજાં સાથે કેમ કામ કરી શકોછ? હું તો બા વીંટલાઇ જાઉં."

જાંણે તેમાં તો કેવું મોટું કામ હોય તેમ તેવણે મને કંટાળો બતાવ્યો, કારણ કે સંસારી ઘેરનાં બૈરાંઓનો દેખાવ મને કાંઇ કશી રીતે અંજાણ્યો નહીં હતો. હું સારી પેઠે જાંણતી હતી કે પારસીનાં બૈરાંઓ રાંધણીનાં કામને નામે ઘણાં કંટાળતાં, અને તેને ઘણું હલકું પાડતાં. તેઓ એમજ સમજતાં કે ગરીબ ઘેરમાંજ પૈસાની આપદાને લીધેજ આ વહીતરૂં કરવું પડે છે, પણ તે તેઓની ઘણીજ ભુલ હતી. આ બડાઈ સને ૧૮૬૪ નાં સાલ પછી લોકોમાં ઘણી વધી પડી હતી. ઘેરનું કામ કરવામાં તેઓએ હલકાઇ અને પદવીથી ઉતરતુંજ ઠોકી બેસાડયું હતું. પણ નહીં, હું તેમજ લીમજીભાઇ બન્ને એ વીચારને ધીક્કારી કહાડતાં હતાં. ખાનું આપણા પોતાના હાથનું વધારે પસંદ પડતું. તે સફાઇ–સુઘડાઇ ભર્યું થતું. આપણા પોતાના ઘેરનું કામ કરવામાં શરમાવાનું શાનું? કોઇ અ–શક્તને મદદ કરવામાં શરમાવાનું શું? એ બધું વગર સમજનાં વાખા જેવું છે! કેટલી એક મારી બેહેનપણીઓ એમજ સમજે છે કે ઘેરમાં પુરતાં ચાકર–નોકર, આયા–દાયા હોય તેજ સુખ ભોગવી શકે, ને તેનાંજ જીવ સંતોષી હોય! અને તેજ સુખી જાંણવા! એવા ઉંધા ને બેહુંદા વીચાર તેઓને વધારે નબળાં, હીચકારાં ને અભણ બનાવવા પુરતા છે. માય–મમાઇથી તેઓને એવીજ મગજ પર અસર થતી આવેલી છે, માટે તેજ મહાવેરો તેઓને પડેલો ને મગજમાં તેજ વીચાર ઠસી ગયલો, જેથી તેઓએ પોતાનો ચાલુ અભ્યાસબી તેવાજ વીચારથી તજી દીધેલો હતો.

પારસી બૈરાંઓમાં વાંચવાનો મહાવેરો મુતલગ તે વેળા જોવામાં આવતો નહીં હતો. હું તો પ્રથમથીજ આવા ઉંધા વીચારોથી દુર હતી. ખુદરતી મારી મન-શક્તી સારી હતી, જેથી દર પળે ખુદાનો ઉપકાર માનતી કે હું તેઓથી જુદા વીચારની હતી, તેઓ મારી સાથે વાતનાં વહેવારમાં આવતાં તો તેઓને હું જરૂર સુધારતી ને સારી સલ્લાહ આપતી.

આજની છોકરીઓ સંસારી કેળવણીને લાયકની નથી. તેઓ તો અંગ્રેજીનો અભ્યાસ કરે છે, એટલે એમજ સમજે છે કે અમારાં જેવાં કાઈજ નહીં! અમો તો જાંણે વીદ્યાનાં સણગાર, ને તમો તો ઘરનું વહીતરૂં કરી જાંણનારાં, તે તમે શું તેની ખુબી જાંણો ને સમજો! આ કેવા ભુલ ભરેલા વીચારો! આ કેવી મગજની નબળાઈ, ને અભણ મા-બાપનાં છોકરાં જેવો તેઓનો દેખાવ. ખચીત મને એવી વડાઇથી ભરેલાં જોઇ ધીક્કાર ને અફસોસ છુટે છે! કેળવણીને સામું ખરાબ લગાડે છે! તેને વગોવનારાંઓને સામો ટેકો મળે છે કે "જુઓ, તમો સુધારો પસંદ કરોછ, તેનાં ફળ ચાખો!" તેઓની ગરૂરી તેઓને સુધારવાને બદલે બગાડે છે. તેઓ માબાપને માંથે બોજા જેવાં થઇ પડે છે. તેઓ આડા ખરચો કરાવે છે. તેઓ શોભાના પુતલાં થઇ વગર સમજતાં દેખાદેખીના ફેશનનાં પોશાકો પહેરીને અકડતાં બહાર નીકળવામાં બધું સુખ સમજે છે! તે ફકત અધુરી કેળવણીનાં ફળ હું સમજું છું! ખુદરતી જે સારા ગુણ જોઇએ તેની કોટાઇ. ખુદરતી ગુણ માણસ જાતમાં સારા હોય તો વગર કેળવણીએ તેઓ પોતાનો સંસાર સારી રીતે શોભાવે છે. તેવા ગુણ સાથે કેળવણી મળે તો તે વધારે ગુણકારી થઇ પડે છે. છોકરીઓને ઘેરની પુરતી કેળવણીની ઘણી જરૂર છે. નીશાળથી યા ભણ્યાં-ગણ્યાંથી છોકરાંઓ સદગુણી નથી થવાનાં, પણ મા-બાપ પોતે સલુકવાળાં, સદગુણી જોઇએ, તેઓ સ્વભાવે લાયક, માયાળુ, મીઠાસવાળાં, ધીરા મીજાજનાં, રીતભાતવાળાં અને ભલા ગુણોવાળા જોઇએ.

## પાણી.

મુંબઇમાં એ વખતે પાણીનું જુઓ કે ઘણું સુખ હતું, જેટલી લોકોએ તંગાસ ને વીપત્તી ખમેલી હતી, તેનો પુરેપુરો બદલો ખુદાએ વાલી આપ્યો હતો. પાણી જેવું એક કીમતી પ્રવાહી, માણસ જાતનો મરતો જીવ ઉગાડનારી વસ્તુ, જેની પીછાંણ તેને બેકદર રીતે વાપરનારને ઘણી થોડી જોવામાં આવે છે. પાણી વગર માણસ જાતને કે મોટાંથી

તે જીનાં જીવ જંતુ ને સર્વને નકામું છે. સુનાં કે હીરાનો ઢગ પાણી જેટલો કીમતી નથી. પાણીને આરાધવા અને માન આપવા જરથોસ્તી ધર્મમાં લખેલું છે. તે બોલેબોલ વાજબી છે. પાણી એ કેવી કીમતી વસ્તુ છે, તેની પીછાંણ થોડાંઓનેજ છે. પાણી વડે બધુંજ છે. એના વગર સર્વે ફોકટ છે. એની તારીફ જેટલી લખું એટલી થોડી જાંણજો.

વીહારનાં તલાવનું પાણી નલ મારફતે મુબઇનાં લોકોને મળતું હતું. જગેજગનાં કુવાઓ પુરી નાખેલા હતા. એ પાણી ત્રીજા—ચોથા માળ પર ઘણું મુશ્કેલે આવતું. તે પણ વળી મોડી રાત્રે આવતું. અમારે ત્યાં ત્રીજે માળે બબરચીખાંનું હતું. ત્યાં પાણીનો નલ મુકેલો હતો, પણ પાણી રાતનાં ૧૧–૧૨ ને અમલે ચઢતું. જે મને ઉજાગરો કરી ભરવું પડતું હતું. મોડી રાતે ઉઠીને પાણી ભરી રાખવાનો કંટાળો મારા જીવને ઘણો લાગતો! એ પ્રમાણે મીઠી ઉંઘમાંથી દરરોજ જાગતાં ધીમે ધીમે માંથું દુ:ખવા લાગતું, જે હું જેમ તેમ ચલાવી લેતી. એક પછી એક મુશ્કેલીઓ મારા બાબમાં વધતીજ ગઇ! મને ઘણી સબુરી અને સંતોષ હતો; જેથી કોઇબી વીપ્તી હું ખમી લેતી, તેને કશું મોટું કે કંટાલા ભરેલું રૂપ નહીં આપતી. મને મારા સોરાબ સાથે પણ ઉજાગરો થતો, એ વખતે મારી હાલત પણ નબળી હતી. જે વખત જતાં તેમાં મારે એક બાળકને જન્મ આપવાની વક્ફી હતી.

મારાં માયે લીમજીભાઇને કહ્યું કે "તમારે ત્યાં હાલ તો આલીમાયની માવજત કરનાર કોઇ નથી. માટે મારી મરજી છે કે તમો મારે ત્યાં માહીમ અમો રહીએ છીયે ત્યાં મોકલો તો ઘણું સારૂં." લીમજીભાઇને પણ એવુંજ જોઇતું હતું. તેવણે પહેલાજ જવાબમાં મીઠું પીરસ્યું કે "હા, લઇ જાઓ. મારો પણ એજ વીચાર છે. હું મારાં કામ માટે એક પારસી બબરચી બે ચાર માસ રાખશ. મારે માટે કશી ચીંતા નથી. તમોને તમારાં બચ્ચાંની એક પણ સુવાવડ કરવાની હોંસ છે તો મને કાંઇ વાંધો નથી. સુખે તમો માય છેઓ. એના કાકીમાય છે, માટે ઘણી સારી માવજત થશે. એટલુંજ નહીં, પણ હવા–પવન, ઝાડ પાનની સારી હવાવાલી જગ્યા છે એટલે બધી રીતે સારૂં છે. મારે ત્યાં હાલ દેખઇતી અગવડ છે, તેબી ખરૂં છે."

મારી એવી વક્ફી વખતે હુ હંમેશાં એક પારસણ બાઇને ૪૦) દિવસ મારી આગળ રાખતી. તેજ બાઇને મેં ત્રીજીવાર પકડીને રાખી હતી.

આ બાઇનો છોકરો મારા બાવાની ઓફીસમાં સુથારની નોકરીમાં હતો. તે ઘણી ગરીબ ને લાયક બાઇ હતી. તેને મારો માયે પોતેજ કહેવાડયું કે "તમારે એ ટાંકણે માહીમ આવવું. તમોને પણ કાંઈ અંજાણું નથી, માટે સુખે આગમજથી આવી રહેવું." તેવણે પણ ખુશીથી કબુલ્યું.

હવે હું મારૂં કોટનું ઘેર છોડી મારા સોરાબને અને પેલી કદરૂપી આયાને લઇ માહીમ મારા મા-બાપને ત્યાં ગઇ. લીમજીભાઇ ૮-૧૦ દિવસે પોતાની સગવડ પ્રમાણે અમારી ખબર લેવા આવતા અને પાછા જતા. એમ કરતાં એક માસ નીકલી ગયો.

એક દહાડે લીમજીભાઇ નહીં વક્ત તેવે દહાડે આવી પહોંચ્યા. તેવણ વાડીએ જવાને બદલે અત્રે કેમ ઉતરી પડયા, એ વીચાર ખુદરતી મને આવ્યો!

## સાસુ-જમાઈ વચ્ચે ટપાટપી!

લીમજીભાઈએ મને કહ્યું—"આલાં, તારી સરજત મને અત્રે મુતલગ લાગતી નથી. માસ એક થયો, હું અજબ થાઉંછ, પણ મને ચોક્કસ લાગેછ કે તારી સરજત હ્યાં નથી, માટે તું ઘેર ચાલ."

મારાં માયે ગભરાટ-અકરાટ પુશ્કળ બતાવી દીધો, ને કહ્યું "નારે, બા! તમો શું અમોને નરસ લગાડવા બેઠાચ કે? એમ કાંઇ હોય કે? એ તો હોય."

લીમજીભાઇએ કહ્યું કે "તેબી ઘેર છે કે રસ્તો? તેબી મારૂં મકાન છેની? ત્યાં ને હ્યાં બધુંજ સરખુંજ છે."

મારાં માયે કહ્યું "વારૂં, બાવા! આજનો દહાડો સબુર કરો. એના બાપ આવે પુછું પછી કાલે. આજે નહીં!"

આ વાતચીતથી મારાં માય તો કાંઇ અજબ ગભરાટ-અકલાટમાં પડી ગયાં. તેવણ જઇ જઇને ચુલામાં ખોબો ભરી ભરી સુખડ મેલે ને ખુદા પાસે દુવા ચાહે કે 'ખુદા આજે રાતે એનો છુટકો થાય તો એ ઘેર જવા નહીં પામે!' તેવણ ખાવું-પીવું અને ઘેરનું કામ કાજ તજી રડમસ થઇ ગયાં ને જાંણે તેવણની મહેનત ધુળ મલતી હોય કે કેવું ખરાબ લાગવાનું હોય તેમ ચીંતાતુર ને બેચેન બની ગયાં.

"ખુદા મારી શરમ આબરૂ રાખજે," એવા બોલો તેવણ હરદમ વાપરતાં; અને ગભરાટનાં વખતમાં તેવણનો એજ રાબેતો હતો, અને ચુલામાં ચુખડ મેવતાં.

સાંજે મારા બાવા આવ્યા પછી મારાં માયે પેહલાંજ પોતાંનો અકરાટ–ગભરાટ જણાવી દીધો! તેવણે ધીરજ આપી કે "તું મુંગી રહે. તારૂં ને મારૂં અત્રે ચાલે એવું નથી. બોલશો તો વકર ગુમાવશો, માટે જે કરે તે, કરવા દે."

તેવણનાં આવા પાધરા ખુલાસા પર કશું ધ્યાન નહીં આપતાં મારાં માય તેવણ સાથે છછણી પડયાં! "તમો તો બધા દહાડાનાં એવાજ છેઓ" બોલી ફફડી–ચટકી આંખોમાં પાણી લાવી પાછા ચુલામાં સુખડ મુકવા ગયાં.

આ હસવા સરખો તમાસો જોઇ મને હસવું આવ્યું, તે જોઇ તેવણ મારી ઉપર ચીરડાઇ ગયાં. "તું મુગી મુંગી સાંભલેચ શાંની? તારૂં મોઢું નથી કે? તું મહીના દીવસની રહેલી ને બે–ત્રણ દહાડા ખાતર કાંહ જાય? લોકો શું તુંને ને મને કહેશે? એ તો મને ઘણું હીનપસ્તી લગાડવાનું કરવા બેઠોચ, તે સાથે તું કાંઇજ બોલતી નથી, ત્યારે તો કેહેશે કે એની પણ મરજી હોશે!" મેં તેવણને ટુંકમાંજ જવાબ દીધો કે "તમે બન્ને સ્વભાવનાં ગમલાં, ત્યાં મારૂં કાંઇ ચાલે? તમોને મારેથી એક વખત નારાજ થાય, પણ તેવણને કેમ થઇ શકે? તમો જાંણોછો કેની કે વધારે બોલશો તો એકનું દસ ગણુ સાંભલશો. તેનાં કરતાં ચુપકીદી હું વધારે પસંદ કરૂંછ." આ મારો જવાબ સાંભળી મારાં માય મોટે સાહદે બોલ્યાં, "ઓ વાય, તું શું જવા નીકલીચ કે? મરે આએ શું ફજેતી કહેવાય! અત્રે બધું તૈયાર કીધું તે બધું ત્યાં લઇ જશે તો કેવું લાગશે? જા, યાદ રાખજે, હુ તારી સીડીએ પગ નહીં મુકવાની. તમારૂં ઘેર છે, તે ગમે તેમ કરજો."

ઉછલતા મોજાઓ મીસાલ તેવણની છાતીમાં ઉભરાઓ ભરાઇ આવતા. તેવણ જેટલાં આકરાં વીકરાં સ્વભાવનાં હતાં, તેટલાં લાલ બની જતાં, અને ત્યાર પછી પાછા નાસીપાસ થઇ જતાં, અને કહેતાં કે "મરેરે! આજે સહવારે કોણનું મોઢું જોયુંતું. મરેરે! વધારે દહાડા થયા ત્યારેજ મારૂં માથું તણકયું કે રખેને કાંઇ નવું–જુનું થાય! તેમજ થયું. મરે, મેં તો સપનો જોયો. મારૂં તો કોઇ માનેજ નહી, અને મને તો સૌ વેહેમ–વેહેમ કરી હશી કાઢે! જોયું હવે? મરે, એ તો લેવા આયોચ તે લઇ જશે. મરે, એની આગળ તો પાદશાહનો ઘોડોબી પાછો જાય, તેવું માણસ! એ આજે વાડીમાં જવાનું મુકી હાં કયાંથી નીકલી પડયો!

મરેરે! ફજેતી પર બેઠાંચ! ખુદા મારી શરમ–આબરૂ રાખજે, અને આજે રાતે ઘાંજ બચ્ચાંનો જન્મ થાય તો કેવાં આટલાં મોહનાં થઇ જાય ને હું સરૂખરી રહું. કાંઈ નહીં, ખુદા છે! ખુદા જોશે! ઘાંજ સરજત થશે! ખુદા મારી અરજ સાંભલશે!"

આખો વખત તેવણુની આ તાસવીસ હતી. હું ચુપ થઇ. નીદ્દીંપ-પણે ખુદા પર મારો ઇતબાર રાખી આ લોકોનો તમાસો જોયા કરતી. હું સારી પેઠે જાણુતી હતી કે તે સાહેબનું જે કરવું હશે તે થશે. મારો જ્યાં ચારો નથી, ત્યાં મારો વીચાર નકામો છે, હુ તો ઠંડાં પાણીનાં માટલાં માફક બેઠી હતી. બપોરે બે વાગાની વાતચીતમાં રાતનાં સુવા જવાનો વખત થયો, ત્યાં તક એની એજ આપસ–આપસમાં ગુસ–ગુસ ચાલતી રહી. ૧૦ વાગે સૌ સૌનાં ઠરાવ કરી સુવા ગયાં. સહવારે ઘેર કેટલે વાગે જવું તે છેલ્લો ઠરાવ હતો. મેં ટુંકમાંજ કહ્યું કે "તમોને ગમે ત્યારે."

લીમજીભાઇ ઘેરથી પકકો ઠરાવ કરી આવેલા હતા. તેવણુ પોતાના ઠરાવમાં પાછળ હઠે તેવા નહીં હતા! એટલું તો બધાં સારી પેઠે જાણુતાં હતાં. મારાં કાકીમાય હતાં, પણુ મારા વડાં કાકા નહીં હતા. તેવણુ ખંડાલા જેહાંગીર જસાવાલા સાથે ગયા હતા. તે કંપનીમાં તેવણુ મેમ્બર હતા. તેવણુ ફરવા–હરવાના ભારે શોખીન હતા, તેથી 'ક્રીસ્ટમસ' ની રજાનો લાભ લઇ ગયા હતા. મારાં કાકી ઠંડા સ્વભાવનાં ને મીઠાસથી વાત કરનારાં હતાં. જેથી તેવણુ કોઇને અળખામણું થઇ પડતાં નહીં હતાં. સર્વે ઘેરમાં શાન્ત થયું. માટીડાઓ માળ પર સુવા ગયા, મારાં કાકીમાય પણુ પોતાંની જગાએ ગયાં. આખા દીવસનાં થાકેલાં ને બપોર પછીનાં રંજીદા થયલાં તે તેવણુ વીચાર ને અંદેસામાં ઉંઘાઇ ગયાં.

૧૨ વાગે મારી આંખ અંનચીતી ખુલી ગઇ, અને મારો ગભરાટ મને વધારે લાગ્યો. અને બીજા પા કલાકમાં મને મારામાં ફેરફાર વધુ જણુાયો; તોપણુ ધીરજ રાખી બીછાનામાં પડી રહી. મને જોરમાં 'પેન' થવા લાગી. મેં ધાર્યું કે નહીં એ રામેતાની નથી, પણુ આગળ વધે છે, જેથી ધીમેથી મારાં માયનો બરડો થોકીયો, અને તેવણુને સજાગરૂ કરી મારે માટે ઘણુીજ સંભાલથી ને આસ્તેથી કોઇ જાગે નહીં, ને માળ પર અવાજ ગડબડનો જાય નહીં તેમ તજવીજ કરવા કહ્યું. તેવણુ તો એટલાં

ખુશાલીમાં આવી ગયાં કે તેવણુની ખુશાલીનો પારજ નહીં હતો! "મરે આજે તો રાંમ રોજ છે. હું તો પંચાતીમાં બેહરાંમ રોજજ બોલ્યા કીધી." મેં કહ્યું કે "મેં પણ તમોને જોઇ એમજ ધાર્યું કે આજે બેહેરામ રોજ હશે. સારૂં થયું કે પુછ્યું, નહીં તો બેવકુફ મને ઠેરવતે. તેવણે આસ્તેથી બારણું ઉઘાડી. માણસ કે જે બબરચીખાનાનાં ઓટલા પર સુતેલો હતો, તેને ઉઠાડીને દારૂવાલાનાં નવાજબાઇને બોલાવી મંગાવ્યાં ને સોલા કાકાના નામે ઘેરમાં એક આબરૂદાર બબરચી હતો, તેને સજાગરૂ રહેવા ફરમાવી પાછા તેવણુ બંગલામાં આવ્યાં. એ દારૂવાલાનાં નવાજબાઇ કાંઇબી અમારા ઘેરમાં જરૂરનું કામ હોય, ત્યારે જીવ નાંખતાં આવતાં, અને અધડી-સધડીએ ઘણાં કામ લાગતાં. અમારે ઘેરથી તેવણુનું ઘેર દુર નહીં હતું. તેવણુ આવી વખતે મદદગાર થઈ પડયાં એ પછી અઢી વાગાને અમલે મેં એક બેટીનો જનમ આપ્યો.* મારાં માયે ચુલામાં સુખડ મેલવું જારી રાખ્યું, અને તે પર તેવણુનો જેટલો વીશ્વાસ હતો તેથી બમણો વધ્યો, ને તેવણુની ફત્તેહ થઇ તેથી તેવણુ શાન્ત ને નીરાંત થયા! રાતનાંજ માળ પર ખબર પહોંચી કે આલીમાંય તો સારી પેઠે છે. ને બુચી તો તદ્દન સારી કાંની છે.

તેવણુ સહવારે નીચે આવી મારી ખબર પુછી પોતાનો ઉભરો કાઢયો: "એક દીવસ નહીં થોભાયું? ચાલો, જ્યાં સરજત!" હું બબરી કે એબી કાંઇ મારાં હાથમાં વાત હતી! તેવણુ ચાહે નાસ્તો કરી સોરાબને રમાડી સંભાળવા તે આયાને કહી ચાલતા થયા.

હવે તેવણુ બે-ચાર કે આઠ દિવસે મારી ખબર લેવા આવતા. મારા મોટાબાવા પણ ખંડાલેથી રજા પુરી થવાથી આવેલા હતા. એ બન્ને ભાઇઓ સહવારે નાસ્તો ખાઇ નોકરીએ જતા ને સાંજનાં આવીને બે ઘડી હવામાં કમપાઉન્ડમાં બેસી દેશ-દુન્યાની વાતો કરતા. અને તેવણુનાં દોસ્ત પાસેના બંગલામાં રેહેનારા હોરમસજી પેસ્તનજી કામાં પણ આવી બેસ્તા. તેઓ સુખથી હસી-બોલી પોતાનો વખત કહારતા. તેઓને કુથલો-કહાંણી, પંચાતી કદી પસંદ નહીં હતી. મારા બાવા તો નોકરો સાથે ઘણી સભ્યતાથી ને નરમાસથી વર્તતા. કદી તેઓને તરછોડી અપમાન નહીં કરતા.

---

* આ અવનિમાં ઉતાવળે આવીને બીખાઇજી લીં૦ પાલમકાદે સાસુ-જમાઇ વચ્ચેની ટપાટપીનો અંત આણ્યો!

એક દીવસે બબરચી સોલા કાકા સાથે લીમજીભાઇ ઉતરી પડયા, અને તેને નજીવા બોલવા પર અડધુત કરી નાંખવાથી આએ ભલા માણસને બુઢાપામાં ખરાબ લાગવા જેવું થયું. પણ પાછળથી તેનાં ગયલા બીજાજને મારા બાવાએ નરમાસ ભરેલી રીતે સમજાવી લીધો. આવા મારા ધ્રુજારા ધપકારાનાં ૨૫ દિવસ નીકલી ગયા હશે, તેટલાં મારાં માસી જરબાઇ નસરવાનજી અમદાવાદથી તેડું મારાં માયને કરવા મુંબઇ આવ્યાં. તેવણ મારાં માયને ઘણીજ બહોંસ કરવા લાગ્યાં કે મારી સાથે તમો આવો. આ હુજતમાં મારાં માયનું કાંઇ ચાલ્યું નહીં. મારાં માયનાં હાથમાં ૭ માસની નાની ગુલબાઇ નામની છોકરી હતી. તેને સાથે લઇ તેવણ જવા તૈયાર થયાં. હું પોતે પણ સારી તંદરોસ્ત હતી, જેથી તેવણને કશી ફીકર વીનાં જવાનું હતું. મારા દીવસો પણ પુરા થયલા હતા, અને મારાં કાકીમાયે મારી જોઇતી બરદાસ્ત લેવાને કબુલેલું હતું. માટે એવી નીરાંત વચ્ચે તેઓ પોતાના શુભ કામને સારૂં ખુશીથી સર્વે મુબઇથી અમદાવાદ ઉપડી ગયાં. મારા બાવા તો પાછળથી જનાર હતા. કારણ તેવણને રજા મલે એમ નહીં હતું.

મારાં માય અમદાવાદ ગયા પછી બે દીવસ રહીને લીમજીભાઇ મારી ખબર લેવા મળવા આવ્યા, "તારાં માય કાહાં છે?" લીમજીભાઇએ સવાલ કર્યો જેનો મેં ખરો જવાબ દીધો કે તેવણનાં બેહેન બહોંસ કરી લગન માટે અમદાવાદ લઇ ગયાં છે."

*હવે લીમજીભાઇએ કેટલોક માલ ખરીદવા માંડયો, તેમાં 'જેમ્સ મેકેબ' નું ઘડીયાલ પેહેલા નંબરનું મલ્યું, તે ખરીદયું. એક રૂ. ૫૦) નું અમેરીકન 'બુક કેસ' ખરીદયું. એ તો તેવણની હંમેશની આદત હતી કે **પેહેલા નંબરની સરસ ચીજ** મળે તો ખરીદવી. તે અણઘટતો ખરચ નહીં જાણવો. પણ ડહાપણ ભર્યો ને હદમાં હતો, એટલું તો ઠીક હતું. બીજો ખરચ છુટા હાથનો ને અણઘટતો ઘણો હતો. ઘેર સણગાર માટે ઘણું નાંણું રોકતા નહીં. તેવા સામાનનો તેવણને કશો શોખ હતો નહીં,

* આ 'જેમ્સ મેકેબ'ના ઘડિયાળ વાસ્તે મારા માતાજી હંમેશાં બોલતા હતાં કે "મારી ભીખાઇજીના જનમની યાદગારી છે।" આવા ઘડિયાળ હવે મળતા નથી, ને એવુ કહેવાય છે કે એ સોથી દોઢસો વર્ષ ચાલે છે। આ ઘડિયાળ કુદરતી રીતે મારે સ્વાધિન થયું! એ વિષે હું આગળ લખીશ. ૭૦) વર્ષો થયા મારી સાપેજ એ પોતાના સોનાના કાટા ફેરવતું ચાલ્યા કરે છે।

ભીખાઇજી લીં૦ પાલમકોટ.

એટલુંજ નહીં, પણ સૌથી વધુ વાંધો તો એજ હતો કે મુકવાની જગ્યા કયાં હતી? અગાઉનો જુનો સામન હતો તેજ ચાલ્યા કરતો. અને કોઇ કદાચ સારો સામન નજરમાં આવે તોજ લાવતા. કોઇ નવો દાગીનો જો કરવા કહયો હોય તો જોઇ લેવો તેવણનું ભાષણ! તેને બદલે મીઠાઇ કાંઇ નવી આવી હોય તો તે જરૂર રૂ. ૫) ની નમુનો મંગાવી ખાશે-ખવડાવશે. એ હંમેશનો ધારો હતો. ખાવા-ખવડાવવામાં જીવ ઘણોજ દુલ્લો, શોખીલો-મોજીલો હતો. થોડે પૈસે તેઓ લખપતીમાં ખપતા. બીજાંઓને તેનો ભરમ ઘણો હતો; તેની તેઓને કશી દરકાર નહીં હતી.

મારા દીવસો પુરા થયા. જોકે એ ઘણાં કંટાળા ભરેલા દીવસો ગયા હતા. મને અગાઉથી ચેતવણી મલી હતી કે "નાહીને તુરત ઘેરે આવજો." કારણમાં તેવણે જણાવ્યું કે અમસ્થાં રહી અત્રે દહાડા કાઢવાનું કારણ નથી!

એટલાથી નહીં ધરાતા તેવણે મને ચીઠ્ઠી લખી કે તમોને લેવા ગાડી મોકલશ, તમો જરૂર આવજો. વધારે બોલવું ઠીક નહીં જાંણી મેં મારાં કાકીમાય તેમજ બાવાનો ઉપકાર માની સર્વેના જીવ રાજી કરી મારે માટે આવેલી ગાડીમાં બેસી કોટમાં મારે ઘેર આવી. તેવણે પોતાની રાખેતાની મરજી માફક બુચીનું નામ **ભીખાઇજી** રાખ્યું હતું, જે નામ તેવણનાં બપાઇનું હતું.

ઘેરમાં પેહેલે માળે એદલજી કાપડયા નામે એક ભાહુત હતા. તેવણનો એક પુરો છોકરો ગુજરી ગયો હતો. તે ઘણો જવાંન ૧૯ વરસની વયનો હતો. તેની એક છોકરી હતી, અને એદલજીને પોતાંને બે છોકરીઓ હતી. મારે ત્યાં એક પારસી બબરચી પકાવવા માટે હતો. પણ લીમજી-ભાઇનાં ગરમ મીજાજ આગળ તે ટકે એ મને પેહલાંથીજ શક ભરેલું હતું.

મુંબઇનાં પારસી પકાવનારા એટલા તો છકેલ ને બેવકુફ કે તેઓની રીતભાતનો ખરો ચીતાર જો આપો તો એક ચોપડી બને તેવા તુંમાખી, મીજાજી, પાજી, તરકડા, વાંક કરીને ન્યાય પુકારે એવા! તેવા માણુસ માહેલો કોઇ હોય તો શું તેને તેવણ વેઠી ચલાવે? ના, એ તો કોઇ કાલે બનેજ નહીં! તેનો જરા સરખો વાંક કે જેમાં હું તો કાંઇ દમ જેવું જોવું નહીં, તેટલોબી તેવણથી ખમાય નહીં!

હું એમ નથી કહેતી કે બધાજ પારસી પકાવનારાઓ નાલાયક છે, પણ તેઓનો મોટો ભાગ એવોજ છે. તેમાં વાંક તેઓનાં મા-બાપનો.

ગરીબ મા–બાપો પૈસાની તંગીને લીધે કશી રીતે તે ઉધરતાં બચ્ચાંને નહીં કેળવતાં. ગામડાંઓમાં ભટકતાં મુકી દઈ, પછી ૧૦–૧૨ વરસનાં થયા કે તેને મુંબઈ મોકલી દઇ તેઓ ધકેલા, હનસેલા, તાણાં–ટપલા ખાઇ મોટા થાય. તેની જીંદગી કેવી હોય તે વાંચનારે વીચારી લેવું. તે જેવાં ઘરમાં મોટો થયો હોય, યા જ્યાં પેટને ખાતર વહીતરૂં કરતો હોય, ત્યાં જેવી રીતભાત યા રહા–રસમ તે શીખતો આવે. જે ધણીને ત્યાં તે નોકરીએ હોય, ત્યાં જો તેને સભ્યતા ને સંભાળથી લઈ ચલાવ્યો હોય અને સારી શીખામણ અને સારા સલુકથી ચાલવા તેને તેવો બોધ મલ્યો હોય તો તે આગળ ચાલતાં ઠીક નીવડે છે. તેમાં તેનાં પોતાનાં ગુણબી રાંક અને કાંકવાલા જોઇએ. એ ગરીબોની હાલત પર મને ઘણીજ દયા આવતી.

હું કોઇબી નોકર માણસને તોછડાઇ કે તુંદાઇથી કદીબી તણાઇને બોલતી કે ગુસ્સો કરતી નહીં, પણ સમજાવી પટાવી ભલમનસાઇથી જો કહેવા ઘટે તોજ કહેતી, નહીં તો તેનાં ખુલાસા પર આધાર રાખી અખાડા કરતી. મારી ભલમનસાઈથી મારે ત્યાંના નોકરો ઘણાં ખુશી રહેતા, અને તેઓ મારેથીજ ટકયા જતા હતા.

બન્ને છોકરાંઓને એકજ ઓરડામાં મારે રાખવાં પડતાં, એટલુંજ નહીં, પણ રાતનાં તાજી કાંજી કોપરેલનાં દીવા પર નાની આરણી પર મુકી તેના પર બનાવી પાવાનો ચાલ હતો. હવે સોરાબ તો ઘણો તોફાંની હતો. જો રડે તો દમ નહીં ખાય. તેનાં અવાજે બુચી (બીખાઇજી) ઉઠે. હવે બેને હું એખલી કેમ સંભાળું? શેઠનો બીજાજ જતો રહેતો. તે વખતે ચુપકીદી ને મદદને બદલે બચ્ચાં કરતાં સરસ ઉંઘ જવાનું બહાણું કરીને તેવણ છેરાઇ પડતા. જો કે હું મારૂં કામ સમજતી, ને જેમ બને તેમ બેઉને સંભાળી કશી ગડબડ વગર રાખી શકતી. તેવણથી તેવું કશું નહીં બનતાં, જો કાંઈ છીટું નહીં મલ્યું હોય તો એવું પણ એક લઇ પડતા!

નાલ્લી બુચી (બીખાઇજી) ગરીબ અને શાન્ત સ્વભાવની, થોડી ભુખવાળી, અને ઘણી સબુરીવાળી હતી. હવે એમાંબી જાંણે મારો તકસીર હોય તેમ તે પર પીજન ચાલતું. તેબી એક બહાણું હોય તેમ બોલવાની તક હાથ કરતા! નાલ્લી બુચીને પોતાના હાથનો અંગોઠો મોહમાં લઇ પડી રહેવાની આદત હતી. તે તંદરોસ્ત ને સુખી હતી. તેનો મને જહાંએ

કંટાળો નહીં હતો એક માતાની નજરમા તેના પોતાના બાળકો એક સરખા વ્હાલા હોય છે એટ સમજુ માતા પોતાના બચ્ચાઓને એક સરખી રીતે ચાહે છે તેમા તો કાઇ શક નથીજ. લીમજીભાઇની નજરમા તેમ નહી આવતા, તેવણ ઉઘુજ બોલતા કે "તુ તો છોકરાને ચાહતી નથી અને હેત રાખતી નથી" તે તેનણના બોલોનો મે પુરતો જવાબ આપ્યો. મે ખુલાસો ધીમે ધીમે જાણવા માગ્યો કે તેનુ કારણ સમજાવો કે હુ તમોને ખુલાસો કરૂ તમો નકામા ગુચવાડામા ના પડો

તેવણે ખુલાસો કીધો કે "તુ કોઈ દહાડે તો બચ્ચાને પ્યારથી બોલાવે? લોકો બચ્ચાને જીવ–જાન આપી દીએ," વીગેરે "એજ તેમા માયા આવી રહી કે" મે પુછ્યુ, "તમારા વીચારો એમ હોય! તે માતાઓને હુ ઠપકો આપતી નથી, કે જેઓ પોતાના છોકરાને, મરી જાઉ, જી ભરૂં, ઉવા આપુ, ઓવરાઈ જાઉ, વીગેરે, આવા શબ્દો કે જે મારા વીચાર પ્રમાણે ખોટુ પીજણુ, ખાલી ટાહેલુ, નહીં બને તે બોલવુ, ગેરવાજબી શબ્દો વાપરના, મારા સમ તારા સમ, જીવના સમ, જોલીએ ધગ અને તાલા વગરનાં હાલરડા! એ તેઓ પોતે પોતાના પહેલાથી મહાવેરો પાડેલા છુટાપણાથી બોલવાની તેઓની ઝબાન ચાને છે તમે મારા મોહમાથી આજે તો શુ પણ કોઇ કાલેબી નહીં સાભળશો! હું કાઇબી અણઘટતા શબ્દો મોહડામાથી કાહરવાની ઘણી સભાળ રાખુ છુ"

આ ઘેરનુ ઘેર હતુ, તેથી જાણે તેને જીદગી સુધી વળગી રહેવુ હોય તેમ હતુ

એ પ્રમાણે નાલ્લી બુચી ૪–૫ મહીનાની થઇ એ અરસામા મારા વડા કાકા ઘણાજ આજારી પડયા તેવણ ઘણા સીક છે એમ લીમજીભાઇ જાણતા હતા, ને હુ પણ જાણતી હતી મને ત્યા જવા દીયે તો હુ ત્યા જાઉ કેની? એમ કરતા બીજા ત્રણ માસ નીકલી ગયા, પણ તેવણને કશો જાણવા જોગ ફાયદો થયો નહીં જ્યારે ઘણુજ સાભળયુ, ત્યારે મે ઠરાવ કીધો કે જઇને મારી નજરે જોઇ આવવુ રાત દહાડો મનમા ને મનમા વમાસન કરતા હુ ઘણી ગુચવાવા લાગી જ્યારે લીમજીભાઇએ જોયું કે હવે ઘણુ ખરાબ લાગે છે, ત્યારે કહ્યું "હા જાઓ તમો ડૉક્ટર છેવો તે જલદી ફાયદો થશે!" હુ તો ફકત નાલ્લી બુચીને લઈ આયા સાથે એખલીજ માહીમ ગઇ જઇને જોઉ શુ કે ઘેરમા નીચે બારણા

આગળ ગડબડ, બે ત્રણ ગાડીઓ ઉભેલી અને અંદર જઇને જોતાં માલમ પડયું કે તેવણને વાંદરા હવા ખાવા લઇ જતા હતા. તેની બધી ગડબડ હતી. તેવણ ઘણા નાંતવાંન થઇ ગયા હતા. બે–ચાર જણાં મલી તેવણને માળ પરથી નીચે લઇ આવતા મેં જોયા. તેવણની હાલત મને ઘણી ખરાબ માલમ પડી. મારાં કાકીમાયે ખુલાસો કીધો કે "એ તો તું જોયછ તે ઘણી સારી હાલત છે. આજે શું કાકાને જોવા આવવાની યાદ આવી!" તેવણનાં આ બોલવાને મેં કાંઇબી ઉત્તર આપ્યો નહીં. હું મારા કાકા આગળ ગઇ. તેવણની મેં ધીરેથી ખબર પુછી, દીલાસો દીધો. તેવણે મારી બુચીને દુરથી રમાડી અને જોઇને ખુશી થયા. તેવણને ખુદાએ બચ્ચાં નહીં આપ્યા હતાં, પણ બચ્ચાંઓ ઉપર તેવણને ઘણોજ પ્યાર હતો. છોકરાંને જોઈ ઘણાં ખુશ થતા હતા. ભાઇ–બાઇનાં છોકરાં-ઓને તેવણ ઘણાંજ ચહાતા. તેઓ પર સારી મહેહરબાની રાખતા. બધાં તેવણને મોટાબાવાના નામથી બોલાવતાં. કબીલાના તેવણ ખરેજ મોટાબાવા હતા. તેવણની માંદગીથી બધાંનાં જીવ ઘણાંજ ઉદાસ હતા. તેવણની માવજત ઘણીજ સારી થતી નજરે આવતી. તેવણને ગાડી તૈયાર હતી તેમાં બેસાડી સાથે મારાં કાકીમાય તથા બીજાંઓ બીજી ગાડીઓમાં બેસી સર્વે અર્ધા કલાકમાં તો ત્યાંથી ચાલી ગયાં. તે પછી મારાં માય ને હુંજ ઘેરમાં હતાં. હું સાંજે પાછી જનાર હતી. મેં માયને સમજાવ્યાં કે મારે માટે કાંઇબી ફીકર કરવી નહીં. જરા મોટાબાવાની ખબર મને જીવણાઇ પ્રુઇનાં છોકરાઓ પાસે કહેવારવા કરજો. મારેથી કાંઇ વાંદરે જવાશે નહીં. મારાં માયને મારે માટે ઘણોજ બરાપો–સંતાપ લાગતો. તેવણ મને ટપકો દેખાડવા કહેતાં જે વાતની મને ઘણી ચીડ હતી. હું સાફ તેવણને કહેતી કે તમો એ વેહેજાંની વાત છોડી દેઓ. મારી પાસે ટપકા ટપકી નથી. તે તો તમારા જમાઇની પાસે છે. માટે એ વાત ના કરો. હું સાંજે ઘેર ગઇ, એમ કરતાં બીજા ૧૫) દિવસ નીકળી ગયા, પણ મારા કાકાને કાંઇ જાણવા જોગ ફેર પડયો નહી. એટલાંમાં મારા બાવાનાં મમાઈ જેવણ હજુર હૈયાત હતાં, તે ઘણાં સીક થઇ ગયાં. કુટુંબમાં બધાં ખુશી થયાં કે બુઢાં જાય તો સારૂં, અને બેહેરામજી સારા થાય. સૌનાં મોઢાંમાંથી એજ વાણી સંભળાતી! અને અંતે તેમજ થયું! તે બીચારાં બુઢાં જેવણ પોતાના બુઢાપાથી અતી હેરાંન થતાં હતાં, તેવણની ખુદાએ દાદ લીધી! ને આ જેહાંનથી પોતાનો વાસો ઉઠાવી ગયાં! તેવણ કોટમાં કાવસજી પટેલનાં મોહોલામાં પોતાની ૪ દીકરીઓ માહેલી એક દીકરી બાકી રહી હતી તેવણ

સાથે રહેતાં હતાં, કે જે દીકરી મારા સૌથી નાના કાકાનાં સાસુ થતાં હતાં. તેવણે પોતાની એક પુરી દીકરીને બેહેનને ત્યાંજ આપી હતી, કે જેનો ખુલાસો હું આગલ જણાવી ગઇ છું. તેવણુ સાથે આએ બુઢાં માય સાથે રેહેતાં હતાં.

એવણે પોતાનાં મોતનો ખરચ ઘણાં વર્ષો અગાઉથી પોતાનાં પૈસા સાચવી નક્કી કરી રાખ્યો હતો, જેથી તેવણુ કોઇનાં ઓસીયાલાં નહીં હતાં.

એવણુનાં ભાઇ જમશેદજી ગોટલીબાજ આ બેહેનનાં મોત વેળા જીવતા હતાં. તેવણુ પણુ પાંચ પૈસે સુખી હતા. આ મારાં બાવાનાં મમાઇનું મહીરૂં ઘણું સુખી અને તેવણુની બહેનો તેમજ ભાણેજો સાહેર ને મેહેતા ખાનદાનનાં હતાં. અને એક પછી એક સારૂં સુખ ભોગવી ગયાં હતાં. કોઇક વળી શેર સટ્ટામાં થોડાજ ટકા આવ્યાં હતાં, પણુ સૌ ઠીક હતાં. સાંમટી રીતે જોતાં તેવણુ અફસોસમાંથી છુટાં, પણુ મારા કાકા તેવણુનાં મમાઇને છેલ્લો સેજદો કરવા આવી શકયા નહીં, એટલી બીમારીએ તેવણુની મજબુત પુઠ પકડી હતી.

જે દીવસે મારા બાવાનાં મમાઇ ગુજર્યાં તેજ સહવારે મારાં માસીના વડા છોકરા રતનજી અમદાવાદથી મારા બાવાને ત્યાં મુંબઇ આવી ઉતર્યા. તેવણુ અમદાવાદની જેલમાં જેલર હતા. તેવણુ થોડા દીવસ મુંબઇ પોતાનું સગાંઓને મળવા અને મુબઇ શહેર જોવા આવ્યા હતા. જેવણુ પોતાની બચગી પછી પેહેલ વેહેલા આએ શેહેરમાં આવ્યા હતા. એ ભાઇને મને મળવાની ઘણી ઉમેદ હતી, જેથી મારાં માયે કહ્યું કે મામાને ત્યાં રતનજી આવનાર છે, ત્યાં આવીને મલી જજે.

એ મારા મામા કોટમાં એક નાની જગામાં પોતાની ગરીબાઇ પ્રમાણે થોડાં ભાડામાં ઓરડો લઇ ત્યાં રેહેતા હતા. હું નાની બુચીને લઈ આયા સાથે લીમજીભાઇને કહીને ગઇ, કે હું મારાં માસીનાં છોકરાને મામાને ત્યાં મળીને બે કલાકમાં પાછી આઉંછ! જાંણે બે કલાક તે કેવા મોટા હોય તેમ તેવણે મને અજાયબી બતાવી કે "શું હું ત્યાં તક ઘેરમાં બેસી રહું?"

અમારી મુલાકાત એ પેહેલીજ હતી. મારાં માય ત્યાંજ હતાં. તેવણે મને જોતાંજ ઓલખાંણુ કરાવી, મારાં માસીનો એ વડો દીકરો હતો. મને જોતાંજ તેવણુ અતી ઘણુા ખુશ થઇ ગયા. અમો એક બીજાંની તંદરોસ્તી ચાહી પાછા છુટાં પડયાં. તેવણે મને ઘણી બહોંસ

કરી કે બે-ચાર દીવસ ત્યાં માહીમ આવો. મેં તેવણુને મારાં ઘેરમાં સંભાળનાર કોઈ નથી, એવાં બહાણુંથી દલગીરી જણાવી નાં કહ્યું. તેવણે સાંજ તક રોભવા ઘણી બહોંસ કીધી. મેં બહાંણું સોરાબનું કાઢ્યું!

ત્યાંથી પાછી ઘેર આવી, તેટલાં શેઠનો મીજાજ ગયલો દુરથીજ નજરે આવ્યો. તેવણુ બહાર જવા તૈયાર ઉભેલા હતા. જાંણે ઘેરને કાડી ધરી પકડીને ખેંચી જતી હોય તેમ તેને ધરી પકડીને સંભાલ્યાજ કરવું જોઇએ. તેવણુ મને કોઇબી સગાંને મળવા જવા દેતા નેહીં.

જ્યારે ઘેરમાંથી બે-ચાર માસે બહાર જઇએ, ત્યારે એજ પંચાતી ને કુથલો હતો! મળવા જવું ને તુરતજ પાછું આવવું, એ તેવણુનો ખોટો ખ્યાલ મને તદન પસંદ નહીં હતો. એટલાં સારૂં હું કેઇબી અગત સીવાયે કદીબી જતી નહીં. કે જ્યાં ત્યાંથી મને સાંભળવું કે સોસવું નહીં પડે!

મારા મોટાબાવાને ધીમે ધીમે ફેર પડવાના સમાચાર મને મળતા ગયા. પણુ મારેથી તેવણુને જોવા એક વખત પણુ જઇ શકાયું નહીં. કાંઇ અડચણુ જેવું તો હતુંજ નહીં, પણુ ભારી મોટી અડચણુ ફક્ત તેવણુનાં મગજનાં ફાંટાની હતી! આ મારી હાલત જબરી તાબેદારી ભરી હતી. એ બધું હું કશાં પણુ ભારી સંતાપ વગર ચલાવી લેતી. તે વેળા મને એમજ લાગતું કે હોય કોઇનો કેવો ને કોઇનો કેવો સ્વભાવ એમ વીચારી ચલાવી લેતી.

મને આવતા વખતનો વીચાર ઘણો રહેતો. ઘેરમાં પારસી નોકર હતો તેને તો ઉપર લખ્યું તેમ તકવાનાં સાંસાં હતાં, તે પણુ ગયો. પેલી બુરી ચાલની આયા તે પણુ ગઇ. તેનાં ગળાંમાં દરદ નીકલ્યું અને ઘણી સીક પડી ગઇ. તે કાંગલી ઘેલી સદાની હતી, તેમાં વધ્યું, ત્યારે તે બદ સીફ્લનીને રજા પોતેજ આપી, બીજી આયા રાખી. ઉપરનાં કામને માટે પારસી બાઇને રાખ્યાં. જેવણુ હંમેશાં પકાવનાર નહીં હોય, ત્યારે આવી પકાવતાં. તેવણુ સાંમે પીટીટને ત્યાં આખો દીવસ કામ કરવા જતાં અને કાંઇ વધેલું હોય તે લઇ જઇ પોતાનાં બચ્ચાંઓને ખવાડતાં. તે ગરીબ દોસાંની જીંદગી ઘેરે ઘેરનું કામ કરવાજ જનમથી તે મરણુ તક સર્જેલી હોય તેમ મને લાગતું. અને તેમજ છે. આજેબી તે તદન બુઢી અશક્ત છતાં કંગાલ જીંદગી ભોગવે છે. અને જ્યારેબી મળે છે, ત્યારે તેનો તેજ હાલ છે. સદાની ગરીબાઇ કેવી હોય?

લીમજીભાઇનો ધંધો વેપાર દીન પર દીન ઘણો કમ થવા લાગ્યો. અને ધીમે ધીમે પોતાનો ખરચ કમી કરવા લાગ્યા ઘેરમાં ન્યુસ પેપર બે' આવતા હતા 'ટાઇમ્સ ઓફ ઇન્ડીયા' અને 'રાસ્ત ગોફતાર' અને એક 'સ્ત્રી બોધ' ચોપાન્યું. એટલુંજ આવતુ. ચોપાન્યું તો ખાસ મારે માટે હતુ 'ટાઇમ્સ' તો વેપાર માટે ખબર રાખવા સારૂં હતું. જેનો દર ઘણો મોંઘો હતો. તે તુરત બંધ કીધુ. તેની મને પરવા નહીં હતી 'રાસ્ત' તો હતુજ. ૮ દિવસે સર્વે ખબર મળતી

એક દીવસે તેવણુને કાંઇ બહાણુ નહી મળતાં મારા હાથમા 'સ્ત્રી બોધ' ચોપાન્યું જોયુ તે મારા રાખેતા પ્રમાણે હુ ધ્યાનથી વાચતી હતી. તેજ તેવણુને બહાણુ બસ હતુ "હુ એ ચોપાન્યુ બંધ કરૂછ. નકામો ખરચ શુ કરવા જોઇએ" આપણે તો કાંઇ જવાબ આપ્યોજ નહીં અને તે પણ બંધ થયુ મને વાચવાનો શોખ ઘણો હતો, એમ તેઓ જાણતા હતા, જે મારી મરજીની ચીજ હોય તેની નેવણુ હંમેશ વીરૂદ્ધ જતા.

સને ૧૮૬૭ ના વરસમા દીવાલી વેપારના બાબમા જહાજી જાણવા જોગ નહીં, પણ ઓર પડતા વખતની નીશાણી જેવી જ ખવાયલી નજરે આવતી. વેપારીઓ સુસ્ત અને નાસીપાસ જેવા જણાતા હતા ગમે તે હોય પણ લોકો તો દીવાલીને ઘણી ચાહતા અને રંગ-બે-રંગી કપડાઓ પહેરી છોકરા-બચ્ચાઓ સાથે બહાર પડતા. આ ચોમાસા પછીનો રંગીયામણો તેહેવાર દરેક માણસને સુસ્તીમાથી જાગરૂત કરતો, જાણે કુદરતીજ હોય એમ દેખાતું મારી આયાં છોકરાંઓને ફેરવીને દીવાલીનો તમાસો દેખાડી લાવી અને તે ઘણી ખુશ થતી આવી કે 'બાઇજી, સોરાબ વાસ્તે શેઠજીને કેશી મજેહકી ટોપી લી' લીમજીભાઇએ મારી તરફ જોઇને કહ્યું "કેમ આલા, ટોપી પસદ આવેચ કે"—'હા ઘણી સરસ છે,' મે કહ્યુ, "પણ એની કીમ્મત્ત શુ આપી તે ખબર છે? એના રૂ ૪૨) મે આપ્યા છે" મે અચરતીથી જવાબ આપ્યો કે "શું બેતાલીસ રૂપીયા?"

"છીક–કસબને નામે હાલ એક જાતનો કસબ નીકલ્યો છે, તેની કોર ટોપીઓ ઘણી મળે છે. બીજી તો એથી પણ મોંઘી હતી, પણ એ મને ઘણી પસદ આવી તેથી મે લીધી" હુ સારી પેઠે જાણતી હતી કે ખરચમા બચાવ જેવુ કાંઇજ હતુ નહીં, એ તો મગજના ફાટા જેવું હતુ. અલબતા ટોપી ઘણી સરસ અને જોનારને લલચાવે તેવી હતી, પણ તે માલ તેટલી કીમતનો નહીં હતો. દાઉદ નામે પ્રખ્યાત કસબીદાર

એ ધંધામાં ઘણો માહીતગાર હતો. તે લોકોને લલચાવવા જુદીજ ક્રીસમનું કસબનું કામ કહાડતો, અને તે ઘણી મોંઘી કીમતે વેચી પુષ્કળ પૈસા કમાતો. લોકોનો વખત એ વરસમાં મન માનતો હતો નહીં, તોપણ એ કસબીદાર પુષ્કળ પૈસા કમાવાં લાગ્યો. અને આજે તેનાં ઘણાં હરીફ છતાં તે માતબર છે.

એવાં તેહેવાર પર અમારે ત્યાં નહીં ધારેલો એવો ખરચ ઘણો નીકલતો. તેમાં દીવાલી પર તો પુશ્કલ ખરચ થતો. તે કાંઇ તેવણને ભારી નહીં લાગતો, પણ ઓર ખુંશીથી કરતા. કોઇ વેળા નજીવા ખરચનું બહાણું કાઢી બચાવ દેખાડતા, અને કોઇ વેળા પોતાની મરજીનો મને ભાવતો ખરચ કરતા! આ સાલમાં તેવણનનો કમીશનનો ધંધો બંધ હતો, ફકત લોનનાં વ્યાજ પર ગુજરો હતો.

નાની બુચી ભીખાઇજીની શાલગીરેહ હતી. એને પહેલું વર્ષ ઉગવાનું હતું. મેં તેવણને સલ્લાહ આપી કે મારી પાસે જભલાં પુરતાં છે. હાલમાં તમો નકામો ખરચ નાં કરતાં. બુચીને રૂપીયા આપજો. ગમે તો એનું ઝભલું ટોપી લેવો. એ મારૂં બોલેલું ધ્યાનમાં ઉતર્યું. તેમ સલ્લાહ માની કીધું. હું કપડાં પર પૈસા પાડવા હમેશાં નાં કહેતી, કારણ કે તેમાં મોટી રકમો પેસી જતી. છેવટે કશાં ઉપયોગની નહીં, પણ પૈસા નાખી દેવા જેવું હતું. તેની કાંઇબી કીમ્મત ઉપજતી નહીં. તીલી–કસબનો તો ચોથો ભાગ પણ ઉપજતો.

બુચીની શાલગીરેહની કશી જાણવાં જોગ હકીકત છે નહીં. બુચીને માટે મમાઇને ત્યાંથી ઝભલું–ટોપી આવ્યું હતું. લીમજીભાઇએ પોતા તરફથી રૂ. ૫૧) અને એક સાદું ઝભલું–ટોપી કીધું હતું. રૂ. ૫૧) મેં મારા રૂપ્યા સાથે વ્યાજે નાખ્યા. બહારથી પણ સગાંઓને ત્યાંથી રોકડા આવ્યા હતા, તે પણ તેમાંજ નાખ્યા.

હવે લીમજીભાઇએ વીચાર્યું કે એમ બેસીને ખાસું તો પાસેની પુંજી ખવાઇ જશે. જેથી તેવણે પોતાનો વીચાર લંબાવ્યો, ને કાંઈ નવા વીચારમાં તેવણ મને નજરે આવતા જણાયા. તેવણનાં કામકાજમાં મને ફેરફાર જણાયો.

## લીમજીભાઈ પાછા પાલમકોટામાં.

સને ૧૮૬૮નાં સાલની આખેરીએ લીમજીભાઇ મુંબઇથી પાલમકોટા જવા નીકલ્યાં. મેં તેવણને ખુલ્લું જણાવ્યું કે હું તમારી સાથે આવનાર

હુ તેવણે કબુલ કર્યુ કે "હા બેલાશક આવજો કોઇ મના નથી કરવાનુ" અમોએ એક વીચારથી જવાનો ચોક્કસ વીચાર બાધી સર્વે તૈયારી કીધી પાનમકાટાને બરનો જોઇતો વેચવા લાયક સામન રૂ ૭૦૦૦) ને આસરેનો થોડો લીધો, તે પણ વહાણમા ચઢાવી દીધો ખરચ ઘણો થાય કરી આ વેળા સેકન્ડ કલાસમા જવાનો ચોક્કસ વીચાર રાખ્યો હતો અમારે ત્યા એક નાનો ૧૬) વર્ષની ઉમ્મરનો પારસી છોકરો હતો, તેને સાથે લઈ જનાર હતા તે થોડુ મેજ–સાજ પમાવી જાણતો હતો હુ સાથે જનાર હોવાથી ઘેરનો થોડો ઘણો જોઇતો સામન, વાસણ તેમજ અનાજની બરનીઓ સર્વે અત્રેથી વહાણમા ચઢાવી પુરતી ચોકસાઇ રાખી તૈયાર રહ્યા હતા પહેલે માલના ભાડુતને ખાલી કરાવી પાછા પોતાના વહુ–દીકરાને લાવી રાખ્યા કે એઓ ઘેર તપાસશે, અને મુકતાદના દીવસો છે તે ઘેરમા દરૂણ આફરગાન વીગેરે, ક્રીયાઓ થાય, એવા વીચારથી તેઓને પાછા બોલાવ્યા તેઓ પણ આવીને ગોઠવાયા હુ માગ માયને મળવા માહીમ ગઇ તેવણુ મને મળી શકના નહી પરમ દીને કોટમા આવશ તો મળી જઇશ એમ મને કહ્યુ હતુ

અમારો બધો સામન સ્ટીમર પર ગયો હતો અમો બીજે દીવસે સ્ટીમર પર જનાર હતા, જેથી પેહેરવાના કપડા ફક્ત અમારી પાસે હતા એજ દીવસે મારા માય મારા ફુઇને ત્યા આવ્યા તેવણે મને તેડાવી તેથી હુ તેવણુને મળવા ગઇ એટલામા મારી પાછળ લીમજીભાઇ ફુઇને મળવાને મસે આવ્યા ત્યા મારા માયને પણ મળ્યા તેવણે મને કહ્યુ "આલા, તમારૂ જવાનુ મે માડી વાળ્યુ છે," મે એકદમ અચરતીથી પુછ્યુ, "કાય, કાય, શુ કારણુ? છેલ્લી ઘડીએ વીચાર બદલ્યો તેનુ શુ કારણુ? હુ આવવા તૈયાર થઇ હવે હુ કદીબી અત્રે રહેવાની નથી" હુ તદન નાસીપાસ થઇ ગઇ! મે મારા માય અને ફુઇને ઇસારત કીધી કે તમો ટેકો ના આપતા તેવણુ મારા માય અને ફુઇને તાલ તનાવતથી ખુબ સમજાવવા લાગ્યા અહીં તકરાર વધી પડી, અને તેવણુ વાધો એ લાવ્યા કે "તમારી નાજુક હાલત છે, માટે હું દુર લઇ જવા ચાહતો નથી. ફુઇ તમો સમજુ છેઓ, તે તમે એને સમજાવો એને હુ એ હાલતમા લઇ જવા ચાહતો નથી હુ મારા સાલા બમનજી સરાફને લઈ જાઉ છ" મે કરો વાધો નહી લીધો મે ખુલ્લુ કહી દીધુ કે "તેવણુ ભલે આવે, પણુ મારૂ ત્યા જવાનુ માડી ના વાલો જોવો પસ્તાસો તમે ત્યા જઇને મને તેડાવશો તો હુ એખની કદી આવનાર નથી એ

માટે હું તમોને ખુલ્લું સાફ બધાંના દેખતાં કેહુંછ/ જાઓ, તમે તમારી બહેંાસ ને જીદ હંમેશાં પાલતા આવ્યાછ તેમાં આજે પણ તમો ફાવશો! મારૂં તો નથીજ ચાલવાનું!" આટલું બોલી હું તદન નાસીપાસ થઇ ગઇ; પણ આજે લીમજીભાઇએ પોતાની મતલબની વાત હતી તેથી ચુપચુપ સાંભળ્યું. હું પણ સામી થઇ આટલું બોલી તે મારી આ ચાલ પહેલ વહેલીજ હતી. તેમાં મારો જરાએ વાંક હતો નહીં. મારો ગુસ્સો ખુદરતી ઉશકેરાઇ આવ્યો કે આ શું બલા થઇ! બધાં પેહેરવાનાં કપડાં ને જોઇતો સામન અવારનવાર પેટીઓમાં ભરાયો તે બધું કેમ થશે? તેવણે મને સધીયારો આપ્યો કે "તારી ચીજો હુ ત્યાંથી કાઇ હશે તો હાવું લાવસ. તું અમથી ચીરડા નાં. ઠંડી પડ! તારા કરતાં મને વધારે વીચાર છે." મને તો કાંઇ બોલેલું સાંભળવા ગમ્યુંજ નહીં. બે કલાક એ તકરારમાં નીકળી ગયા. હું નાહક ગુસ્સામાં મારાં માય સાથે ચીરડાઇ કે "તમો શું ધુલ મુકવા મને મળવા આવ્યાં! મને શું તમોએ મળીને ફાયદો કીધો!" હું ગમગીન જીવે પાછી ઘેર ગઈ. મારાં કપડાંની પેટી સ્ટીમર પર લઇ જવા માટે નીચે ઉતારેલી હતી. તે પાછી માળ ઉપર મંગાવી પોતેજ તેને બાંધેલી સીવેલી ઉખેડી નાખી. મેં ચોક્કસ ધાર્યું કે છેવટ કદીબી આજનાં ઠરાવનું સારૂં આવનાર નથી. તેવણ છરીથી પેટીની ગુણપાટ કાપતા હતા, તે હાથ અટકાવી ફરી મેં એક વાર વીચાર કરવા કહ્યું, પણ ફોકટ!

મારાં કપડાં ઉદાસ અને દલગીર જીવે જેમ તેમ કબાટમાં નાખ્યાં. મને એ દીવસ ઘણો દલગીરીભર્યો લાગતો હતો.

બીજે દીવસે લીમજીભાઇ પાલમકોટા જવા ઉપડી ગયા. છ માસમાં પોતાનાં બંગલા જે પાલમકોટામાં હતા તે વેચી પાછા ફરનાર હતા. એવો સધીઆરો મને આપ્યો.

હું પરણ્યાં પછી પહેલીજ તેવણથી આટલી મુદ્દત સુધી છુટી પડી. તેવણનાં જવાથી ઘેર જાણે મુર્દું-મંતર થઇ ગયું હતું. મને બીલકુલ ચેન પડયું નહીં. કશું ગમે નહીં. જીવ હંમેશાં ઉદાસ રહે, કોઇ સાથે ખુશીથી વાત કરવા ગમે નહીં. આ મારો ગમ ઘટવાને બદલે વધ્યો. હું વાંચવામાં ધ્યાન લગાડતી, તે પણ તેટલોજ વખત મને સારૂં લાગતું. આ મારી ઉદાસી હું પોતે ને મારો ખુદા શીવાય કોઇ જાંણતું હતું નહી. કાગલની રહા હું બહુ ઇનતેજારીથી જોતી. લગભગ ૨૦) દિવસે

તેવણનાં જઇ પુગવાનો કાગળ મને મલ્યો. ત્યારે મારો જીવ નીરાંત પડયો. ઘેરમાં દીનબાઈ તેનાં છોકરાં અને ખરશેદજી એટલાં જણાં અમો હતાં. અમો બધાં રાતે સાથે જમતાં અને ઘણુંજ સંપથી રહેતાં હતાં.

ખરશેદજી ગમે તેવો છોકરો હતો, પણ મારી સાથે તે ખરી લાયકીથી મને માન આપી ચાલતો. મને માતા સમાન ગણતો. હું પણ તેવીજ નરમાસથી તેની સાથે ચાલતી મેં આ તકનો લાભ લઇ તે બન્ને માટી-બૈયર વચ્ચે સંપથી રહેવા તેઓને શીખવ્યાં. અને જ્યારે તક મળતી ત્યારે ભરમમાં શીખામણ કહી સમજાવતી. તે ચુપચુપ સઘળું બોલ્યા વના સાંભળતો. આ છોકરાને હમેશા બેરી સાથે સારૂં નહીં હતું. મારી સાથે તેને બોલવા કે જમવાનો વહેવાર પણ પહેલોજ હતો. તેને બાપે પોતાથી દુરનો દુરજ રાખ્યો હતો. તેઓ બન્ને બાપ બેટા વચ્ચે કશો સારો એખલાસ નહીં હતો તેને ધાક અને તાપમાં સદા જીંદગી ગુજારેલી હતી. એવી રીતે જે છોકરાઓ ઉપરે તેની ચાલ સુધરવાને બદલે બીગડે, એ તો ખુદરતી જાણવું.

મારો સ્વભાવ ઠંડો મીલનસાર હતો. કોઇના દેખાતા વાંક ઉપર અખાડા, આખ-મીંચામના કરવાની મારી આદત હતી. કોઇબી માણસ પછી તે પારકો કે સગો, મારા સ્વભાવથી સંતોષી રહેતો.

દીનબાઇ આકળા સ્વભાવની, તે સાથે થોડી સમજની હતી. અને નાંદાન જેવી હતી. કોઇ વેળા મીજાજ ખોહી દઇ છેરાઇ પડતી. હું તદન અખાડા કરી કાંઇ બન્યુંજ નહીં હોય તેમ રાખેતા પ્રમાણે ટુંકમાંજ પતાવતી, જેથી સમાધાની સચવાયલી રહેતી. પાછળથી પોતે ઠંડી પડતી ત્યારે સમજતી; અને પોતાનાં ગુસ્સા માટે પસ્તાતી હતી.

અમારી પડોસમાં રૂસ્તમજી નામે પડોશી રહેતો હતો. તે મને એકલી જોઇ મારી સાથે વાત કરવા આવતો. કોઈ વેળા મારાં માયને ઘેર મોહીમ બે-ત્રણ દીવસ જતી. એ પ્રમાણે મારો વખત કાઢતી. એક દીવસ મારાં ઓરડામાં હું એકલી બેસીને કેનવાસ પર ધ્યાનથી ભરત-કામ ગોઠવતી હતી, તેવામાં ઉપલો પડોસી એકદમ ઓરડામાં આવ્યો. તેને આવકાર દઇ બેસાડયો. તે ઉભો ઉભો નજીવું ટાહેલું કરવા લાગ્યો. મેં તેને પુછ્યું કે "તમોને આવવાનું કારણ શું?" ત્યારે મને કહ્યું કે "તમારૂં આએ ઘડીયાલ વેચવાનું છે?" એમ મેં સાંભલ્યું છે "જે આપો તો હું લેઉં." મેં તેને ટુંકમાંજ જવાબ દીધો કે "એ વેચવાનું નથી. એ

તો અમારી વાપરવાની ચીજ તે વચ્ચે શું કામ ?" હું તો તે કયારે અહીંથી જાય, તેની રાહ જોતી બેઠી. અને કાંઇ પણ કોઠું હું આપતીજ નહીં. તેણે તે મારી ચુપકીદીનો લાભ લઇ વધુ પાસે આવી ઉભો. તેને નજદીક જોઇ મને ખુદરતી ધ્રુજરો છુટો ! મારો જીવ સેહજ ગભરાયો કે કોઇ દીવસે નહીં, ને આજે આ માણસ મારી સામે ઉભો રહી, નહીં કામની ખીનાં ઉપર ખાલી વગર અક્કલનુ ભસતું-સચતું શું તાણી-તોડીને બકે છે!

તે મા-બાપનો અતી લાડકો બેટો હોવાથી લાડમા તે ઘણો ઇતર-ટચાક, મગરૂર, બે-વકુફ, અદેખો ને સારી નીતીનો માણસ નહીં હતો તેની અટકને મળનો તેનો પોશાક હતો તે ત્રીમ-તરાક થઇ બૈરાઓમાં ઠીઠી-ઠાહા કરવાનુ ઘણુંજ પસદ કરતો. તેની એ ચાલ મને પસદ નથી, એમ મારા બોલવા પરથી જાણતો હતો મારી સાથે તેનું બોલવું હમેશા મેલાહજા ભર્યું હતું. આજની તેની વર્તણુંક મને ધીક્કાર ભરેલી લાગી!

મે મારી આયાને હાંક જોરથી માર્યો, તેથી કાંઇ બન્યુ નહીં હોય તેમ તે તુરત ત્યાથી ચાલી ગયો તે આયા મને પુછવા લાગી કે 'કાય બાંઇ મને ગુસ્સાથી હાક માર્યો?' મે તેને કહ્યુ કે "નહીં અમથી બોલાવી"

આવી ચાલના જવાનીયાઓને જો કોઇબી બાતુઓથી ટેકો મળે તો તેઓ પોતાની ફરજ અને પેદાના કરનારની યાદ જાણે ભુલીને આંધળા બની જાય છે! દેખતી આખે તેઓને અંધાપો આવતા વાર લાગતી નથી ખરાબીથી તેઓ જરાબી બીહતા કે લજવાતા નથી! એ સત માનવું.

તેને મારા આ મુગા ધીક્કારથી એવી તો શીખામણ ચુપચુપ મલી કે ફરીને તેને એવી કશી હલકી વર્તણુક દેખાડી નહીં! મે તેને તેની આ ચાલ માટે કદીબી પુછયુ નહીં કે યાદ દેવાડી નહી એટલુંજ નહી, પણ કોઇનીબી આગળ વાત પણ તેને માટે મે કાધી નહીં હુ પોતે તો કદીબી આવા નાલાયકોથી બીહીતી નહીં. જ્યા તક એક બાઇ નીર્દોષ ને નીતીમાન હોય, ત્યા ગમે એવો ખરાબમા ખરાબ માણસ ફાવી શકે નહીં. એવી નીતીનો બોધ મને ચોપડીઓમાથી ઘણો મળેલો હતો અનીતીમાન મરદ કે સ્ત્રીને હુ હમેશા ધીક્કારતી જો હું કોઇનેબી ધીક્કારું તો એવા નાલાયકોનેજ, બાકી ગરીબમા ગરીબ માણસોને હું ચાહતી હતી. એવા વગર નીતીના લખોપતીઓને હુ ધીક્કારતી તેની ચાલ ચલન મને બીલકુલ પસદ નહીં હતી મને તેની સાથે કામ શું કે હુ તેની દરકાર રાખુ? છેવટે ઠેકાણે બેઠો. તે એવા સ્વભાવનો પાછળથી

માણુસ બનતો ગયો કે પોતે બુરો હોવાથી પોતાની બૈરીની નીતી પર બે-વીશ્વાસ થયો. તે મસે ઘરમાં ઘણું તોફાંન મચાવનો હતો. પાંછળથી જ્યારે આપ અખત્યાર થયો, ત્યારે ઘણો છાકતો ને બીગડતો ગયો. છેવટે તેની જીંદગી દુઃખમાં ગઇ ને પૈસા-ટકા નહીં સાચવ્યાથી જીંદગીનો અંત આણ્યો.

! મા-બાપનાં લાડ કોઇ વેળા કેવાં માંઠાં ફળો નીપજાવે છે, તે મેં આ રૂસ્તમજીનો દાખલો નજરે જોયો છે; અને કાંને સાંભળ્યો છે.

બચ્ચાંને લાડ એવા જોઇએ કે તેને પુખ્ત કેળવણી, સારી શીખામણ શ્યાન-સલુકનાં બનાવવાં. માબાપનું આપેલું લાખોનું ધન નથી પુરૂં પડવાનું.

વીધા-ધન સદા મદદગાર થશે

એમ સમજવું. બચગીથી ખોટા ને અણુઘટતા લાડથી ઉઘરતાં બચ્ચાંઓ છકેલ ને બેદરકાર ને તુંન્દ મીજાજનાં જલદી બની જાય છે. માટે માબાપો જો પોતાનાં બચ્ચાંનું સારૂં ઇચ્છે તો આવો અણઘટતો કોઇબી જાતનો લાડ બચ્ચાંને શીખવે નહીં. એથી તેઓનું ભલું કદી થતું નથી, પણ છેવટે બુરૂં થાય છે.

એક દીવસે મારા બાવાએ મને પુછ્યું "કેમ આલીમાય, આજે એટલી ઉદાસ કેમ? મારા સમજવામાં આવ્યું છે કે પાલમકોટાથી બમનજી સરાફ પાછા આવે છે." મેં પુછ્યું "શું સાચ્ચે?" મારા બાવાનું આટલું બોલવું પુરૂં નહીં થયું, તેટલાંજ મને બમનજી ચાલ્યા આવતા દેખાયા. હું તેવણુને જોઇ ચોંકી અને આવો કહેવાને બદલે "તમે કયાંથી આવ્યા બમનજી?" તેવણુ ઘણુંાંજ ઠંડા સ્વભાવનાં હતા, તે ધીરજે મને જવાબ દીધો કે—"માંય, હું તો ઘણાં દીવસનો ત્યાંથી નીકલ્યોચ્છ." મેં પુછ્યું કે "તમે એટલા જલદી કેમ પાછા ફર્યાં?" તેવણે મને જવાબ દીધો કે "હું મારી જુની ચાકરી મળવાથી પાછો આવ્યો. લીમજીભાઇ છે ત્યાં સારી કાંની. રસ્તઈ પોર્યો પાધરો ચાલતો નથી. તેને પણ મોકલી દેશે, એમ મને લાગે છે." હું આટલી બીનાં સાંભળી ઘણી દલગીર થઇ. કારણ કે તેવણુ તદન એકલા પડી ગયા. આ તો એક બીજાંને આશરો હતો, અને મને થોડીબી નીરાંત હતી. તેથી વધુ વીચારમાં જીવ પડયો. એક તો લીમજીભાઇનાં કાગળમાં લખાઇ આવ્યું કે "દુકાનવાળો બંગલો જે ઘણીજ સારી હાલતમાં અમારા વખતમાં વપરાસમાં હતો, તે બંગલો ઉજ્જડ ને વેરાંન હાલતમાં બે-પરવાહ વાપરવાથી ઠારે ઠાર કચરાનાં ઢગલા, જે સાફ કરાવતાં

પખવાડયું નીકલી ગયું. બમનજીને લાવી ખરેજ પસ્તાયો, કારણ કે એક માસમા પાછો તે મુંબઇ આવ્યો ને બધો ખરચ ર૬ ગયો, અને જે પોર્યો છે, તે બીલકુલ નકામો છે."

આવા અંદેસાના કાગળોથી હુ તો ઘણીજ વીચારમા રહેતી. મને કાંઇ ચેન પડતું નહીં પણ મારો એમા ઇલાજ નહીં હતો. એમ કરતા ત્રણ મહીના વહી ગયા.

એક દીવસે એમજ વીચારમા બેઠેલી હતી, તેટલા સીપાઇ મારે નામનો તાર લઇ નામ પોકારતો આવ્યો તેને જોઇ મને ધાસ્તી લાગી, પણ ધીરજથી કામનો હશે કરી વચાવ્યો તો જણાયુ કે તેવણ ઘણાજ સીક પડી ગયા છે, માટે બન્ને બચ્ચાઓને લઇ એકદમ પાનમોટા આવવું.

મે તુરત પાછો તાર કીધો કે હવે મારી વકીના દીવસો પુરા થવા આવ્યા છે, માટે આટલી લાબી મુસાફરી હવે એકલીથી તો નહીજ થાય.

તેવણે મને પાછો તાર મોકલ્યો કે તમારી વકીને ઘણો વખત છે, માટે ફીકર નહીં. જલદી આવો, કોણ સાથે આવો તેનુ કશુ ઠેકાણુ કે નામ ભમે નહી હવે મારી મરજીના માણસને લઇ જવાને એવું પણ નહી હતુ હું એકલી જવા તદ્દન નારાજ હતી જેવી મે એક લબાણુ કાગળ લખીને આગળી પાછળી યાદ આપી મારી આવી હાલતમા મારી તબીયત બીલકુલ સારી રહેતી નથી, તો હું કેમ આટલી લાબી મુસાફરીએ આવુ. આએ મારા કાગળનો લગભગ એક માસે જવાબ આવ્યો ને તે ઘણોજ ગુસ્સાથી ભરેલો, પાર વનાનો મીજાજ ખોહેલો કાગળ વાચી રાત દહાડાના ચીતાતુર જીવને સતોષ ને બદલે કેટલો સતાપ થયો હશે, તે વાચનારે વીચારી લેવુ

તેવણની સારવાર તો તેઓના યુરોપીયનો તેમજ તેઓની લાએકીવાળી મડમો ઘણી કાળજીથી કરતા હતા રસ્તહ નોકર તો તદ્દન નકામો થઇ પડયો જેને માટે પુસ્કળ ચીરડાઇને લખતા.

તેવણને પુસ્કળ મહેનતના સબબે તાપ ઘણી જોરમા આવ્યાથી ગભરાટ–અકનાટ કરી મેલ્યો એકલુ માણુસ કુદરતી ગભરાય અને તેને એક નહી, પણ અનેક વીચારો ઉત્પન્ન થાય, એ તો હુ સારી પેઠે સમજુ છું. જ્યા આકળો સ્વભાવ અને તરેહવાર ઉથનપાથલ ચીચારો હોય, ત્યા તે માણુસનો દેખાવ વધારે તાજુબીભર્યો થઇ પડે છે એમ

ઘણી વેળાએ બને છે, તે મેં લીમજીભાઈનાં બાબમાં પુરતું જોઇ લીધું. તેવણ ગુસ્સો કરીને બેઠા એમ તો હતુંજ નહીં, પણ પોતાનો ગુસ્સાનો ઝેહેર તમામ મારી ઉપર વરસાવતા રહ્યા. અને જ્યારે કાગળ લખે ત્યારે કાંઇ ને કાંઇ બહાણે ફફરાવવાનું લખતા. કારણ કે તેવણનું કહ્યું મેં માન્યું નહીં; પછી મારી અડચણનો કે ગમે એવો બારીક મામલો હતો, તેનો તેવણે જરાએ વીચાર કર્યો નહીં।

લીમજીભાઇએ મારા બાવા પર પોતાનાં અગત્યનાં ને કામનાં દસ્તાવેજો ઘણી સંભાળથી રાખવા તાકીદે મોકલી આપ્યા. સાથે તુરત વેલા બીજું નવું ને છેલ્લું વીલ પણ મોકલી દીધું ને ઘણી ધાસ્તી પોતે ખાધી અને વેહેમ–વમાંસનમાં પડયા, એવું તેવણનાં કાગળ પરથી માલમ પડતું.

તેવણને પોતાનાં આગલી બૈરીનાં છોકરા માટે ઘણો વહેમ પડી ગયો કે રખેને મારાં નાહ્લાં બચ્ચાંઓનો હક દુખાડે કે હેરાંન કરે! એવા અનેક વીચારોમાં તેવણ ગુચવાવા લાગ્યા, અને તે ગુચવણ દુર કરવા તેવણ મારા બાવાને પોતાનો ખુલાસો થોડો થોડો લખી જણાવતા અને સાવધ રહેવાની તાકીદ કરતા.

આટલું લખી રહેવા પછી કાંઇ કાગળ શોધતાં મારા હાથમાં એક કાગળનું બંડલ આવ્યું. તે વાંચતા માલમ પડયું કે મારા બાવાએ લીમજીભાઇનાં કાગળોનો જવાબ જે લખેલો છે, તે તેવણે સાચવીને પોતાનાં કાગલોમાં રાખેતા પ્રમાંણે રહેવા દીધો છે. તે કાગળો આજે મારે હાથ અનચીતાં નહીં ધારેલાં મળી આવ્યાં છે. મારા વીચાર પ્રમાણે એવાં બે કાગળો અત્રે ઉતારી લેતાં મેહેનત મને નથી પડનાર. તે માહેલી બાબદો વાંચતાં મારાં બચ્ચાંઓ, કે જેઓએ પોતાનાં બાપનો માયાભર્યો હાથ બચગીમાંજ કમનશીબે ખોહી દીધો છે, તે તેઓ જ્યારે વાંચશે, ત્યારે જાંણશે કે અમારા બાવા કેવા હતા, અને અમોને સુખી રાખવા કેટલા ખંતી હતા.

હવે લીમજીભાઇનાં પોતાનાં હાથનાં કાગળો મારા બાવાએ ઘણાં સાચવીને રાખેલાં હતાં, પણ પોતે એટલા વીશ્વાસુ હતા કે મને તે વંચાવ્યાં પણ નહીં હશે. તે કાગળોનો જથ્થો, મારા બાવા બેહેસ્તનશીન થવા પછી, મારા ભાઇઓએ નકામાં કાગળો પુશ્કળ પડેલાં છે, તે શું કામ રહેવા દેવાં જોઇએ, એવા વીચારથી એક દીવસે માહીમનાં બંગલાનાં કમપાઉન્ડમાં

બધાં એકઠાં કરી સળગાવી દીધાં! જે નજદીક એક મોટો ટોપલો ભરીને હતાં! તે કાંઇ વર્ષોથી એકઠાં કરી રાખેલાં હશે. તેમાં લીમજીભાઇનાં કાગળો પણ બળી ગયાં હશે. તે સને ૧૮૭૯ ના સાલની વાત હશે. તે વેળાએ મારો વીચાર આજનાં જેવો નહીં હતો કે હું મારી જીંદગીનો હેવાલ લખશ એવો કશો ખ્યાલ મને હતો નહીં, જેથી મારી પાસે જે નોંધ હોય તે ફક્ત મારી યાદદાસ્ત સીવાય બીજું કાંઇ નહીં.

વાંચનાર જોશે કે હું આટલી જંજાલની જાલમાં ગુચવાયા! છતાં સેંકડો સંતાપ અને બળાપા સાથે મારી યાદદાસ્ત હજી ઠીક જાળવી શકી છું.

**ખરી નકલ.**

મુબઇની તા. ૧૪ મી અકટોબર ૧૮૬૮.

સદા સુખી શેઠ લીમજીભાઇ ગુ. ડોસાભાઇ પાલમકોટવાલા,

"જત, તમારો કાગજ તા. ૨૬ મી સપતેમબરનો તા. ૫ મી અકટોબર ૧૮૬૮ ને દીને મલીઓ. તે મધેની સઘલી બીનાં વાંચી જાની. તમો સઇસલામત સામન સાથે ૧૮ મી સપટેમબરે પાલમકોટા પોહોચ્યાં. તે વાંચી જાનીઉં છે. અને તે વીષે તમોએ તમારી ધણીઆનીને લખીઉંતું તાહાંથીબી જાનીઉંતું. સાંભળી વાંચીને ઘણુંજ ખુશી થયાં જે સહી-સલામત પુરાતન મકાન પર પોહોતા.

તમોએ તમારા બંગલા વાસ્તે સર્વે હકીકત લખીય તે વાંચીને જેમ કાંઇ તમોએ વીચારીઉય જે (કારી નાખવા) એજ બેહેતર છે. તેવું મારા ધ્યાનમાં પણ આવેય, વાસ્તે જે કાંઇ તમારી નજરમાં સારૂં આવે તે કરો. જ્યારે તમો પોતે અથવા તમારા છોકરાઓ એ તરફ નહીં, ત્યારે એવું કાચું તથા પુરાતું ઇસ્ટેટ રાખવું દરૂસ્ત નહીં, તેથી જેમ બને તેમ સારી રીતે નીવારો લાવી મેલો તો સારૂં. પણ આટલું તમારે યાદ રાખવું જે તમારી આગલી ધણીઆણીને જે જગ્યાએ તમોએ જમીનદોસ્ત કીધીય, તે જગ્યા તમારે સારી રીતે સાચવી દર-દરવણનો પગ તે તરફ નહીં જાય તેવો બંદોબસ્ત કરવો. ત્યાર બાદ તમારે આએ ગામ છોડી અત્રે નીકલવું. એમ કરતાં જે કાંઇ સારૂં તમારી નજરમાં આવે તે કરવું. કારણ એ જે આપરી હમજાતનું કોઇજ એ તરફ નહીં, તેથી સારો બંદોબસ્ત કરવો ને તમો ધારોય જે તમારૂં ઇસ્ટેટ ઘણી **રીપેરીંગ્સ** માંગેય. જો વેચી નાંખવાનો વીચાર હોય તો ગાબર-ગુબર કરીને

જરૂરીઆત પૈસા ખરચવા ઘટે તેમ કરીને કાઢી નાખજો. વેપાર વનજ વીષે વાંચીઊં. હવે તમારે તાંહાંનો વીચાર જોવો જે કાંઇળી ફાયદા જેવું હોય તો અલબતાં લોકોનું કહેલું ધ્યાન ઉપર લેવું નહીં. ને તમારે જોશતોજો કરવી જે અગે રહ્યાથી બચ્ચાં છોકરાં દાળ-ભાતથી સુખી તો ઠીક, ને જ્યારે તેવુંજ નજર આવે તો પછી મુંબઇ તો છેજ (માતીડાનો ખોરાક રોજી) વાસ્તે રોજગાર તો જોઇએ. કોઇબી પ્રકારનો—બીજું, તમો વીચારોચ જે બે-ચાર માસ વેપાર કરી જોવો જે કેવી રીતે ચાલેચ તે દરૂસ્ત છે. જોવો એમ કરતાં સારૂં નજરમાં આવ્યું તો બંગલા ઇસ્ટેટનો ભાવ તેવો સારો નહીં આવ્યો તો વેચવા નહીં, પણ ધ્યાનમાં રાખવું. જે દહાડે સારી કીમ્મત આવે તારે, એવા પુરાના બંગલા રાખવા દરૂસ્ત નહીં. કોઇનેબી કારી નાખવા. બીજું તમો જે રૂપીયા ૧૦,૦૦૦) દશ હજાર ને આશરેનો સામન અત્રેથી ખરીદ કરીને લઇ ગયાછ, અને તે સામન ભાઇ બમનજી હોરમજી સરાફને સ્વાધીન કીધેચ, વેચ-શાતને સારૂં, તથા એવનને તમોએ માસ બેનો પગાર રૂ. ૩૦ લેખે અંગ ઉપર આપોચ તે સર્વે બીના વાચી ધ્યાનમા રાખીચ ને એવી બીનાં મારા ધ્યાન ઉપર આવે તે સારૂં. પણ કોઇબી જાતના દસ્તાવેજ તમારે લેવા. એ પાંચે દહારે આપરા સગપનમાં વહેમ નહીં રહે. બીજું તમારા અત્રેનાં ઘેરનું બોનંદ જે તમોએ The Oriental Bank મધે Safe કસ્ટડીને સારૂં રાખીઉં છે ને તે બોંડની રીસીટ મને રાખવા આપી છે, તે મેં સારી રીતે સરવે બીજાં કાગજીઆં સાથે રાખેલી છે. તેની તમારે ચીંતા કરવી નહીં, ને તમો લખોચ જે તમારૂં વીલ કરીને મને મોકલશો તે જેમ તમારી મરજી ને તમો ધારો જે પાંચે દારે છોકરાંઓના હકમા સારૂં તે હું બી વીચારૂંચ જે એવું કીધેલુ સારૂં છે. અને ઘણુંજ ફાયદા જેવું છે. જે તંટા ફીશાદ દુર થાએચ અને શલાશમપત રહેચ ને તમો લખોચ જે એવી અવી તસ્દી આપુંચ તે માફ કરજો. વાસ્તે શેઠજી, તમારે એવો વીચાર કરવો નહીં. આપુને કાંઇ જુદાઇ છે? સર્વે એકજ છે. બેલાશકથી જે કાંઇ બીનાં હોય તે મને લખજો. હું પોતે મારાં દીલમાં રાખશ તે ખરૂં જાણજો. બીજું તમોએ લખીઉચ જે તમારૂં કાગજ આલીમાયેને વંચાવજો. તે અમો એવણે વંચાવીઉંચ અને કહેવા જોગ કેહુંચ, વાસ્તે તમારે નભરવસ રહેવું. અલબતાં શાવકાં અને પોતીકાં એ સરવે એને તો એકજ ગણવાં જોઇએ. તોએ પણ તમો જે લખોચ તે ખરૂં છે. બીજું હું ફુરસદે ઘેર આગળ ફેરો મારૂંચ. આસરે એક માસમા ૫-૭ ફેરા આફીસની ફુરસદથી

જાઉંચ. તમારે તે વીશે ધાસ્તી કરવી નહીં. સોરાબ તથા ભીખાઇજી સૌ સારી પેખે છે. કોઇ દીન સોરાબ મેહમ આવેચ. તે એક બે દીવસ રહેચ ખુશાલીથી. બીજું તમો ખરશેદજીને વાસ્તે લખોચ જે કોઇ કદાચ વારી–વનતરને બહાંને તમારી તરફ નીકલી આવશે, ને તે વીશે મને માલમ પડે તો તાર મારજો. પણ એ શાને સારૂં તમારી તરફ નીકલી આવે? મને કાંઇ એ છોકરો એવો દીસતો નથી. પછી તો કોણ જાણે. હું સાવચેતીમાં રહેવશ. તમારે તે વાસ્તે ફીકર કરવી નહીં. હાલ સૌ સારી-કાંની છે. તમારી ધણીઆણીને અમારે સ્વાધીન જનસ આપવા કહેલું છે તે મારી ફુરસદેથી લાવી મારી પાસે રાખી તમોને લખશ.

લા૦ સેવક,

રૂસ્તમજી સોરાબજી ગવનડર

નો સલાંમ વાચશોજી."

નકલ.

મુંબઇ, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૬૮.

શ્રી પાલમકોટા મધે શેઠ લીમજીભાઈ દોશાભાઈ પાલમકોટવાલા,

"જત, તમારો સંદેશો તારની મારફતનો તા૦ ૬ ઠીનો લખેલો અમોને તા૦ ૯ મીની સવારનાં કલાક ૧૧ ને અમલે ઓફીસ મધે મલ્યો તો તે માહેલી સર્વે બીનાં વાચી જાણી છે.

ઉપર લખેલા તારની આગમચ તમારો ફાયેલો તાર આલીમાયે ઉપરનો તે આગમચ મલ્યો હશે. જેથી મને બોરીબંદર સ્ટેશન ઉપરથી બોલાવી મંગાવ્યો હતો. હું આપરે ઘેર ગીઓ તો તાં તમારો મોકલેલો તાર મારા વાંચવામાં પ્રથમ આયો તેવોજ મેં તમારી ધણીઆણીને પુછયું જે કેમ તમો જશો. તારે જવાબ દીધો કે મારાથી આવી હાલતને લીધે બને નહીં. જે વખત જાએચ તે મને ખબર નથી, વાસ્તે તુરત બનવું મુશકેલ છે. તેવોજ મેં તમારી ઉપર તાર માર્યોચ. તેમાં આટલુંજ લખ્યુંચ જે આવા વીચારને લીધે બનવું મુશકેલ છે. ને જે વખત જાએચ તે ખબર નથી. ને તમોને શું છે? એમ કરતાં તેવું કાંઇ હોય તો અત્રેથી એક માણસ મોકલીએ. તેનો સંદેશો તાર મારફતથી મોકલો. એટલું તમોને તારમાં લખ્યુંચ.

વાસ્તે શેઠજી, એમ કરતાં તમારી તબીયત ઘણું કરીને નાદરૂસ્ત હોય તો અમો એક માણસને તુરત મોકલી દઇજીએ. કેમ તમારો શું

વીચાર છે. એમ કરતાં તમો કેવો તેને મોકલ્યે. તે તુરત લખજો. આંવાંબાઇ વાંચીને ઘણી ફીકરમાં પડીચ જે શું સીકનેશ હશે, અને ઘેરમાં સર્વે જણાં વહેમ વીચારમાં પડીયાંચ. જે એકાએક તાર કેમ આયો, વાસ્તે તમો સર્વે કાંઇ ખોલીને લખો જે આવી રીતની હાલત છે તો તેની ઉપર વીચાર કરવામાં આવે. બીજું અત્રે ખોખાર અને થાંશો એટલો તો જારી છે, જે કંઇજ બોલાતું નહીં. તે પ્રમાણે આજે ચાર-પાંચ દીવસ ઉપર સોરાબને ખોખાર અને થાંશો હતો. હમણાં ઠીક છે. ને તમારી ધણીઆણીબી અનમતી જેવી ચાલ્યા કરેચ. તેબી એક વીચાર છે. તેમા ઘણું કરીને નજદીક દાહાડાને લીધે હીમત ચાલી નહીં જેથી સર્વે જણાં વીચારમાં છઇએ. જે શું ઉપાય કરીએ. તમારા જવાબ ઉપર રાખ્યુંચ. હાલ તો એજ વીનંતી. બમનજી અત્રે આવ્યા તેવણુની આગલી ચાકરી ઉપર જેથી તમોને ઘણી અવકરા પડી. એ ભલા માણુસ આગમજથી તમારી સાથે નહીંજ જતે, તો તમો પોતાંની સાથે છોકરાંઓને લઇ જતે તો આજે નવાં જુનાં થઇ જતે. એમ કરતાં એનાંબી દાણાં-પાણી આટલા દીવસ હશે, જાદા તે શુ લખું. એજ અરજ. તમારી તંદરોસ્તીનાં સારા સમાચાર લખજો.

લા૦ સેવક.

રૂશતમજી સોરાબજી ગવનડર
નો સલાંમ વાંચજોજી."

ઉપલાં બન્ને કાગલો મેં બોલે બોલ ઉતાર્યાં છે. જેથી વાંચનારને કેટલીક ખુલ્લી સમજ પડી જશે. તાર કઇ તારીખે મને મલ્યો તે આ કાગળ પરથી ચોક્કશ તારીખ દાહાડો વાર મને અનચીતો મળવાથી મેં તે કાગલો સદાબરાં અત્રે ઉતારી લીધાં છે. જે મહેનત ફોકટ જાય એમ હું ધારતી નથી.

મારે લાંબી મુસાફરીએ એખલું જવાય તેવી મારી હાલત હતી નહીં. બીજું, તે વેળા મારી આજનાં જેવી હીમ્મત હતી નહીં.

લીમજીભાઇ હુજતી ઘણાં હતા. તેવણે ફરીને પાછો તાર મોકલ્યો કે:તમારી વક્કી તો જાનેવારી માસમાં છે, માટે એક માણુસને લઈ આવવું.

આ ત્રીજા તારથી મારી તબીયત વધારે લોચ થતી ગઇ ને ધારતી ને ફીકરે મારાં મગજને ઘેરી લીધું. કશું સુજે નહીં કે શું ઈલાજ કરવો. મને સારીકાંની ખબર હતું કે કછીઆ ને કંકાસતું આ બીજ રોપાએચ,

જ્યારે મેં ઘણી ઉલટ સાથે જવા માંગીયું, ત્યારે મને ઘણી નાશીપાસ કરી માંડી વાલ્યું; ને પોતાની આગલી ધણીઆણીના ભાઇ બમનજીને સાથે લઇ ગયા, જેને અધ-વચમાં દગો કીધો! તે એ કે તે દોઢ માસ પણ ત્યાં રહયો નહીં. જે નોકર હતો તે ઘણો નાદાન હતો તેથી તે નકામો થઇ પડયો. તે સાથે પોતાનો સ્વભાવ ઘણો આકળો તે એવો નોકર શું બીશાદ ધરાવે તે વીચારી લેવું સહેલ છે. હું નહીં ગઇ જેનું પરીણામ શું આવ્યું તે હવે જોવાનું છે.

થોડા દીવસ વીચાર અને વમાસનમાં કાઢયા પછી એક કાગલ મારી ઉપર અને મારા બાવા પર આવ્યું. તે એટલા તો ગુસ્સાથી લખેલું હતું કે આજે મને ચોક્કસ કાંઇ યાદ નથી. તેમાં તરેહવાર રીતે હું નહીં ગઇ તેનો ગુસ્સો કીધેલો હતો. ત્યાંનાં અંગ્રેજો અને તેની ફેમીલીએ ઘણીજ સારી મદદ કરી માવજત કીધી, ત્યારે તેવણને ફાયદો થયો. સીકનેસનું ખરૂં કારણ એકલે હાથે ઘણી મહેનત કરતાં થાકથી બોખાર આવી જેથી ઘણો ગભરાટ થઇ જવાથી બીજાંઓ પાસે તાર કરાવ્યા કીધા; પણ ખુદાની મહેરબાનીથી ને મારી રાત-દીવસની ચાલુ દુવાથી ફાયદો તો ઘણોજ જલદી થયો, પણ ગુસ્સો જલદી ઉતર્યો નહીં. કાગલ લખવાનું પણ કમતી કરી નાંખ્યું. જ્યારેબી કાગલ આવતું, ત્યારે વાંચતાં તોલો લોહી બલીને ખાખ થઇ જતું! જો કે કાગલની રાહા તો હું જોતી. તેમાં સંતોષ કે દીલાસો તો એક કોરે રહયો, પણ વહેમ, કુથલા, ને તાના-મીનાથી આખાં કાગલનાં તાવના તાવ ભરતા! તોપણ હું પુશકળ ધીરજ રાખી ખુદા પાસે સારી દુવા ચહાતી. તે દીવસો ને મહીનાઓ મેં એટલા તો અસંતોષી રીતે કહાડયાચ કે આજે તે દીવસોનું વર્ણન મારેથી કાંઇજ આપી શકાતું નથી કે કેવા દીવસો મેં ગુજાર્યા છે! હું એક તો એટલી શરમાલ સ્વભાવની હતી કે મારૂં દુ:ખ મારા મનમાં ને મનમાં ને અંતઃકરણમાં ઓગાળતી. કદીબી કોઇની આગળ કશીબી ફરીયાદ કરતી નહીં, અને ઘણીજ ચુપ રહેતી.

તા૦ ૧૧ મી જાન્યુઆરી ૧૮૬૯ ના દીને મેં એક બેટાનો જન્મ આપ્યો. એ દીને મારી છોકરી બીખાઇજીની શાલગીરેહ હતી. મારી માવજતને વાસ્તે મારાં માય, જેવણ માહીમ રહેતાં હતાં તેવણ, તેમજ મારાં માનીતા સગાં નવાજબાઇ રહેલાં હતાં.

એ દીવસો મેં સેજ-સાજ માંદગીમાં પુરા કીધા. ચાલીસ દીવસો જે કંટાલા ભરેલા હતા, તે જેમ તેમ કરી પુરા કરી હું માળ પર ગઇ.

બચ્ચાંઓની જતન'ને મારાં કામ પર હું મારૂં ધ્યાન આપી મારો વખત ગુજારતી. બચ્ચાંઓની જતન માટે એક આયા તો હમેશાં મારા હાથ નીચે રહેતી. મારા બાવા અવારનવાર મારી ખબર લેવા આવતા. તેવણે મને ખબર આપી કે લીમજીભાઇ હવે થોડાક દિવસમાં મુંબઇ આવશે. હવે તમુને ચીંતા કરવા જેવું કાંઇજ નથી. ત્યાંનાં બંગલાઓનો નીકાલ થઇ ગયો છે. અને માલ પણ વેચાઈ ગયો છે; અને સર્વે કામ ખલાસ થયું છે.

હું પોતેથી જાણુતી હતી કે અકટોબર માસમાં તેવણ મુંબઇ આવનાર છે. જો હુ ભુલતી નહીં હોઉં તો એજ માસમાં તેવણ પોતાનું સર્વે ધારેલું કામ પુરૂં કરીને આવ્યા.

જે બંગલા પાલમકોટામા હતા, તેની ઘણીજ જુજ કીમ્મત આવી. તેની કીમ્મતની વકી પેહેલેથીજ નહીં હતી, કારણ ત્યાં જમીન પુસ્કળ ખાલી પડેલી હતી. તેના પર કશો છાપો હતો નહીં. પથ્થર મફત મલતા. ફકત ભાડાં સારા ઉપજતા હતા તેજ. વેચો ત્યારે કીમ્મત નહીં. તેવણ એકલાજ આવ્યા, કારણ પેલા નોકરને તો ત્રણ માસ રાખી મુબઇ મોકલી દીધો હતો. મુબઇ આવ્યા પછી તદ્દન બે રોજગાર જેવી હાલત છે, એવું તેવણ સારી પેઠે જાણુતા હતા, જેથી જે નાણું સાથે લઈ આવ્યા, તેને સારાં વ્યાજની આશામાં રોકવાની તજવીજ કરે તેવું કશું નહીં નજરે પડવાથી. તે વખતે પા।) ટકાની સરકારી લોનમાં રોકી નાખ્યાં.

તેવણને જેટલો નફો માલમાં મેલવ્યો તે તમામ બલકે તેથાબી વધારે ત્યાંજ છુટા હાથે ખરચીને પુરૂં કીધું.

જોકે દર મામે લગભગ (૧૭૫) રૂપીયા ભાડું આવતું હતું. તે ક્યાં ને હવે લોનનુ વ્યાજ ક્યાં? ઘણો ફરક પડયો.

આટલું છતાં તેવણે પોતાનો ખરચ કમતી નહીં કીધો. અને જ્યારે જરૂર પડે ત્યારે મુદલમાથી ખાવાની ટેવ ગઇ નહીં. બંગલાઓની સારી કીમત આવી, કારણ કે ત્યાંથા લશકરી ટુકડી કાઢી નાખવાનો હુકમ ગવરનર-જનરલે લખી મોકલ્યો. ગવરનર પાલમકોટા ને ટીનાવેલીમાં જાતે ફરીને જોઇ ગયો. તે ત્યાંના લોકોની ભારી વખાણ કરીને ઘટતે ઠેકાણે લખી વાલ્યું કે એ શહેરનાં લોકો એવાં તો રાંક અને નરમ સ્વભાવનાં છે કે લાકડીએ ગારે તોબી પોતાંની જગ્યાએથી હઠવાનાં નથી.

મારે એવાં શેહેરમાં લશ્કર રાખવાની જરૂર નથી, જેથી પાલમકોટાની ટુકડી કાઢી નાખી.

" આવા મામલાથી કેટલાંકને એવો શક પડયો કે લીમજીભાઇ ઘણાં લાગવગવાળા માણસ છે, અને સ્તાવાલાઓ સાથે તેવણને ભારે લાગવગ છે, તેથી સરકારી તાર છુપાવી રાખી, પહેલાં પોતાનાં બંગલાઓનું સારૂં કરી લઇ પછી મોડેથી તારો બહાર પાડયા."

આ તમામ ખોટું તરકટ હતું, જેમાં જરાએ સચ્ચાઇ હતી નહીં. આ તો તદ્દન જુદી વાત હતી. જેથી આવા નહીં ધારેલાં અપમાનને તેવણે પોતાની સદાની સચ્ચાઇ પ્રમાણે લોકોને ખરો ખુલાસો જણાવી મોકલા થયા.

તેઓનાં ગભરાટનું કારણ એ જે મોટાં ભાડાંની આશા પર તેઓએ અમારાં બંગલા નાના તેમજ મોટા ચઢ ઉતર ભાડાના વેચાતા લીધા. તેમાં યુરોપીયનો રહેતા, તેઓજ સારાં ભાડા આપતા. ત્યાંનાં લોક ગરીબ તો ખરાં, પણ કોઇને દુઃખ દેનારાં નહીં.

આ બન્ને ટાંકણાં સાથે બનવાથી લોકોનો ખોટો વેહેમ ઉભો થયો હતો.

લીમજીભાઇને ત્યાનાં લોકોએ ઘણાં સમજાવ્યા કે તમો પાછા પાલમકોટામાં તમારી દુકાન ઉઘાડો તો અમો તમારાં ગ્રાહક થઇ મોટી ખુશીથી મદદ કરશું; પણ જીવ જ્યાં ઉચલ પડયો, ત્યાં કાંઇ સુઝયું નહીં, જેથી તેવણથી તે બધાની માંગણી કબુલ રાખી શકાઇ નહીં. તે બધો તકસીર મારે માથે આવ્યો! તે એમ કે જો હું ગઇ હતે તો તેવણ બે-ચાર વર્ષ થોભતે, પણ મામલો બધો ઉલટોજ થયો! સર્જતનો એ સોદો ધારેલો પાર નહીં ઉતર્યો. પછવાડેથી મને ઘણો પસ્તાવો થયો. એ પસ્તાવો મારો ખરોજ હતો. જો મને પહેલેથી લઇ જતે તો તેવણ તેમજ મને આટલું ખમવું પડતે નહીં. **પ્રથમથી ખલલ થાય તેનું છેવટ કદી સારૂં આવે નહીં.**

લીમજીભાઇ મુંબઇ આવ્યા પછી ઘણા ખરા મીજાજમા રહેતા. ઝાઝી વાત કે ખુશ દીલથી બોલવું ચાલવું હતું નહીં. જરા જરા વાતમાં છીતાં ને કુરાપો કરતા. તેમજ તબીયત સારી રહેતી નહીં.

તેવણે આવતા ને વાર એક ખરચ ઓછો કીધો કે જે ઘણો અગતનો હતો તેજ. લાયકીવાલા ડોકટર રૂસ્તમજી બહાદુરજીનું વરસાંન

કાઢી નાખ્યું. અને એવો વીચાર જણાવ્યો કે જ્યારે અગત પડશે ત્યારે બોલાવશું.

આપણે તો જે કરે તે કરવા દીધું. તે પછી ખરશેદજીની છોકરી કુંવરબાઇ જે સદરા લાયકની હતી. તેને કશા પણ જાણવા જોગ ખરચ કર્યા વગર ઘેરમાંજ સદરો પેહેરાવ્યો. તોબી નજદીક રૂ. ૧૦૦) જેટલો ખરચ કીધો; પણ તે તો જાંણે કંઈ નહીં. જેઓને મોટા ખરચો કરવાની ટેવ હોય છે, તેઓને જરા પોતાનો હાથ સંકોચવો પડે છે, ત્યાં કેવી ચટપટ લાગે છે તે હું સારીકાની જોઇ શકતી.

ત્યાર પછી તેવણે એક બીજો ખરચ ઓછો કીધો તે એ કે ખરશેદજીને કહ્યું કે "હવે તમો કાંઇ નાનાં બચ્ચાં નથી તમો તમારૂં જુદું ઘરબાર માંડો ને જુદા રહો; અને તમો તમારૂં ભોગવી લેવો. મારે ત્યાં પણ નાહ્લાં બચ્ચાં છે, અને હું બેઠા બેકાર, તેથી મારેથી હવે પુરૂં પડાય નહીં."

તે છોકરો એકબી બોલ બોલ્યા વગર ચાલતો થયો.* એ છોકરા સાથે બીલકુલ બનાવ હતો નહીં. તેના તરફ હંમેશાં શકની નજર હતી. તેવણમાં ગુસ્સો અને શક જે દીવસનો બમનજી સરાફ (ખરશેદજીના મામા) ને તાર કરીને તેવણની જુની નોકરી પર અચબુચ બોલાવી લીધા તે દીવસથી વધારે ક્રોધમાન એ બાપ, દીકરા ઉપર થયા. તેવણ એમજ સમજ્યા કે એ તરકટમાં સામેલ હતો; અને મને ખાનગી ચેતવણી આપ્યા વગર પોતાના મામાને બોલાવી લીધા.

આ મીનાકેશાનું શું પરીણામ નીપજશે તે તે વેળા કોઇને કાંઈ જણાયું નહીં.

ખરશેદજી પોતે જગા જોઇ જુદો રહયો.

આટલું થયા પછી પણ કાંઇ લીમજીભાઇનો સ્વભાવ શાન્ત પડયો નહીં. તેવણનો મીજાજ રોજ બીગડતોજ ગયો. પહેલે માળે ભાડુત રાખ્યું.

---

* ખરશેદજી પોતાના પિતા લીમજીભાઇ આગળ જ્યારે પણ ઉભા રહી વાત કરતા, ત્યારે હાથ જોડીને ભોંય તરફ નજર રાખી માન-આબરૂ-ઇજ્જતે જવાબ દેતા. આજના છોકરાંઓ બાપ સાથે કેવી રીતે વર્તે છે, તે જુવો! કેટલેક ઠેકાણે તો દિકરા-દિકરી બાપ સાથે "તું-તાં"થી વાત કરે છે! એટલે બાપ વાસ્તે માન તો કયાંથી રહે! મારા માતાજી જો કે ખરશેદજીના સાવકાં માતા ગણાય, તોપણ બન્નેને ઘણો સારો સંપ હતો. બન્ને **સગાં માય-દિકરા હોય** તેમ પરમ સ્નેહથી વર્તતાં હતાં! આવો સંપ મેં ઘણાં ખાનદાની કુટુંબોમા નજરે જોયો છે.

ભીખાઇજી લો૰ પાલમકોટ૰

તેવણ ભાડુતો સાથે ઘણી લાયકી અને માનથી વર્તતાં હતાં. તેઓની સગવડ પર પુરતું ધ્યાન આપી જે કહે તે તેઓની સગવડ પુરતું કરી આપતા. ભાડુતો સાથે સારૂં રાખતા કે જેથી તેઓ ખુશી રહેતાં.

---

"બાઇ આવાંબાઈ ભીમજીભાઈ પાલમકોટના હાથ દસકતનો, એમની જીંદગીનો હેવાલ, અમે નજરે જોયો છે, અને તે અહીંજ અધુરો રહેલો છે. તે વીષે અમે ખાતરી આપ્યે છીયે. આ અધુરો હેવાલ એમના વડાં દીકરી ભીખાઇજીએ જેટલું એવણ જાણતાં હતાં, સાંભળ્યું હતું તે સઘળી સાચ્ચી અને ખરી વીગતો ઉપરથી; તેમજ મરહુમ બાઇ આવાંબાઇની છુટી છવાઇ લખાયલી નોંધ ઉપરથી, ભીખાઇજી એ પુરો કર્યો છે."

**પીરોજબાઈ જમશેદજી સરાફ.**
**ભીખાજી ભીમજીભાઈ તારાપોરવાલા.**

---

મારાં મરહુમ વ્હાલા માતાજીએ પોતાની જીંદગીનો હેવાલ અહિં સુધી લખ્યો છે, ને તે અપૂર્ણ હોવાથી અને જેટલું યાદ છે, ને મેં જોયું, જાણ્યું, સાંભળ્યું ને અનુભવ્યું છે, તે **સાચ્ચી** વિગતો ને ખરા આંકડાઓ સાથે મારી યાદદાસ્ત પ્રમાણે પુરો કરૂં છું, જેમાં મારો અને વ્હાલા ભાઇ શેરાબની જીંદગીનો બાકી રહેલો હેવાલ થોડો ઘણો આવશે.

**ભીખાઇજી લી૦ પાલમકોટ.**

---

મરહુમ માતાજીના લખાણમાં બે બાબતો એવી છે કે કોઇ શકમંદ બને, તેથી તેમનાં અસલ લખાણ, અને અસલ એમનાંજ અક્ષરો જે બીજાંઓએ **નજરે** જોયા છે, તેમની સહી સાથે રજુ કરૂં છું. જેથી વાંચક-વર્ગની ખાતરી થશે કે મેં એ લખાણમાં કંઇ ઉમેર્યું નથી, તેમજ કંઇ ઘટાડયું નથી.

વાંચક-વર્ગને મારી અરજ છે કે કોઇ એ બે બાબતમાં ખોટું સમજાવે-મનાવે તો અસલ લખાણ મારા "મ્યુઝિક સ્ટુડયો"માં આવીને વાંચી જવાની તકલીફ લેવી. આ બે લખાણો નીચે મુજબ છેઃ—

**"મારી જીંદગીનો હેવાલ." પાનું ૬૫૬. (અસલ લખાણ).**

માતાજી આંવાંબાઇ પોતાની જીંદગીનાં હેવાલમાં નીચે પ્રમાણે લખે છેઃ-

"હવે શેરાબ ઘણો તોફાની હતો, જો રડે તો દમ નહીં ખાય, ને તેના અવાજે ઘુચી ઉઠે.........વળી શેહનો મીજાજ જતો રહેતો, ને

તેવણુ છેરાઇ પડતા………નાહ્લી બુચી (ભીખાઇજી) ગરીબ અને શાંત સ્વભાવની, થોડી ભુખવાલી ને ઘણી સબુરીવાલી હતી………નાહ્લી બુચીને અંગુઠો, પોતાના હાથનો મોહમાં લઇ પડી રહેવાની આદત હતી. તે તંદરોસ્ત અને સુખી હતી. તેનો મને ઝાઝો ફંટાલો નહીં હતો……"

ઉપલું લખાણુ મરહુમ બાઇ આવાંબાઈ લી૦ પાલમકોટની એવણુનાં હાથ અક્ષરે લખેલી અસલ ચોપડીમા અમે અમારી નજરે વાંચ્યું છે, અને એ બાબત સાચી છે. એમ અમે ખાતરી આપ્યે છીએ.

પીરોજબાઇ જ. બ. શરૉફ.
મની પીરોજશાહ મીસ્ત્રી.
રતી એરચશાહ હીરજીબહેદીન.
રોડાબે પીરોજશાહ કરાઇ.
ભીખાજી બી૦ એ૦ તારાપોરવાલા.



"પા. લીમજીભાઈ દાદાભાઈ પાલમકોતાવાળાનાં કતમમાં જનમ.

| "જનમ. | રોજ | માહા. | હેજદજરદી. | શને. |
|---|---|---|---|---|
| "લીમજીભાઈનો | ૨૧ મો રામ | ૫ મો અમરદાદ | ૧૧૯૭ | ૧૮૨૮ |
| દીનશાભાઈનો | ૬ ઠો ખોરદાદ | ૭ મો મેહેર ઇજદ | ૧૨૦૬ | ૧૮૩૭ |
| ખરશેદજીનો | ૧૦ મો આવા | ૩ જો ખોરદાદ | ૧૨૧૩ | ૧૮૪૪ |
| દીનબાઈનો | ૨૪ મો દીન | ૪ થો તીર | ૧૨૧૩ | ૧૮૪૪ |
| આવાબાઈનો | ૨૪ મો દીન | ૨ જો અરદીબેહેશ્ત | ૧૨૧૭ | ૧૮૪૭ |
| ઓરમજજીનો | ૧૨ મો મારેસપંદ | ૧૦ મો દેઅ | ૧૨૨૫ | ૧૮૫૬ |
| પાલનજીનો | ૧૬ મો મેહેર | ૨ જો અરદીબેશ | ૧૨૨૮ | ૧૮૫૯ |
| કુંવરબાઈનો | ૯ મો આદર | ૩ જો ખોરદાદ | ૧૨૩૦ | ૧૮૬૧ |
| ગુલબાઈનો | ૮ મો દેપાદર | ૨ જો અરદીબેશ | ૧૨૩૨ | ઑ. ૧૮૬૨ |
| શોરાબજીનો | ૧ લો હોરમજદ | ૮ મો આબાં | ૧૨૩૪ | ઓ ૧૮૬૫ |
| બીખાઈજીનો | ૨૧ મો રામ | ૪ થો તીર ઇજદ | ૧૨૩૬ | જૅ ૧૮૬૭ |

ઉપલા કરફ લીમજીભાઈનાં પોતાના છે, માટે સાચવી રાખીઆછ. લા० આ. લી.

ઉપલું લખાણુ મરહુમ લીમજીભાઇ દોસાભાઇ પાલમકોટવાલાનાં અક્ષરનું અમે મરહુમ બાઇ આવાબાઇ લીમજીભાઇ પાલમકોટની હાથે લખેલી અસલ ચોપડીમાં વળગાવેલું વાંચ્યું છે; અને તેમાં મરહુમ બાઇ આવાંબાઇએ નીચે એક લીટી લખી છે:—"ઉપલા હરફ લીમજીભાઇનાં પોતાનાં છે, માટે સાચવી રાખીયાછ. લી૦ આ૦ લી૦" અમે આ લખાણુ અને લીટી પણુ નજરે વાંચી છે, ને તે સાચી વીગત છે. મીસ ભીખાઇજી લી૦ પાલમકોટનાં જન્મ સુધીનું જે એવણુના પિતાજીએ લખ્યું છે. તે પછી કંઇ લખ્યું વથી.

પીરોજબાઇ જ. બ. શરૉફ.
મની પીરોજશાહ મીસ્ત્રી.
રોડાબે પીરાજશાહ કરાઇ.
રતી એરચશાહ હીરજીબહેદીન.
ભીખાજી બી૦ એ૦ તારાપોરવાલા.

ખરશેદજીનો જનમ રોજ આવાં, માહ ખોરદાદ યઝદેઝરદી ૧૨૧૭ માં થયો.

હવે ખરશેદજી પોતાનાં ધણિઆણી અને ત્રણ છોકરાંઓ સાથે જુદા રહ્યા, ત્યાર પછીનો હેવાલ હું લખું છું. હું તે વેળા ઘણી નાની હતી. ખરશેદજી જુદા રહ્યા પછી થોડા વખતમાં સ્વર્ગવાસ થયા, અને મારા પિતાજીના મરણુની દસ માસ આગમજ પરલોક થયા, જે વેળા મારી વય છ વર્ષની હશે. મારાં માતાજી મને છ વર્ષની ઉમરે સેઝદો કરવા લઇ ગયાં હતાં, તે મને હજી યાદ છે. તે વેળા પાથરણાં ઉપર પારસીનાં બૈરાંઓ બોલ્યાં:—"મરે, બાપ તો હજી જીવતો છે!" જે વખતે લીમજીભાઇની ઉમર ૪૪ વર્ષની હતી! કહેવત છે કે 'સેરડીના ચાવેલા કુચાબી રહે; પણુ માણુસનાં ચાવેલા તો કુચાબી નહીં રહે.' તેમ તેવણુ દિકરા પછી થોડા માસમાંજ સ્વર્ગવાસ થયા! ખરશેદજીના મરણુ પછી મારા પિતાજીએ તેવણુના ધણિઆણી અને ત્રણુ છોકરાંઓને પોતાનાં આશરામાં લઇ પાછાં પોતાને ઘેર લાવી એ ચાર જણાનું ગુજરાન જીવ્યાં ત્યાં સુધી કીધું.

લીમજીભાઇ ૧૮૭૪ નાં મે માસની ૯ મી તારીખે મરણુ પામ્યા. પછી ખરશેદજીનાં ધણિઆણી અને ત્રણુ છોકરાંઓને મારાં માતાજી આવાંબાઇએ પાસાંમાં લીધાં, અને તેઓને પાળી-પોષી મોટાં કીધાં.

ખરશેદજીનાં મોટા દિકરાનું નામ પાલનજી હતું, અને બે દિકરીઓ કુંવરબાઈ અને ગુલબાઇ નામે હતાં.

લીમજીભાઇનાં મરણ પછી કુંવરબાઇને ૧૦) માસમાં પરણાવી દીધાં. તે વેળા કુંવરબાઇની વય ૧૪ વર્ષની હતી. લીમજીભાઇ જેવણને માસી કરીને કહેતા હતા, તે માસીના પાલક દિકરા જમશેદજી ખ. શરાફ સાથે પરણાવ્યાં. જમશેદજીને વર્ષી પુરી થાય પછી લગ્ન કરવા સમજાવ્યા, પણ તેવણ અને માસી લીમજીભાઇની વર્ષી સુધી કૈંક વહેમને લીધે નહીં થોભ્યાં. આ વેળા લગ્નની રીત વિગેરેનો સઘળો ખરચ મારાં માતાજીએ કર્યો, કારણ ખરશેદજી કાંઈ પુંજી મુકી ગયા નહીં હતા. અને દીનબાઇ પાસે કંઇ હતું નહિં, તેમજ તેવણનાં મા–બાપની પણ કંઇ મદદ હતી નહિં।

મોટો દિકરો પાલનજી શિખતો હતો, તે ઘણો ગરીબ ખવાસનો અને સારા સ્વભાવનો નિકળ્યો. તે કંઇ ઘણું નહિં શિખ્યો. મૅટ્રીક પણ થયો નહિં. તેટલાં બ્રીટીશ રાજ તરફથી હિમ્મતથી એક લડાઇમાં સેવા બજાવવા ગયો. હું ભુલતી નહિં હોઉં તો તે પેહલ્લી 'આફ્ગાન વૉર' હતી.

આ મારા ભત્રીજા વિષે બે બોલ લખવા ઇચ્છું છું. એમનાં બ્હેન કુંવરબાઈ જેવોજ એ અસરાફ, અને રાંક હતો.

## પાલનજી ખ. લી. પાલમકોટ.

એમના માતા દીનબાઇનો સ્વભાવ ધણી–સસરાનાં સ્વર્ગવાસ થયા પછી ઘણો આકળો બનતો ગયો. તેવણ ઘણાં વેહમી ને બધાં તરફ શકમંદ નજરે જોતાં. દિકરો પાલનજી મોટો થયો, તોપણ તે બાપકાને પરણાવવામાં હઝાર બાહણાં હતાં. રાસ–તપકા ને વેહમના પાર નહિં હતા! ઘણે ઠેકાણેથી માગણી થઇ, વળી મા–દિકરાને પણ બનાવ નહિં હતો. જ્યારે તેને નહિંજ પરણાવ્યો, ત્યારે એક દિવસે તેણે વાંદરેવાલા મેરવાનજી મેજરની દિકરી સુનાબાઇ સાથે તેણીનાંજ બંગલામાં લગ્ન કરીને રાત્રે સાડા નવ વાગે ઘેર આવ્યો. તે દિવસે કોઇએ દીનબાઇને કહ્યું: "દીનબાઇ જાણોછ કે આજે તમારો પાલનજી પરણ્યોછ!" દીનબાઇએ માન્યું નહિં; પણ જ્યારે રાત્રે પાલનજી બૈરીને લઇને લગ્નના 'ડ્રૅસ' માં આવી ઊભો, ત્યારે દીનબાઇ દંગ થઇ ગયાં! બારણું ઉઘડતાંજ પાલનજીએ પોતાની ધણિઆણીને કહ્યું —

"આએ તમારાં સાસુ! એવણને પગે લાગો!"

'મોરાં માતાજી તે વેળા અમારા કોટનાં ઘરમાં નહિં હતાં, પણ બીજા ઘરમાં રહેતાં હતાં. અમે પણ નહિં જાણ્યું કે પાલનજી આજે પરણે છે. પાલનજીના સાસુ–સસરાએ મારાં માતાજી કે જેવણે એક માતા સમાન પાલનજીને પાલી–પોષી મોટો કીધો હતો, તેવણુને પણ પૂછ્યું નહિં! પરણ્યાં પછી બીજે દિવસે સાંજે લગનનાં ભપકાદાર પોષાકમાં પાલનજીની ધણિઆણી મારાં માતાજીને મળવા આવ્યાં. તેવણુની હિમ્મત જોઇને અમે તો દિંગમૂઢ થઇ ગયાં! તોપણ મારાં માતાજીએ બે બોલ કહ્યા "અમે મા–બાપ જેવાં હતાં તો અમોને તો પુછતે કે ચેતાવતે!".

લગન જેવી બાબતમાં હું બાપડા પાલનજીનો કશો તકસીર જોતી નથી. જ્યારે તે ગરીબને પરણાવવાની બાબતમાં દીનબાઇએ પોતાના દાધાબળ્યા સ્વભાવને લીધે તેની દાદ–ફરિયાદ નહિંજ લીધી, ને પ્રથમ પોતાની નાની દિકરી ગુલબાઇનેજ પરણાવવાની જીદ લઇ બેઠાં, ત્યારે તેણે આ પગલું ભર્યું! આ જાણે આપણે **જીવતી નૉવેલ** વાંચતાં હોઇએ તેવું લાગે છે! નહિં વારૂં!

મારાં માતાજીએ ડહાપણ વાપરી દિકરાને પહેલ્લો પરણાવ્યો, તેમ દીનબાઇએ નહિં કીધું, ને આ પરિણામ આવ્યું! દિકરીઓ પચાસ–પોણોસો વર્ષો સુધી આબરૂ–ઇઝતે કુંવારી રહી શકે, પણ દિકરાઓ તેમ રહી શકે નહિં! એ મારાં માતાજીના વિચાર સાથે હું મળતી થાવું છું.

**વહુમાય** હિંમ્મતથી પરણીને સાસરે આવ્યાં તો ખરાં; પણ થોડા દિવસમાંજ **બહુમાય** બનીને કજીયા–કંકાસ કરી સાસુ–નણંદથી જુદાં પડી વરને લઇને મહિરે ચાલતી પકડી, તે વહુ–દિકરા બન્ને જીંદગીનાં છેડા સુધી મળ્યાં–ભેટયાં નહિં! સાસુ–વહુ–નણંદ, એ ત્રણેના આકળા સ્વભાવ, સહનશીલતાની ઓટ ને ખોટ, ત્રણેમાં તેંહકરાઈ–તકોબરી, ગરૂરી અને મગજમાં એવી રાઇ કે નહિં બોલવામાં નવ ગુણ!

પાલનજીનાં ચાર છોકરાંઓ હતાં, તેઓનાં નામ પેસ્તનજી, મંચેરશાહ, હીરાંબાઇ અને દીનબાઇ હતાં. એ ચાર બચ્ચાંઓમાં ત્રણ હૈયાત છે. બિચારી દીનબાઇ 'પ્લેગ'માં ઘણી જુવાન મરણ પામી. આ ત્રણે છોકરાંઓમાં મંચેરશાહ અને હીરાંબાઇ માય જેવાં ઘણાં આકળા સ્વભાવનાં નિકળ્યા, જ્યારે પેસ્તનજી બાપ–બપાવા જેવો રાંક સ્વભાવનો પુરવાર થયો!

## પાલનજી ખ. લી. પાલમકોટનાં છોકરાંઓ.

પાલનજીનાં આ ત્રણ છોકરાંઓ પરણ્યાં છે હીરાંબાઇને ત્યાં કંઇ ફરઝંદ નથી; પણ પેસ્તનજી અને મંચેરશાહને ત્યાં છોકરાંઓ છે. આ છોકરાંઓ લીમજીભાઇથી સીધી લીટીમાં પાલમકોટ અટક રાખવાનો હક્ક ધરાવે છે, જે નીચે પ્રમાણે છે:—

લીમજીભાઇ ડોસાભાઇ પાલમકોટ.
ખરશેદજી લીમજીભાઈ પાલમકોટ.
પાલનજી ખરશેદજી લી૦ પાલમકોટ.
પેસ્તનજી પાલનજી ખ૦ લી૦ પાલમકોટ.
મંચેરશાહ પાલનજી ખ૦ લી૦ પાલમકોટ.
સામ પેસતનજી પાલનજી ખ૦ લી૦ પાલમકોટ.
હોશંગ પેશતનજી પાલનજી ખ૦ લી૦ પાલમકોટ.
પાલનજી મંચેરશાહ પા૦ ખ૦ લી૦ પાલમકોટ.
અરદેશર મંચેરશાહ પા૦ ખ૦ લી૦ પાલમકોટ.
છેલ્લો દિકરો મંચેરશાહ પા૦ ખ૦ લી૦ પાલમકોટ.

પેસ્તનજી અને મંચેરશાહનાં છોકરાંઓ મને બપાવાજીનાં ફુઈમાંય કહે છે.

પેસતનજીની અને સુનાબાઇની બે દિકરીઓ કેતાયુન અને મહેરબાનું છે; અને મંચેરશાહ ને પીરોજાની બે દિકરીઓ સુનાબાઇ અને બચુબાઇ છે.

હીરાંબાઇ શેરાબજી મોદી સાથે ૧૯૧૫ માં પરણ્યાં.

પાલનજી ખરશેદજી લી. પાલમકોટ રોજ ખોરદાદ, માહ ફરવરદીન યઝદેઝદી ૧૨૬૩ ને દિને સ્વર્ગવાસ થયા; અને બે વર્ષ પછી એમનાં ધણિઆણી સ્વર્ગવાસ થયાં.

દીના પાલનજી ખ. લી. પાલમકોટ રોજ તીર, માહ મેહેર યઝદઝદી ૧૨૭૫ માં સ્વર્ગવાસ થયાં.

મારા ભત્રીજા પાલનજી ખ. લી. પાલમકોટ વિષે તેમજ એમનાં છોકરાંઓ વિષે જેટલું જાણું છું એટલું મેં લખ્યું છે. પાલનજીનાં વડા દિકરા કલકત્તામાં કોઇ ઓઇલ કંપનીની સેવા બજાવે છે, જ્યારે બીજા

દિકરા મંચેરશાહ જમશેદપુરમાં તાતા આર્યન વર્કસમાં વર્ષો થયાં સેવા કરે છે. બન્ને ભાઇઓ સારી સ્થિતિમાં બચ્ચાંઓ સાથે સુખી છે.

પાલનજીનાં વડાં બ્હેન કુંવરબાઇનો થોડો જાણવા જોગ હેવાલ લખું છું. તેવણ જમશેદજી બરજોરજી શરાફ સાથે પરણ્યાં હતાં.

## ખરશેદજી ભીમજીભાઈ પાલમકોટનાં દિકરી કુંવરબાઈ.

કુંવરબાઇનો જન્મ પાલમકોટામાં રોજ આદર, મહા ખોરદાદ યઝદેઝરદી ૧૨૩૦ માં થયો હતો.

કુંવરબાઇ ઘણાં રાંક, અસરાફ અને સહનશીળ હતાં. જમશેદજી બ. શરાફને પરણ્યાં ત્યારે ઘર-સંસારી સ્થિતિ ઘણી સારી હતી. જમશેદજી પોતાના મમાવાના પાલક થવાથી જમશેદજી બરજોરજી શરાફને નામે ઓળખાતા હતા; કારણ તેવણને દોલત મળી હતી ને બરજોરજીનું નામ રાખવાનું હતું.

જયારે જમશેદજીના સગા બાપનું નામ એદલજી ઉનવાળા હતું.

જમશેદજીને પાલક કરી લીધેલા હોવાથી તેમણે કોટનું મોદીખાનેનું ઘર, દોલત, જણસ-સામન વિગેરે મળેલું હોવાથી તેવણ પરણ્યા ત્યારે ઘણી આબાદ સ્થિતિમાં હતા. બ્યાજ પુરતું આવવાથી નોકરીની કશી જરૂર જેવું નહિં હતું. આવી રીતે વર્ષો સુધી મારાં ભત્રીજી કુંવરબાઇ સુખ, સંપ શાંતી સાથે રહેતાં હતાં; તેવણને એકજ સંતાપ હતો, અને તે સાસુ-નણંદોનો હતો, જેઓ વહુ-ભોજાઇ સાથે હંમેશાં કજીયા-કંકાસ કરતાં હતાં. મારાં માતાજી હંમેશાં કહેતાં:—"જ્યાં ટંકાસ ત્યાં નાશ." આ કેહવત મેં ઘણાં ઘરોમાં ખરી પડેલી જોઈ! કંઈ ભોજાઇઓને નણંદને નામે ટાઢક, તો કંઈ વહુઓ ને સાસુને નામે ટાઢનાં લખલખાં ચઢે!

આ મારી ભત્રીજી ૧૮૭૫ માં પરણી હતી, એટલે સાઠ વર્ષોનાં જુના જમાનામાં સાસુઓ-નણંદો દોર-દમામ તોર-તમ્મર ને કજીયા-કંકાસ ને અંતસ-અદેખાઈ કંઇ ઓછા નહિં હતા! છતા ધણીએ, છતાં સુખ સગવડે તેણીને એ દુઃખ તો હતુંજ! સાઠ વર્ષો પછી જમાનો બદલાઇ ગયો છે, અને સાસુ-નણંદોની જગ્યા હવે વહુ-ભોજાઇઓ રાખે છે!

જેમ વર્ષો ગયાં તેમ આવક ઓછી થતી ગઇ. ઘર વેચવાની ફરજ પડી અને મારી ગરીબ ભત્રીજીએ મુગે મોઢે કરકસરથી સહનશીળ થઇ. આઠ બચ્ચાં સાથે ઘર ચલાવ્યું.

કુંવરબાઇનાં છોકરાંઓ.

વડી દિકરી શીરીનબાઇ.
પીરોજબાઇ.*
નવાજબાઇ.
મેહરબાઇ.
જેહાંગીર.
બાનુંબાઇ.
રતનબાઇ.
પુતલીબાઇ.

છેલ્લી ૧૦ દહાડાની છુચી, જેને જન્મ આપતાં માતાનું મરણ નિપજ્યું!

આ આઠ છોકરાંઓમાંથી હમણા દિકરો જેહાંગીર અને દિકરીઓ શીરીનબાઇ, પીરોજબાઇ અને નવાજબાઇ હૈયાત છે.

જમરોદજી ૬૦ વર્ષની ઉમરે ૧૯૧૨ના નવેમ્બર માસની તારિખ ૧૭ મીએ સ્વર્ગવાસ થયા.

મારી ગરીબ ભત્રીજી કુંવરબાઇ ૩૮ વર્ષની ભર જવાન વયે ૧૮૯૮ ના માર્ચ માસની તારિખ ૧૦ મીએ છેલ્લી છુચીને જન્મ આપતાં આ જેહાંન છોડી ગઇ!

મેહરબાઇ નામની ૯ વર્ષની દિકરી કોટની એક અગિયારીમાં વર્ષને દિવસે આતશના પાતરાંને પગે લાગવા જતાં ત્યાંજ હાર્ટ બંધ થઇ જવાથી ૧૮૯૨ નાં સપટેમ્બરની તા૦ ૨૪ મીએ પોતાનો પ્યારો આત્મા પોતાના પેદા કરનારને સોંપ્યો! આ દિકરીની નવજોત થઇ નહિં હતી!

બાનુંબાઇ નામની સાડા સાત વર્ષની દિકરી ૧૮૯૭ નાં જેન્યુઆરીનીં ૪ થી તારિખે મરકીનાં જીવલેણ દર્દમાં સપડાઈ સ્વર્ગવાસ થઇ!

૧૯૩૪ નાં ફેબ્રુઆરીની ૧૮ મી તારિખે દિકરી પુતલીબાઈ બે વર્ષો સુધી ભારી માંદગી ખમી ૪૦ મે વર્ષે અંતે મરણને શરણ થઈ!

* આ પીરોજબાઇ માટે મારી "દિકરી યર્સ ઇન મ્યુઝિક"માં મેં એમની સબી આપી એક લખાણ કર્યું છે એવણ ૨૬ વર્ષો થયાં (સાઇ સોરાબના સ્વર્ગવાસ પછી) મારી સાથેજ છે.

ભીખાઇજી લી૦ પાલમકોટ.

અને ૧૯૩૫ ના મે માસમાં તારિખ ૨૪ મીએ ઘણા મહિનાઓ સુધી દુ:ખ ખમી દિકરી રતનબાઇ ૪૨ મે વર્ષે ધણી અને ત્રણ દિકરાઓને મુકી બેહેસ્તમાં ગઇ.

પુતલીબાઇ કુંવારાં હતાં

પુતલીબાઇ અને રતનબાઇનું દુ:ખ ઘણા ડૉકટર–વૈદ્ય, મેળવવા છતા પરખાયું નહિં !

રતનબાઇ મી. દારાશાહ માણેકજી ઉમરીગર સાથે ૧૯૧૫ મા પરણ્યાં હતા. તેવણના ત્રણ દિકરા દીનશાહ, માણેકજી અને નરીમાન હૈયાત છે એક બુચી કુવરબાઇ નામની ૭ માસની થઇ બેહેસ્તના બાગમા ગઇ! આ છોકરાઓ મને "**મમાઇજીના ફુઇમાય**" ને નામે બોલાવે છે! તેમજ મારી ભત્રીજીના દિકરા જેહાગીર જમશેદજી શરાફના છોકરાઓની **બપાઇજીના ફુઇમાય**નો હુ એલકાબ ધરાવુ છું. જન્મથીજ હું ફુઈ થઇને આવી હતી, તે પછી હુ **માયની ફુઈ** થઇ, ને જેમ વર્ષો વેહતા ગયા તેમ **મમાઇજીની ફુઈ, બપાઇજીની ફુઈ** ને **બપાવાજીની ફુઈ** થઇ!

હીરાબાઇને ત્યા ફરઝંદ નહિં થવાથી મમાવાજીની ફુઇ થતી રહી ગઇ! મારી સર્જતમા નહિ!

### જેહાંગીર જમશેદજી શરાફ.

મારી અસરાફ અને ગરીબ ભત્રીજી કુંવરબાઇ જેવોજ શાંત અને ગરીબ દિકરો આ જેહાગીર છે. આઠ દિકરીમા આ એક દિકરો હોવાથી તે કાંઇ લાડકો થઇ ગયો નહિં હતો. માય જેવોજ રૂડા સ્વભાવનો અને બ્હેનો સાથે દયાળુ–માયાળુ છે એ પોતાના આપ–બળથીજ સ્વતંત્ર રહે છે. એવણ ૧૯૧૬ ના સાલમા કોઇ જેહાગીર હીરા લાહેરની છોકરી રતનબાઇ સાથે પરણ્યા હતા. આ રતનબાઇ મા–બાપ વગરની એટલી ગરીબ સ્થિતિની હતી કે ભાઇ જેહાગીરે એક રૂપિયોબી 'રીત' તરિકે લીધો નહિં, પણ અદરાવવાની સઘળી ક્રિયા અને લગ્ન વેળાએ એ રતનબાઇને સામી દરેક બાબતમા મદદ કીધી! ભાઇ જેહાંગીરનાં ૬ છોકરાઓ છે. તેઓના નામ—

| | |
|---|---|
| દીનબાઇ | હોમાય |
| કેરશાસ્પ. | માણેકજી |
| જમશેદ. | કેતાયુન. |

ભાઇ જેહાગીર જો કે મૅત્રીક નથી થયા તોપણ ધધા-વેપારની કુનેહ-કારસાજીથી ઘણી આબાદ સ્થિતિમા છે, અને હ્હેનો તરફ દયા-માયાથી એક ભાઇ તરિકેની પોતાની પવિત્ર ફરજ અદા કરે છે

## "રીતની ભીખ!"

અત્રે એક નોધ લાયક દાખલો અમારા કુટુબના દિકરાઓ વિષે લખુ છુ મારા પિતાજી લીમજીભાઇથી તે ખરશેદજી, શેરાબ, પાલનજી, પેસ્તનજી, મચેરશાહ, જેહાગીર અને મારા કાકાના દિકરા પીરોજશાહે પરણતી વેળા 'રીતની ભીખ' માગી નથી, એટલુજ નહિ, પણ આશા રાખી નથી, ને કેટલાક એ દિકરાઓના દાખનામા તો સામી છોકરીવાળાને નાણાની મદદ કરી તેઓની તગી અને ચિતા કમી કરી છે! આજના છોકરાઓ અને દિકરાઓની માયોએ આવા બોધદાયક દાખનાઓની નક્લ કરવી સજાવર છે કે જેથી ઘણી દિકરીઓના મા-બાપનો અદેસો દૂર થાય! આ સાડા-ત્રણ દહાડાની દોરગી દુનયામા પારકે ઘેરની છોકરીઓનો પૈસો લેવો એ પરણતા છોકરાઓના બાબમા ઘણુ નબોળુ ને નીચુ જોવાડનાર લાગે છે! એક છોકરો જો પરણવા નિકલ્યો તો તેણે અક્કલ વાપરી સમજવુ જોઇએ કે કુદરતના કાયદાથી તે પોતાની પરણેતર અને છોકરાઓને પાળવા સારૂ આ જેહાનથી પેલી જેહાન સુખી બધાયલોજ છે 'પારકી આશ સદા નિરાશ' એ નિયમ નજરમા ચાલુ રાખીને પરણવા આગમજ પાચમો વખત વિચાર છોકરાઓએ કરવો જોઇએ, અને આપબળ અને સ્વતત્રાથી જીદગી ગુજારવાનો ખુશ ખ્યાન તેઓએ મગજમા ચાનુ રાખવો જોઇએ તેજ ખરો મરદ, ને તેજ ખરો ગ્રહસ્થ ગણાય!

## ખરશેદજી લીં૦ પાલમકોટનાં દિકરી ગુલબાઈ.

ગુનબાઇનો જન્મ પાનમકોટામા રોજ દેપાદર, માહ અરદીબેહસ્ત, યઝદેઝર્દી ૧૨૭૨ મા થયો હતો

ખરશેદજીના ત્રણ ફરઝદો પાલનજી, કુવરબાઇ અને ગુનબાઇનો જન્મ પાલમકોટગામાજ થયો હતો અને જેમ ખરશેદજી અને તેવણના ધણિઆણી દીનબાઇને લીમજીભાઇએ પાનણ-પોષણ કરી મોટા કીધા હતા, તેમજ આ ત્રણ છોકરાઓને પણ મારા માત-પિતાએ પાલણ

પોષણ કરી મોટાં કીધાં, ત્રણેની નવજોત કીધી, બે દિકરીઓને પરણાવી.

ગુલબાઇ ૨૬ વર્ષનાં થઇને પરણ્યાં ત્યાં સુધી મારાં માતાજીનાં આશરા—આધારમાં અમારાં ઘરમાંજ રહેલાં હતાં. પરણવા આગમજ ગુલબાઇનાં માય દીનબાઈ મરણ પામ્યાં હતાં.

આ દીનબાઇને જીભ ઉપર 'કેનસર' થયું હતું, તે વેળા અમારા ઘરમાંજ દીનબાઇ અને ગુલબાઇને માતાજીએ દરેક સગવડથી રાખી પાલણ પોષણ કર્યું હતું. એક **સાવકાં સાસુ** (મારાં માતાજી આવાંબાઇ) તરિકે તેવણ વહુની જીભ પોતાની આંગળી ઉપર મલમળની ચીપ વિંટાળી સાફ કરતાં હતા. તે મેં મારી નજરે જોયું છે. તે વેળા 'નર્સ' નું નામ નહિં હતું; પણ કોઇબી માંદગીને બિછાને પડે કે સગાં—વ્હાલામાં એક 'નર્સ' ની માફક સારવાર કરી ડૉક્ટરોની દોડધામ કરી સારાં કરતાં. આ દીનબાઇ વારતે ડૉકટર બ્લૅા નામનો લશ્કરી યુરોપ્યન ડૉકટર, તુરતનોજ લડાઇના મેદાનમાંથી મુબઇમાં આવ્યો હતો, તેને મોટી ફી આપી બોલાવ્યો. પણ દીનબાઇનું દર્દ 'કેનસર' સારૂં થાય તેવું નહિં હતું. જેથી તે ડૉકટરે પણ દિલગીર થઇ આશા છોડી, જો કે મારાં માતાજીએ છેલ્લી ઘડી સુધી માવજત કીધી।

## મારાં માતાજી.

**એક સાવકાં માય. એક સાવકાં સાસુ અને એક સાવકાં બપાઈ** તરિકે કોઈ સગાં માય, સગાં સાસુ અને સગાં બપાઇ કરતાં પણ વધુ હેત—પ્રિત ને દયા—માયાથી વર્તેલાં છે. એવા નમુનેદાર અને નકલ કરવા જોગ બોધદાયક દાખલા પારસી કોમમાં તો શું પણ પર કોમમાંબી જવલેજ જડશે! એ સઘળું એમનામાં કુદરતી ડહાપણ અને

**કુદરતી ફિલસુફી**

નું પરિણામ હતું.

આ 'કેનસર'ના દર્દમાંજ દીનબાઇ મરણ પામ્યાં, તે વેળા ગુલબાઇ કુંવારાં હતાં, અને મારાં માતાજીના આશરા—આધારમાં હતાં, તેવણની કુંવારી જીંદગી, જન્મથી તે પરણ્યાં ત્યાં સુધી, મારાં માયે પાલી—પોષી ઘરમાં રાખ્યાં હતાં. તેવણની કુંવારી સ્થિતિ જોઇને મારાં મમાઇજીને ઘણી દયા આવી, તેથી તેવણે દીનબાઇનાં બ્હેન માણેકબાઇ દાદાભાઇ વાડ્યાને

ગુલબાઇને વહુ કરવા વાત છેડી. માસી થવાથી તેવણને પણ એવી વેળા ઘણે લાંબે વખતે ધ્યાન પહોંચ્યું ને દીનબાઈના મરણ પછી ગુલબાઇને માસીના દિકરા કાવસજી દાદાભાઇ પેસ્તનજી વાહડયા સાથે આદરાવ્યાં.

ગુલબાઈના માસા દાદાભાઇ વાહડયા મરહુમ બાઇ બચુબાઈ શેરાબજી શા. બંગાલીના ભાઇ થતા હતા. મરહુમ દાદાભાઇ ઘણાં રાંક ખાસીયત-ખમીર, ગુણ-લક્ષણ, અને સ્વભાવે ખાનદાની અને અમીરી ખમીર ધરાવતા હતા. રીતભાત અને રહેણી-કહેણીમાં ઘણાજ સાદા અને મીલનસાર હતા.

ગુલબાઇનાં ધણી કાવસજીનો સ્વભાવ ખાસિયત, ગુણ, લક્ષણ બાપનાં જેવા નહિં હતા. એવણ એટલા આકળા મિજાજનાં હતા કે માતાજી પોતાની એક નોંધમાં નીચે પ્રમાણે લખે છેઃ—

"તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૮૮ ને દીને કાવસજી વાહડીઆએ ફશાં કારણ વગર છુટા છેડા બૈરીથી કરવા માંગ્યા."

માતાજીએ ડહાપણથી એમના બાવા દાદાભાઇ જેવણ ઘણા સહનશીળ અને ડહાપણનો ભંડાર હતા, તેવણને સમજાવ્યા કે બન્ને બાજુ આવા માઠા બનાવાથી નરસ લાગશે. થોડા વખતમાં પાછી સમાધાની થઇ. ખટપટ ઘર ખાલી કરવાની હતી. "છુટા છેડા," માતાજીએ આ શબ્દો લખ્યા છે. તે વેળા ગુલબાઇ પરણેલાં નહિં, પણ અદરાપલાં હતાં તેથી છુટું કરવા કાવસજી માંગતા હતા; પણ મારાં માતાજી અને એવણનાં પિતાજીની દુરઅંદેશીથી લગ્ન કરી આપી કાવસજીને જુદા રાખ્યા.

આ ગુલબાઇ અદરાઇને સાસરે જતાં-આવતાં હતાં, તેટલાં થોડા માસમાંજ ગુલબાઇના નણંદ, તે દાદાભાઇનાં એક પુરાં, સોહામણ, જુવાન કુંવારાં અને માનીતાં દિકરી થોડા દિવસની બિમારીમાં અચાનક પિંજરાં-માંથી એક પોપટ ઉડી જાય તેમ સ્વર્ગવાસ થયાં! આ વ્હાલી દિકરીનાં મોતથી મા-બાપ શોક અને ગમમાં ગીરફતાર થઇ ગયાં! તોપણ દિકરા કાવસજીને તો ગુલબાઇ સાથે પરણાવ્યા ને બન્નેને જુદા રાખ્યા.

ગુલબાઇનો સ્વભાવ પણ આકળો હતો. બે બ્હેનોના સ્વભાવ, ખવાસ, ખાસિયત, રંગ-રૂપ અને કદમાં આસમાન જમીન જેટલો ફરક હતો, જેમ સાધારણ રીતે બે ભાઇઓ અને બે બ્હેનોમાં આપણે જોઇએ છિયે!

## ગુલબાઇનાં છોકરાંઓ.

ગુલબાઈનાં ત્રણ છોકરાંઓ: કેખુશરો, બરજોર અને હીરાંબાઇ હતાં. આ હીરાંબાઇનાં ત્રણ નામ થયાં! ઘરમાં બધાં મોટાં કહે, સાસરે મેહરબાઇ. હવે એ ત્રણમાંથી કયે નામે એ છોકરીને ઓળખવા તે ઘણાંઓને મૃશ્કેલી પડે છે!

બરજોર બચપણમાંજ બેહેસ્ત સુકામ પામ્યો.

કેખુશરો અને મોટાં ઉપર વિદ્યાદેવી પ્રસન્ન ન હતી, કેખુશરો કલાર્ક તરિકે સેંનત્રલ બેંકમાં રહયો.

ગુલબાઇનો પેહલ્લો છોકરો સુવેલો જનમ્યો. તે વેળા ગુલબાઇની કંઇ આશા જેવું નહિં હતું, અને પારસી રેવાજ પ્રમાણે ગુલબાઇની પેહલ્લી સુવાવડ મહિરે અમારા ઘરમાં થઈ, જે દરમ્યાન ગુલબાઇનો ગભરાટ એટલો વધી ગયો કે મારાં માતાજીએ આગમજથી રોકેલાં પાસ થયલાં પારસી દાઇએ ડૉકટરની મદદ માગી! મારાં માતાજીએ તુરતજ દોડધામ કરી અમારી પાસે રહેતા ડૉકટર હોરમસજી ન. સીરવાઇ, અને પછી ડૉકટર કાવસજી નાયગામવાળાને બોલાવી ગુલબાઇને જીવાડયાં, જો કે ડૉકટરોએ પણ જીવવાની આશા છોડી હતી! જો મારાં માતાજી સમય સૂચકતા નહિં વાપરતે તો ગુલબાઇ પેલી જેહાંન પ્હોંચી ગયાં હોત! આવી રીતે એવણે મોતમાંથી ત્રણ સગાંઓના જીવ બચાવ્યા! બીજાં બે સગાંઓ વિષે હવે પછી લખીશ.

ગુલબાઇએ પોતાની હૈયાતીમાં બે છોકરાંઓમાંથી એકને પણ પરણાવ્યાં નહિ. પોતાનાં માય દીનબાઇની માફક વર્ષો સુધી રાસ–તપકા અને વાંધા–વિઘ્ન તેવણને નડયાં! એમ કરતાં છોકરાંઓ મોટાં થઇ ગયાં, તેટલાં એમને ગળાંની નળી ઉપર 'કેંનસર' થઇ આવ્યું. ડૉકટરોએ સારું નહિં કર્યું, ને તેજ બિમારીમાં ગુજરી ગયાં.

ખરશેદજીનાં બે દિકરીઓ કુંવરબાઈ અને ગુલબાઇ હતાં. તેમાં કુંવરબાઇ ઘણાં ગુણવંતાં અને નિમકહલાસ નિવડયાં. કુંવરબાઇ મારાં માતાજીની હયાતીમાંજ સ્વર્ગવાસ થયાં. ગુલબાઇ મારા ભાઇ શેરાબનાં સ્વર્ગવાસ થયા પછી એવાં ગુણવંતાં નિવડયાં નહિં! મારાં માતાજીએ પાલણ પોષણ કરી ૨૬ વર્ષો સુધી આશરો–આધાર આપ્યો, તે ભુલી ગયાં!

ગુલબાઇનું મરણ:—રોજ ફરવરદીન, માહ મેહર, તા. ૨૬ મી માર્ચ ૧૯૨૨.

ગુલબાઇ તરફ મારાં માતાજી એક સાંવકાં બપાઇ તરિકે જીંદગી સુધી પોતાનો ઉમદા, શ્રેષ્ટ ને ઉદાર ખવાસ દેખાડી દયા–દિલઓઝીથી વર્ત્તયા છે. બેહેસ્તના બારણા માતાજી માટે ખુલ્લાં છે! આ અવનિમા કોઇએ પણ તેવણના ગુણ હૈયાતીમાં તેમજ તેવણની હૈયાતી પછી ગાયો નથી, પણ દાદારની દરબારમાં તેની નોંધ છેજ! દયાહિણુ તેમજ અક્કલહિણુ ઇનસાનોના ઇનસાફની તેવણે કદી આરજુ કીધી નથી, તેમજ હુ પણ કરતી નથી! જ્યાં અંતઃકરણ સુન મારી ગયું હોય, જ્યાં ભેજાં ખીલેલાં નહિં હોવાથી નબળા પડી ગયાં હોય, જ્યાં ડહાપણનાં વાખાં હોય, ત્યાં તમે શું આશા રાખી શકો?

ખરશેદજી સ્વર્ગવાસ થયા પછી એમનાં ધણિઆણી અને ત્રણ છોકરાં, પાલનજી, કુંવરબાઇ અને ગુલબાઇનો હેવાલ ખતમ થાય છે. એઓ વિષે જેટલુ મેં સાંભળ્યું (મારાં માતાજી તરફથી) જોયું–જાણ્યુ, ને મને અનુભવ મળ્યો, તેટલું મે સચ્ચાઈ સાચવીને તેમજ માતાજીની નોધ ઉપરથી લખ્યું છે.

## લીમજીભાઇના સગા ભાઈ–દીનશાહ સોરાબજી ગ્યારા.

આ મારા કાકાનો હેવાલ મારાં માતાજીએ પોતાની જીંદગીનાં હેવાલમાં પુરતો લખ્યો છે. એવણે જીંદગી સુધી પોતાનું નામ દીનશાહ સોરાબજી ગ્યારા રાખ્યું અને લખ્યું હતું.

એમનાં પેહલા ધણિઆણી હોરમસજી પાડેનાં દિકરી હતાં, ને તેવણનો એક દિકરો હોરમસજી મદરાસમા મત્રાઇનાં જુલમથી ઘરમાંથી ચાલી જઈ વર્ષો સુધી ગુમ થઈ ગયો હતો!

## હોરમસજી દીનશાહ ગ્યારા

લગભગ ૨૦ કે ૨૬ વર્ષે એક મોહમેદન ગ્રહસ્થ વેપારી તરિકે આવીને અમારા ઘરનાં વરંડા ઉપર ઊભો! મેં પુછ્યું—તમે કોણ છેવો? તેણે જવાબ દીધો. "હું દીનશાહનો દીકરો છેવુ. આવાંબાઇ અને સોહરાબને મળવા આયોછ." તેને સાફ ગૂજરાતી બોલતાં જોઈ મને તુરતજ દીનશાહ કાકાને મળતો ચેહરો ધ્યાનમાં આવ્યો! મારા માસી ગુલબાઇ તે દિને મળવા આવ્યાં હતાં, તેવણ અને ધનબાઇજી માસ્તર મારી પાસે બેઠેલા હતા; તોપણ મને ધાસ્તી લાગી ને મેં તે બાપડા હોરમસજીને ઘરમાં નહિં લીધો ને બીજે દિને આવવા કહ્યુ; કારણ

માતાજી અને સોહરાબ ઘરમાં નહિં હતા. તે ઊંચો, કદાવર કદનો ને સોહામણા દેખાવનો એક ગ્રહસ્થ જેવો અને પાંડે ખાનદાનનો નબીરો લાગતો હતો.

બીજે દિને તે આવ્યો. મારાં માતાજી અને સોહરાબે આવી રીતે ગુમ થઇ જવા બદલ ઠપકો આપ્યો, ને પાછો જરથોસ્તી ધર્મમાં લેવા ઘણો સમજાવ્યો, પણ વ્યર્થ! કારણ તે જો પાછો જરથોસ્તી ધર્મમાં આવે તો તેની જીવવાની આશા નહિં હતી, તેથી તે પાછો ગુમ થઇ ગયો, ને તેનું શું થયું તે આજ સુધી જણાયું નહિં? અફસોસ! સાવકી માયો સાવકાં છોકરાંઓને દયા-માયાથી સાચવી રાખતાં નથી, ત્યારે આવાં અફસોસકારક પરિણામ આવેલાં આપણે જોઇએ છિયે! સાવકી માયો મારાં માતાજીનો એકજ દાખલો લે તો બસ છે! આ હેવાલ જાણે આપણે જીવતી નૉવેલ વાંચતાં હોઇએ તેમ લાગે છે! નહિં વારૂં? અફસોસ! અફસોસ!

હવે હું દીનશાહ કાકાનો હેવાલ લખું તે આગમજ માતાજીની એક નોંધ અને પારસી પ્રકાશની નોંધ અત્રે લઇ લખવા ઇચ્છું છું કે વાંચક-વર્ગને સેહલથી સમજ પડે કે એમની બીજી ધણિઆણીના દિકરા પીરોજ-શાહે પાલમકોટ અટક કેવી ખોટી રીતે ધારણ કરી છે!

એક નોંધઃ—

"મરહુમ શેઠ લીમજીભાઇ ડોસાભાઇ પાલમકોટવાલા.

"ઉમર વરસ ૪૬.

"મરણ તા૦ ૯-૫-૧૮૭૪.

"શેઠ સોરાબજી રૂસ્તમજી આરાના વડા દીકરા, પોતાના બાપનાં "મામાના દીકરા શેઠ ડોસાભાઇ પાલનજી પાલમકોટવાલાનાં પાલક થયાથી "તેમનાં નામ સાથે ઓળખતા હતા. શેઠ ડોસાભાઇએ એવણને નાની "ઉમરથી મધરાસ ઇલાકામાં આવેલાં પાલમકોટા મધે પોતાના બાપીકા "વેપારમાં નાંખ્યા હતા, અને સને ૧૮૫૧ માં તેમનાં મરણ બાદ સઘળો "વહીવટ એવણે ચલાવ્યો હતો. એવણનું મરણ મુંબઇમાં નીપજ્યું હતું."

"પારસી પ્રકાશ" દફતર ૧ લું પાનું ૨૦૧.

"તા૦ ૧૧ મી ડીસેમ્બર ૧૮૨૬.

રોજ ૨૦ મો, માહ ૩ જો, શહેનશાહી ૧૧૯૬, યજદેજરદી.

મરણ—પાહલનજી જીવનજી પાહલમકોટાવાલા

ઉમર વર્ષ ૬૯.

એવણ મદરાસ મધે પાહલનકોટા ગામમાં એક મોટા વેપારી હતા. ત્યાં એવણ ઈ. સ. ૧૮૦૧ થી જઇ રહ્યાં હતા, અને તે તરફના ઈંગ્રેજો તથા દેશીઓમાં મોટું માન ધરાવતા હતા. એવણનું મરણ પણ ત્યાંજ નીપજ્યું હતું."

મરહુમ લીમજીભાઇ ડોસાભાઇ પાલમકોટનાં સગા પિતાજીનું નામ સોરાબજી રુસ્તમજી ગ્યારા હતું. સોરાબજી ઘણા ભલા, રાંક હતા, અને ૭૫ વર્ષની ઉમરે ગુજરી ગયા હતા.

મરહુમ લીમજીભાઇ પોતાનાં બાવાના મામાના દિકરા ડોસાભાઇ પાલનજી પાલમકોટવાલાના **પાલક** દિકરા થવાથી તેમના નામ સાથે ઓળખાતા હતા.

લીમજીભાઈના એક નાના ભાઇ દીનશાહ નામે હતા. મરહુમ દીનશાહનો જન્મ રોજ ખોરદાદ મહા મેહર સને **૧૨૦૬** યઝદેઝરદી માં થયો હતો.

એ બે ભાઇઓ વચ્ચે રંગ–રૂપ, કદ, ગુણ, ખવાસ–સ્વભાવમાં આસમાન જમીન જેટલો ફેર હતો!

આ દીનશાહનાં પહેલ્લાં ધણિઆણી, હોરમસજી નામનો એક દિકરો (જે વિષે આપણે ઉપર વાચી ગયાં) મુકી મરણ પામ્યાં પછી દીનશાહને ફરીથી મારા પિતાજીએ માણેકબાઇ એ. મીસ્ત્રી સાથે પરણાવ્યો. બીજાં બૈરી કીધા પછી પીરોજશાહ નામના એક દિકરાનો જન્મ થયો. જો કે મરહુમ દીનશાહ પોતાનાં સગા બાપ શોરાબજી ગ્યારાને નામેજ મરણ સુધી ઓળખાતા હતા.

જો મારા પિતાજીને ડોસાભાઇએ પાલક કરી લીધા ન હોત તો તેવણે લીમજીભાઇ સોરાબજી ગ્યારા નામ રાખ્યું હોત. એમાં શરમાવાનું શું છે? દીનશાહ પોતે છેવટ સુધી

**દીનશાહ સોરાબજી ગ્યારા**

લખતા હતા. તે વેળા ગ્યારા ખાનદાન પ્રખ્યાત હતું; તોપણ એમના દિકરા પીરોજશાહે પાલમકોટ અટક **ખોટી રીતે ધારણ કીધી!** પીરોજશાહને કે તેના બાવા દીનશાહને કોઇએ **પાલક** દિકરા કરી લીધા નહિં હતા, જેથી **પાલમકોટ અટક ખોટી રીતે ધારણ કરવાનો** પીરોજશાહને કંઇ હક્ક હતોજ નહિં! આ **સચ્ચાઇ હું હિંમતથી જાહેર કરું છું.** જો કે હમણા એ લફતનન્ટ પીરોજશાહ દી૦ પાલમ-

કોર્ટને નામે પોતાને ઓળખાવે છે. છેલ્લી મહાન લડાઇ વેળા સરકારની સારી સેવા બજાવી છે; પણ પાલમકોટ અટક ધારણ કરવામાં જે વળણ તેણે અખત્યાર કીધી તે ખોટી છે, એમ મારાં માતાજી ને ભાઇ સોરાબ પણ કહેતાં હતાં.

એ મારા કાકાનો દિકરો છે, તેથી શું થયું? જે સાચું હોય તે જગતને જણાવવું જોઇએ.

પેલી કહેવત પ્રમાણે એ પીરોજશાહજી "બાપ તેવા બેટા" પુરવાર થયા છે.

દીનશાહ કાકા વિદ્યા—અભ્યાસ કે હુન્નર—કળા કે ધંધા—વેપારમાં હુશિયાર નહિં હતા. તેવણની હુશિયારી નિશાળે જતાં છોકરાંઓને એકજ સવાલ પૂછવામાં સમાઇ જતી! તેવણ પૂછતા! "જોવું બોલોની 'My dear that deer is very dear.' એટલે શું?" આ સાંભળી એવણની હુશિયારી ઉપર અમે ખુબ હસતાં હતાં! તેવાજ હુશિયાર એવણનાં દિકરા પીરોજશાહ છે!

પીરોજશાહના દસ છોકરાંઓ, પાંચ દિકરા અને પાંચ દિકરીઓ છે, પણ તેઓનેબી બાપ—બપાવા જેવાં હુશિયાર વાંચનારે સમજી લેવાં! પીરોજશાહનાં છોકરાંઓનાં નામ:—રૂસ્તમજી, બરજોરજી, એદલજી, નવરોજી, હોરમસજી, માણેકબાઇ, નવાજબાઇ, પીરોજબાઇ, ગુલબાઇ, કેતાયુન.

આ સઘળાં દસ છોકરાંઓ સાથે વિદ્યા દેવી રૂસાઇ ગઇ છે!

## મારાં ફુઇ રતનબાઈ પેસ્તનજી શરોફ.

એક પુરા કાકા દીનશાહ વિષે લખ્યા પછી એક પુરાં મારાં ફુઇ વિષે મારાં માતાજીને મોંહડેથી જે સાંભળ્યું છે, ને જેટલું મને યાદ છે, તેટલું લખું છું:—

ફુઇનાં જન્મની તારિખ મને ખબર નથી, પણ એમનું મરણ ૧૮૭૨ માં નિપજ્યું હતું. ફુઇ ઘણાં ટેકાવવાળાં ને રોબદાર હતાં. મારી માંકૂ સ્વમાન ચીવટાઇથી સાચવી રાખતાં! એવણનાં એક દિકરા મરહુમ નસરવાનજી જ્યારેબી મને જોય ત્યારે કહેતા: "તમારો ચહેરો મારાં માંય જેવોજ લાગેછ, તેથી તમોને જોવું છ, ત્યારે મારાં માયને જોતો હોવું એમ મને સંતોષ લાગેછ. મારી ઘણી મોટી ઉંમરે મારો ચહેરો મારાં ફુઇ જેવો લાગતો હતો, જુવાનીમાં નહિં!

મારાં ફુઇ રતનબાઇ, મી. પેસ્તનજી ખ. શરાફ સાથે પરણ્યાં હતાં. પેસ્તનજીનો સ્વભાવ ઘણો આકળો હતો, તેવણ 'સ્ટોક એક્સચેન્જ' (શેર બજાર)માં મોટા દલાલ હતા; અને પ્રેમચંદ રાયચંદ સાથે ધંધો કરતા હતા, અને બન્ને જાની મિત્રો હતા. શેર સટ્ટાનાં વખતમાં પેસ્તનજી એક વખત પચાસ લાખનાં ધણી થયાં હતા, પણ બેવડા કરી કરોડપતી થવા જતાં બેસી ગયા હતા! માતાજી કહેતાં હતાં કે એક વેળા પેસ્તનજી અને રતનબાઈ (મારાં ફુઇ)એ આ પ્રેમચંદ રાયચંદને ત્યાં ખરા હીરાંના હાર સાથનો વધાવો મોકલ્યો હતો! રતનબાઈ પોતે ખરા હીરાની સપાટ પેહરતાં, ને દર ચાંદરાતે નવી સારી પેહરી પોતાની બે ઘોડાની ગાડીમાં ફરવા જતાં. મી. પેસ્તનજીના ભાઇ મરહુમ દોરાબજી ખ. શરાફ હતા, જેવણે બે લાખ રૂપિયા કેળવણી માટે પારસી પંચાએતને સ્વાધિન કીધા છે! રતનબાઇનાં ત્રણ દકરા મંચેરજી, દાદાભાઇ અને નસરવાનજી હતા, અને જરબાઈ તથા પીરોજબાઇ બે દિકરીઓ હતાં.

જરબાઇ આપણાં શેહેરનાં જાણીતા સોલીસીટર શેઠ અરદેશર વકીલ (મેસર્સ અરદેશર દીનશાહ કુાં० વાળા) સાથે પરણ્યાં હતાં. આ જરબાઇ ઘણાં બાહોશ, હિમ્મતવાન ને ભલા ધનેતરને તડ ને ફડ બોલીને ઊભાં રહેતાં! એવણનાં જમાનામાં જો એવણને શિખવ્યાં હોત તો ભલા બૅરિસ્ટરને બાજુએ બેસાડે એવાં બોલી-દરાઝ ને હિમ્મતવાન હતાં. એવણનાં એક દિકરા (જેહાંગીર) શિવાય સઘળાં દિકરા-દિકરીઓ 'ગ્રેજ્યુએટ' થયલાં છે. દિકરાઓ ફરામરોઝ અને હોમી બન્ને **બી. એ.** થયલા છે, એક સોલીસીટર ને એક બૅરીસ્ટર છે. દિકરીઓ રતનબાઇ, મેહરબાઇ, માણેકબાઈ અને ગુલબાઇ સઘળાં **બી. એ.** થયાં છે. રતનબાઇ વીલસન કૉલેજમાં પ્રોફેસરનો ઓધ્ધો ધરાવતાં હતાં; તેવણ સ્વર્ગવાસ થયાં છે. બીજાં દિકરી મિસ મેહરબાઇ ડૉક્ટરનો ધંધો કરે છે. ત્રીજાં દિકરી માણેકબાઈ, જમશેદજી મં. બનાજી સાથે પરણ્યાં હતાં. જમશેદજી હાલનાં પ્રખ્યાત લેખક મી. મેરવાનજી મં. બનાજીના ભાઈ થતા હતા. જમશેદજી સ્વર્ગવાસ થયાં છે. તેવણનાં ત્રણ છોકરાંઓમાં એક દિકરી જરબાઇ **બી. એ.** થયા પછી ગુજરી ગયાં; મોટાં દિકરી મીઠાં **એમ. એ.** થયા પછી વીલસન કૉલેજમાં પ્રોફેસરનો ઓધ્ધો ધરાવતાં હતાં, અને તેજ કૉલેજનાં એક પ્રોફેસ મી. રૂસ્તમજી ચોકસી એમ. એ. સાથે પરણ્યાં પછી બચ્ચાં-છોકરાંની જંજાળને લીધે પ્રોફેસરનો ઓધ્ધો છોડી દીધો

માણેકબાઇનો એક દિકરો સોહરાબજી, સોલીસીટર છે. ગુલબાઈ પણ **બી. એ.** થયલાં છે, તેવણુ કુંવારાં છે.

મારાં ફુઇનાં બીજાં દિકરી પીરોજબાઇ મી. હોરમસજી બૉઇસ સાથે શેહાદીના ગાંઠથી જોડાયાં હતાં. તેવણુનાં બે દિકરા અને એક દિકરી છે. વડા દિકરા ફરામરોઝ વેપારી છે. તેવણુનો એક દિકરો સામ નામનો છે અને બીજા દિકરા ડૉકટર શેરાબ હો. બૉઇશને નામે ઓળખાય છે. ડૉ. શેરાબ જાણીતાં કેળવાયલાં મિસ પીરોજા રૂ. બનાજી **એમ. એ.** સાથે પરણ્યાં છે, અને તેવણુનાં બે છોકરાંઓ પણ 'ગ્રેડ્યુએટ' થયાં છે. એક દિકરી **એમ. એ.** છે, ને બીજાં દિકરી **બી. એ.** થાય છે. દિકરો પણ અભ્યાસ કરવા વેલાત સીધાર્યો છે.

પીરોજબાઇનાં દિકરી ડોસીબાઇ જાણીતા મી. શેરાબજી બેનકરના દિકરા જેહાંગીર સાથે પરણેલાં છે.

## તેહમીનાં જેહાંગીર બેનકર.

ડોસીબાઇના બે દિકરીઓ અને એક દિકરો છે. વડાં દિકરી તેહમીનાં મૅટ્રીક થઇ 'ટ્રેન્ડ તીચર' થયાં છે. હમણાં મ્યુઝિક શિખવે છે, તેહમીનાંએ મ્યુઝિકની તાલીમ મારી પાસેથી પ્રથમથી તે 'સીન્યર' સુધી લઇ ત્રીનીટી કૉલેજની કેટલીક 'સર્ટીફિકેટસ' મેળવી છે, અને લખવાને ખુશી છું કે મારી રૂઢીએજ પીઆનો શિખવે છે. એવણુનાં શિષ્યો પણ ત્રિનીટી કૉલેજની પરિક્ષામાં માન સાથે ફત્તેહમંદ નિવડેલાં જોવાનો મને સંતોષ પ્રાપ્ત થયો છે! મારા હાથ હેઠળ શિખેલાં શિષ્યો ફત્તેહમંદીથી પોતાનાં શિષ્યોને પરિક્ષામાં પસાર કરાવે, તેમજ આ ઉમદા ધંધામાં જગ-જાહેર થાય, એ મારે મનથી એક મોટી ફત્તેહ અને કીર્તિ સમજું છું, એટલુંજ નહિં, પણ એક શિક્ષક તરિકે માફ થાય તેવી મગરૂરી ઉપજાવનારૂં છે!

ડોસીબાઇનાં બીજાં દિકરી પરણેલાં છે. દિકરો હોમી **બી. કૉમ.** ઇમપીરીઅલ બેન્કમાં હિસાબી ખાતાં ઉપર સેવા બજાવે છે.

ડોસીબાઇના ખાવિંદ જેહાંગીરજી સર નૅસ વાહડયાની ઑફિસમાં હિસાબી ખાતામાં હેડ કેસ્યરનો જોખમ ભરેલો ઓધ્ધો ધરાવે છે,

રતનબાઇ ફુઇના ત્રણુ દિકરાઓ મંચેરજી, દાદાભાઇ, અને નસરવાનજી સ્વર્ગવાસ થયા છે.

મારાં ફુઇ રતનબાઇને જો તે આગળા'' જમાનામાં શિખવ્યાં હોત તો ઘણાં હુશિયાર પૂરવાર થયાં હોતઃ કારણ એવણનાં વંશ-વેળા વિષે જે ખરી વિગતો મેં લખી છે, તે ઉપરથી આપણે એવું અનુમાન કરી શકયે છિયે કે મારાં ફુઇ ઘણાં બાહોશ હોવાં જોઇએ, અને કુદરતીજ ઘણાં હુશિયાર હોવાં જોઇએ. પણ ૮૭) વર્ષો ઉપર'' પારસીનાં બૈરાંઓને કેળવણી આપવાનાં સાંધનો કયાં હતાં? સ્ત્રી-કેળવણીને આજનાં જેવું ઉત્તેજન કયાં હતું? તોપણ વંશ-વેળો કેવો હુશિયાર નિકળ્યો!

દીનશાહ કાકા પોતે 'હુશિયાર નહિં' હોવાથી, તેમજ તેવણનાં બીજાં બૈરી અભણ હોવાથી એમનો વંશ-વેળો પણ 'વિદ્યા-અભ્યાસ અને કેળવણીમાં પછાતજ પૂરવાર થયો!

## મારાં માતાજી

### બાઈ આવાંબાઈ લી૰ પાલમકોટ.

માતાજીએ પોતાની 'જીંદગીનો હેવાલ ખરશેદજી ભાઇને જુદા રાખ્યા, ત્યાં સુધી લખ્યો છે. તે પછી ભાઈ ખરશેદજીનો, તેમનાં છોકરાંઓનો, મારા કાકા દીનશાહ સોરાબજી ગ્યારા અને તેમના દિકરાઓ અને નબીરાઓનો, અને મારાં ફુઇ રતનબાઇનાં વંશ-વેળાનો હેવાલ લખી ગઇ છું.

હવે મારાં માતાજી વિષે જેટલું હું જાણું છું એટલું ટૂંકમાં લખવા ઇચ્છું છું.

મારા પિતાજી ૧૮૭૪ માં સ્વર્ગવાસ થયા, ત્યારે પોતાની પાછળ ત્રણ છોકરાંઓ, પચાસ હઝારની પુંજી (એમ માતાજી કહેતાં હતાં) એક મીલકત, અને ભર્યું ઘર જણસ સાથે મુકી ગયા હતા. છોકરાંઓ તે વેળા ઘણા નાનાં હતાં, તેઓને માતાજીએ ઉધારી-ઉછેરી કેળવણી આપી દુરઅંદેશી ને ડહાપણથી મોટાં કીધાં.

મારાં માતાજીને સઘળો અખત્યાર આપી તેમને, તથા મારા મમાવાજીને અને મરહુમ લીમજી બાટલીબોઇને ત્રસ્ટી નેમ્યા હતા.

હું જ્યારે લગભગ આઠ વર્ષની હતી, ત્યારે મારા મમાવાજીએ પોતાનાં બે દિકરાઓ (મારા મામાઓ) ટેમુલજી અને હોરમસજીને પરણાવવા માટે માતાજી પાસેથી રૂપિયા ૭ હઝાર ઉછીનાં લીધા હતા. દિકરાઓને પરણાવ્યા પછી બે વર્ષે મમાવાજી ઘણી ગંભીર માંદગીને બિછાને પટકાઇ પડયા. તે વેળા એડનમાં મમાવાજીનું બાંધેલું એક ઘર

હતું, તે મારાં માતાજીના નામ ઉપર પેલા ૭ હજાર રૂપિયાનાં બદલામાં કરી આપ્યું.

તે એકનનું ઘર માતાજીએ જ્યારે વેચ્યું, ત્યારે તેના ચાર હજાર રૂપિયા મલ્યા; એટલે બે હજારની ખોટ ગઇ, ત્યારે મારાં માતાજીએ બન્ને ભાઇઓને કહ્યું કે "તમારાં લગન માટે આપ્યા છે, તમો એકેક હજાર ભરી આપો," પણ બન્ને ભાઇઓ આપી શકયા નહિ. માતાજીને મોંહડેજ સાંભળેલું આ લખું છું.

થોડા દિવસમાં મમાવાજીએ પોતાનો પ્યારો પ્રાણ પરમેશ્વરને સ્વાધિન કીધો! એમના દિકરાઓ તે પ્રસંગે કંઇ નોકરી-ધંધો કરતા નહિ હતા. તેઓએ મેત્રીકયુલેશનની પરિક્ષા પણ આપી નહિ હતી; તોપણ પિતાજીનાં પરલોક થવા પછી તુરતજ બન્ને દિકરાઓને નોકરી મળી. એ પ્રસંગે મારાં માતાજી અમારૂં કોટનું ઘર છોડી, પોતાનાં બચ્ચાંઓની કેળવણી તજી, માહીમ મહીરે જઇ રહ્યાં. મમાવાજીની માંદગી-મોત-ક્રિયા-કામ વિગેરેમાં રોકાઇ ગયાં. એમ કરતાં ૭ વર્ષો સુધી એવણેખી "મહીરાં-મહીરાં કીધાં!" એ ૭ વર્ષો દરમ્યાન મારાં માસીને સનો સનેપાત થયો.

## મારાં માસી ગુલબાઈ.

મારાં માસી ગુલબાઈની કંઇ આશા નહિ હતી. કેટલા દિવસો સુધી તેવણ નહિ આ દુન્યામાં કે નહિ પેલી દુન્યામાં; પણ મારાં માતાજીએ પોતાનાં બ્હેનને મહિનાઓ સુધી રાત-દિવસ ઉજાગરો ને જેહેમત ખેંચીને મોતનાં ડાચાંમાંથી ખેંચી કાઢયાં! જાણે નવો જન્મ લીધો! બોલતાં-ચાલતાં-ખાતાં તે માંદગી પછી શિખ્યાં! આવી રીતે માતાજીએ અથાગ રંજ ખેંચી એક બીજે જીવ બચાવ્યો! આ મારાં ગુલબાઈ માસી હૈયાત છે, ને મારેથી ૭ માસ મોટાં છે. તેવણ પણ પોતાનાં માસીને ઘેર પરણેલાં છે, માસા સ્વર્ગવાસ થયા, ને એક પરસીસ નામની દિકરી મૂંકી ગયા, જે દિકરી મી. સોરાબજી મોટાભાઇ ગઝદર સાથે પરણેલાં છે. તેવણનો એક દિકરો છે.

## તૉય પીઆનો.

જ્યારે અમો નાનાં હતાં, ત્યારે સાથે રમતાં-જમતાં-ફરતાં હતાં. અમો માસી-ભાણેજ વચ્ચે ઘણી દોસ્તી હતી. અમો માહિમ રહેતાં હોવાથી માહિમનાં ઓરસનો મેળો ભરાતો, ત્યારે સાથે મેળામાં જઇ રમકડાં ખરિદતાં ને એક ખાણામાં વર્ષો સુધી એકઠાં કરતાં. એક વેળા માસીએ

રમકડાં લીધાં, પણ મેં રમકડાં નહિ લેતાં એક નાના રમકડાં જેવા **પીઆનો** ઉપર મારી નજર પડતાં ઝટ તે મેં પસંદ કરી ખરિદ્દયો! તે ઉપર ફક્ત સાત 'કીઝ' હતી ને અવાજ પીઆનોને મળતો હતો. તે લઈને તેની ઉપર સમજ વગર આંગળાં ઠોકતી ને ખુશ થતી; પણ કોઈએ મારાં કુટુંબમાં પારખ્યું નહિ કે મારાંમાં મ્યુઝિક છે!

મારાંમાં મ્યુઝિક છે એમ જો કોઈએબી પારખ્યું હોય તો તે મારાં મ્યુઝિક શિક્ષિકાએ સ્કુલમાં પારખ્યું, એટલુંજ નહિ, પણ એક મ્યુઝિક માસ્તર તો ઝબકી ગયો!

માહિમનાં મેળામાંથી ખરિદેલા આ '**તોય પીઆનો**' વિષે જો કોઈને પણ શક હોય તો મારાં ગુલબાઈ માસી હૈયાત છે. તેમને પૂછવું. ફક્ટ ગયે વર્ષેજ અમો બન્ને ઘણે લાંબે વખતે મળ્યાં, ત્યારે માસીએ એ રમકડાં જેવા પીઆનો વિષે યાદ આપી. અમો બન્ને ખુશ થયાં!

માતાજી ૭ વર્ષો સુધી માહિમ મકીરે રહ્યાં, તેટલાં મને બાઈ જરબાઈ ફકીરજી પટેલને ઘેર શિખવા મોકલી; જેવણ તે જમાનાને અનુસરતું થોડું થોડું ઈંગ્રેજી, મ્યુઝિક, અને ડ્રૉઈંગ જાણતાં હતાં. મારાં માતાજી ભોલાઈમાં સમજ્યાં કે મારી દિકરી (ભીખાઈજી) ને ઈંગ્રેજી, પીઆનો ને ડ્રૉઈંગ શિખવશે; પણ એ ૭ વર્ષોમાં તેમણે મારી પાસે સહવારે આઠથી સાંજે ૭ સુધી કેનવાસ ઉપર કોરો ભરાવ્યા કીધી, ને ફક્ત બે ચોપડી સુધી ઈંગ્રેજી શિખવ્યું. વળી એ બાબત શનિ—રવિ માહિમ જતી, ત્યારે માતાજી આગળ બોલવાની મનાઈ કીધેલી! બલ્કપણ-થીજ, દસ વર્ષની વયથીજ તેવણે તાબેદારી (ગુલામગીરી જેવી) શિખવી, તે છેવટ સુધી સઘળા શિક્ષકોની તાબેદારી કરવાનું ભેજાંમાં ભરાઈ ગયું! એમ કરતાં ૭ વર્ષો પછી માહિમથી બધાં ખાલી કરીને ચોપાટી આવી રહ્યાં, ત્યારે માતાજીએ મહિરું છોડયું! કોટમાં પોતાનાં ઘરમાં આવી રહ્યાં, ને મને અલેકઝાન્ડ્રા સ્કુલમાં શિખવા મોકલી! હું તો ખુશ-ખુશ થઈ ગઈ! અત્રે વધુ લંબાણ નહિં કરતાં મારી જીંદગીનો હેવાલ લખીશ, ત્યારે વીસ્તારીને એ વિષે લખીશ.

તે પછી માતાજીએ પોતાનાં છોકરાંઓની કેળવણી ઉપર ધ્યાન આપ્યું.

કોટના અમારી માલેકીનાં ઘરમાંથી એક બીજાં દળદર ઘરમાં માતાજી જઈ રહ્યાં, હું ધારું છું ત્યાં સુધી ૧૮૮૨ માં!

## રૂસ્તમ!

મારાં માતાજીનાં માસીનાં દિકરા રતજીના વડા દિકરા રૂસ્તમજી, પી. ઇ. ની પરિક્ષા આપના એક માસ અમારે ત્યાં પરોણા તા. ૨૬–૧૦–૧૮૮૩ ને શુક્રવારે ઉતર્યા. પરિક્ષા આપી, પણ મોંહડેની પરિક્ષા આપવા આગમજ સખ્ત તાવથી પટકાઇ પડયા, ને બચવાની આશા નહિ રહી! મારાં માતાજીએ પોતાની હંમેશાંની દુરઅંદેશી અને સમય સૂચકતાથી ડૉક્ટરોની દોડધામ કરી રાત–દિવસ ઉજાગરો ને મેહેનત કરી એક ભલી "નર્સ" નહિં સાગ્વાર કરે તેવી કાળજી કરી એવણુને બચાવ્યા! એવણુને એવણુનાં માયે નથી બચાવ્યા, પણ **મારાં માતાજીએ** બચાવ્યા! એમની હસ્તી ને વસ્તી મારાં માતાજીને આભારી હતી! મેં પણ તે વેળાએ એ મારા પિત્રાઇ–ભાઇની માવજત ઘણી કાળજીથી કરી હતી, જે વિષેનો એસારો એમણે એક કાગળમાં મને નીચે પ્રમાણે લખ્યો હતો —

"You were moving like electricity to assuage the pain of my sick bed!"

**ન્યાય.**

"સદા નેક કેરીજ બસ થાય જય,
બદીનો નકી જાણવો ભાઇ ક્ષય,
ખરા ન્યાયને તો ખુદા ચ્હાય છે,
ખરા ન્યાય કેરો ખુદા રાય છે."

દા. એ. તારાપોરવાળા.

આવી રીતે મારાં માતાજીએ પોતાની સદાની દયા–માયા–કાળજી અને બાહોશીથી

### ત્રીજી જીંદગી બચાવી હતી!

એક પૂરૂષને એક સ્ત્રી બચાવે, ત્યારે તે સ્ત્રીનું દયાળુ જીગર, અમીરી ખમીર, ખવાસ–ખાસિયત, કેવાં શ્રેષ્ટ હોવાં જોઇએ તે વાંચક–વર્ગ વિચારી લેશે! એવાં મહત્વના માહભારત અને પૂણ્યવંતા શુભ કાર્યો કરવાની સોનેરી તક કંઇ બધાંજ બૈરાંઓની સ્જતમાં હોતી નથી!

અતિ આતુરતા અને કાળજીથી આ પિત્રાઇ–ભાઇની માદગી વેળા મેં માવજત કરી હતી. તે જોઇ તેણે માંદગી પછી મારી પાસેથી એક દિવસે જીંદગી સુધી **ભાઇ–બ્હેન** તરિકે રહેવાનું અને કાગળ–પત્રો

# My Consin !

**The late Mr. Rustom Rattonji Nasserwanji**

Born 2 8 1862 ]  [Died 3 6-1934



## મારા મરહુમ પિત્રાઇ-ભાઇ !

**શેઠ રૂસ્તમ રતનજી નસરવાનજી.**

જન્મ-તા૦ ૨-૮-૧૮૬૨ ]  [ મરણ-તા૦ ૩-૬-૧૯૩૪

સાભળ ! મારો ગમગીન વિલાપ !
થાય આપણો બેહેસ્તમા મિલાપ !

ભીખાઇજી.

લખવાનું વચન લીધું! હું કબૂલ થઇ! તેની આ માંદગી પછી બે વર્ષે તે પરણ્યો.

પરણ્યા પછી **નવ વર્ષો** સુધી માયાળુ કાગળોથી પોતાને ઘેર થોડા દિવસ ગુજારવા આગ્રહ કરવાનું ચાલુ રાખ્યું! મારાં માતાજીને પણ વારંવાર કાગળો લખે. એક વેળા મેં માતાજીને કહ્યું: 'માય, વલી ફરતમજી તાંઇ ધરી બેઠાછ, તે છોરતાજ નહીં! વળી આજેબી કાગળ આવ્યું કે તમે થોરા દહાડા આવો.'

"પણ તે ચાહીને **નવ વરસ** થયાં તુંને બોલાવેછ, તો કાંય નહીં જતી?" માતાજીએ કહ્યુ. "હવે નાં લખતી નાં! જા!"

હું ગઇ! મેં જોયું કે એક સગા ભાઇ જેવી લાગણી–કાળજી–દિલસોઝીથી તે મને લેવા આવ્યો, ને મારી પરોણાગત કીધી.

## ૧૧ વર્ષે અમો પાછાં મળ્યાં!

આવી રીતે ફકત બે–પાંચ વર્ષે માત્ર દસ–પંદર દહાડા અમારો મિળાપ સેંકડો મૈલ દૂર રહેવા છતાં થતો, જે દરમ્યાન અમો બન્ને સગાં ભાઇ–બ્હેન માફક મળતાં–ભેટતાં, વાતચીત કરતાં, હસતાં અને વળી કોઈ વેળા તકરાર કરતાં. તેમાં ઘણે મોટે ભાગે હું તેને હરાવતી ને હંફાવતી! તે જોઇ તે જેટલો અજબ થતો, તેટલોજ મનમાં મગન થતો ને મને પાછળથી વખાણતો.

હું જ્યારે સ્કુલમાં મરહુમ મી. બેનજામીન આગળ 'પેનતીંગ' શિખતી હતી, ત્યારે 'ક્રીસ્ટમસ' કે પતેતી ટાંકણે મારા હાથે થોડા 'કાર્ડસ' 'પેન્ટ' કરી સગાં–સ્નેહીમાં મોકલતી હતી. અમોને સ્કુલમાં 'ડ્રૉઇંગ–પેનટીંગ'ની કંઇ જુદી ફી આપવી પડતી નહિં હતી. વળી હું ઘરમાં એક હિંદુ 'આર્ટીસ્ટ' પાસે 'ડ્રૉઇંગ' શિખી હતી, પણ સ્કુલમાં ઈંગ્રેજી અને મ્યુઝિકનાં અભ્યાસમાંથી 'ડ્રૉઇંગ' કરવાનો પૂરતો વખત નહિં મળવાથી થોડું શિખી છોડી દીધું, ત્યારે તે શિક્ષકે માતાજીને કહ્યું:—"એમની કુદરતી વળણ છે! કાંય છોડાવી દેવો છો?"

મારા આ ભલા ભાઇ માટે એક વેળા પતેતી ટાંકણે મેં એક 'કાર્ડ' 'પેન્ટ' કરી મોકલ્યો, જેમાં એક ખાલી હોડકું કેપટન કે ખલાસી કે હલેસાં વગર પાણીમાં ઊભેલું હતું, જેની ઉપર આકાશમાંથી ચંદ્રમાંનો પ્રકાશ પડતો હતો. તે 'કાર્ડ' મેળવ્યા પછી એ ભલા ભાઇએ નીચે પ્રમાંણે લખી મોકલ્યું—

"Your crowless ship without the sail of her own shall certainly find a captain and a crew in me to sail her safely!"

અમે પણ પા સદી સૂધી તેની, તેનાં બૈરી–છોકરાંની અને તેનાં કુટુંબનાંઓની અમારા ઘરમાં પરોણાગત કીધી હતી.

૨૫ વર્ષોમાં હું ફક્ત પાંચ વખત માત્ર દસ–પંદર દહાડા, 'ક્રીસ્ટમસ' ની રજા મળતી, ત્યારે તેનાં ચાલુ આગ્રહ, અતિ આરજુમંદ કાગળ–પત્રો અને આતુર ઇજનને માન આપી પ્રથમ ૧૮૯૪ માં પછી ૧૯૦૦, ૧૯૦૨, ૧૯૦૫, અને છેલ્લી ૧૯૦૯ માં ગઈ હતી.

અમો એકમેકને ભાઇ–બ્હેન તરિકેજ ગણતાં હતાં, અને અમો વચ્ચે કજીયો–કંકાસ કંઇ હતોજ નહિં, જે એ પ્રેમાળ ભાઇના સ્વર્ગવાસ થવાની સાત માસ આગમજ મળેલા છેલ્લાં બે પત્રો પૂરવાર કરશેઃ—

"મારી હંમેશાની વ્હાલી બ્હેન બીખાઇજી,

"જત, હું ઘણોજ નબળો પડી ગયો છું. તેથી મારા ધ્રૂજતા હાથે થોડું ગુજરાતી લખું છું. ઇંગ્રેજી તો લખાતુંજ નથી–તેથી ગુજરાતીમાં કા. લખું છું તે માફ કરજો.

તારૂં તા૦ ૭ મીનું ઇંગ્રેજીમાં લખેલું કા. તા૦ ૯ મીએ મને બરાબર પોંચ્યું છે. મારૂં સરનામુ કરેલું બરાબર છે—હું તા૦ ૨૮ મી સુધી બેંગલોર છું—ત્યાર બાદ વડોદરે જઇશ. મને નબળાઇને લીધે જુની વાતો યાદ નથી. તમારે જે કંઇ મોકલવું હોય તે મોકલજો. મારા મનમાં તો આગળબી કશું હતું નહીં, ને હાલમાં પણ કંઇ નથી.........મારી ઉમર વરસ ૭૨ ની થવાથી હું પણ ખુદાતાલાની દરઘા આગળ ઉભો છું. કાલ કોણુની છે!! તે તો ખુદા જાણે!

આશા છે કે તમો સારી હાલતમાં હશો—હું અત્રે બધી રીતે તો સારો છું, પણ મારા ઘુંટણુ અને પગ ઘણા નબળા પડી ગયા છે. ઉમરને લીધે બીજી નબલાઇ તો હોય.........

"લી૦ દુવાગીર ભાઇ
"રૂસ્તમ."

"તા૦ ક૦
"મને ચાર દીવસે કા. પોચે છે."

"બેંગલોર.
"તા૦ ૯–૧૦–૧૯૩૩."

## બીજો પત્ર.

"માહ વ્હાલાં બ્હેન બીખાઇજી,

"જત, તમારૂં ચોપડીઓ અને લખેલા કા૦ નું રજીસ્ટર આજ રોજે પોંચ્યું છે. મારો જન્મ ૧૮૬૩ માં નહીં, પણ સા. ૧૮૬૨ ની તા. ૨૭ ઑગસ્ટમાં થએલો છે. ને આજે મારી ઉમર વર્ષ ૭૧–૩–૯ દીવસની થઈ છે. કેટલોક વખત થયા હું શારીરીક પીડાથી ઘણોજ નબળો પડી ગયો છું. અને દુન્યામાં એક ભારણુ તરીકે હોવાથી દુન્યાદારી બીલકુલ ત્યાગ કરી બેઠો છું. કોઇ હોય તો તેને આધારે આધારે ચાલું છું.

તમારા રેજીસ્ટર પારસલ વિ. માટે ઉપકાર માનું છું—અને હવે તો હુકમની રાહ જોઇ સર્વે વાતથી પરવારી બેઠો છું—અને સર્વેને સાહેબ સલામ કરૂં છું. ભુલ ચુક માફ........"

"લી૦ દુવાગીર ભાઇ

"રૂસ્તમ."

"બરોડા રેસીડન્સી."

"તા. ૧૦–૧૧–૧૯૩૩.

ઉપલાં બે કાગળો વાંચક–વર્ગની ખાતરી કરશે કે અમો વર્ષો સુધી સગાં **ભાઈ–બ્હેન** જેવાંજ હતાં!

તા. ૩ જી જુન ૧૯૩૪ ને દિને બેંગલોરમા તેણે પોતાનો પ્યારો પ્રાણ તે કિરતારને સ્વાધિન કીધો!

૧૯૩૫ માં 'ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિક' (પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ) નામનું મારૂં ૫૦૦ પાનાનું પુસ્તક મેં એ ભલા ભાઇને ગમખાર જીગરે અર્પણ કર્યું, અને આ પુસ્તકમાં મારી પાસે એમણે ભેટ આપેલી એમની જુવાનીની સબી એક હતી, તે છપાવી સંતોષ પકડ્યો!

અગાઉ ૧૮૯૭ માં ૬૮૬ પાનાંનો 'સહનશિળ સુંદરી' નામનો મારો એક ગ્રંથ મેં એ ભાઇને અર્પણ કર્યો હતો. એ પુસ્તકમાં અર્પણ–પત્રિકા વાંચી મરહુમ મી૦ કેખુશરો. ન૦ કાબરાજી બોલી ઉઠયા:—"બીખાઇજીએ આ પુસ્તક કોણુને અર્પણ કીધું છ? આ કોણ છે—માણસ છે કે ફેરેસ્તો?"

એ બન્ને અર્પણુ પત્રિકા વાંચક–વર્ગને વાકેફ કરવા અત્રે રજુ કરૂં છું:—

# અર્પણ.

તે પરમકૃપાળુ પરમેશ્વરના પવિત્ર નામની પાક યાદથી, મારા

સકળ સદ્દગુણ—સંપન્ન પ્રેમાળ પિત્રાઇ ભાઇ

**રૂસ્તમ રતનજી નોશીરવાનને** એમના બેહદ

સર્વોત્તમ સદ્દગુણોથી આકર્ષાઇને સાનંદાશ્ચર્ય

પામી, **સહનશિળ સુંદરીનો** આ

ન્હાનો ગ્રંથ, **પવિત્ર** પ્રેમ અને

સહર્ષાન્તઃકરણથી અર્પણ

કરી આત્મિક સંતોષ

ને પ્રેમાનન્દથી

પ્રાપ્ત

થાઉં

છું.

ભીખાઇજી લી૦ પાલમકોટ.



૧૯૩૫ ની 'ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિક' માં અર્પણ-પત્રિકા ઇંગ્રેજી તેમજ ગુજરાતીમા —

# DEDICATED

TO THE

## Immortal Soul

*OF MY LATE LAMENTED*

**Cousin**

## Rustom Rattonji Nasserwanji.

---

## PEACE! PEACE!!

* * * *

**Hear my grief-stricken voice !**
**Until in Heaven we rejoice !**

* * * * *

**HIS will be done !**
**Call me in Heaven !**

**Bhikhaiji.**

ગૂજરાતી

# ગ્રંથાર્પણ.

---

મારા પ્રેમાળ પિત્રાઇ—ભાઈ

રૂસ્તમ રતનજી નસરવાનજી

ની

બુલંદ રૂવષિને ગમખાર જીગરે

અર્પણ.

---

શાન્તિ:! શાન્તિ:!!

સાંભળ મારો ગમગીન વિલાપ!
થાય આપણો બેહેસ્તમાં મિલાપ!

ભીખાઇજી.

આવી રીતે બે પુસ્તકો એ ભલા ભાઇને, અર્પણ કરી એક **બ્હેન** તરિકે મેં મારૂં **વચન પાલી** એક **બ્હેન** તરિકેની મારી લાગણીનાં પ્રવાહને મેં વહેવા દીધો છે!

તે માહ દયાળુ **મિનોવુમ** જલદી અમારો મિલાપ બેહેસ્તમાં કરાવે!

## રૂસ્તમ!

### મારા પિત્રાઇ-ભાઇ!

તારે વાસ્તે હવે મારે કંઈ ઝાઝું લખવું નથી! શિવાય એક સગા ભાઇ તરિકે વર્ષો સુધી મેં તુંને ગણ્યો! મેં મારૂં વચન પાલ્યું છે!

૧૮૮૬ મા તારી ભલી લાગણીના શબ્દો મેં સાચવી રાખ્યા છે, જે દુશ્મનોને દિલગીર કરશે કે આપણે બન્ને અંતઃકરણમાં **પવિત્ર પ્રેમથી** પરસ્પર ચાહતાં-ગણતાં હતાં:—

"Happy may the Christmas be
With the happiness that flows
From a spirit pure and free,
That no shade of evil knows."

આપણાં દુશ્મનો અને અદેખાઇનાં અવતારો એ બાબતમાં તો તમામ અભણ અને અજ્ઞાનજ હતાં!

તેઓને શુધલો નહિં હતો કે આપણે બન્ને હંમેશાં

**સગાં ભાઈ-બ્હેન જેવાંજ હતાં!**

સ્વર્ગવાસ તા. ૩ જી જુન ૧૯૩૪, રોજ અનેરાંન, મહા આદર, ૧૩૦૩ યઝદેઝરદી (શહેનશાહી) થવાની સાત માસ આગમજ માંદગીનાં બિછાનાં ઉપરથી ધ્રુજતા હાથે લખેલાં તારાં બે કાગળોની છેલ્લી લીટીનાં ત્રણ શબ્દોઃ—"ભુલ ચુક માફ"—હું ભુલી શકિત નથી! હા! આપણે બન્નેએ ઉદાર દિલથી પરસ્પર માફ કર્યું છે! ખુદાબી માફ કરે!

આ ભલા ભાઇ મારી સાથે **સાત સગાઈ** ધરાવતા હતા.

એમના પિતાજી રતનજી મારાં માતાજીનાં માસીના દિકરા હોવાથી તેવણ મારાં માતાજીને બ્હેનનાં નામથી હંમેશાં બોલાવતા હતા; અને જેમ અમો બન્ને ભાઇ-બ્હેન જેવાં હતાં, તેમજ મારાં માતાજી અને એમનાં પિતાજી જીંદગી સુધી **ભાઈ-બ્હેન** જેવાંજ દિલસોઝ હતાં!

## મારા પિત્રાઈ-ભાઈ રૂસતમજી સાથની સાત સગાઇ!

૧. રૂસ્તમજીનાં બપાઇનાં મારી તે મારાં મમાઇનાં માસી થાય.

૨. રૂસ્તમજીનાં બપાઇને મારાં મમાઇ બે બ્હેનો થાય.

૩. રૂસ્તમજીનાં બે કાકી તે મારાં બે માસી થાય.

૪. રૂસ્તમજીનાં પિતાજી અને મારાં માતાજી મારી-માસીના થાય. ('ફર્સ્ટ કઝીન')

૫. રૂસ્તમજી અને હું પિત્રાઇ ભાઇ-બ્હેન થઇએ. ('સૅકન્ડ કઝીન')

૬. રૂસ્તમજીનાં બ્હેન (આલીબાઇ) તે મારાં ભોંજાઇ થાય.

૭. રૂસ્તમજીની સૌથી ન્હાની વહુ તે મારી ભત્રીજી (ગુલબાઈ)ની દિકરી થાય.

આ સાત સગાઇ નાં પાડવાની છે કોઇનામાં હિમ્મત?

મે આપેલું વચન આ જેહાંનથી પેલી જેહાંન સુધી વફાદારીથી પાળ્યું છે।

### હું તારી બ્હેન છું!

તારા અમર આત્માને અહુરમઝદ બેહેસ્તમાં શાન્તિઃ બક્ષે!

બખ્શાયશગર આપણો બેહેસ્તમાં મિલાપ કરાવે!

શાન્તિઃ! શાન્તિઃ!!

તે દળદર ઘેરમાંથી ૧૮૮૭ માં ખાલી કરી કરેલવાડી મી. પાલનજી સોડાવૉટરવાળાનાં ઘરમાં અમો જઇ રહ્યાં, જ્યાં લગભગ છ વર્ષો પસાર થયા. એજ ઘરમાં ભાઇ શેરાબે મરહુમ ભાઇ દાદી એ. તારાપોરવાળા સાથે "માસિક મજાહ" નામનું ચોપાનિયું બાહેર પાડયું. એ નામ સગનવંતું હતું! અને મેં 'મૅત્રીકયુલેશન' ની પરિક્ષામાં ૧૮૯૧ માં ફત્તેહ મેળવી. અત્રે વડાઇ લઇને હુ લખતી નથી! ૪૫ વર્ષોની વાત ઉપર પારસી બાનુંઓ 'મૅત્રીક' થાય એ લગાર શાબાસી ભર્યું ગણાતું હતું! આજની માફક સેંકડો બાનુંઓ તે વેળા 'મૅત્રીકયુલેશન' ની પરિક્ષા આપતાં નહિં હતાં. હું પાસ થઇ તે વેળા મારા પિત્રાઇ-ભાઇ રૂસ્તમનો એક ભાઇ ત્રણ વખત 'ફેલ' થયો, ત્યારે તેનાં બાપે કહ્યું—"જો! આ છોકરી પાસ થઇ, ને તું ત્રણ વખત 'ફેલ' થયો!"

અત્રે મારે જણાવવું જોઇએ કે માતાજી તેમજ પિતાજી તરફનાં કુટુંબમાં છોકરીઓમાં તેમજ છોકરાઓમાં હું **પહેલ્લીજ** 'મૅત્રીકયુલેશન'ની પરિક્ષામાં પાસ થઇ હતી; કાકા, મામા, માસા, ફુઆ, ભાઇ શેહરાબ, મરહુમ ભાઇ ખરશેદજીનો દિકરો પાલનજી, મારા કાકાનો દિકરો પીરોજશાહ, મામાના દિકરાઓ, માસાના દિકરાઓ, ફુઆના દિકરાઓ તે વેળા 'મૅત્રીક' થયા નહિં હતા! હું પાસ થઇ તેથી જો કોઇબી ખુશ થયાં હોય તો મારાં માતાજી, મારા ભાઇ સોહરાબ, તેમજ મારા પિત્રાઇ-ભાઇ રૂસ્તમ!

સને ૧૮૯૧-૯૨ માં અમે કરેલવાડીથી ખાલી કરી તારદેવ મી. જમશેદજી કરાકાનાં ઘરમાં જઇ રહ્યાં. એ તારદેવ તરફ પછી પામે-પાસેનાં બીજાં બે ઘરોમાં જગ્યાની તંગીને લીધે જઇ રહ્યાં; કારણ અમારા એક સગા ખાનબહાદુર રતનજી એ. પારખ કૅમેસરીએટના હેડ-કલાર્ક હોવાથી અને તેમની બદલી મુંબઇમાં થવાથી તેવણ પોતાનાં ધણિઆણી ધનબાઇજી સાથે અમારાજ ઘરમાં રહેવા આવ્યા. તેમજ મારાં શિક્ષક બાઇ જરબાઇ ફકીરજી પટેલ વિધવા થવાથી ને એકલાં પડવાથી તેમણે પણ પોતાની સાથે રાખ્યાં. રફતે રફતે મારાં ભોંજાઇનાં ભાઇઓ, તેમજ બીજા સગાં-સ્નેહીના છોકરાંઓ વિદ્યા-અભ્યાસ કરવા આવ્યાં. અમારૂં ઘર તો 'હોસ્ટલ'માં જાણે બદલાઇ ગયું! ૧૨-૧૩ જણાં થઇ ગયાં! બબરચી અને નોકરો રાખ્યા, છતાં બિચારાં મારાં માતાજી સહવારથી સાંજ સુધી

બધાંની કાળજી ને દેખરેખ રાખી ઘરનો ભારી કારભારનો બોજો બને, નહિં બને,-તોપણ ઉઠાવી લે! બધાંને રાજી રાખવા અને બધાંનાં મિજાજ સંભાળી લેવા મેહેનત–જેહેમત ઉઠાવે!

ભાઇ શોરાબ પોતાની તરફનાંઓને ઘેરમાં લાવી રાખે, મારાં મોંજાઇ પોતાને મહીરેનાંને પેહલી સગવડ આપી રાખે, ને જગ્યા જ્યારે ઘેરમાં નહિંજ થાય, ત્યારે તેવણ તેઓને જૂદા ઘરમાં રાખી અમારા ઘેરમાંથી ભોંણાં તેઓને પૂરાં પાડે! માતાજીએ પોતાની એક બ્હેનના દિકરાને ઘરમાં રાખ્યો, ને ભાઇ ટેમુલજીની એક દીકરી દીનબાઇને ૭ વર્ષો એક પૈ લીધા વિના રાખી. એ છેલ્લાં બે જણનું મારાં માતાજી દયાથી પાલણ–પોષણ કરતાં હતાં. બીજાંઓ પંદર–પંદર રૂપરડી મહિને આપી બધાં આસાંનીથી જમ્યાં! તેઓએ બચાવ્યું ને અમારૂં ખરચાવ્યું! તે કંઇ સસ્તો સુકાલ વખત નહિં હતો!

આવી રીતે શરમ–ભરમમા વર્ષો સુધી મારાં માતાજી અને ભાઇ સોહરાબે ઘર ચલાવ્યું! ઘરનું ધન ઘસડાઇ ગયું! એટલુંજ નહિં, પણ તે ૧૨–૧૩ માંથી કેટલાંકો તમામે તમામ **નગુણા, નિમકહરામ, બેમરવત ને ચશમચોર** નિવડયાં! કેટલાંકો એટલાં બેવકુફ, બેઅદબ ને બેશરમ બની ગયાં કે માતાજીનાં અને ભાઇ સોરાબનાં સ્વર્ગવાસ પછી મળવા–ભેટવા અને સાહેબ–સલામ કરવા પણ અખાડા કરી ગયાં! ઉપકારનો બદલો અપકારથી વાળવાનું આવું જંગી કંગાળ પ્રદર્શન મારી જીંદગીમાં જોઇ તેઓની અક્કલ ઉપર અફસોસનો નિસાસો નાંખ્યો!

આવા બીનહાંસલ અને ફોકટની વેહથી મારાં માતાજીની તંદુરેસ્તી–તબિયત ઉપર માઠી અસર થઇ ને ધીમે ધીમે તેવણ નબળાં પડતાં ગયાં, અને 'હાર્ટ'–ડીઝીઝ'થી પટકાઇ પડી જલદી સ્વર્ગવાસ થયાં! એ બધાં નગુણાંઓનું કંઇ ગયું નહિં! કમનસીબ અમો થઈ ગયાં! નગુણાંઓએ પોતાનાં સુખ–સગવડ ખાતર તેવણને જલદી પૂરાં કરી મૂંકયાં! તેવણના જીવને જપ કે શાન્તિ નહિં હતી!

મારાં સહનશિળ માતુશ્રીને બેહેસ્તમાં શાન્તિ તે કિરતાર બક્ષે!

શાન્તિ:! શાન્તિ:!!

* * * *

એટલુંજ નહિં, પણ મારાં માતાજીએ ૨૦) વર્ષો સુધી, પોતાનાં તેમજ વહુ–દિકરાનાં સગાં–સ્નેહીઓને આશરા–ઉતારા આપી ખુશીથી પરોણાગત કીધી, કેટલાંકોએ અમારા ઘરને જૂદાં જૂદાં નામ આપ્યાં: 'પાલમકોટનું સદાવ્રત,' 'પાલમકોટની હૉસ્પીટલ,' 'પાલમકોટનું સેનેટોર્યમ!' 'પાલમકોટની ધર્મશાળા!'

કોઇ લગ્ન કરવા ઉતરે, કોઇ અદરાવવાની ક્રિયા કરવા આવે, કોઇ લગ્નનાં કપડાં વસાવા આવે, મુખ્ય કરીને વહુનાં મહિરાં તરફનાં સગાંઓની સગવડ માતાજીએ અને ભાઇ શેરાબે ૨૫) વર્ષો સુધી ચાલુ પરોણાગત કરી, આશરા–ઉતારા આપી, સુખ–સગવડ સાચવી તન–મન–ધનથી (બન્ને મા–દિકરાં) તવાઇ ગયાં! એ બન્નેનાં, મુખ્ય કરી શેરાબનાં સ્વર્ગવાસ પછી, તેઓ બેગાના મરદ–ઓરતો બની ગયાં!

કાંય? કારણ, ખરૂં–સાચ્ચું જગતે જાણ્યું, ત્યારે ખારૂં–મોળું–તીખું લાગ્યું!

પૃથ્વિની પ્રદક્ષિણા કરતાં પણ ન જડે એવાં એક જંગી પ્રદર્શનમાં નગુણાપણાંનાં કંગાળ નમુનાઓ જોઇ જીવ કમકમવા લાગ્યો, ને અફસોસનો નિસાસો તેઓ ઉપર નાંખી હું ખસી ગઇ–અળગ થઇ ગઇ! તોપણ તેઓ **પાછળથી** પોતાની જીવતી જીંદગીમાં જોઇને પછી પસ્તાવા લાગ્યાં કે મારા જેવી એક નિર્દોષ બાઇને તેઓએ ગેરઇનસાફ કીધો! **જ્યારે ખુદાનો કોપ ઉતર્યો ત્યારે!**

## ૧૮૯૭ માં મરકી!

૧૮૯૫–૯૬ માં મી. કરાકાના ઘરમાંથી ખાલી કરી મી. ફરામજી કેપટનનાં બંગલામાં અમે જઇ રહ્યાં, ત્યાંનો ઉપલો હેવાલ છે. એ બંગલામાં અમો રહેતાં હતાં તેજ વખતે મુંબઇમાં મરકી ફાટી નિકળી! એ નહેસ્ત રોગને લીધે મુંબઇ ઉજ્જડ થઇ ગયું! લોકો મુંબઇ છોડી ગયાં! ત્રેનો ભરાઇ ભરાઇને જઇ લોકો દેશાવર નાહસી જાય ને ત્યાંનાં લોકો ધાસ્તી ખાઇ ગયાં. મારાં બોન્જાઇને પણ તેણીનાં મા–બાપે બોલાવી લીધાં. સાથે ભાઈ સોહરાબ પણ ગયા. અમો તો મુંબઇમાંજ રહ્યાં. હું તે વખતે શિખવવા જતી હતી. રસ્તાઓ વેરાન જેવા લાગે! ગાડી તો દેખાયજ નહિં! લોકોનાં બબ્બે ને ચાર ચાર માળનાં મકાનો બંધ જોઇ એકાંત રસ્તા ઉપર ચાલતાં જાણે ધાસ્તી મને લાગે! અમારાં ઘર આગળથી પંદર દહાડે એક ઘોડાની ગાડી જતાં જોઇ મેં માતાજીને કહ્યું:

માય! આજે તો અહિંથી એક ઘોડાની ગાડી ગઇ! 'ભાઇ સોહરાબ રોજ માયને કાગળ લખી મુંબઇથી ચાલી આવવા લખે, પણ માતાજી હિમ્મત રાખી રહ્યાં. તે વેળા શિખનારાં મારાં છોકરાંઓ ઘણાં નહિં હતાં, તેથી મેં મારો વખતનો ઉપયોગ કીધો અને

## સહનશિળ સુંદરી

નામનું ૬૮૬ પાનાનું એક પુસ્તક લખવામાં રોકાઇ ગઇ!

એ મરકીના બુરા રોગમાં બિચારા મારા તેહમુલજી મામા સપડાઇ ગયા, ને મરણુને શરણુ થયા!

## માતાજીનાં હમાબાઈ ફુઈ
અને
## દીનબાઈ ફુઈ.

માતાજી પોતાની જીંદગીના હેવાલમાં એમનાં ફુઇ હમાબાઇ અને દીનબાઇ ફુઈ વિષે લખવાનાં હતાં, પણ એમનો હેવાલ અધુરો રહેવાથી જેટલું હું જાણું છું એટલું ટૂંકમાં લખું છું.

એમનાં હમાબાઇ ફુઇ મારાં માતાજીને વહુ કરવા અતિ આતુર હતાં; પણ મારાં માતાજીએ પોતેજ નાં કહેવાથી ઘણાં દિલગીર થઇ ગયાં. એમનાં એક પૂરા દિકરા જેવણુ આખાં કુટુંબમાં **પેસ્તનજી ભાઈ** તરિકે ઓળખાતા હતા,

## પેસ્તનજી ભાઈ.

તેવણુ જ્યારે મા-બાપનો આશરો ખોહી બેઠા, ત્યારે મારા મમાવાજી તેવણુને પોતાની સાથે એડન ધંધા-નોકરી સારૂ લઇ ગયા. પેસ્તનજી ભાઇને તે પછી મારા મમાવાજીએ તેમજ તેવણુના વડા ભાઇ બેહરામજીએ પરણાવ્યા. પેસ્તનજી ભાઇના ત્રણ ફરઝન્દો હોમાય, પીરોજશાહ અને સોરાબજીને સારી સ્થિતિમા મૂંકી, અદરાવી-પરણાવીને પછી સ્વર્ગવાસ થયા. આ ત્રણ છોકરાંઓમાં સોરાબજીએ ડૉકટર થઇ, વેલાતની F. R. C. S. ની 'ડીગ્રી' મેળવી દીલ્લીમાં આંખની મોટી 'ચૅરીટી ઑસ્પીટલ' ઉઘાડી મા-બાપનું નામ અમર રાખ્યું. જે ઑસ્પીટલ

## "ડૉકટર શરૉફ્સ ચૅરીટી આઇ ઑસ્પીટલ"

ને નામે દીલ્લીમાં જાણીતી છે. લગભગ ૨૨) વર્ષો થયાં ડૉકટર શરૉફ ઘણી ફરોહમંદીથી આ આંખની ઑસ્પીટલ મુખ્ય કરીને હિંદુઓ તેમજ

મોહમેદનોને લાભ આપી—ચલાવે છે. રોજનાં હિંદુઓ અને મુસલમાનો મળી એ સખાવતી ખાતાંનો લાભ લગભગ ૩૦૦ ની સંખ્યામાં લેછે. લગભગ ૯૧,૦૦૦ દર્દીઓએ ગયે વર્ષે આ સખાવતી ખાતાંનો લાભ લીધો છે; એ ઑસ્પીટલનું ફંડ લગભગ ૬,૦૩,૦૦૦ નું હોવાથી ઘણાં ગરીબોને ખોરાક-દવા મફત મળે છે. ઑસ્પીટલનાં કારોબારીઓમાં **ડૉકટર અનસારી, પીઆરીલાલ** પ્લીડર અને **સર અબદુર રહેમાન** જેવા જાણીતા મહસ્થો છે, અને સ્થાપક ડૉકટર શરૉફ 'મૅનેજીંગ ત્રસ્ટી' છે. આ ઑસ્પીટલ ૧૯૧૪ માં ૧ લી જુલાઇએ માત્ર ૨) દર્દીથી ઉઘાડી હતી.

## એક પારસી.

પોતાની વિદ્વતાથી જાત-પરજાતનો તફાવત રાખ્યા વિના, મોટે ભાગે **હિંદુ** અને **મુસલમાનો** માટે ઉદાર દિલથી આંખ જેવાં અમુલ્ય રત્નની દયા-માયા અને લાગણી-દિલસોઝીથી મુફત સારવાર બાવીસ વર્ષો સુધી કરે, ત્યારે તે પારસીનું જીગર કેવું હોવું જોઇએ તે **હિંદુ-મુસલમાનો** માટે વિચાર કરવા યોગ્ય છે। દીલ્લીનાં દૂર દેશાવરમાં કોણે એમની કદર બુઝી છે? ભાઇબંધ કોમ સાથે હલીમલીને રહેવાનો-ચાલવાનો, તેઓનાં દુઃખની દાઝ હૈયે ધરવાનો આથી શ્રેષ્ટ બીજો દાખલો આપણને ક્યાં મળશે? કોમ-કોમ વચ્ચે સુલેહ-સંપ અને એખલાસ વધારવાનો આવો ઉત્તમ હેતુ હિંદમાં કેવો બોધદાયક, નોંધ લાયક અને નકલ કરવા જોગ છે। આવી રીતે જો ઘણાં આસામીઓ વર્તે તો હિંદમાંથી અશાંતિ દૂર થાય।

ડૉકટર શરૉફના માતાજી ધનબાઇજી સુરતી ખાનદાનના હતાં. બાઇ ધનબાઇજી અસલથીજ ઘણાં રાંક, અસરાફ, માયાળુ, ધર્મી, નરમાસવાળાં અને નેક ખસલતનાં હતાં.

આજે જે ઉદાર ખવાસ, ઉત્તમ ખાસિયત અને પરોપકાર તથા પરમાર્થનાં શ્રેષ્ટ ગુણ ડૉકટર શરૉફમાં જોવામાં આવે છે, તે એમનાં **માતા** તરફથી ઉતરેલા છે।

આ ભલા પિત્રાઇ-ભાઇને મારા સગા કહેતાં ઘણી ખુશાલી લાગે છે।

સાબાશ। ડૉકટર શરૉફ, તમારે માટે બીજાં ૫૦) વર્ષો **પછી** બેહેસ્તનાં બારણાં ઉઘાડાં છે। ત્યાં આપણે બન્ને પિત્રાઇ ભાઇ-બેહેન સાથે મળીશું. અને અહિં આ અવનિમાં આપણે બન્નેએ જે લોક-સેવા બજાવી છે, તેનો બદલો બખ્શાયશગર આપણને બેહેસ્તમાં બક્ષી વાળી આપશે.

## દીનબાઈ ફુઈ.

મારાં માતાજીનાં આ સૌથી નાનાં ફુઇ ૧૮૪૮માં તા૦ ૭મી જુનને દિને

### શેઠ જમશેદજી સોરાબજી ખરાસ

સાથે પરણ્યાં હતાં. બાઈ દીનબાઇ મરહુમ શેઠ સોરાબજી ફરામજી ગોદરેજજી ગવરનરનાં દિકરી હતાં. જેવણ સાસરિયાંમાં સુનાવહુને નામે જાણીતાં હતાં.

આ ખરાસ કુટુંબનો ટુંક હેવાલ મારાં માતાજીએ પોતાની જીંદગીનાં હેવાલમાં લખ્યો છે.

શેઠ જમશેદજી સો. ખરાસે એડનમાં દરિયે કિનારે તવાહિમાં આવેલા 'ક્રૅસંટ' ઉપર 'ખરાસ બિલ્ડીંગ્સ' નામનું એક મોટું મકાન ભાગીદારીમાં બાંધ્યું હતું. પોતાના પિતાજી તથા ભાઇઓ સાથે મળી એવણ યુરોપ, અમેરિકા તથા અર્બસ્તાનમા વેપાર ચલાવતા હતા. પાછળથી એવણ શેઠ "બરજોરજી સો. ખરાસ"ની કંપનીમાં ભાગીદાર તરિકે રોકાયા હતા. એ નવા ધંધામાં તેમને જીંદગીએ યારી આપી નહિં, અને સને ૧૮૭૫ની ૪ થી નવેમ્બરે સ્ટીમર 'દીલ્હી'માં એડનથી મુબઇ આવતાં "સોકોટ્રા"નાં ટાપુ આગળ મરણ પામવાથી એમનાં સબને દરિયામાંજ દફનાવવામાં આવ્યું!

મર્હુમ જમશેદજી પોતાની પાછળ ધણિઆણી દીનબાઈ ત્રણ દિકરાઓ, દારાબશાહ, મીનોચેહર અને બેહરામ, તેમજ બે દિકરીઓ મીસીસ શીરીનબાઇ પીરોજશાહ ખરાસ અને મીસીસ માણેકશાહ પદર મૂંકી મરણ પામ્યાં.

### દારાબશાહ જ. શે. ખરાસ

૫૩) વર્ષો ઉપર મને શિખવવા આવતા હતા. એવણ ૧૮૮૫ ના ફેબ્રુઆરીમાં સ્વર્ગવાસ થયા. ૫૧) વર્ષો પૂરાં થયાં છે, તોપણ એમનો શાંત સ્વભાવ, સભ્યતા, રીતભાત, ધીરજ, એમનો રાંક નમાનો ચેહરો અને શોખની સેવા હું ભૂલી શકિત નથી! મારાં જીગરમાં આભારની લાગણી સહિત એમની બીનહાંસલ સેવા કોતરાયલી આજેબી રહી છે!

તે કિરતાર એમના આત્માને શાન્તિઃ બક્ષે!

એમના બીજા નાના ભાઈ

## મી. મીનોચેહર જ. સો. ખરાસ.

એફ સી આર એ., એફ એસ એસ (લનડન)

એમનો જન્મ ૧૮૬૯ ની તા. ૨૫ મી ડીસેમ્બરે થયો હતો, અને એમના લગ્ન મુબઈમા ૧૯૦૬ ની જેન્યુઆરીની ૬ ઠ્ઠી તારિખે એમના કાકા મર્હુમ શેઠ રૂસ્તમજી ખરાસના વડા બેટા મર્હુમ મહેરજીભાઈનાં ત્રીજા દિકરી શીરીનબાનું સાથે થયા હતા.

ભાઇ મીનોચેહર ઓરિએનટલ ગવર્નમેન્ટ સીકયુરીટી લાઇફ ઍસ્યુરન્સ કમ્પની લીમીટેડની હેડ ઑફિસમા કમ્પનીનાં ચીફ એકાઉન્ટન્ટનો મોટો જોખમ ભર્યો ઓધ્ધો મોટા દરમાયા સાથે ભોગવે છે એક હિદીવાન માટે એ ઘણો માન ભર્યો ગણાય

એમની જાતી બાહોસી અને ચાળાકીથી આજે રૂ. ૨,૦૦૦/-મહિને મેળવી શકે છે, એટલુજ નહિ, પણ ૪૭ વર્ષોમા એમની ગેરહાજરી એક પણ દિવસે નોધાઇ નથી મેં સાભળ્યુ છે કે એમના લગ્નને દિવસે પણ એવણુ ઑફિસ ગયા હતા, ને સાજે રજા મળવા પછી પરણવા આવ્યા હતા!

વધુ અજબ જેવુ તો વળી એ છે કે એમનાં માતાજી મરણુ પામ્યાં ત્યારે પણુ ઑફિસ ગયા ને બપોરે માત્ર ત્રણુ કનાક પાયદસ્ત કાઢતી વખતે ઑફિસથી ગેરહાજર રહ્યા હતા આ તો અવધિ થઇ!

પ્રમાણિકપણે ખત અને કાળજીથી પોતાના કામકાજ ઉપર ઓસ્તવાર રહેનાર આના ઉત્સાહી મેવકો થોડાજ હશે!*

### સેવા અને નિમકહલાલીનાં
### આવા નૌતમ નોંધલાયક દાખલાઓ

આપણુને જવલેજ જડે છે!

ભાઇ મીનોચેહર ૬૮ વર્ષની વયે પણુ લોક-સેવા નીચલા ખાતાઓમા બીનહાસલ બજાવે છે —

*ખરાસ કુટુબની ઉપલી ટૂક નોંધ 'કાવસજી દીનશાહ મેમોરિયલ વોલ્યુમ" માંથી મેહરબાનીની રાહે ભાઇ મીનોચેહરે મને ઉતારી લેવા દીધી છે

લીખાઇતું લી૦ પાલમકોટ.

"મરણ વખતનાં અરસપરસનાં લાભનાં ફંડો."
"બિલ્ડીંગ્સ એસોસીએશન."
બીજી મંડળીઓનાં 'મૅનેજીંગ' તથા 'વર્કીંગ ત્રસ્ટી.'
"ઑનરરી ત્રેઝરર."
"ઑનરરી ઑડિટર."
આ બે પિત્રાઇ-ભાઇઓએ વડવાઓનાં નામને પ્રખ્યાત કર્યું છે!
આ બે પિત્રાઇ-ભાઇઓએ મારી માફક આખી જીંદગી લોક-સેવા બજાવી છે!

## ધર્મ-ક્રિયામાં રોજ માહની ગણત્રી.

તા. ૧૦ મી નવેમ્બર ૧૮૮૭ ની માતાજીની એક નોંધમાંથી નીચે પ્રમાણે આપણા ધર્મ ને ક્રિયા-કામની ગણત્રીને લગતું એક લખાણ નોંધ લાયક હોવાથી થોડું ઉતારી લઉં છું—
"નોંધ"

"આજે મારાં જનમનો ખરો રોજ છતાં ખુદરતે બતાવેલી ગણત્રી પ્રમાણે, અને ખોરશેદ યજદની ચાલ પ્રમાણે જોતાં તો મારાં જનમનો દિવસ તા. ૨૦ મી નવેમ્બર આવવો જોઇએ, પણ ખોટી ગણત્રીને લીધે આટલી ફરીયાદો થવા છતાં મારા નેક હમજાતીઓ જાણે લાઇલાજ હોય તેમ નબળાઇ બતાવે છે; પણ એક વખત હીમતથી બાહેર પડી તેનો બંદોબસ્ત નથી કરી શકતા, કારણ તેઓ પોતાનું રાજ ખોહવાથી નબળા છે, તેઓની રગોમાંથી રાજનું લોહી નબળું ને આસીઆળું પારકે આધારનું થઇ પડવાથી કાંઇ કરી શકતા નથી. એમ હું મારા પોતાના વિચારથી ધારૂં છું; પણ કોઇ જમાનો એવોબી આવશે, કારણ એ સૌથી ઊંચામાં ઊંચો ને પહેલે દરજ્જેનો જરથોસ્તી મહઝબ લોકો આગળ જેમ ખુલ્લો થતો જશે, તેમ એ ખરા ને ખાલેસ ને એક ખુદાને માનનાર બુલંદ ધર્મની ખુબીઓ પીછાણતાં શીખશે.

મારૂં દીલ એ ધર્મ ઉપર બચગીથી ને હું સમજમાં આવી ત્યારથી ફીદા-છે.

૧૮૬૨ માં મેં 'શાહનામુ વાંચ્યું છે. તેમાં કાંઇ ધર્મ વીશે નથી લખેલું, પણ તે કયાનીઓનાં કીસ્સાથી મારા મગજમાં જે સાગ વીચાર બેસી ગયો છે તે કોઇ કાલે મીટનાર નથી.

મારી ૧૮૭૬ ના સાલની નોંધમા મેં વીસ્તારી લખ્યું છે, પણ મને વખત મળશે તો વધુ વીસ્તારીને લખશ પાક યઝદાન, મારો પેદાનો કરનાર ખુદાની મારા પર મેહરબાનીની જોઇએ તેની મદદ વગર હું શું કરી શકું? કાઇજ નહીં. બધામા ખુદાની મદદ! તેના વના તો બધું ફોકટ જાણો બસ, તે સાહેબને તમે હરદમ યાદ કરો! ને સાચું બોલો! સાચું, સાચું! સુતાને પાયેતી સચ્ચાઇ જાણજો. એવી શીખામણ મારાં બચ્ચાંઓને તેઓની ઉઘરતી વએથી હું દેતી આવીછ."

મારાં વ્હાલાં માતાજીનું એકીન ખુદા ઉપર, ધર્મ ઉપર ને સચ્ચાઇ ઉપર કેટલું રીદા છે, તેનો આ પુરાવો છે.

## માતાજીએ 'રાસ્ત ગોફતાર' માં લખેલો ચર્ચા-પત્ર.

સને ૧૮૭૮ ની ૬ ઠ્ઠી જુને મારાં માતાજીએ 'રાસ્ત ગોફતાર' માં એક ચર્ચા-પત્ર છાપવા માટે મરહુમ મી. કેખુશરા ન. કાબરાજીને એક કાગળ લખ્યો હતો, જેની નકલ મારા હાથમા આવવાથી રજુ કરૂ છુ.

"મહેરબાન ભાઇજી,

કેખશરો નવરોજી કાબરાજી

"જત, ભાઇજી આ ચીઠી સાથે બીડેલું એક ચર્ચા-પત્ર છે તેને તમારા અમુલય પત્રમાં જરૂર જગ્યા કરજોજી, ને તમો પણ તમારૂં મત આપજોજી. તમો એમ નાં સમજતા કે ઘણું લંબાણ થયુંછ, પણ ઘણું ટુંકમાં લખ્યુંછ

મારૂં નામ નહી આપ્યું તે વીશે જાણવુ એ જે ઘણું અગત જેવું કાંઇ નથી."

"લી○ એક જરથોસ્તી બાનું."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે મારા માતાજી પણ જાહેરમા લખાણ કરવા ઘણા શોખીન હતા

લગભગ ૫૮ વર્ષની વાત ઉપર કવચીતજ પારસી બાનુંઓ જાહેરમાં લખાણ કરતા હતાં.

સાહિત્ય તરફના એમનાં શોખનો આ એક પુરાવો છે.

૧૮૯૯ નાં માર્ચ માસમા અમો મી. પેસ્તનજી પદરના બંગલામાં રહેવા ગયાં.

આ બંગલો એક માળનો બાગ-બગીચા અને ફુંવારા સાથનો ગ્રાંટરોડના પુલની હેઠળ હતો. માળ ઉપર ઘેરવાળાં પોતાનાં કુટુંબ સાથે રહેતાં હતાં.

સને ૧૮૯૯ માં મી. પે. પદરનાં બંગલામાં ગયા પછી ફક્ત ચાર વર્ષ ને ત્રણ માસમાં મારાં વ્હાલા માતાજી ૧૯૦૩ ની પાંચમી જુને સ્વર્ગવાસ થયાં.

આ અસહ્ય માહેતમભર્યા બનાવથી મારી જીંદગીમાં અંધારું થયું! હું ખુશ તો હતીજ નહિં, પણ વધુ ગમગીન બની! મારા સ્વતંત્ર ખ્યાલ પ્રમાણે શિખવવાનો ધંધો—જે મારા ગુજરાનનું એકજ સાધન હતું—તે મેં ચાલુ રાખ્યો. મારા મનમાજ હું ગમમાં એટલી ગીરફ્તાર હતી કે છ માસ સુધી પીઆનો વગાડવા મને ગમ્યું નહિં! તે એટલા સુધી કે શિષ્યોને પણ મોંહડેથીજ સમજાવીને શિખવતી હતી.

મારે મનથી ફાલો-હીસ્સો વારસો-દોલત બધું ધુળ બરાબર હતું! મેં મારાં માતાજીને પણ કોઇ દિવસ પૃછ્યુ કે કહ્યું નથી કે "મારે વાસ્તે શું રાખ્યું છે?" કે કોઇ દિવસ જાણવાની પણ જીજ્ઞાસા કીધી નથી! હું તેવણને કહેતી કે તમો છેવો એટલે લાખો રૂપ્યા છે! મેં એમની કબાટ-ખાનાં પણ કોઇ દિવસ ઉઘાડીને જોયાં નથી, તેમજ જાણવાની દરકારખી કીધી નથી! જે એવણે પોતે આપ્યું હશે તેજ રાખ્યું છે.

જ્યારે મોતને બિછાને પડયાં, ત્યારે એમની કબાટમાંથી કપડાં લાવવા કુંચી આપતાં, ને તે હું રાખતી હતી; ત્યારે પણ મેં કબાટ ઉઘાડીને જોયું નથી કે શું છે! એમનાં બિછાનાંની બરાબર સાંમેજ કબાટ હતી, ને તે ઓરડામાં બધાં ચાલુ કરતાં હતાં. તે ઓરડો હંમેશાં ઉઘાડો રહેતો હતો.

એમનાં ઉઠમણાંને દિવસે મારા ભોંજાઇએ મારી આગળ આવી માતાજીની કબાટમાંથી કંઇ કાઢવા કુંચી માંગી. તે દિવસથી કુંચી મેં ભાઇ-ભોંજાઇનેજ સોંપી, કે જેથી કોઇ મારી ઉપર તરકત-તોહમત જોડી કાઢે નહિં!

માતાજીનાં મરણ પછી મેં એમની કબાટ કે ખાનાં જોયાં પણ નથી કે તેમાં શું જણસ કપડાં કે નાણાં છે! એક વર્ષ પછી જ્યારે ભાઇ-ભોંજાઇએ જે માતાજીનાં કપડાં આપ્યાં, તે મેં મારાં એક ગરીબ સગાં

ધનબાઈજીને આપી દીધાં. જણુસમાં એક હાથની એક સોનાની બાંગડી ને કંઈ શેર-લોન. જે વેચતાં રૂ. ૮૦૦) ઉપજ્યા તે રહેવા દીધા.

મને પૈસાનો લોભ હતોજ નહિં. મને તો માય-ભાઇ જોઇએ! જેઓ જોઇએ તેઓ મને પાછળ નાંખી ગયાં! તો પછી જણુસ-પૈસા-કપડાંને શું ઉંચકીને અફાળવાનાં છે?

'વ્હાલા ભાઇ શેરાબ ગુજર્યા ત્યારે પણ મારો તેજ વિચાર! મેં પ્રથમથીજ મારા ભોંજાઇને કહ્યું હતું કે મને વારસો-હીસ્સો-પૈસો કાંઇ જોઇતું નથી! મારે ભાગનુંબી તમેજ લેજો, ને અહિંજ રહેવો. ખરી રીતે મને કંઇ પણ સોરાબનાં સ્વર્ગવાસ પછી મળ્યું હોય, તો મારા પિતાજીની સબી, મારા જન્મથી ઘરમાં આવેલું જેમ્સ મૅકેબ 'રૉયલ એૅકસચેન્જ'નું એક સુંદર મ્યુઝિકનાં જેવું અવાજવાળું ઘડિયાળ, અને મારા વડવાઓએ ૧૮૦૧ માં પાલમકોટામાં સ્થાપેલી પેઢીમાંની એક બીલોરની 'ડીકેન્ટર' આ ત્રણ ચીજો મને મળી.

જે ભાંગો-તૂટો સામન ને જુનાં વાસણ એવણ મારા આ ઘરમાં રાખવા આપ્યાં હતાં, તે મેં રૂ. ૩૦) ખરચીને 'ગુડસ' ત્રેનમાં મોકલી આપ્યાં. મારી તરફથી તકલીફ ઉઠાવી ભલા ભાઇ અરદેશર મા. મીસ્ત્રીએ 'ગુડસ ત્રેન'માં અમદાવાદ એવણને મહિરે મોકલવાની મેહેનત લીધી. મારાં ભોંજાઇ કહીને મૂકી ગયાં કે "એટલું તમો રાખશો તો હું મુંબઈ આવસ, ત્યારે મને લાગસે કે હું મારાં ધણીનાંજ ઘરમાં આવી!" મેં થોડા માસ રાખ્યું. પણ મહિરે ગયા પછી એમના કાગળ-પત્રના વેહવારમાં મેં જોઇ લીધું કે એવણ તમામ બદલાઇ ગયાં હતાં—દયાહિણ, અક્કલ-હિણ ઇનસાનોની બુરી સલાહ માનીને—જેથી કંઇ પણ મારાં ઘરમાં રાખવું મેં નામુનાસેબ ધાર્યું! તે સામનનાં 'ગુડસ ત્રેન' નાં નુરનાં રૂ. ૩૦) મોકલ્યા નહિં; પણ સામું લખી મોકલ્યું કે "એ કચરો અહીં કાંય મોકલ્યો?" એ ઉપરથી સિદ્ધ થાય છે કે સોનું-રૂપું-હીરા-મોતી-માણેક રોકડા નાણાં, ને સામન-વાસણ લઇ ગયા તે કચરો નહિં હતો! જ્યારે મારાં ઘરમાં કચરો મૂંકી ગયાં હતાં! ખરું કેની?

આ લખવાની મારી નેમ ફકત એટલીજ છે કે હું લોભી-લાલચુ નથી. ભાઇ સોરાબનાં સ્વર્ગવાસ પછી ઉપલી ત્રણ ચીજો સિવાય પૈસામાંથી એક પૈ પણ મેં લીધી નથી, તેમજ કપડાં ને 'ફર્નીચર' અને વાસણમાંથી

એક ચીજ પણ મેં માંગી નથી કે લીધી નથી. ઉપલી ત્રણ ચીજો પણ એવણેજ ખુશીથી આપી ને તે મારા વડવાઓની હોવાથી મેં લીધી હતી.

ભાઈ સોરાબ સ્વર્ગવાસ થયા, ત્યારે ચાર મામમા જે ખરા બનાવો બન્યા તેનો હેવાલ ૧૯૪૦ મા વિસ્તારીને લખીશ! હમણાં એટલુંજ જણાવવું જરૂરતું ને પુરતું છે કે મને માણસ જોઇએ, પૈસા નહિં જોઇએ!

જ્યારથી મે શિખવવાનું શુરૂ કીધું, ત્યારથી મને જોઇતી ચીજો હુ ખરીદતી, જેથી મારાં માતાજીને ઘણી રાહત મળતી! માતાજી સ્વર્ગવાસ થયા પછી ભાઇ સોરાબની હૈયાતી દરમ્યાન તો દરેકે દરેક ચીજ ખરીદતી, એટલુંજ નહિં, પણ મારા અભ્યાસના ઓરડાનું ભાડું પણ આપતી હતી. ઘરમાં ફકત જમતી હતી, તે માફ!

મારાં મોત પછી આ સાચી વાત કોઇ દુશ્મનો ખોટી જણાવે તો જાણજો ને માનજો કે તે એક હડહડતું જુઠાણું છે! મેં ફકત મારો ખુલાસો ને બચાવ કર્યો છે, તે માટે વાચક-વર્ગની દરગુજર ચાહું છું!

મારાં માતુશ્રી માટે લખાયલી કેટલીક કવિતા આ કિતાબમાં દાખલ કરૂં છું.

મારાં વ્હાલા માતાજીની જીંદગીનો હેવાલ જે એમણે અધુરો લખ્યો હતો તે મારી બનતી તજવીજે **એમનીજ ઇબારતમાં** પૂરો કરૂં છું.

એમની બે કવિતા અને કેટલાક લખાણો અત્રે રજુ કરૂં છું, જે વાંચ્યાથી વાંચક-વર્ગ વાકેફ થશે કે મારા માતાજી કેવાં દુરઅંદેશ, ડહાપણવાળાં, બુદ્ધિવાન, સહનશિળ, ભલાં, ખેશ-કુટુંબની દાઝ હૈયે ધરનારા, દયાળુ-માયાળુ-પ્રેમાળ, નીતિવાન, ધર્મી, ખુદાને પિછાનનારા, અને **સગાં-સાવકાંઓને** દયા-દિલસોઝીથી પાંખ-પાસાંમાં લઇને બેસનારા હતાં! આવાં સામટાં સુલક્ષણવાળાં સદ્દગુણી સ્ત્રીઓ પારસી કોમમા તો શું પણ પર કોમમાંબી ઘણાં ઘણાં થોડાં હશે એમ ધારૂં છું, ને માનું છું.

એમનાં મનન કરવા યોગ્ય થોડા લખાણો બોધદાયક હોવાથી નીચે રજુ કરૂં છું.

---

"મારા મનનાં વીચારો.

"તા૦ ૧૦ મી માર્ચ, સને ૧૮૭૬.

લખનારઃ—બાઈ આવાંબાઈ લીમજીભાઈ પાલમકોટ.

## "ખુદાને પીછાનો!

"ઇનસાંન! તારી ખરી ફરજ ને દર બામદાદે બીછાંનેથી ઉઠતાં, પેહેલું ફરજીઆત કામ એ છે જે, આપણા પેદાના કરનાર મહા બળવાન, ખુદાને યાદ કરવો. જેનાં બુલંદ નામથી દીલમાં હીમ્મત, જોર અને કીમતી આશાઓ બાંધવામાં આવે છે. જેટલું તે સાહેબનું નામ મને પ્યારૂં છે, તેટલું તે સર્વેને હશે. ખુદાને તરેહવાર મહા માનથી આપણે યાદ કરીયે છીયે. મારી એવી પાંચ મીનીટ કદાચ ખાલી જતી હશે કે જેમાં હુ અમુલ્ય દાવરને નહીં યાદ કરતી હોવું. મારી ઝબાંન પર દર મીનીટે સર્વે કામ, નામ, ઠામ ભુલી જવા છતાં, ખુદરતનો વાલી અને મારા ખરા માલેક ને, મારી કદરનો જાંણનાર એ મહા પ્રતાપી ખાવંદનું નામ હું દર પલ કે મીનીટે યાદ કરૂં છું. એ બુલંદ નામમાં કેવી ફત્તેહ હોય છે, તે ઇનસાંન જાત સમજતો હોવો જોઇએ, તેમજ મારૂં ધારેલું, ઘણું નહીં તો થોડું પણ બને છે. માણસ જાત અતી ઘણો લોભ લાલચ ધરાવનાર હોય છે. દુન્યામાં તેની અમુલ્ય જીંદગીનો છેડો આવે છે, પણ તેની ભલી આશાઓ ઉમેદો ને કામોનો કશો છેડો આવતોજ નથી, અને છેવટે તે કાંઇ પુરૂં કરતોજ નથી! તે સર્વે આશાઓ અને ઉમેદો અધુરી નાખી તકદીરને અને મોતને તાબે ગમે એવી હીમ્મત, જોર, હુશીયારી, બહાદુરી, ચાહે તેવી મગદુર ધરાવતો હોય, સેંકડો પરગણાંનો માલેક અને દુન્યાનો ખજાનો ધરાવતો હોય, પણ મોત કે જે છેવટનો છેડો અને ખુદરતી બનાવ હોય છે, તે તેને કદી છોડતું નથી. જેમ તે પોતાનું સર્વે અધુરૂં કામ નાંખી જાય છે, તેમજ પેદાના કરનાર મહા બળવાન ખાવંદનાં કેવાં કીમતી, અમુલ્ય, અતી ઉત્તમ, ઉપયોગી, નાદર ને ભલાં કામોનો અથાગ જથો તે ખાકી ઇનસાન જોવા પામતો નથી. એવાં નશીબવાન કોઇ નર કે નાર આ ફાંની દુન્યામાં જડનાર નથી કે, તે પેદાનાં કરનારની ઇનસાંન જાતને સારૂ પેદા કરેલી ચીજો તે જોઇ શકયો હોય.

ખુદરતનાં માલેક સૌથી પેહેલો દરજ્જો માણુસ જાતને આપેલો છે. માણુસ જાતને માટે ખુદાતાલાએ કેટલું કેટલું પેદા કર્યું છે. તેનો કાંઇ પારજ નથી. ઈનસાંનને માટે હમા ચીજો પેદા કીધી છે અને અતી ઘણો બુલંદ દરજ્જો ઇનસાંનને તે સાહેબે આપ્યો છે. જો યાદ કર્યે તો જીંદગીનો છેડો આવે, પણ તે સાહેબે માણુસ જાતને માટે જે પેદા કીધું છે તેનો છેડો નહીં આવે એવું હું સમજું છુ. કેવી બહોલી અફાગ દુન્યાઓ પડેલી છે કે જેનો છેડોજ નહિ હોય. એટલુંજ નહીં, પણ તે દરેક જુદી જુદી જાતની બનાવટ ને ધપછપ. ત્યાંનાં માણુસો પણ જુદાં. રીતભાત, ચેહેરો, મ્રવાસ, ખાશીયત, સ્વભાવ, સફાઈ, ઘટમ, લાંબાં–ટુંકાં અને રંગ સર્વેમાં જુદાં. એટલુંજ નહીં, પણ તે દરેકમાં ઈનસાન જાતની અમુલ્ય શકતી, અક્કલ—કે જે વીનાં માનસાઇમાં ખપવું મુશ્કેળ છે—તે પણ જુદી જુદી શકતી ધરાવે છે. અકેક મુલકની રીતભાત, રીવાજ એક એકથી ઉલટા, જુદી જુદી જાતનાં અને નવાઈ જેવા હોય છે, કે જેમાંથી આપણી આંખને નવાઇ જેવું તેમજ અણુઘટતું લાગે છે.

## જેઓને ખુદાએ જે ધર્મમાં જન્મ આપ્યો હોય, તેજ ધર્મમાં તેને છેવટ સુધી રહેવું જોઇએ,

તોજ તે ખુદાની નજરમાં નેક ગણાશે, પોતાનો ધર્મ તજી પારકા ધર્મમાં જનારાં ખુદાની નજરમાં ખરાં ગુનેહગાર છે. તેઓને સજાવાર નથી કે પોતાનો બાપીકો ધર્મ તજી પારકા ધર્મમાં વટલે, તેઓને ઘણાંજ ધીક્કારને લાયક જાણવાં, એટલુંજ નહીં, પણ ખુદાની નજરમાં પણ તેઓ ગુનાહભરેલાં ને ધીક્કારને લાયકનાં છે; કોઇનાં ધર્મ તરફ ધીક્કાર બતાવવો નહિં, તથા વગર જાણવે તેમાં માથું મારવું નહીં. તેથી શું થશે? સામા તમો ધીક્કારમાં આવી જશો. અને વગર કારણે નાહકનાં લોકોનાં દુશમન થશો. ધર્મ જેવી બારીક બાબદ પર તેનો ઉંડો ભેદ ને ભરમ સમજવા વગર ઉપર ટપકેતું જોઇને વહેલું મત આપી દેવા કરતાં ચુપ રહેવામાં શોભા જાણવી.

## જરથોસ્તી ધર્મ.

સૌથી નામીચો, નીર્મળ અને સાચ્ચો ધર્મ તે આપણો જરથોસ્તી ધર્મ છે. જેની ખરી ખુબી જાણનાર થોડાજ નર–નારીઓ મળી આવશે. એ નામીચા ધર્મ પર પુરેપુરો એતેકાદ રાખનારાં પણ થોડાંજ મળશે. પારસી કોમ જેવી નાની કોમ કોઇજ બીજી કોમ નથી, એટલું તો

ચોક્કસ છે, પણ એ નાની કોમનાં લોકો આખી દુન્યામાં વખણાયલાં છે. સખાવતને માટે તેઓનું દીલ પેહેલેથીજ વખાંણુ પામેલું છે. હીમ્મત અને માયા, નીતી, બહાદુરી, દાઝ, દયા એ સર્વે ગુણો જરથોસ્તી ધર્મે શીખવેલું છે. ખરાં નશીબવાન જે નર અને નાર હશે તો એ ઉત્તમ ધર્મ પાલનારી કોમમાં જન્મ પામશે. આ નેક ધર્મ જે રહા બતાવે છે, બદીથી દુર રાખવા શીખવે છે, સચ્ચાઇને મદદ કરી મજબુત કરે છે, દયાળુ થવા શીખવે છે, એકજ ખુદાને માનવા શીખવે છે, ને તેનાં પેદા કીધેલાં બંદા તરફ પોતાની શું શું ફરજો છે, તે પણ વગર હસદે શીખવે છે. હું એ ધર્મમાં જન્મ પામી છું તેથીજ ઘણીજ ખુશી છું. દુઃખ સુખ તો તકદીરનું હોય છે. તેને દીન કે દુન્યા સાથે લાગતું-વળગતું નથી. માટે મારાં બચ્ચાંઓ તમોને મારી એજ શીખામણ છે કે; જાહોજલાલી ભરેલી આપણી કોમ વીશે સદા મગરૂર રેહેજો; ને તેજ પ્રમાણે આપણી કોમને શીખવજો. તમે કહેશો કે અમોને ધર્મની બારીકી કોઇએ દેખાડી નથી. તે ખરૂં છે. આપણી નીશાળો કીમતી હુન્નર શીખવે છે, પણ બાળકોને ધર્મનો બોધ પહેલાં શીખવવો જોઇએ. એ તો તેઓની ખરી ફરજ છે. વખત જે ધીમેથી પોતાનું કામ કર્યો જાય છે, તે એ ભુલ આવતા વખતમાં સુધારશે. તમો લાયક ઉમ્મરનાં થઈ તમારે હાથે તમારા ધર્મની બારીકીથી તપાસ કરજો. તમોને તેની નાંમીચી ને ભેદ ભરમમાં લખેલી ખુબીઓ જણાશે. **નેકી, નીતી, સચ્ચાઈ, સફાઈ, સાદાઈ, દાનાઈ, એલમ, દયા, સખાવત, મોટું મન, શાંતી, સભ્યતા, નરમાસ,** એ તમોને નાંમીચો જરથોસ્તી ધર્મ શીખાડશે. એટલુંજ નહીં, પણ એકજ ખુદાને માનવાની રીત, રાહ, રસમ અને તે બુલંદ સાહેબે પેદા કીધેલી નાંમીચી ઉપયોગી ચીજો; અને ઘટતું માન આપવાની નશીયત દીધી છે. માટે આ ખાલેસ પવીત્ર ધર્મ વાસ્તે સદા મગરૂર રેહેજો. એ ધર્મની ખરી ખુબી પ્રમાણે ચાલવા સદા યત્ન કરજો. એ નેક ધર્મની ખરી ખુબી જાણ્યા વગર કદી રીવાજોને જોઇ ધર્મ પર શક લઇ જશો નાં. સત યકીનથી માનજો કે એ સાચો ધર્મ છે. આ ચોપડી લખવાની મારી મતલબ કાંઈ પણ બડાઇ કે જાહેરમાં આવવા વીશેની છેજ નહીં. તેમજ કાંઇ છપાવી પ્રસીધ કરવાની મારી મરજી નથી, પણ મારા મનનાં સાધારણ સાદા વીચારને જાલવી રાખવા અને તે વીશે મારાં નાનાં બચ્ચાંઓને આગળ ચાલતાં બોધ લેવાના હેતુથી લખેલી છે. કદાચ હું પુરી કરશ કે નહીં તેનો પણ

મને કશો ભરોસો નથી. મારી શેકાણો અને નબલી તબીયતને લીધે હું કાંઇ કરી શકતી નથી, પણ મારાં કીમતી વખતને હું તેમ બરબાદ જવાં દેતી નથી.

### "શરૂઆતની કેળવણી તથા મુસાફરી."

આ ચોપડીમાં દરેક મોટી બાબદ પર નીબંધ લખવાની મારી નેમ છે. હું શુદ્ધ ગુજરાતી લખી જાણતી નથી. મેં કાંઇ લાયક સ્કુલમાં કેળવણી લીધી નથી. પણ તે વખતની મુંબઇની છોકરીઓની નીશાળમાં ૧૮૫૩ નાં સાલમાં મારી ૭ વરસની ઉમ્મરે, મેં તે વખતની પેહેલી પોંઠમાળા ઇનામમા મેળવી હતી. જેની ઉપર મધમાંખનાં પુડાની પુઠાં પર નીશાંણીવાળું પીક્ચર આવતું હતું. અને તે ચોપડીમાં આજની ચાલતી બીજી કે ત્રીજી ચોપડીનાં પાઠો આવતા હતા. જો હું ભુલતી નહીં હોઉં તો એવું મારી યાદદાસ્તમા છે. તે પછી દરીયાની લાંબી મુસાફરીએ જવાથી મારો અભ્યાસ તદન બંધ પડયો હતો. ૧૮૫૩ કે ૧૮૫૪—તે મને યાદ નથી—ના સાલમા સપટેમ્બર મહીનામાં અમો એડન જવા ઉપડયાં હતા. અને તે વખતે તે ઉજ્જડ શેહેરમાં કેળવણી જેવાં સાધણ કશાં હના નહીં, તેથી મારાં નસીબમાંથી કેળવણી દુર થઇ હતી. ખુદરતે બક્ષેલા ગુણ મારામાં બચગીથી ઘણાં સારા હતા. જેના ફળ ઘણાં મીઠાં હતાં, અને દરેક જણ મને ઘણાં પ્યારથી ચાહતાં હતાં, તે જો લખારો તો મારી જીંદગીનાં હેવાલમાં વાંચશો.



## કીડી.

### અવલોકન શકિતનો એક શુભ દાંખલો.

કીડી તરફ આપણું ધ્યાન ઘણું ખેચાય છે. તેનાં કદ કરતાં અતી ઘણી મેહનત, જીવ જોખમમાં નાંખી ને કરતાં જોઇ ખુદાની કારીગીરી તરફ મારૂં ધ્યાન ઘણું ખેંચાય છે. જેમ ચાંચડ ઝીણો જીવડો છે, તેમ ચોપગાં જાનવરોમાં મને હાથી ઘણો ગંજાવર કદનો લાગે છે. તેની ખુબી સર્વેને જાંણીતી છે. અને સૌથી બારીકમાં બારીક કીડી નજરે આવે છે. કીડી કેવો ઝીણો ને મેહેનતું જીવડો છે. વાહ! તેની મેહેનતની હું શું તારીફ કરૂં; તે માટે મારી કલમમાં શકતી નથી. તમે કીડીને મેહેનત કરતાં જોશો તો અજબ થશો. તમોને કદાચ મારૂં એ લખાણ ટાહેલાં જેવું લાગશે, પણ નહીં, એમાં ખુદરતની ખરી ખુબી પીછાંણવાનું છે. મને એ પ્રાણી તરફ ઘણીજ દયા છે. એ છુના જીવડાને ઘણો સંપ છે.

એવો સંપ જેટલો કોઇ પણ પ્રાણીમાં નહીં જોશો, તેટલો સંપ તમો કીડીમાં જોશો. હજારો કીડી પોતાનાં કદ કરતાં ઘણી ઝડપથી ચાલશે. જેમ એની ચાલવાની ઝડપ સરસ છે, તેમ એની સુંઘવાની શકતી પણ અજાયબ જેવી છે. કોઇ ચીજનો વાસ કીડીને ઘણો દુરથી ઝડપથી આવે છે. વળી તે બોજો ઉઠાવવામાં પોતાનાં જેટલો બોજો ઉઠાવી શકે છે, અને ઘણી સેહેલાઇથી ઉઠાવી જાય છે. એક મુવેલી કીડીને પોતાંને ઠાંમ ઝડપથી ઉઠાવી જતાં તમે જોશો. કીડીને ઘણોજ પોત પોતામાં સંપ છે. એક કીડી નીચેથી ઉપર દેવાલ પર ચઢતી હોય તો, ઉપરથી ઉતરતી કીડીનાં મોંહમા મોંહ મેળવી તેને કાંઇ ચેતાવતી જાય છે. જો કાંઇ ખોરાક લઇ જવો હોય તો તે બોજો પોતાથી નહીં ઉંચકાવાના સબબથી ઘણીજ ધાભરી પડી જઇ ત્યાંથી ત્યાં દોડતી ફરશે, અને બીજી પોતાંની બેહેન પણીઓને સોધી લાવશે, તે વખતે આપણે ઘણી ઝડપ વાપરતાં જોઇએ છીએ. તે પોતાનાં જીવની કશી પણ દરકાર વગર હાંથી ત્યાં ભટકે છે, અને પોતાનાં સાથીને બોલાવી લાવી તે નજીવું પીસ્તું ઘસડી જઇ તેને મુકામે મુંકી આવે છે. તે પોતાંનો ખોરાક સંઘરવાની ચાળાકી વાપરે છે, અને ઘણી ઉતાવળથી પોતાનો ખોરાક સંઘરી રાખે છે. કીડી દરેક જાતની વસ્તુ ખાય છે. તેને મીઠાસ પર ઘણો વહાલ હોય છે, ને ઘણી સફાઇથી ખાય છે. એક બદામને તે એવી રીતે કોતરી ખાય છે કે તમોને તે આખી જણાશે, પણ અંદરથી તમામ ખાઇ જઇ ખાલી કોટલું રહેવા દેશે. કોઇજ એવી વસ્તુ હશે કે જે કીડી નહીં ખાતી હોય. માંસનો ખોરાક પણ કીડી ખાય છે. માંછની સુકી હું કીડીને ખાતાં જોઉં છું. તેની ચાળાકી, ઝડપ, અને તેની શકતી માણસને અજાયબ, કરનારી છે. એનાં કદ તરફ જુવો, પછી ખુદરતની ખુબી કેવી મહાભારત છે તેનો ખ્યાલ કરો. કીડીમાં એક બીજી વખાણવા જોગ હીમ્મત જોઇએ છીએ, તેમાં ખરી બહાદુરી છે. એક હું બારુ મુંકીને કહેવા ચાંતું છું. પેતા કરતાં ચાર ઘણા મોટા જીવતા માકડને ચટકા મારી ચાળાકીથી તેનાં પંજામાં નહીં સપડાતાં કુદી પડી પાછી બીજી બાજુએથી ચટકા મારી તેને નબળો કરે છે। એવી રીતે બે-ચાર ચટકા સાથે મારીને તેને ઘેરી લીધા પછી બે ત્રણ કીડી તેને ઉઠાવી જાય છે। કીડા અને ઐયર ઉપર પણ એ ત્રાપ મારે છે. તે દેખાવથી કીડી અને ઐયરની લડાઇ જોવા લાયક થઇ પડે છે। જથ્થાબંધ કીડીઓ સાંપ જેવાં ઝેરી જાનવરને પણ મારી શકે છે. ઝીણું, પણ કેવું મેહેનતું જીવજંતુ!

મરહુમ બાઇ આવાંબાઈ લી૦ પાલમકોટે રચેલી કવિતા.

## બાનુંઓને બોધ.*

કરૂં છ તમને આજે હું કેટલીક અરજ,
છે દુનિયામાં ઓરતની અનેક ફરજ.
બાનું! તે દાદગરથી ડરજો સદા,
ને હૈયાંથી યાદ તેની કરજો સદા.
નરનો કે નારીનો તેજ નિગેહબાન,
જાળવજો જીગરમાં તેનું સન્માન.
તેજ તમને જીંદગીથી ઉતારશે પાર,
તેજ તમની ઉમેદનો જાણજો આધાર.
સંસારના સાગરને જાણુસો નાં સ્હેલ,
આખર છે નાચીઝ એ માયાનો મ્હેલ.
ઓરત પર ઉતરી છે મોટી ફરજ,
નરની છે નારીને હરદમ ગરજ.
નર વિના નારીનો સુનો સંસાર,
ધીક છે તે નારને જે પીડે ભરથાર.
રાખજો તમ ખાવિંદનું હંમેશાં માન,
સંસારી-જહાજનું છે સત એ સુકાન.
નેકી ને નીતિથી ચાલજો હરદમ,
ને દુનિયાની માયા પર લલચાજો કમ.
નારીનો સદગુણ છે તેની નરમાસ,
આપજો એ સદગુણને જીગરમાં વાસ.
નીતિથી ચાલજો તમ ખાવિંદની સાથ,
ને ભલાઇથીજ પકડજો ભરથારનો હાથ.
પોતેરી સમજજો તેના સુખન,
માનજો તે સુખન તેજ દુનીઆનું ધન.
વ્હેમના કે ઇર્ષાના વાવશો ના બીજ,
કરશો ના ઠગવાની તેને તજવીજ.
હરગેજ તે સેવટ ના આવશે સારૂં,
ધણીનાજ ઘરને બસ ગણજો પ્યારૂં.

હોય પછી માતબર કે મોફલેસ ભરથાર,
હરગેજ ન તજશો તે ખાવિંદનો પ્યાર.
બાપની હોય બાદશાહી–તો ગણજો ખોટી,
પણ ભરથારની ઝુપડીને માનજો મોટી.*
ઓછું હોય હૈયું ને સાકડું હોય મન,
ને તે છતાં પાસે હોય અખૂટ જે ધન
પણ જેમાં પડયો હોય વ્હેમનો પાયો,
તે જોડાંનો સંસાર સીહા થાયો.
આદમ જો સંસારમાં શાણું ન હોય,
તો કોઇ દહાડે સુખનું તે વ્હાણું ન જોય.
વ્હેમ છે તે સંસારનો શત્રુ છે મ્હાન,
એ વ્હેમથી તો ગયા છે કૈકોના જાન.
એ વ્હેમથી તો તૂટયા છે કૈકોનાં કાજ,
એ વ્હેમથી તો તૂટયા છે રાજ ને તાજ.
એ વ્હેમથી તો સંસારના થયા છે નાશ,
વાસ્તે એ વ્હેમનો આપશો ના વાસ.
વડવાઓ કહી ગયાછ, નસીહત આ નેક,
કે 'ખાવીંદ ને ખુદાની પદી છે એક.'

"માસિક મજાહ."
જાન્યુઆરી–૧૯૦૬.



* આ કવિતા મરહુમ ભાઇ દા એ તારાપોરવાળાએ સુધારી હતી

# ખુદાની બંદગી.*

મરહુમ બાઈ આવાંબાઈ લી૦ પાલમકોટે રચેલી કવિતા.

———:o:———

આકાશ ને પૃથ્વી ને સુરજ ને ચાંન
આપ મેળે આપેછ કીરતારનું જ્ઞાન
એકીન ને ઇમાનના આપનારા બાપ
ખાલેશ મુજ ખ્યાલોને મારગ તું આપ
બદ મારા ખ્યાલોને જડમૂળથી કાપ
છાપ મારા જીગરમા સચ્ચાઇનો છાપ
હમેશાં રેહેજે તુ પડખે મારી
ને નેક મારા ખ્યાલોમા આપજે યારી
વીસ્તારી ઉમીછ તુંજ, બંદી ઉમેદ સાથે
માલેક તું હમેશાં રહેજે માથે!
કરૂંછ તારા નુરોને હરદમ નમન
વિચાર તારા પાકમાંજ હું માનુંછ ચમન
છે તારી કુદરત તો ખરેજ ન્યારી
ફીલસુફ ને વીદ્વાન જ્યાં ગયાછ હારી
હેરત છે જોઇ તારાં કામો ઇનસાન
પીર ને પેગમ્બરબી ભુલ્યા છે ભાન
પૃથ્વીનાં પાદશાહ ને શાહો સુલતાન
નમેછ તને એવો તું ગેબી યઝદાન
આલમનો આધાર છે તુજ પર ખુદા
સદા તું હતો, છે, ને રહેશે સદા.

"માસિક મજાહ."
ફેબ્રુઆરી ૧૯૦૬.

———:o:———

* આ કવિતા મરહુમ બાઇ દા એ તારાપોરવાળાએ સુધારી હતી

# માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!



કોણ મારી જીભલીમાં મૂકે સખુન–
કે કરૂં મજ માદરનું લાયક વર્ણન!
કેમ કેહુ઼ં વ્હાલી માવતરનો પ્યાર!
કેમ માનું બિત્તરથી તેહનો આભાર!
સાંભલ ઓ અદના ને કમતર કલમ!
કાગલનાં મેદાનમાં ભર તું કદમ!
લાયકીથી, લાવ તાહરા જીગરમાં લ્હેર!
માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!

હસ્તીમાં કોણે આ આપ્યો જનમ?
મુકાવ્યાં ભુમી પર કોણે કદમ?
કોણે મુજ બચપણમાં લીધી સંભાલ?
કોણે સુખ તજ્યું મુજ કાજે તતકાલ?
માદર! ઓ માદર! ઓ મીઠી મધુર!
દીઠી મેં જગત કુલ તુંથીજ જરૂર;
ચિતમાં મુજ, રાખીશ હું કાયમ તુજ ચ્હેરે,
માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!

બચપણમાં કોણે મુજ લીધી જતન?
નાચીઝ હું અદનાંને ગણ્યું રતનઃ
કોણ મારા માયાથી ચુંબતું'તું ગાલ?
કોણ મારો ઘડી ભર મુકતું નહિં ખ્યાલ?
કોણે મને 'ગોલાબ'ની ઊપમાં આપી–
પ્યાર કેરો છાપ દે તું ગાલ પર છાપી?
વાંકું કોઇ બોલે તો આવતું બસ ઝેર!
માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!

આખી આ આલમમાં જો હું ફરૂં,
ને તુંજ જેવી મમતાની તલાશ કરૂં;

ને જીંદગી હું અપું તે કામને સારી,
ને રોકું હું તે પર કુલ ઊમર મારી;
પણ તુજ જેવી પ્રીતી ને તુંજ જેવો પ્યાર,
સંસારી—સફરમા નથીજ મલનાર!
માદર! છે તુંથી મુજ સુખિઆરૂં ઘેર!
**માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!**

કરૂં છ હું બચપણનાં જ્યારે વિચાર,
તારોજ ત્યાં આવીને અટકેછ ચિતાર!
કે નહિં હોતે માદરનો હેતવંતો હાથ—
તો ઊઠવેઠો કરતે ત્યા કોણ મારી સાથ?
કોણ મારી લેતે ત્યાં જીવની જતન?
માદર! ઓ માદર! ઓ કીમતી રતન!
એકખી ન પલ, જ્યારે હોય ત્હારો કહેર!
**માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!**

અસલથી ચાલેછ એક કેહણી એવી—
કે નહિં હોશે સંપુરણ જેનાં જેવી;
**'બાપનાં જે રાજમાં ન બાલક નિભાય-**
**તે માદરનાં રેંટીયામાં આસાન સમાય!'**
ખરેજ આ કેહણી છે દાનાઇથી પૂર;
ધ્યાનમાં તું લેજે એ માનવી જરૂર.
'મા જેવો મેવો ન મળશે ચોફેર,'
**માદર! છે તુંજ જેવી કોણનામા મ્હેર!**

માતા! ઓ માતા! ઓ વ્હાલી માદર!
ઊભરે છે ઊભરા આ જીગર અંદર!
કેમ તેને કહાડું હું બિત્તરની બ્હાર?
કેમ તેનો આપું હું સાબુત ચિતાર?
તન પરથી કહાડું હું મારૂં ચામ—
ને વાપરે તે પગમાં તું ત્હારા તમામ;
નહિં તારા હેશાંનની થાય જરા ફેર,
**માદર! છે તુંજ જેવી કોણનામાં મ્હેર!**

જગતમાં જે પેટે લીધો જનમ,
તેનાં હું મરતાં ન છોડીશ કદમ!
જેણે આ હાલતમાં મેલ્યું મુજ તન,
તે પર હું પ્રાણ મારો કરીશ પ્રસન;
પરવર તે માદરની લેજો સંભાળ!
વેલો તે વ્હાલીનો વધજો વિશાલ!
'સોરાબ' ચાહે જીગરથી માદરની ખેર;
માદર! છે તુંજ જેવી કોણનમાં મ્હેર!

સોરાબ એલ. પાલમકોટ.

"માસિક મજાહ."
માર્ચ ૧૮૯૫.



## મા! તુજમાં ખોહ્યુંછ મેં બેમુલ રતન!

૧

કુલ સૃષ્ટિના સાગરની શાહિ હું બનાઉં,
ને જગતના વૃક્ષોની કલમ ઘડાઉં,
ને આસમાનની પીઠ પર મુજ ઉભરા જણાઉં,
તોપણ મુજ લાગણીમાં હારી હું જાઉં!

૨

મા! તુજમાં ખોહ્યુંછ મેં બેમુલ રતન!
કરીછ કેવી મારી તેં હરપળ જતન!
કેમ તારી માયલું રડું રદન!
કયાં જઇને કીધું તેં આજે વતન!

૩

જીભ મારી લાખ મ્હારાં મુખમાં જો થાય!
ને રૂવાં મુજ જીંદગી તક ગુણ તારા ગાય!
ને છેલ્લા મુજ દમ સુધી તલ્પી તર્સાય!
તોય તારા ગુણો અપુર્ણ ગવાય!

૪

માથાંના વાળનીણી · ગણુત્રી કૈં થાય!
તોપણ તુજ હેશાન ન ગણુતાં ગણુાય!
જે ખોાહ્યું છ તે શોધ્યું છ; પણુ જડશે ક્યાં? હાય!
જડશે તે બેહેસ્તમાંજ! વ્હાલી મુજ માય!

૫

મા! મ્હારૂં દુઃખિયારૂ તન ને બદન–
છે ઉપકારનાં સાગરમાં ગરકાવ તદ્દન!
રડિશ જોબી લાખો હુ એવાં રદન!
પણ જડશે નહિં એવું હા અમુલ રતન!

૬

હોય દુનિયાની દોલત ને દોર ને દમામ!
હોય મને આલમના એશ ને આરામ
હોય મારા હોઠ આગળ અમૃતની જામ
મા! તારા વગર છે ફિકકું તમામ.

૭

થયું મારી ઇચ્છા ને ઉમેદનું મોત!
જવાન મારી જીંદગીની જુમાઈ ગઈ જોત!
ધસી પડયો કેવો આ આફતનો કોટ!
પુરાશે કદી નહિં, મા! તારી આ ખોટ!

૮

થશે જ્યારે આપણા આત્માનો મિલાપ!
તજીશ ત્યારે મા! તારા મોતનો વિલાપ!
સાંભળ મુજ અરજ! ઓ આકાશી બાપ!
મુજ માતાના રૂહને તું શાંતિઃમાં સ્થાપ!

ભીખાઇજી લીં૦ પાલમકોટ.

"માસિક મજાહ."
ઑગસ્ટ ૧૯૦૩.

———:૦:———

# ગંભીર એક યાદ !

૧

જીંદગીમાં જાલેમ કોઈ પડ્યો હોય છાપ—
તો મા ! તારા મોતનો છે કાતિલ આ કાપ !
કુલ મારી ઉમેદ પર મારીછ તેં ત્રાપ !
સહન કરૂં કેમ તારાં મો'તનો સંતાપ !

૨

જાણુંછ કે મિથ્યા છે મો'ત પર મા'તમ,
જખુન આ ગણુંછ તુજ મો'તનો જખમ—
(પર) કરશે શું અસર કૈં દિલસોઝ મલમ ?
મો'તજ મુજ ભુલાવશે મા ! તારો ગમ !

૩

હા ! તારી જીંદગી જો લંબાતે માત !
ને દુનિયાના સુખમાં હું રહેતે પછાત,
ને ખુલતે ન સુખિયારા દિનની પ્રભાત,
તોપણ હું જીંદગીમાં માનતે રાહાત !

૪

સદગુણી, સાચી ને સહનશિળ નાર !
પરીવારમા પાથરીને પવિત્ર પ્યાર—
પોપટ સમ ઉડી ગઈ મિનોઇ ગુલજાર !
ધીરજનો અજબ તું હતી અવતાર !

૫

કૈકોનાં ભલામા લીધો તેં ભાગ;
કૈકોને દેખાડયા ડહાપણના માર્ગ;
કૈકોનાં દિલ-દુખના મટાડયા ડાધ,
ને અંતે ? તુંજ જીંદગીથી કીધી તેં ત્યાગ !

૬

દુધ તારૂં પાઇને ઉછેરી, ઓ માત !
તન-ધનને ભોગે તે કેળવી, ઓ માત !
"નથી તારી ફીકર કૈં મુજને"—આ વાત
યાદ મને આવેછ આજ દીન અને રાત !

૭

વિચાર પર વિચાર જ્યાં જોસથી ઉભાય–
ત્યાં કેમ મારા કવેતમાં ઉભરા સમાય !
હવે તારી ભલાઈના ભણતર ભણાય !
હવે, મા ! ફરેસ્તાની સંઘમાં ગણાય !

૮

ફરેસ્તાઇ ખસલતની વ્હાલી મુજ માય !
જાણુંન તુજ જખમથી જીગર ચીરાય !
આપણા બે આત્માનો મેલાપ જો થાય—
તોજ તારી બેટીનો જખમ રૂજાય !

ભીખાઈજી લી૦ પાલમકોટ.

"માસીક મજાહ."
સપટેમ્બર ૧૯૦૩.



. ભાઇ સોરાબ પોતાના ગુરૂ મી. હોરમસજી જે. તાલ્યારખાનને સદા વ્હાલથી વખાણુતા, નમતા અને 'હેડ માસ્તર'ના નામથી યાદ કરતા. એક ચેલો જેમ ગુરૂની પુંજા કરે તેમ દર વર્ષે ગુરૂના વર્ષ ઉપર કવિતા લખી આભારી જીગરે આશિષ આપતા.

નિશાળ છોડયા પછી ૧૭ વર્ષની વયે અમારા એક સગા ખાન-બાહદુર રતનજી એ. પારખે કોમિસરીએટ ઑફિસમાં તા. ૧ લી ફેબ્રુઆરી ૧૮૮૨ ને દીને રાખ્યા.

તે ખાતું છોડીને ભાઇ સોરાબ તા. ૧ લી માર્ચ ૧૮૮૪ ને દિને ઓર્યનટલ લાઇફ ઇનસ્યુરન્સ ઑફિસમાં પેહલ્લે મહિને રૂ. ૨૦) નાં પગારે સેવા બજાવી ને બીજેજ મહિને એપ્રિલમાં રૂ. ૩૦ નો પગાર થયો. અઢી વર્ષ પછી સને ૧૮૮૬ ની તા. ૧ લી સપટેમ્બરે: ઉપલી ઑફિસ એવણે એવાં કારણથી છોડી દીધી કે ત્યા કેટલાક કલાર્કો મશ્કેરા, રમુજી અને હોલિયા હોવાથી મોંહડાંમાંથી બેઢંગા અપશબ્દો અને માટીડાઓ માફક સાધારણ રીતે ગાળ કુવેણ બોલતા. આ નાલાયક રીત-ભાત ભાઈ સોરાબને પસંદ નહિં પડી, જેથી તેવણ ઑફિસ છોડી ઘરમાં બેઠા! આ હેવાલ મારાં માતાજીની નોંધમાં તારિખ-સાલ સાથે લખ્યો છે. કોઇબી માટીડો મોંહડાંમાંથી અપશબ્દો કે ગાળ દે, એ અમારાં ઘરમાં કોઇને પણ પસંદ નહિં હતું! ખુદ માતાજી કોઇને મોંહડાંમાંથી કુવેણ બોલવા દેતાં નહિં, ને પોતે પણ બોલતાં નહિં. ભાઇ સોરાબને પણ મેં કોઇ દહાડે માટીડાનાં જેવી ગાળ દેતા સાંભળ્યા નથી, ને એવાં કુવેણુની એમને ઘણી છીટ, બલકે સુગ હતી!

મને યાદ છે કે એક વેળા ભાઇ સોરાબને સીંગર કંપનીવાળા મરહુમ મી. નસરવાનજી પટેલ સાથે ઘણી મિત્રાચારી હતી. આ દોસ્તીના હકમાં ભાઇ સોરાબને કોટની સીંગર કંપનીમાં નોકરી રાખ્યા.

જે દિને ભાઇ સોરાબ રહેવા ગયા, તે દિને મી. નસરવાનજી પટેલે તેવણને ટેબલ આગળ બેસાડી નીચે પ્રમાણે કહ્યું:—"આજથી હું તમારો શેઠ ને તમે મારા નોકર!" આ ગરૂરી દેખાડતી વેળા દોસ્તીની વ્યાખ્યા ભૂલી ગયા! જેનાં વડવાઓ શાહ સોદાગર તેનો નબીરો આવું અપમાન કદી પણ સાંખે કે? મી. પટેલ પણ મી. સીંગરનાં નોકરજ હતા. બીજેજ દિને ભાઇ સોરાબે તે નોકરી છોડી દીધી!

છે, તે તે વિસ્તારીને વર્ણવા તે માહજ્ઞાની વિશ્વેશ્વર ઉપર વિશ્વાસ રાખી કંઇ પણ વધ-ઘટ કર્યા વિનાં એમને વિષે લખીશ. અને તેમાં કાંઇ ખામી-ખુબી દર્શાવવી હોય તો સાહિત્યમાં તવારિખ રૂપે સદા સચવાઇ-જળવાઇ રહે એવા શુભ હેતુથી, ભવિષ્યની ઓલાદને કૈંક બોધરૂપી ધડે મળે એવા ખ્યાલથી મારા પોતાનાં મરહુમ વ્હાલા ભાઇ વિષે વ્હાલથી લખીશ, જેમાં તે કિરતાર મને મદદ કરે!

જેમ અમારા કરી લીધેલા બપાવા ડોસાભાઇ પા. પાલમકોટ અને સગા બપાવા સોરાબજી રૂ. ગ્યારાની લગભગ સો વર્ષોની તવારિખ મારાં મરહુમ માતાજીએ દુરઅંદેશીથી નોંધ રાખીને લખી રાખી, કે જે સદી પછી જાહેરમાં પુસ્તક રૂપે જાળવી રાખવાની પાક પરવરદેગારે મને સોનેરી તક આપી છે, તેમજ મારા વ્હાલા માતાજીનો, મારા વ્હાલા ભાઇ સોરાબનો, અને મારો હેવાલ પા-અર્ધી-પોણી યા આખી સદી પછી કોમને યા વંશ-વેળાને ઉપયોગી, બોધદાયક ને નોંધલાયક થઇ પડે એ નિઃશંક છે.

ભાઇ સોરાબની કેળવણી પ્રખ્યાત પ્રોપ્રાયટરી સ્કુલમાં શુરૂ થઇ હતી. જ્યારે એવણ ઉપલા વર્ગમાં આવ્યા, ત્યારે એ નામીચી નિશાળનો એક શિક્ષક ઘણા પાજી સ્વભાવનો હોવાથી વિદ્યાર્થીઓને નેતરથી માર મારતો. આવા શિક્ષક આગળ શિખવા ભાઇ સોરાબે નાં કહ્યું ને ઘરમાં બેઠા. મારાં માતાજીએ સ્કુલનાં માલેક અને પ્રિન્સીપૉલ મી. હોરમસજી જેહાંગીર તાલ્યારખાનને બોલાવી મંગાવ્યા. એક વિધવા બાઇ પોતાનાં એક પૂરા દિકરાને કેળવણી આપવા આટલાં બધાં ખંતી અને આતૂર છે, તે જોઇને માતાજીની ચિઠ્ઠી વાંચી મી. હોરમસજી જે. તાલ્યારખાન તુરત મળવા આવ્યા. તેવણે ભાઇ સોરાબને ઘણી સભ્યતાથી સમજાવી પોતાનાં કલાસમાં એમની દેખરેખ હેઠળ શિખવવાની ખાતરી આપવાથી પાછા તેજ સ્કુલમાં ગયા.

લગભગ ૬૦ વર્ષોની વાત ઉપર મારાં માતાજીને પોતાનાં બચ્ચાંઓને કેળવણી આપવાની આવી આતૂરતા અને કાળજી જોઇને મી. હોરમસજી જે. તાલ્યારખાન ખુશ તેમજ અજબ થઇ ગયા! અને તેથી તેવણ સોરાબને શિખવવા વધુ ખંતી થયા. ભાઇ સોરાબ જો કે 'મૅટ્રીક' નહિ થયા, તોપણ જાતી ચાળાકી, હુશિયારી, અને બુદ્ધિબળથી ધંધાં-રોજગારમાં બાહોશીથી જીવ્યા ત્યાં સુધી મેહેનત-જેહેમત ઉઠાવી પાલમકોટ નામ પ્રખ્યાત કીધું.

. ભાઇ સોરાબ પોતાના ગુરૂ મી. હોરમસજી જે. તાલ્યારખાનને સદા વ્હાલથી વખાણતા, નમતા અને 'હેડ માસ્તર' ના નામથી યાદ કરતા. એક ચેલો જેમ ગુરૂની પુંજા કરે તેમ દર વર્ષે ગુરૂના વર્ષ ઉપર કવિતા લખી આભારી જીગરે આશિષ આપતા.

નિશાળ છોડયા પછી ૧૭ વર્ષની વયે અમારા એક સગા ખાન-બાહદુર રતનજી એ. પારખે કોમિસરીએટ ઑફિસમાં તા. ૧ લી ફેબ્રુઆરી ૧૮૮૨ ને દીને રાખ્યા.

તે ખાતું છોડીને ભાઇ સોરાબ તા. ૧ લી માર્ચ ૧૮૮૪ ને દિને ઓર્યનટલ લાઇફ ઇનસ્યુરન્સ ઑફિસમાં પેહલ્લે મહિને રૂ. ૨૦) નાં પગારે સેવા બજાવી ને બીજેજ મહિને એપ્રિલમાં રૂ. ૩૦ નો પગાર થયો. અઢી વર્ષ પછી સને ૧૮૮૬ ની તા. ૧ લી સપટેમ્બરે: ઉપલી ઑફિસ એવણે એવાં કારણથી છોડી દીધી કે ત્યા કેટલાક કલાર્કો મશ્કેરા, રમુજી અને હોલિયા હોવાથી મોંહડાંમાંથી બેઢંગા અપશબ્દો અને માટીડાઓ માફક સાધારણ રીતે ગાળ કુવેણ બોલતા. આ નાલાયક રીત–ભાત ભાઈ સોરાબને પસંદ નહિં પડી, જેથી તેવણ ઑફિસ છોડી ઘરમાં બેઠા! આ હેવાલ મારાં માતાજીની નોંધમાં તારિખ–સાલ સાથે લખ્યો છે. કોઇબી માટીડો મોંહડાંમાથી અપશબ્દો કે ગાળ દે, એ અમારાં ઘરમાં કોઇને પણ પસંદ નહિં હતું! ખુદ માતાજી કોઇને મોંહડાંમાંથી કુવેણ બોલવા દેતાં નહિં, ને પોતે પણ બોલતાં નહિં. ભાઇ સોરાબને પણ મેં કોઇ દહાડે માટીડાનાં જેવી ગાળ દેતા સાંભળ્યા નથી, ને એવાં કુવેણની એમને ઘણી છીટ, બલકે સુગ હતી!

મને યાદ છે કે એક વેળા ભાઇ સોરાબને સીંગર કંપનીવાળા મરહુમ મી. નસરવાનજી પટેલ સાથે ઘણી મિત્રાચારી હતી. આ દોસ્તીના હકમાં ભાઇ સોરાબને કોટની સીંગર કંપનીમાં નોકરી રાખ્યા.

જે દિને ભાઇ સોરાબ રહેવા ગયા, તે દિને મી. નસરવાનજી પટેલે તેવણને ટેબલ આગળ બેસાડી નીચે પ્રમાણે કહ્યું:—"આજથી હું તમારો શેઠ ને તમે મારા નોકર!" આ ગરૂરી દેખાડતી વેળા દોસ્તીની વ્યાખ્યા ભૂલી ગયા! જેનાં વડવાઓ શાહ સોદાગર તેનો નખીરો આવું અપમાન કદી પણ સાંખે કે? મી. પટેલ પણ મી. સીંગરનાં નોકરજ હતા. બીજેજ દિને ભાઇ સોરાબે તે નોકરી છોડી દીધી!

ભાઇ સોરાબને મુસાફરીનો ઘણો શોખ હતો, તેથી તે વેળા "વૉટરબરી વૉચ" કંપની તરફથી 'કમીશન્ડ એજન્ટ' તરિકે મુસાફરીએ નિકળ્યા. મુસાફરીથી એમણે ઘણું જ્ઞાન મળ્યું.

વડવાઓ શાહ સોદાગર તેનો નખાગ નોકરી કરે, એ કુદરતીજ ભાઇને ગમ્યું નહિં! તેવણ નોકરી તરફ હંમેશાં અભાવ બતાવતા તેથી મારાં માતાજી સાથે મસલત કરી પ્રથમ ઘરના નાણા રૂ. ૨,૦૦૦/- માતાજી પાસે લઇ મરહુમ કવિ દાદાભાઈ એ. તારાપોરવાળા સાથે સને ૧૮૯૦ ના જેન્યુઆરી માસમા "માસિક મજાહ" નામનું ચોપાનિયુ જાહેર પાડ્યુ. એ નાણા વિષે મારા મરહુમ માતાજીએ પોતાની નોંધમા ખુલ્લો એસારો કર્યો છે તે પછી અમારૂ કોટનું ઘર વેચાયુ, ત્યારે પણ એજ ચોપાનિયા માટે મારા માતાજીએ ભાઇ સોરાબને ધંધો વધારવા નાણાની મદદ કીધી તે હું જાણુ છુ, એટલુંજ નહિં, પણ ૧૮૯૬ ના વર્ષ પછી માતાજીએ પોતાની 'સીકયુરીટીઝ' અને દાગીના રોકીને પણ ભાઇ સોરાબને એજ ચોપાનિયા માટે મદદ આપી, જે એસારો માતાજીની નોંધમાથી વાચક-વર્ગને વાકેફ કરવા માટે નીચે રજુ કરૂં છું.—

"તમો દીકરાની કેળવણી પાછળ ઘણી ખંત અને કાળજીથી મેહેનત લઇ પૈસા ખરચેલા છે, મારા પોતાનાં અંગત દાગીના મેં તમારી મોહરદારને પેહરાવેલા છે, તેમજ તમારા ધંધામા મેં તમોને રૂ. ૨,૦૦૦/- તકની મદદ ૧૮૯૦ ના સાલમા કીધેલી છે હજુરખી જો મારી પાસે પુરતુ નાણું હોય તો તમો વાહલા દીકરા કરતા કશુ વધારે નથી ......"

મારા માતાજી એક ઠેકાણે ભાઇ સોરાબને લખે છે —

"તમારા ધંધા માટે, તમારે માટે કાળજી રાખી મેં જે કાંઇ હાલ તમોને ૧૮૯૬ ના વરસ પછીની જેખી મદદ કરવા માટે મારા શેર કે દાગીના રોકીઆ હોએ તે મારા દેવા તરીકે કદી ગનવા નહીં, કારણ તે તમારા ધંધાને તેકવી રાખવાની તુરત વેલાની મદદ જાનવી .. .."

અમો જ્યારે કરેલવાડી રહેતા હતા, ત્યારે મારાં માતાજીએ પોતાની માલેકીનુ કોટમા આવેલું ઘર વેચ્યુ હતું, અને તે નાણામાથી પણ થોડા નાણા ભાઇ સોરાબને ચોપાનિયુ ચલાવવા ને ધંધામાં મદદ કરવા આપ્યા હતા, તે હું જાણું છું. કેટલા હઝાર તે હવે મને યાદ નથી.

એ ચોપાનિયાં પાછળ ઘરનું ધન (હઝારો રૂપિયા) ઘસડાઇ ગયું!

મારે માટે રાખેલા રૂપિયા પાંચ હઝાર પણ એજ ચોપાનિયું ચલાવવા માતાજીએ ભાઇ સોરાબને આપ્યા હતા; કારણ તેવણુની ખાતરી થઇ હતી કે હું કુંવારી રહેવાજ માંગતી હતી, તેથીજ ભાઇ સોરાબને આપ્યા કે એ દયાળુ દિકરો બ્હેનને જીંદગી સુધી ઘરમાંજ રહેવા દેશે. આ તેવણુની ખાતરી અને વિશ્વાસ દિકરા ઉપર હોવાથી માતાજીએ આખું ઘર ભાઇ સોરાબને સ્વાધિન કીધું!

ભાઇ સોરાબે તો જીંદગીનાં છેડા સુધી માતાજીને છેલ્લી ઘડીએ આપેલું વચન વિશ્વાસ-પૂર્વક વફાદારીથી પાલી મને ઘેરમાંજ રહેવા દીધી! ભાઇ સોરાબનાં મરણ વખતે મારી ઉમર ૪૨ વર્ષની હતી.

એ ચોપાનિયાં વિષે જણાવવું જરૂરનું છે કે ૧૯૦૬ ના સપટેમ્બરમાં "**માસિક મજાહ**" ને "**માસિક વાર્ત્તા સંગ્રહ**" નામનાં બે ચોપાનિયાં રૂ. ૩૧,૦૦૦/- એ મી. કાવસજી રૂ. ઍશબરનર નામનાં સેક્રેટરીએટમાં નોકરી કરતા એક પારસીને વેચ્યાં, ને તેમાં તેવણુનો ભાગ પણ રાખ્યો. તેમાંથી ફક્ત રૂ. ૧૧,૦૦૦/- ભાઇ સોરાબને પ્રથમ રોકડા મળ્યા હતા. બાકી રૂપિયા ૨૦,૦૦૦/-ની 'પ્રૉમીસરી નોટ' ૪II) ટકાનાં વ્યાજ સાથે, તેમજ ખત-પત્રો ભાઇ સોરાબને લખી આપ્યાં હતાં, એવી સરતે કે દર ત્રણ વર્ષે હિસાબ કરી નફો બન્ને જણાએ વેંહચી લેવા, ને ભાગ્યો દસ વર્ષો સુધી દર વર્ષે બબે હઝાર આપી વીસ હઝાર પુરા કરે. તેમજ "**હૅલીનાં** પ્રીન્ટીંગ પ્રેસ" માં પણ ભાગ્યાનો અર્ધો ભાગ રાખ્યો. એ પ્રેસમાં ૬,૦૦૦/- રૂપિયા રોકાયા હતા.

૧૯૦૭ થી ચોપાનિયાંનું નામ બદલી "માસિક હિન્દી પ્રાફક" નામ રાખ્યું. ચોપાનિયું વેચ્યા પછી મારો ભલો ભોલો ભાઇ માત્ર **બે વર્ષ, ૧૦ મહિના,** ને **૧૯** દિવસો જીવવા પામ્યો, અને એટલા ટૂંક અરસામાં તેણે **સોસાયટી જરનલ**ની સપાટી ઉપર લાવી સ્વર્ગવાસ પામ્યો!

સને ૧૯૦૯ માં ભાઇ સોરાબ ત્રણ માસ બિમાર પડયા. ડૉકટરોની દવાથી કંઇ ફાયદો નહિં થયો, ત્યારે હવા ફેરફાર અર્થે મઉ જવાની ભલામણ થઇ! જરા ઠીક થયા પછી અમારાં એક સગા **ખાનબહાદુર રતનજી બે. પારખનાં** બંગલામાં તેવણનાં આગ્રહથી પરોણા તરિકે એવણ પોતાનાં ધણિઆણી સાથે મઉ ગયા.

ત્યાં ગયા પછી મઉના બે ડૉક્ટરોની સલાહ લીધા પછી ઇન્દોરનાં પ્રખ્યાત વિદ્વાન

ડૉક્ટર કરનલ રૉબર્ટ્સ

ની સલાહ લીધી। તેણે ભાઇ સોરાબનું દર્દ તુરતજ પારખીને કહ્યું કે "ગળાની નળીનો સોજો છે ને મારાં 'ટ્રીટમેન્ટ' માં બે-ત્રણ મહીના રહેશો તો સારૂં થઇ જશે."

આ વિદ્વાન ડૉક્ટર તે પછી વાઇસરૉય ઑફ ઇન્ડયાનાં નામાંકિત ડૉક્ટર નેમાયા, એટલા તેવણ બાહોશ હતા।

એક દિવસે ઇન્ડોરથી મઉ આવતાં તુરતજ પોસ્ટમાં ભાઇ સોરાબને એવણના ભાગ્યા તરફથી એક કાગળ મળ્યો. તે વાંચતાંજ એવણે મુંબઇ જવાનો ઠરાવ કીધો. ખાનબાહદુર રતનજીએ તેમજ તેવણનાં ધણિઆણી મીઠીબાઇએ ઘણું સમજાવ્યું, (આ લખું છું, ત્યારે મીઠીબાઇ હૈયાત છે) "સોરાબ! તમારી આવી હાલત ને આટલી બધી નબળાઇ, ને હજુર તો વીસ દહારા થયા, તેટલાં તમે પાછા મુંબઇ જશો તો સારૂં નહીં! કરનલ રૉબરટસની દવા કેમ કરશો? ને વરી એખલા જવા માંગોછ! માંડી વાલો! પાછું કાગજ લખો કે નહીં અવારો."

ભાઇ સોરાબે જવાબ દીધો કે "પણ હુ આજે નહીં જવસ તો મારૂં પંદર-વીસ હઝારનું કામ બગડશે. મારે જવુંજ જોઇએ! હું જલદી પાછો આવસ."

તેઓ ભાઇ સોરાબના આ જવાબથી લાઇલાજ થઇ ગયાં, તોપણ પૃછ્યું કે "ઘર તો ખાલી છે ને સમરાયછ; સામન તો તમે સાંમેના ઘરનાં ઓરડામાં બંધ કીધોછ, તે તમે કાંહ ઉતરસો? બીખાઇજી તો જરબાઇને ઘેર છે, ને તમારી બીજી બેન તો તમારા મામાને ઘેર છે, તે તમે કાંહ જશો? તમારી સાથે આલીબાઇબી નથી ને આવી નબળી હાલતે કાંહ ને કોણને ઘેર રહેશો?"

ભાઇ સોરાબે તેઓને ધીરજ આપી: "આ કાગળની ગોઠવણ કરી હું તુરતજ પાછો આવુંછ."

ભાઇ સોરાબ જીદ કરીને એકલા રાત્રે મઉથી ટ્રેનમાં ઉપડયા તો ખરા, પણ અતિશય નબળાઇને લીધે ખંડવાનું સ્ટેશન આવે તે આગમજ 'હાર્ટ' ચાલતું બંધ થઇ ગયું! અને પોતાનો પ્યારો પ્રાણ તે કિરતારને સ્વાધિન કીધો!

ખંડવાના સ્ટેશન ઉપર ત્રેન બદલવાની હતી, અને એવણ ગાડીમાંથી બાહેર નહિં નિકળ્યા, તેથી એક 'પોરટર' ઉઠાડવા આવ્યો. જવાબ નહિં મળવાથી તે સ્ટેશન માસ્તરને બોલાવી લાવ્યો. તપાસ કરતાં જવાબ નહિં મળવાથી તેવણે 'સીવીલ' સર્જયનને બોલાવી મંગાવ્યા. તેવણે જોઇને કહ્યું કે "હાર્ટ બંધ થઇ જવાથી મરણ નિપજ્યું છે!"

આ માઠો બનાવ બનવાથી સ્ટેશન માસ્તરે **મી. અરદેશર રતનજી દારૂખાનાવાળા** નામના મેલ ડ્રાઇવરને ખબર આપી, અને ખંડવાનાં જુના રહીશ **મી. નવરોજી ગાયને** બોલાવી મંગાવ્યા. તેઓએ મરહુમને એક 'કૉફીન' માં મૂંકી બીજી ત્રેનમાં પાછા મઉ લઇ ગયા, અને એમની સઘળી ચીજોની ટીપ બનાવીને ને ચીજો અને ટીપ એમના ધણિઆણીને આપી.

**મેસર્સ બેરામજી આંટયા, કાવસજી ફ. પારખ, શાપુરજી રૂ. પારખ, પેસ્તનજી સો. ખંબાતા, અને બેહામશાહ જ. જાગુસ,** વિગેરેએ પોતાનાં ખભાં ઉપર 'કૉફિન' ત્રેનમાથી ઉતારી ઘોડાની એક ખાસ ગાડીમાં મૂક્યું હતું, અને તે ગાડી છેલ્લા બે ગ્રહસ્થોએ પોતેજ હાંકી હતી.

મઉનાં સંખ્યાબંધ જરથોસ્તી ગ્રહસ્થો અને બાનુંઓ મરહુમને છેલ્લું માન આપવા અતિ દિલસોઝી સાથે ભેગાં મળ્યાં હતાં!

આ આફતનાં સમાચાર જાણતાંજ હું તુરતજ મઉ ગઇ, ચાર દિવસો ગમખાર ગમગીનીમાં પસાર કરી હું મારાં બોંજાઇને લઇ મુબઇ આવી!

મુબઇનું અમારૂં ઘર તો તદ્દન ખાલીજ હતું. ઘરવાળાંએ બીજો માળ ઊંચકયો, ને ભાઇ સોરાબને ખાલી (એક બે માસ) કરવા કહ્યુ ને 'નોટીસ' નું ભાડુંબી લેવા નાં કહ્યું, પણ ભાઇ સોરાબ સમજ્યા નહિ! ઘરમાં ઉપરથી વરસાદની માફક પાણી પડે ને સઘળો સામન ખરાબ થયો.

સઘળો પાણીથી ખરાબ થયલો સામન એક વખારમાં ભરે તેમ સામાં ઘેરમાં ભર્યો હતો.

મઉથી આવતાં અમે વિચાર કીધો કે 'પટેલ મૅનશન' જ્યાં મેં મારો સાડા ચાર હઝારનો નવો તુરતનો આવેલો પીઆનો મુંકયો હતો, ત્યાં થોડા દહાડા ઉતરીશું; પણ ગ્રાંટરોડ સ્ટેશન ઉપર ઉતરતાંજ બે-ચાર જણુંઓ લેવા આવ્યાં હતાં, તેઓ બોલ્યાં કે "ઘેર ચાર દહારામાં તૈયાર કરાવ્યુંચ ને સામનબી થેરો મુકયોચ." એટલે અમો ઘેર ગયાં!

———:o:———

"માસિક મજાહ"
"માસિક વાર્તા સંગ્રહ"
"માસિક હિન્દી ગ્રાફીક"
"હુલીના પ્રીન્ટીંગ પ્રેસ"
ની ટૂંક તવારિખ.



અમો મુંબઇ આવ્યાં અને બે–ચાર દિવસમાંજ ભાગ્યાએ ચોપાનિયાંને લગતા હિસાબના ચોપડાઓ, બીલ ઉંધડાવવાનાં, તેમજ "વાઉચર્સ," વીસ હઝારની સાડાચાર ટકાના વ્યાજની પ્રોમીસરી નોટ, તેને લગતા ખત–પત્રો, કાગળીયાંઓ વિગેરે મંગાવી ઑકટોબરનું ચોપાનિયું "તાબડતોબ" બાહેર પાડવાનો હુકમ કીધો; ને પ્રેસનાં જે મૅનેજર મી. ડોસાભાઇ જ. મીસ્ત્રીને ભાઇ સોરાબે રજા આપી હતી, તેવણુનેજ ભાગ્યાએ ત્રીજે દિવસે બોલાવીને 'મૅનેજર' તરિકે પાછા નેમ્યા!

આ ચોપાનિયું ચલાવવા મારાં ભોંજાઇએ એક આનાનાં સ્ટેમ્પ ઉપર મારી સહી લઇ મારી પાસે લખાવી લીધું હતું કે ચોપાનિયાંને લગતું **સઘળું કામકાજ મારેજ કરવું**. મેં લખી આપ્યું! એવી મતલબથી કે કોઈબી રીતે એવણુ ઘરમાંજ રહે તો

પાલમકોટનું નામ
અને
પાલમકોટનું ઘર

રહે!

મારાં ભોંજાઇના વડા ભાઇ રૂસ્તમજીએ એક કાગળ મને લખી એક બ્હેન તરિકે મારાં ભોંજાઇની બાજુએ ઊભી રહેવા મને આગ્રહ કર્યો! હું કબૂલ થઇ, કારણ મને કંઇ પૈસા જોઇતા નહિં હતા.

અધિપતિ થવા પણ મારાં ભોંજાઇ કૉર્ટમાં 'ડૅકલેરેશન' કરવા નિકળ્યાં, તે સાંમે પણ મેં વાંધો લીધો નહિં!

ભાઇ રૂસ્તમજીનાં આગ્રહથી જે જે મારાં ભોંજાઇએ મને ફરમાવ્યું તે તે સઘળું એવણુ મહિરે ગયાં ત્યાં સુધી મેં કબૂલ કીધું! એટલુંજ નહિં, પણ મહિરે ગયાં તે રાત્રે ગ્રાંટરોડ સ્ટેશન ઉપર એવણુને મુંકવા ગઇ!

મારી ફકત એકજ બીનહાંસલ નેમ હતી કે કોઈબી રીતે એવણુ મુંબઈમાંજ ધણીનાં ઘરમાં રહે। તેજ વિચારથી **આવી આફતનાં વખતમાં** પણ અર્ધો દહાડો શિખવવા બાહેર જાવું, ને અર્ધો દહાડો ચોપાનિયું તૈયાર કરવા રોકાવું। હવે મને અજબ લાગે છે કે આવી **આફતમાં** મારૂં ભેજું ચોપાનિયું ચલાવવા કેમ ચાલ્યું! પણ સંકટ સમયે સદા સર્વેશ્વરજ મદદ કરે છે—જો કે ૭ માસ સુધી મેં પીઆનો ઉપર આંગળાં નહિં મૂક્યાં, એટલી મારા જીગરમાં ગમગનીએ ઘર કર્યું હતું! મેં મૂંગે મોંહડે ખમ્યું! ઘર તો જાણે ઉજ્જડ વેરાન લાગે! મારી આખી જીંદગીમાં એ ૪ માસ મને આફત સમાન ને કંગાળ લાગ્યાં! એ ૪ માસ ગમખાર ગમગીનીમાં મેં કાઢયા! દુન્યા જાણે દયાહિણુ દેખાઈ!

જમતી વખતે ટેબલ ખાલી જણાય! જાણે ઘાસ ચાવતી હોવું એવું બેસ્વાદ ભોજન લાગે!! તોપણ જીવ પર આવીને ઑકટોબર, નવેમ્બર–ડીસેમ્બર ૧૯૦૯ અને જેન્યુઆરી ૧૯૧૦ નાં ચોપાનિયાંનાં અંકો **એકલે હાથે મેં બાહેર પાડયા!**

પણ ૪ માસમાંજ મારાં ભોંજાઈ ચોપાનિયાંનું અધિપતિપણું છોડી, અને ચોપાનિયું પણ છોડી દઈને મહિરે જવા તૈયાર થયાં!

અહિં મુંબઈમાં રહેવા મેં ઘણું સમજાવ્યું. ભાઈ સોરાબ સ્વર્ગવાસ થયા પછી ચાર માસ સુધી દર મહિને રૂ. ૫૦) હું એવણુને આપતી હતી. પછી રૂ. ૧૦૦) આપવા કહ્યા, જ્યારે નહિંજ સમજ્યાં ને મહિરે જવા નિકળ્યાં, ત્યારે આખું ઘર ચલાવવા મેં માથે લીધું; કારણ તે વેળા મ્યુઝિક શિખવી હું રૂ. ૩૦૦) મેળવતી હતી, પણ એવણુ નહિંજ સમજ્યાં, અને પોતાનાં સગાં–વ્હાલાંઓની બુરી સલાહ માની મારા વડવાઓનું પોણી સદીનું ઘર તારાજ કરી મહિરે ગયાં!

ચોપાનિયું ને પ્રેસ ભાગ્યાને સ્વાધિન કીધું! મારાં ભોંજાઈને ચોપાનિયું ચલાવવા ભાગ્યા તરફથી દર માસે રૂ. ૧૦૦) કહ્યા હતા, તેમ ચાર માસનાં મળ્યા હતા.

મારાં ભોંજાઈએ મને પૂછ્યું:—"ભાગ્યો તમોને મહિને રૂ. ૧૦૦) આપશે તમે ચોપાનિયું ચલાવોની?"

મેં એવણુને પાછું પૂછ્યું કે "કોણુંને વાસ્તે ચલાવું? તમે તો ઘેર કાઢી નાંખી મહિરે જાવોછો! **પારકા માટીડા** વાસ્તે હું કાંય મેહેનત

ઉપર એ ચોપાનિયાંને લઈ આવ્યો, તેમાં એ બાપડાને તો ફક્ત રૂ. ૧૬,૦૦૦/જ મળ્યા!!

## આ ચોપાનિયાંની તવારિખ

મેં અધુરી લખી છે, પણ

## ૧૯૪૦

માં તે સંપૂર્ણ છપાશે. ૧૮૯૦ થી ૧૯૧૦ ના જેન્યુઆરી માસ સુધીમાં જે જે બનાવો બન્યા છે, તે તે ખત-પત્રો, કાગળીયાંઓ **Facts and Figures** સાથે જગત જાણશે! તેટલાં વાંચક-વર્ગે ધીરજ રાખવી.

આ સઘળા

## ખરા બનેલા બનાવો,

ચીરાઈ જતાં ઉગરે અધુરા ટૂંકમાં લખતાં પણ મારી કલમની અણી ચીરાઇને મૂંગી ગમગીનીમાં મારાં હાથમાંથી પડી ગઇ છે! આ જીવ વિનાની મારી કલમ પણ મારી ગમખારીમાં ભાગ લઇ હાલ તુરત તો **૧૯૪૦** સુધી થમ્ભ થઇ ગઇ છે!

જેઓએ મારા જેવી એક **તમામ નિર્દોષ** નારને **વિના** કારણે, અને **વિના વાંકે** દુ:ખી કરવાની કોશેશ કીધી, તેઓ પોતેજ મારાં કરતાં વધારે દુ:ખી અને વધુ હેરાન થયાં છે, ને થશેજ એ ચોક્કસ છે!

"પીપલ પાન ખરત હય.
હસ્તી કુંપલીયાં,
હમ પર બીતી, તુમ પર બીતસે,
ધીર ધર બાપુલીયાં!"

વિદ્વાન દસ્તુર ડૉક્ટર ધાલા કહે છે તેમ "દાદાર હોરમઝદની સજામાથી તેઓ બન્ને જેહાંનમાં છટકી જશે નહિં!"

તેઓને આ મારી બે લીટી અર્પણ કરૂં છું:—

God will punish their posterity,
And will roll them in adversity!

મારી મનશની પ્રમાણે મારા મ્યુઝિકનાં ખુદાઇ હુન્નરથી ને મારી **પાક પવિત્ર જીંદગીથી પ્રમાણિકપણે ૨૬ વર્ષો સુધી શાંતિ:થી** હું મારૂં ગુજરાન **સ્વતંત્ર** રહી કરી શકી છું. એજ હુન્નરથી હું તરી નિકળી!

મારી બાજુએ મારો ખુદા હતો!

તેણે (ખુદાએ) મને બચાવી!

તેણે મારું રક્ષણ કીધું!

તેણે મને માન-સ્વમાનથી સાચવી રાખી!

તે પાક પરવરદેગારનો જેટલો આભાર-ઉપકાર માનું તેટલો થોડો છે!

## વર્ષ ૧૯૪૦ માં!

**૧૮૯૦ થી ૧૯૧૦** નાં જેન્યુઆરી માસ સુધી મેં એ ચોપાનિયાં માટે બરાબર ૨૦ વર્ષો સુધી ભાઇ સોરાબને ચાલુ મદદ કીધી હતી. વાર્તાઓ ને લખાણો લખવા, 'પ્રૂફ' સુધારવા, બીજાઓનાં કાચાં ગુજરાતી લખાણો સુધારવા અને ભાઇ સોરાબ જ્યારે પણ દેશાવર, યુરોપ ને અમેરિકા જતા, ત્યારે એકલે હાથે ચોપાનિયું બાહેર પાડવા (મારેથી બને નહિં બને તોપણ) હું જેહેમત ઉઠાવી કરતી હતી. **સાહિત્યને** લગતો સઘળો બોજો ઘરમાં ફક્ત હુંજ ઉઠાવી લેતી હતી. મારાં માતાજી ને ભોંજાઇ 'તીકેટ' ને સરનામાની છાપેલી 'સ્લીપ' વળગાવવા 'મની ઑરડર' લેવા ભાઇ સોરાબને મદદ કરતાં. અમો ફક્ત ત્રણ જણાં (મારા માતાજી. ભોંજાઇ અને હું) ચોપાનિયું ઘરનું હોવાથી ભાઇ સોરાબને મદદ કરતાં હતાં.

———:o:———

# લેખક મંડળ.

ભાઇ સોરાબે સને ૧૮૯૭–૯૮ નાં સાલમાં "પારસી લેખક મંડળ" પોતે સ્થાપ્યું હતું. ખરી રીતે તો **ભાઈ સોરાબ એ મંડળના સ્થાપક હતા,** પણ બીજા બુઝોર્ગ અને વિદ્વાન ગ્રહસ્થો—મરહુમ ખ. રૂ. કામાને તેમજ મરહુમ કેખુશરો ન. કાબરાજીને અને મરહુમ નાનાભાઇ રૂ. રાણીનાને આગળી હરોળમાં મૂકી પોતે ફકત તેનાં સેક્રેટરી તરિકે જીંદગીના છેડા સુધી રહી, લેખક મંડળને નિભાવી રાખવા વારંવાર ખાણા પાર્ટી ને મેળાવડા કરતા, તેમાં જોઇતો ઘટતો ખરચ પોતાના ખીસામાંથી કરતા હતા.

એ મંડળમાં ઘણું પ્રખ્યાત લેખકોને સભાસદ નેમવામાં ઘણી જેહેમત ઉઠાવતા. કેટલાંકો અંગત અંતસને લીધે સભાસદ થવા માંગતાં નહિં હતાં, પણ તે બાબેની દરકાર ભાઇ સોરાબ જરા પણ કરતા નહિં। મંડળી શુરૂ થયું ત્યારથી હું એક સભાસદ થઇ હતી, ને પાછળથી 'લાઇફ મેમ્બર' (જીંદગી સુધીની સભાસદ) થઇ હતી.

જેમ સઘળો જોઇતો ખરચ હું ઘરમાં કરી લેતી, તેમજ, જ્યારે પણ ભાઈ સોરાબ લેખક મંડળના ખાણાનો મેળાવડો કરતા, ત્યારે દરેક ખાણાના મેળાવડા વેળા હું મારી ફી ભાઇ સોરાબને **એક મેમ્બર** તરિકે આપતી હતી, જેની નોંધ મારી હિસાબની ચોપડીમાં લખતી હતી; પણ જે સગાં–સ્નેહીઓ એ મંડળનાં **મેમ્બર નહિં હતાં** તેઓનીજ ખાણાની ફી ભાઇ સોરાબને આપવાની ફરજ પડી હતી, એ મેં ઘરમાં નજરે જોયું ને અનુભવ્યું છે।

જ્યારે પણ ભાઇ સોરાબ લેખક–મંડળના મેળાવડાઓ, પાર્ટી ખાણાં કરતા, ત્યારે ઘણાં ઉદાર દિલથી ખુશીથી ખીસામાં હાથ નાંખતા, ને જેઓ મંડળની વિરૂદ્ધ બોલતાં તેઓ પણ તે વેળા મોજ મારવા સામેલ થતાં। જેઓ સભાસદ થવા સાફ ના પાડતાં, તેઓ પણ ખાણામાં પાર્ટીમાં સામેલ થતાં। આ સઘળો તમાસો હું મેળાવડા દરમ્યાન જોઇને તેઓની 'ત્રણ દમરી' ની અક્કલ ઉપર અફસોસનો નિસાસો નાંખતી, કારણ ખાણા–પાર્ટી કે મેળાવડામાં મોજ મારી આવ્યા **પછી,** તેઓ **પાછાં** મંડળની અને મંડળનાં કેટલાંક સભાસદોની ને તેઓની લાયકાતની વિરૂદ્ધ બખારતાં હતાં। મેં ઘણી વેળા ભાઈ સોરાબને સૂચના કીધી કે

જેઓ સભાસદ નહિં હોય, ને મંડળની વિરૂદ્ધ હોય, તેઓને બોલાવવાં નહિં જોઇએ! પણ મારો ભાઇ ભોળો ને ભલો હતો, તેથી વિરૂદ્ધીઓનાં બખાલા સાંભળી બેદરકાર રહેતો! તોપણ ભાઇ સોરાબે જીંદગી સુધી એ મંડળનો જાણે આત્મા હોય તેમ નિભાવી રાખ્યું!

મરહુમ ભાઇ સોરાબના સ્વર્ગવાસ પછી સને ૧૯૧૨ માં મેં મારા "મ્યુઝિક સ્ટુડયો" માં મરહુમ કેળવણીકાર ભાઇ

**દારાશાહ ર. ચીચગર**

નાં પ્રમુખપણાં હેઠળ એક 'ફ્રી કૉનસર્ટ' કર્યો હતો. અને જેમાં

**કવિ ફીરોઝ બાટલીવાળાએ**

પણ હિંદુસ્તાની મ્યુઝિકની મજાહ શ્રોતાજનોને ચખાડી હતી. આ કૉનસર્ટનો સઘળો ખરચ મેં ખુશીથી કાઘો હતો, અને એક મોટા વગવાળા મોભાદાર મેળાવડા સન્મુખ ફત્તેહમંદ થયો હતો.

અત્રે વધૂ લંબાણુ નહિં કરતાં એટલુંજ ચાહું છું કે જેઓ આ મંડળ ચલાવવા આતૂર છે, તેઓ આ મંડળનાં

**સ્થાપક**

**મરહુમ ભાઈ સોરાબ લીo પાલમકોટ**

નું નામ જાવેદાન જાળવી રાખવા તેને જીવતું-જાગતું કાયમ રાખે!

**યથ જમીઆદ યથા આફ્રીનામે.**



# દાદાર અહુરમઝદની મદદ!

## મારો બીજો એક ભાઈ!

"પરમેશ્વરની પૃથ્વિ છે, ભેદ વિષે ભરપૂર;
કળ ન જડે કદી કોઇને, શું સન્યાસી શૂર."

'દિલજાન.'



૧૯૦૯ નાં નવેમ્બર માસમાં મારા વ્હાલા ભાઇ સોરાબનાં સ્વર્ગવાસ પછી મેં મનમાં માન્યું, ને ધીરજ રાખી કે

**મારો બીજો એક ભાઈ છે,**

તે મને જરૂરજ બચાવશે, દિલાસો દેશે, હિમ્મત આપશે, પણ તેમાં હું ઠગાઇ—છેતરાઇ!—

ચાર માસમાજ મારી બાજુએ ઊભો રહેનાર એક ફરેસ્તા જેવો ભાઇ ફરેબથી ફરી ગયો! ભલાઇનાં પર્વતની ઊંચી ટોચ ઉપર નજર નાંખવા તેનાં પોલાદી જીગરમાં હિમ્મતની ઓટ થઇ ગઇ! નીચે ખીણમાં ઊભો રહી, તેણે શરમિન્દગીથી પોતાનું માથું નીચે નમાવ્યું! તે પછી તેની ડોક ઊંચી થઇજ નહિં. કુદરતીજ તે પોતાનો ચેહરો મને દેખાડતાં શરમાયો! મને મળવાની તેની હિમ્મત નહિં ચાલી!

મને પૈસાની કંઇ જરૂર તે વેળા હતી નહિં, ને મને પૈસા જોઇતા પણ નહિં હતા. આવા આફતનાં વખતમાં મને જે જરૂર હતી, તે તેની હંમેશાંની **લાગણી—દિલસોઝીની** હતી! મારા ઉદ્યોગ-હુન્નરને લીધે તે વેળા મારી સ્થિતિ પૈસા સંબંધી સારી હતી, એટલે, હું કોઇની ઓશિયાળી નહિં હતી; સ્વતંત્ર હતી. ખુદા ધન નહિં ને અન્ન તો આપીોજ જતો હતો, કારણ મારા હાથે હુન્નર હતો. મારાં માતુથી અને ભાઇની હૈયાતીમાંજ મેં તેઓ ઉપરનો ઘણો બોજો ઓછો કીધો હતો, તેથી તેઓને ઘણી રાહત મળી હતી.

મને છવનાંઓની લાગણી-દિલસોઝી જોઇતી હતી, પણ તેમાંથી હું ઠગાઇ! મેં મારી જીંદગીમાં જોયું કે હજારો રૂપિયા ખરચવા છતાં તે વેચાતી મળતી નથી! દિલસોઝી તો કુદરતીજ હોવી જોઇએ!

જે ભાઇને મેં ફરેસ્તો ધાર્યો હતો, તે મને સલાહ-સુચના આપવાને બદલે સંતાઇ ગયો! મારો ભોમ્યો થવાને બદલે ખૂણામાં ભરાઇ બેઠો! મારી બાજુએ ઊભો રહી મને દોરવવાને બદલે દૂર થઇ ગયો! મને બચાવવાને બદલે કાછિયાં-માછિયાં, હડખાં કુતરાંઓ, અને ભુખ્યાં વરૂઓને મારી ઉપર છોડી મૂકયાં! ત્યારે તે કિરતારે મને સાચવી-જાળવી ને બચાવી લીધી! મારૂં રક્ષણ કર્યું!

મરહુમ ભાઈ સોરાબનાં સ્વર્ગવાસ પછી તે પરોપકારી ને પરમાર્થી થવાને બદલે સ્વાર્થી થયો! મારી નિરાધાર થઇ પડેલી એકલવાઇ જીંદગીમાં મને દિલાસો દેવા કે લાગણી દેખાડવા આ ભમાવેલા ભાઇનું ભેજું ને દૈયું ચૂન મારી ગયું; ત્યારે મેં વધારયું:—

કિનો—કપટ—ક્રોધ—કહેર!
ડાઘેલ દિલમાં વસ્યું વેર!

૨૫) વર્ષો સુધી અમારી ખાનદાની ખાસિયત, અમારો સારો સ્વભાવ અને સદાચરણ જોયાં-જાણ્યાં, પારખ્યાં-પિછાણ્યાં, અને બહાલથી વખાણ્યાં છતાં મારાં મરહુમ માતુશ્રીની, મારા મરહુમ ભાઇ સોરાબની અને મારી ભલાઇ, અને હેત-પ્રિત તે ભલો ભાઇ ભાન ભુલો થઇને ભુલી ગયો!

સઘળી ભલાઈ તેના ભેજાંમાંથી ખસી ગઇ! અને જીંદગી સુધીએ નહિ વળે એવા આભાર-ઉપકાર ઉપર એનાં અંત:કરણમાં રેળ આવી, અને તે કદી નહિ ભૂલાય તેવો ઉપકાર રેળમાં તણાઇ ગયો!

મને હિમ્મત અને સધ્યારો આપવાને બદલે તે નાનાં બચ્ચાં માફક રૂસાઇ ગયો! એ પેહલવાન ભાઇની પેહલવાનગીરી મેં જોઈ લીધી!

દોસ્તી મારી તરફથી કદી તૂટે નહિં. હું હંમેશાં દોસ્તી નિભાવી રાખવાની ઇચ્છા અને કોશીશ કરૂં. **મારી** તરફથી દોસ્તી ડટાઇ જાય એ હું ઘણો **મોટો ગુનાહ** સમજું છું, શિવાય, સ્વમાન ઉપર ચઢાઇ આવે! ભલાઇનો પર્વત બુરાઇનાં બરફસ્થાનમાં બદલાઇ જાય, ઉપકારનાં ઉછળતા મોજાઓ અપકારની ઓટમાં સમાઇ જાય, **ત્યારે—અરે! ત્યારેજ,** હું મારૂં સ્વમાન સાચવવા અળગ થઈ જાવું—ખસી જાવું!

દોસ્તીની મારી વ્યાખ્યા એવી છે કે મિત્રના ઉપર મટોડું નહિં વાગવું! સામી બાજુ ગેરઇનસાફીથી વર્તી દોસ્તી તોડે તો હું લાઇનાજ, લાચાર ને ગમગીન બની જાવું!

જ્યારે હું અલેકઝાનડ્રા સ્કુલમા જતી હતી, ત્યારે મને જે ત્રણ સહીઓ સાથે દોસ્તી હતી તે, ૫૩ ને ૫૦ વર્ષો થયા ચાલુ છે એ ત્રણ સહીઓ મિસ દીનબાઇ મા. નાલ્લાશેઠ (પાછળથી મીસીસ રૂસ્તમજી પાવખીવાળા), બીજી સહી, મિસ રતનબાઇ ફરદુનજી મુલ્લાફીરોઝ (પાછળથી મીસીસ હોરમસજી મીરવાઇ) અને મિસ ગુલબાનુ કેખુશરો ઢાબરજી (પાછળથી મીસીસ હોરમસજી તવર્યા) એમાથી પહેલ્ના મિસ નાલ્લાશેઠે જલદી પરણીને સ્કુલ છોડી દીધી, તોપણ ૫૩ વર્ષો થયા અમો પરસ્પર વફાદારીથી, વ્હાલથી વળગી રહ્યા છિયે (કોટી કરીનો) બાકીના અમો ત્રણ સહીઓ વર્ષો સુધી સાથે સ્કુલમા જતા–આવતા–જમતા ને સાથેજ ગાયન–મ્યુઝિક કરતા, ને એકમેકના ઘરની નજીકજ રહેતા

"ચાર મળે ચોટલા, તો ભાજી ઉડે ઓટલા!" એ પેલા 'મોટા ભેજાવાળા' માટીડાઓની કહેવત અમો ચાર સહીઓએ ખોટી પાડી ભાયડાઓને ખોટા પાડયા છે! હજી પણ ૫૩ ને ૫૦ વર્ષો થયા અમો એકમેકને મળી–ભેટી, વખાણી ને કોટી કરીને વ્હાલથી વળગી રહ્યા છિયે! અમો ચાર સહીઓની દોસ્તી દાદારજી મારી જીંદગીના છેડા સુધી કાયમ રાખે, એ મારી ચાલુ બંદગી છે, તે આમીન થાય!

કેટલાક ભાઇઓ સાથની ખાલેસ મિત્રાચારીમા કૈક વેળા સંપૂર્ણ વિશ્વાસ રાખવામા મારી ભોલાઈ ને ભલાઇને લીધે જાત–પર જાતથી હું ઠગાઇ છું—છેતરાઇ છું! તેથી પણ ભાયડાઓ તરફ મને અભાવ ઉત્તપન્ન થયો! પૂરૂષો મોટે ભાગે પોલાદી જીગરના હોય છે! કૈંક વેળા હું તેઓને દયાહિણુ જોવુ છુ! ઘણી વેળા તેઓ ખારીલા–વેરીલા બને છે! કોઇ કોઇ વેળા એના કેટલાક ધાટકી–ખાટકી જેવા માટીડાઓને જોવું છું, ત્યારે મને વિચાર આવે છે કે ખુદા તેઓમા અંતકરણ મૂકતા ભૂલી તો નહિં ગયો હોય! જે દયાળુ કોમળ લાગણી નાજુક નિર્દોષ નારીઓમા ભૂલી જવાની અને માફ કરવાની હોય છે, તે મોટે ભાગે માટીડાઓમા હોતી નથી! એ મારા વર્ષોના અનુભવ ઉપરથી કહી શકું છું. પથ્થરના હૈયા!

તોપણ, ઘણુ સબૂરીથી સહન કરવા છતા પૂરૂષો વિરૂદ્ધના મારા વિચારો મારા લાબા અનુભવ ઉપરથી હુ ફેરવી શક્તિ નથી, તેથી દિલગીર છુ—એ કદાચ મારી ખામી હોય!

બનતાં સુધી કેટલાક પૂરૂષોથી હું અળગા રહી દૂર રહું છું. આ હું સદ્દગ્રહસ્થો માટે લખતી નથી.

હવે, આપણે પેલા ફરેસ્તા ભાઇ તરફ પાછાં ફર્યે. એ ભાઇની મનોદશા ઉપર મેં અફસોસ કીધો!

પણ તેજ કાવાદાવા અને કાવતરાં કરનારાં બૈરાંઓ અને માટીડાઓએ ***એજ ભાઇનાં ઘરમાં ને કુટુંબમાં, મનની શાંતિ:માં, અને અંત:કરણમાં*** ઘણું નુકસાન કર્યું! તે, આ મારો ભાઇ, બાપડો મૂંગે મોંહડે મારી માફક ખમી ગયો! સ્રજતને શરણ થઇ તેણે સહન કીધું!

એ ભાન ભૂલા ભાઇને મેં કોઇ દહાડે શ્રાપ દીધા નથી! કારણ, અમો બન્ને ભાઇ–બ્હેન જેવાંજ હતાં.

**ભાઇઓ ગમે તેવી દયાહિણ વર્ત્તણુંક દેખાડે, પણ બ્હેનો કોઈ દહાડેબી ભાઇઓને શ્રાપ નહિં દે,** તે જાણજો ને માનજો. તેઓ તો ભાઇઓને જીવાડવાજ માગે! ભાગ્યશાળી બ્હેનો હોય, જેઓ ભાઇઓની **આગમજ** આ અવનિ છોડી જાય! મારા જેવી કમનસીબ બ્હેનો હોય તે ભાઇઓની પાછળ આ દુન્યાનાં દુ:ખનાં ડુંગરો ચઢવા જીવે!

## એક શિહા ચિત્ર!

ઇનસાનનાં અવતારમાં ઉતરેલો આ મારો ફરેસ્તો ભાઈ, જ્યારે ફરેબથી ફરી ગયો, ત્યારે—અરે! ત્યારેજ—એક ઉજ્જડ વેરાન જગ્યા ઉપર બરફનો એક ઊંચો પોહોળો પહાડ મારી નજરે પડયો! મારી આખી જીંદગીમાં મેં એવો ગંજાવર બરફનો પર્વત જોયો નહિં હતો! અફસોસ! તે એકાંત રસ્તા ઉપર એક નાતરસ ઓરત મને એકલી નિરાધાર મૂકીને ચાલી ગઇ! એક માણુસ તો શું પણ એક કુતરૂંબી ત્યાં નહિં જણાયું!

નિરાશા અને અજાયબીમાં ગરક થઇ તે બરફનાં પહાડ ઉપર મેં નિરાશાનો એક મુંગો નિસાસો નાંખ્યો! તે ઠંડા બરફનાં ઢગળા હેઠળ દિલસોજી ને ડટાઇ ગયલી જોઇ! મારા બરડામાં ટાઢિયો તાવ ચઢી આવતો હોય તેમ મને ઠંડી ભરાઇ આવી! જેમ એક માણુસ પાછળે પગે ધીમેથી પાછળ હઠે, તેમ ધીમે ધીમે તે બરફનો પહાડ પાછળ હઠવા લાગ્યો, ને મારી નજર આગળથી ગુમ થઇ ગયો! એક પળ ત્યાં અંધકાર વ્યાપી રહ્યો! મેં ધારતી ખાઇને બૂમ પાડી: "માય! સોરાબ! તમે

કાંઇ છેવ? મને બચાવોની!" તે ડગામણો દેખાન જોઇને હું દિગમૂઢ થઇ ગઇ! મે મારી આખ્યો બધ કરી દીધી! આ ભુંડી જગત મને જોવા ગમી નહિ!

તેટલા, એક પળ પછી, પાછળથી એક ગેબી અવાજ મને સભળાયો "ખસી જા! અહીં આવ!" મે પાછળ ફરીને જોયુ તો રોતાનીનુ એક મેદાન દેખાવા લાગ્યુ! એક ગેબી હાથે ઇસારો કરી આકાશ તરફ આંગળી બતાવી! માગ કાનમા ધીમેથી આ સભળાયુ —"ઉપર જો! બચી ગઇ! તારા ગમને ગળી જા! છુપા આસુઓને સૂકવી નાખ! મૂગા ડુસકાઓને દાબી દે! પેલો ઠડો બરફનો પહાડ જેમ ખસી ગયો, તેમ અહીંથી ખસી જા! તારા નયનમાથી નિમળતા નિર્મળ નીર (આસુઓ)ને ખખેરી નાખી નિરાશાની પેલી નદી ઓળગી આશાના ઉબર ઉપર જઇને ઊભી રહે! **તે** (ખુદા) તારો હાથ પકડી **આશાનાં અયવાનમાં** તુને લઇ જઇ ઇનસાફ આપશે! ધીર ધર! ખમ! પા સદી કેમ ખમ્યું? બીજી પા સદી ખમ! **તે** તારો નેગેહબાન થશે! **તે** તારો ભોમ્યો બનશે! **તે** તુંને બચાવ શેજ! **તે** તુને આશરો–આધાર આપશે! **તે** તુને ગેબી દિલાસો દેશે! **તેની** ઉપર વિશ્વાસ રાખ!—" આટનુ સભળાયુ, **ને તે** ગેબી અવાજ ગુમ થઇ ગયો!

આ જાણે સ્વપ્ના મિસાલ મારી નજર આગળથી પસાર થઇ ગયુ! તે ગેબી અવાજનો પડઘા સભળાયો! મે આખ ઉઘાડીને જોયુ તો હું ખરેખર બચી ગઇ હતી!

ધીમે ધીમે ગુમ થતા તે બરફના પહાડનો બિહામણો દેખાવ, અને તે બિયાબાન ઉજ્જડ વેરાન જગ્યાનો શિઘ્ર ચિતાર ચિતારતા આ મારી હિમ્મતવાન કલમ પણ મારા આગળાઓ વચ્ચે ધ્રુજી રહી છે!

૨૬ વર્ષો ઉપર જોયલો આ ડરામણો દેખાવ વારવાર મારી નજર આગળ આવતા હુ મારી આખ્યો બધ કરી નાખું છુ! હવે આ દગાબાજ દુન્યામાથી હુ દૂર થવા ઇચ્છુ છુ!

હા! તે પછી ઇશ્વર ઉપરનુ મારૂં એકીન અનજે ગણું વધી ગયુ આજ સુધી મે જોયુ કે મને બચાવનાર **તે** એકજ હતો! **તેણે** મને બચાવી લીધી છે ભવિષ્યમા પણ **તેજ** મને બચાવશે!

મેં મારી આખી જીદગીમા જોયુ કે પ્રથમ મને જે મારા બાબમા ખોટુ અને કમનસીબીભર્યું લાગ્યુ હતુ, તેનુ પરિણામ સારા ને કાજે

પૂરવાર થયું! પરમેશ્વરે પ્રથમથી તે છેવટ સુધી જેઓ મારા બાબમાં કર્યું, તે બરહક હતું. હું ઘણી વેળા ઘણી રીતે બચી ગઇ છું! ઇશ્વરે મારૂં રક્ષણ કર્યું છે!

આ હમારી ખલ્કક મારે વાસ્તે નથી!

અહિં મરહુમ ભાઇ કવિ દાદી એ. તારાપોરવાલાની કવિતા પ્રસંગોપાત છેઃ—

[ સારંગી છંદ. ]

"જૂઠી કાયા—જૂઠી માયા—જૂઠા રાજા રાણા છે,<br>
જૂઠા જોગી—જૂઠા ભોગી—જૂઠા સંતો—શાણા છે.<br>
જૂઠા જંગી—જૂઠા સંગી—જૂઠા વેરી—દ્વેષી છે,<br>
જૂઠા મિત્રો—જૂઠા પુત્રો—જૂઠા ખેશી—દેશી છે."

( દોહરો )

"સ્વારથિયો સંસાર છે, મતલબિયા સહુ મિત્ર;<br>
પાળો પ્રીતે શ્વાન પણ, ચૂકે કેમ ચરિત્ર."

[ દિલજાન. ]

પેલા ફરેસ્તા ભાઇએ મારી અત્રાફ જે અંધકાર ફેલાવ્યો હતો, તેને બદલે જો તેણે રોશનીનો એક ફુંવારો ઉડાર્યો હોત તો આસપાસ ઠંડક અને આનંદથી એક નિરાશ થયલા ગમગીન જીગરને ઘણી રાહત મળી હોત! એવી ભલાઇ, એવો જશ, એવી કીર્તિ એ મગરૂર ભાઇનાં નસીબમાં નહિં! અફસોસ!

એ ભાઇ એક પ્રેમાળ મિત્ર તરિકે પણ પચ્ચીસ વર્ષો સુધી ઘણો ભલો, ઘણો વિશ્વાસુ હતો.

જાદુ!

આપણે દરરોજ દહાડામાં ૪–૫ વેળા કુસ્તી બાંધતી વખતે અવસ્તાના કલામો ભણયે છિયે:—

"આહરેમન દેવાંન, દરૂજાન, જાદુઆન, કીકાન, કરફાંન, ગુનાહગારાંન, શુનાંહગારાંન, આશમોગાંન, દરવંદાંન, દુશમનાં ફરીઆંન, ... દ શેકસતે બાદ."

અર્થ:

ઓહેરેમંન, તથા દેવો, દરૂજો, **જાદુગરો**, દરવંદો, કીકલોકો, કરપ લોકો, **જુલમગારો, ગુનેહગારો, ફરેબબાજો**, દોજખીઓ, બુરા અંદેશાના કરનારા અને પરીઓ મારેલા તુટેલા થાવો.

જાદુ (Black Art) જરથોસ્તનાં જમાનાંથી ચાલતું આવેલું હોવું જોઇએ, નહિં તો આપણે દરરોજ કુસ્તી બાંધતી વખતે ઉપલાં કલામો ૪-૫ વખત ભણ્યે નહિં! હમણાં હમણાં પારસીઓમાં—મુખ્ય કરીને સ્ત્રીઓમાં—મોટા પ્રમાણમાં નિર્દોષોને હેરાન કરવા જાદુ ઘણું ચાલી રહ્યું છે, પણ પરિણામ સદા નાશમાંજ આવે છે!

કાંય નહિં અદેખી ઓરતોએ, ઇર્ષાના અવતારોએ, પૂરૂષના અવતારમાં ઉતરેલા નાપાક સેતાનોએ અને દારૂણ દુસ્મનોએ **મને** હેરાન કરવાની **નીચ નેમથી 'બ્લેક આર્ટ'** નાં ઝપાટા-સપાટામાં એ ભાઇને ઝીલી લીધો હોય? આ ફાની ખલકમાં જેમ 'ફાઇન આર્ટ' છે. તેમ 'બ્લેક આર્ટ' પણ છે! દુન્યા કોઇ ચીજથી ખાલી નથી! હું પોતે તો 'ફાઇન આર્ટ' (મ્યુઝિક) માં સુભાગ્યે આખી જીંદગી સુધી વિંટળાયલી રહી છું; એના બિચારાનાં નસીબમાં 'બ્લેક આર્ટ' માં વિંટળાઇ જવાનું હોય, અને દુન્યા પણ દિલગીર થાય એવો અપજશ મેળવવાનો હોય! તે મૂંગો બહેરો થઇ ગયો! **અમોને વિખુટાં પાડવાની નીચ નેમથી** જે અદેખી ઓરતો ને માટીડાઓએ જાદુ કીધું હોય, ને કરાવ્યું હોય, તેઓને સર્વેશ્વર બન્ને જેહાનમાં શિક્ષા કરો! તેમાંથી તેઓ કદી છટકી જઇ શકશે નહિં! તેઓ પોતાનાં વ્હાલાંઓથી બન્ને જેહાનમાં વિખુટાં પડો! આ મારી ચાર લીટી તેઓને અર્પણ!

God will punish those dirty hands,
That separated two bosom friends!
God will punish those cruel persons,
Who created false aversions!

વર્ષો થયાં પારસીનાં મરદો અને ઓરતોને મુંબઇમાં તેમજ દેશાવરમાં 'બ્લેક આર્ટ' નું જબરૂં ચેટક લાગ્યું છે! તેમાં તેઓ પોતાની શકિતની અને પૈસાની બરબાદી કરી, દુસ્મનોને દુઃખી કરીને મનમાં ખુશ થાય છે! વેરની વસુલાત કરવા જતાં નિર્દોષોને રીબાવી મહિનાઓ અને વર્ષો સુધી ખાટલો સહેવતાં કરીને છેવટે તેઓનું અકાળ મોત લાવતાં તેઓનાં નિર્દય

જીગરમાં અને નજીસ મનમાં દયાનો અંશ પણ હોતો નથી! એવાં પાપીઓ માટે બેહેસ્તનાં બારણાં બંધ છે, એટલુંજ નહિં, પણ એવાં જાદુ કરનારાં અને કરાવનારાં સ્ત્રીઓ અને પૂરૂષોને ધર્મ-ક્રિયા પણ પ્હોંચતી નથી!

## લખ્યા લેખ કદી નહિં મિટે.

હું ઇચ્છું છું કે મારી જીંદગીમાં અનુભવેલું આ શિહા ચિત્ર ચિતારવા આગમજ મારી હૈયાતી ખતમ થઇ હોત।

પણ, જે આપણી સૂજતમાં જોવા-જાણવાનું-ખમવાનું હોય તે નિર્માણ થયલુંજ હોય છે। હું હંમેશાં અહુરમઝદને પૂછું છું:—"મને જીવાડવામાં તારી શું નેમ છે?"

## મઝદાંનો માર્મિક હાથ

હંમેશનાં પ્રકાશિત બેહેસ્તમાં પાછાં એકમેકને જોડશે, કે જેઓ આ ફાની દુન્યામાં અચાનક આફત, યા દારૂણ દુસ્મનો અને પાપીઓનાં કાવતરાં અને નીચ નેમનાં ભોગ થઇ પડી વર્ષો સુધી વિખુટાં પડયાં હોય। વિશ્વેશ્વર તે વિખુટાં પડેલાં વ્હાલાંઓનાં અમર આત્માનો મિળાપ બેહેસ્તમાંજ કરાવશે।

આ અવનિમાં ઇનસાનનો ઇનસાફ ઊંધો હોય છે. પેલી વધારે સારી દુન્યામાં અહુરમઝદનો ઇનસાફ રાસ્ત-વ-દરૂસ્ત, ચોખ્ખો, સાચ્ચો અને શુદ્ધ હોય છે.

જેઓ આ ક્ષણભંગુર સૃષ્ટિમાં અસહ્ય સંકટો વર્ષો સુધી મૂંગે મોંહડે સહન કરે છે, તેઓ સ્વર્ગવાસ થતાં બેહેસ્તમાં સુખ અને શાંતિઃ મેળવશે, એમ હું ખાતરીથી માનું છું.

આ એક અદ્રશ્ય જેવા પૂરૂષે મને ઠગી-છેતરી। જેને હું એક સગા ભાઈ તરિકે ગણતી ને વિશ્વાસ રાખતી હતી, તેણે દગો દીધો।

હવે, પૂરૂષો તરફ અભાવ ઉત્પન્ન થાય તેમાં કાંઇ જરાબી અજાયબ થવા જેવું છે? એક પૂરૂષ એક સ્ત્રીને ઘણી સહેલથી ઠગી-છેતરી શકે છે; પણ તેટલીજ સહેલાઇથી તે એક મરદને ઠગી શકતો નથી; કારણ તેનું માંથું ભાંગનારો તેનીજ જબરી જાતીનો તૈયાર હોય છે। બૈરાંઓથી તે બિહતો નથી। પણ પૂરૂષને જોઇને પીઠ ફેરવીને નાસી જાય છે।

હવે, તમે જબરી જાતીનાં જોરાવર મરદો! જો હું મારાં જેવાં ભલાં, ભોળાં અને નિર્દોષ બાનુંઓને પૂરૂષોથી અળગ રહેવા, દૂર રહેવા શિખામણ આપું તો તેમાં મારો કંઇ કસૂર છે?

હું, ઘણી વેળા પૂરૂષો ઉપર વિશ્વાસ રાખી ઠગાઈ છું! બૈરાંઓ મને ઠગી-છેતરી શકતાં નથી! જબરી જાતી નબળી જાતી ઉપર ફાવી જાય અને મિત્રો તથા સગાં ભાઇ-બેહેન જેવાંને વિખુટાં પાડે, ને પછી મરોડદાર ગરદન રાખી, છાતો કાઢી, બાપ-લાખ ચાલીસનાં દિકરાઓ માફક મૂંછ ઉપર તાવ દઇ ખુશ થાય, તેમાં તે કંઇ તેઓની હિમ્મત-હુશિયારી ને મરદાનગી છે? એક ફરેસ્તા જેવાને ફરેબ આપી ફેરવવામાં તેઓનું હીચકારાપણું લાગે છે! તેથી કાંઈ તેવાં શખ્સો ને સ્ત્રીઓ શુરવીર ગણાય છે? જબરી જાતીએ નબળી જાતીને બચાવવી જોઇએ, તેમાંજ ખરી **બહાદુરી** અને **મરદાનગી** છે! અદેખાઇ, ખાર-વેર-ક્રોધ-કેહેર એ બધું જો માટીડાઓમાં હોય તો તેઓ **ખરા મરદ બચ્ચા નહિ ગણાય!**

હવે તો ખુદા **મને** બચાવે! 'ફરેબથી ફરેસ્તા ફરે,' એ કહેવત એ મારા ભલા ભાઇના બાબમાં ખરી પડી છે! આવા એક ભાઇને કાવતરાંખોરોએ ફરેબથી ફેરવ્યો!

અહુરમઝદને મારી અરજ છે કે આ મારી વર્ષોની મિત્રાચારી અને ભલાઇનાં બદલામાં એ ભલા ભાઇને માફ કરે!

મેં પણ માફ કર્યું છે!



# સોનેરી સખુનો.

## બેવડા બહિર્લાપિકા દોહરા.

—:o:—

સોતું ઝાંખું નવ પડે—દાઝે દુઃખથી સંત;
હર્ષ ન રોજ જડે જગે—દાખે ગુણ ગુણવંત.

રાજ-તાજ ટકતાં નથી—ભાવ-દાવ સહુ રેજાય;
બળ-બુદ્ધિ સરખાં નથી—ઇલ્મી નર વખણાય.

લીધો લ્હાવો લાભનો—એક સદા ધર ટેક;
મરણ ભલું જશ જાય તો—દળદરિ દુઃખી દરેક.

જીવ હરો તો જીંદગી—લક્ષણ મૂવે જાય;
ભાષણ કરિયે ભાવતું—જીદ સફળ નહિ થાય.

ઇર્ષા અંત જુએ નહીં—તાપે નવ વિદ્વાન;
પાળે પરગજુ પ્રીતથી—રાખે સખી ન દાન.

લજવાશે નર કાંકણો—પોકળ મૂરખ વાત;
મરકી ગણ નિંદા તણે—રજથી નિપજે ઘાત.

કોણ મરણથી મુક્ત છે—વા વાતો લૈ જાય;
ટકે પ્રીત દિલજાનની—લાયક લાયક થાય.

દા. એ. તારાપોરવાળા.

"માસિક મજાહ."
મે-જુન-જુલાઇ ૧૮૯૭.

—:o:—

## મારા મરહુમ વ્હાલા ભાઇ સોરાબ લી. પાલમકોટ.

### કીધો તારાં મોતે કુટુંબ પર કેહેર!

૧

પ્યારથી ક્યાં પોઢયો ઓ પ્યારા મુજ ભાઇ?
કેમ ગણી વ્હાલી તેં એટલી જુદાઇ?
અચણુચ આ આફતથી ધરૂં કેમ ધીર?
કેમ મારાં તન–મનને કરૂં હું સ્થીર?

૨

જવાન તારી જીંદગીની ઝુમાઇ ગઇ જોત,
નહીં ઘટે તુજને, ઓ ભાઇ, આ કમોત!
હતી આપણા ખાનદાનમાં મરદની ખોટ
ને તેમાં તુજ કમોતની ઉમેરાઇ ખોટ!

૩

કોણ જોશે મારો આ એકાંત વિલાપ?
કોણ જોશે જીગરનો દુઃખદાયક છાપ?
ભાઇ વ્હાલા! કોણ પાસે કાઢું ઉદ્‌ગાર?
તુંજ મોતે ખોયાંછ મેં સુખ ને કરાર!

૪

ભાઇ હતો એકજ! તે ક્યાં છે તું આજ?
કેમ કાપી જીંદગીની ઉમેદ તારાજ?
સુખ દુઃખનો સાથી ને સલ્લાહ આપનાર!
કોણ પાસે જઇ હવે કાઢું ઉદ્‌ગાર?

૫

હતો તું એકલા પર મારો આધાર!
ક્યાં જઇને બેઠો તે આધાર આપનાર?
કોણ તારી દુઃખીયારી બહેનેની કદર
કરશે, ઓ ભાઈ! હવે તારા વગર!

૬

પ્રખ્યાત કીધું પ્યારા તેં "પાલમકોટ" નામ,
માતબર સમ કીધાં તેં મહત્વનાં કામ,
કૈંકોની બચાવીછ જતી ઇજ્જત,
કૈંકોની રાખીછ તેં કાયમ મુરવત.

૭

લાચારનો હતો તું સત નિગેહબાન,
ગરીબોને અપાવ્યાં ધંધાનાં સ્થાન.
ગરજાઉની મદદમાં આપવું તન-મન
એ તો, ઓ ભાઇ! તારૂં હતું લક્ષણ!

૮

ચેરાગ મારા પેદરનો થયો તું ગુલ!
સાહિત્યના બાગમાંથી કરમાયું ફુલ!
દુઃખી તારી બ્હેન આપેછ આશીશ-જીગર—
જીન્નતમાં પામજે તું શાંતિઃ અમર!

ભીખાઇજી લી૦ પાલમકોટ.

નવેંબર ૧૯૦૯.

———:o:———

## ારા મરહુમ વ્હાલા ભાઇ સોરાબ લી. પાલમકોટ.

### કીધો તારાં મોતે કુટુંબ પર કેહેર!

૧

પ્યારથી ક્યાં પોઢયો ઓ પ્યારા મુજ ભાઇ?
કેમ ગણી વ્હાલી તેં એટલી જુદાઇ?
અચણુચ આ આફતથી ધરૂં કેમ ધીર?
કેમ મારાં તન-મનને કરૂં હું સ્થીર?

૨

જવાન તારી જીંદગીની કુમાઇ ગઇ જોત,
નહીં ઘટે તુજને, ઓ ભાઇ, આ કમોત!
હતી આપણા ખાનદાનમાં મરદની ઓટ
ને તેમાં તુજ કમોતની ઉમેરાઇ ખોટ!

૩

કોણ જોશે મારો આ એકાંત વિલાપ!
કોણ જોશે જીગરનો દુઃખદાયક છાપ!
ભાઇ વ્હાલા! કોણ પાસે કાઢું ઉદ્દગાર?
તુંજ મોતે ખોયાંછ મેં સુખ ને કરાર!

૪

ભાઇ હતો એકજ! તે ક્યાં છે તું આજ!
કેમ કીધી જીંદગીની ઉમેદ તારાજ!
સુખ દુઃખનો સાથી ને સલ્લાહ આપનાર!
કોણ પાસે જઇ હવે કાઢું ઉદ્દગાર!

૫

હતો તું એકલા પર મારો આધાર!
ક્યાં જઇને બેઠો તે આધાર આપનાર?
કોણ તારી દુઃખીયારી બહેનેની કદર
કરશે, ઓ ભાઇ! હવે તારા વગર!

૬

પ્રખ્યાત કીધું પ્યારા તેં "પાલમકોટ" નામ,
માતબર સમ કીધાં તેં મહત્વનાં કામ,
કૈંકોની બચાવીછ જતી ઇજ્જત,
કૈંકોની રાખીછ તેં કાયમ મુરવત.

૭

લાચારનો હતો તું સત નિગેહબાન,
ગરીબોને અપાવ્યાં ધંધાનાં સ્થાન.
ગરજાઉની મદદમાં આપવું તન-મન
એ તો, ઓ ભાઇ! તારૂં હતું લક્ષણ!

૮

ચેરાગ મારા પેદરનો થયો તું ગુલ!
સાહિત્યના બાગમાંથી કરમાયું ફુલ!
દુઃખી તારી બ્હેન આપેછ આશીશ-જીગર—
જીન્નતમાં પામજે તું શાંતિઃ અમર!

ભીખાઇજી લી૦ પાલમકોટ.

નવેંબર ૧૯૦૯.

———:૦:———

# એક મિનાઇ મિત્રની વ્હાલી યાદમાં!

## પા સદીની મિત્રતાનો આવેલો અકાળ અંત.

## એક દુઃખી દોસ્તનો દિલસોજ વિલાપ.

"તુજને ઘટે નહિ આ ઉમરમાં મોતનો પ્યાલો!
તું કયાં ગયો વ્હાલો!"

મુસ્તજાદ—ગજલ.

(રાહ) "ઓ નેક શાકરબાઇ ઓ લાચારનાં વાલી!"

ગુલશન ગયો કરમાઇ તારો બહાર કયાં આજે!—તુજને નહીં છાજે!
આ સિતમ! તે ગુમ થયો ગુલજાર કયાં આજે!—તુજને નહીં છાજે! ૧

ગુલ—કળી! તું નહિં ફળી કયાં જઈ મળી, મો'તે?—ગુલશન ખીલી જોતે!
તુજ મો'ત શું?—તુજ ઉમ્ર શું?—નવ બહાર કયાં આજે—તુજને નહીં છાજે! ૨

લેખક તણું મંડળ પડયું રે! પારસી આખું—તુજ મો'તથી ઝાંખું;
તું રસિક લેખો તણો લખનાર કયાં આજે!—તુજને નહીં છાજે! ૩

સેવા કરી સાહિત્યની તેં ખંતથી જેવી—મુશ્કિલ થવી તેવી,
રે! તે ભલા ભાગો તણો ભજનાર કયાં આજે!—તુજને નહીં છાજે! ૪

કાસદ અજલનો કારમો કયાંથી અરે આવ્યો?—આફત છુરી લાવ્યો!
દોસ્ત કયાં—બેશી—અરે ઘરબાર કયાં આજે!—તુજને નહીં છાજે! ૫

'આશીક' નાં ગ્રાહકો તણી સેવા હવે કયાંથી?—કરશે સોહલ! ત્યાંથી!
તુજ મો'તથી રે આ વળ્યો અંધકાર કયાં આજે!—તુજને નહીં છાજે! ૬

ચાલીસ ઊપર ચારની વયમાં સફર પૂરી?–બસ તેં ધરી દૂરી!
દુઃખનો રહયો છે બોલ પ્યારા! પાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૭

તુજને ઘટે નહિં આ ઉંમરમાં મો'તનો પ્યાલો!–તું કયાં ગયો વ્હાલો!
ભર ઉમર પર જઈ પડી તલવાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૮

તેં સફર યુરોપની બહુ ખંતથી કીધી–અગિત ખબર લીધી;
તું દોસ્ત વ્હાલો–તે સફર કરનાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૯

ઓ મુસાફર મિત્ર! તું શોકિન સફરનો ખાસ–મુબઈ જવા ભર આસ–
ચાલ્યો, ભરોસો નહિં રહયો તલ ભાર, કયાં આજે! તુજને નહીં છાજે! ૧૦

પ્રીય પાલમકોટ! તેં આ શો ગજબ કીધો!–પ્યાલો અમર પીધો!
દીધો અમોને તેં દગો દિલ–દાર કયા આજે!–તુજને નહીં છાજે! ૧૧

રે! કુટુંબ કકળેછ કેવુ જો જરા ત્યાંથી!–ધીરજ ધરે કયાંથી?
તારી પ્રિયાનો રે ગયો સણગાર કયાં આજે! તુજને નહીં છાજે! ૧૨

તુંજ પ્રીય પરણેતર તણી થઇ જીંદગી ઝેરી–કાળું કફન પહેરી!
તે બોહી બેઠી તુજ સમો ભરથાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૧૩

મા હતાં તે તો પ્રથમ ચાલ્યાં ગયા છોડી–પ્રીતિ બધી તોડી!
બે બ્હેન, બૈરીનો ગયો આધાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૧૪

લીમજી પિતાનો લાડકો દીપક હતો તું એક!–રે! એક સાથે નેક!
તે નેક નામીનો ગયો કરનાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૧૫

તુજ વંશ–વેલો હોત તો દુ:ખ એટલું નવ થાત–છે એજ દુઃખની વાત!
મરજી ખુદાની! છે સુખી નર–નાર કયાં આજે! તુજને નહીં છાજે! ૧૬

તું હઝારો મિત્રની મિત્રાઇવાળો થઇ–બેઠો અરે કયાં જઇ!
દોસ્ત તારા તે ગરીબ–જરદાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૧૭

તું કેમ કંપી રહી કલમ ઉદગાર દુ:ખના રેડ! તારી ફરજ તું ફેડ!
મિત્ર તે પ્યારો હવે મળનાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૧૮

બહુ બહુ મરસિયા મો'તનાં લખતાં કલમ થાકી–શું રહી હતી બાકી?
મુજ કાજ આવ્યો દીન આ ગમખાર કયાં આજે!–તુજને નહીં છાજે! ૧૯

ઓ દોસ્ત ! તેં લખવું હતું મારી કબ્ર પર કાંઇ—તે તો ગયું ઉલટાઇ!
આવ્યો દિવસ સામો જખમ કરનાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૦

જ્યારે નમી મુજ જીંદગીના વૃક્ષની ડ્હાલી—ત્યારે ગયો ચાલી!
ઓ દોસ્ત ! તું વ્યાપી ગયો અંધકાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૧

ક્યાં વતન? ને ક્યાં કુટુંબ? ને ક્યાં અજલ આવી?—ખંડવા ભુમી ભાવી!
મઉમાં પડી મટટી? અરે! દુઃખ પાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૨

દિલમાં હતી શી શી ઉમેદો દોસ્ત ઓ તારા!—જાણુંછ હું, પ્યારા!
તુજ સાથ ગઇ! કાઢું અરે ઉદગાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૩

દોસ્ત શું? દુશ્મન હશે તુજ કોઈ તે પણ આજ—કકળેછ તારે કાજ!
સઉ સાથ તારી લાયકીનો પાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૪

તારી નજર—નોંધો સફરની ક્યાં હવે જડશે?—ખાલી જગા પડશે!
તું ખેતબાજીનો રસિક રચનાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૫

કિસ્મત!—અરે કિસ્મત! ખરેખર કહેર તેં કીધો!—જાલિમ દગો દીધો!
તે દોસ્ત મારો છે દરજ્જાદાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૬

તારાં કમોતે આ પડયો છે શું ગજબ કૈં કમ?—રે! છે પડી મ્હાતમ!
આ ગમ જતાં દમ પાર વિણ છુટકાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૭

રે! શું ખબર કે ઓ સોહલ! અચણુચ તું મરશે!—પાછો નહીં ફરશે!
આવી તને મળતે, અરે! દુઃખ પાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૮

સ્વપ્ન સમ તુજ મોતનાં ખ્યાલો કરૂં છું જ્યાર—ફાટેછ છાતી ત્યાર!
ઓ દોસ્ત! મારી છે તને દરકાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૨૯

પોપટ ઉડે ત્યમ તું પલકમાં રે ગયો ઊડી!—ગુલ જમ ગયો ખૂડી!
વ્હાલી કરી દાદારની દરબાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૩૦

તુજ કુટુંબ—કકળાટનો આપું તને શું ખ્યાલ?—કિસ્મત થયું કંગાલ!
જો! જો! જરા જો! બ્હેન ક્યાં! મ્હોરદાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૩૧

સોહરાબ! ક્યાં તું આજ? ને ક્યાં આજ તુજ 'આલાં'—જે પ્રેમના પ્યાલાં
પીતી હતી તુજ પ્યારના તે પ્યાર ક્યાં આજે !—તુજને નહીં છાજે ! ૩૨

જેને ઘડી વ્હીલી નહીં તું મેલતો તે આજ—ઝુરેછ તારે કાજ!
તેને રહયો આ ખલકમાં આધાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૩૩

પા સદીની મિત્રતાનો અંત આ આવ્યો?—જમ શી જફા લાવ્યો!
ભાવ્યો તને વાસો મિનોઈ—દ્વાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૩૪

ઓ દોસ્ત! તારી ખોટનો હું ખ્યાલ બાંધું કેમ?—તુજ કામ પડશે તેમ;
આગળ અરે એતો થશે બલદાર ક્યાં આજે! તુંજને નહીં છાજે! ૩૫

બ્હેસ્ત કેરા બાગમાં સોહરાબ જઈ સુતો!—સુખિયો થયો તું તો;
દુઃખિયો બની દાદી રડે, દોસ્તદાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૩૬

સુખનો નહીં ઓ દોસ્ત! તું દુઃખનો હતો સાથી—લાઉં હવે ક્યાંથી!
તારી ભલાઇનો ગયો ભંડાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૩૭

તુજ પર ફરિસ્તા ગુંથજો ત્યાં ફૂલની જાલી!—મીઠી સુરત વ્હાલી!
ઓ દોસ્ત! છે સંસારમાં આ સાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૩૮

રડશે રદન દિલજાન તારી આગથી દાઝી—બસ ગઈ હવે બાઝી!
છે પ્રીય મારી જીંદગી તલભાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૩૯

સોહરાબ પાલમકોટના ઓ દોસ્ત તું દાદી!—ભરપુર થઈ યાદી!
થઈ ગયું સ્વપ્નું! મળે મરનાર ક્યાં આજે!—તુજને નહીં છાજે! ૪૦

દા૦ એ૦ તારાપોરવાળા.

"માસિક હિદી—પ્રારીક."
"અકટોબર—૧૯૦૯."

—:૦:—

## "બેહેસ્તનશીન ભાઇ સોરાબ લી. પાલમકોટની ભલી યાદમાં.

### ગજલ.

(ગઇ યક બયક જો હવા પલક નતો દિલકો મેરે કરાર હૈ) એ રાહ.

"ભર જવાન વયમાં ક્યાં ગયો ચાલી અરે સોરાબ તું?
પુર બ્હાર વખ્તે રે ગયો કરમાઇ કાંય ગુલાબ તું? ૧
પ્રખ્યાત પાલમકોટના ખાન્દાનના એ નામવર!
રે લીમજીનો પુત્ર ને પુર નેકબખ્તી તાબ[1] તું. ૨
ચાલીસ ઉપ્પર ચાર વરસોનું હતું વાજિંત્ર આ;
ચુકવી નજર ફુટી ગયું, નાદિર અરે રોબાબ[2] તું ૩
તારીખ દસ પર નવ અને અકટોબરે પામી ગુજર;
રે ઓગણિસ સો નવ સને, જન્નત[3] ગયોછ જનાબ તું. ૪
ત્હારી કલમ તો ખાસ ને ત્હારાં કવિતનો ભાસ પણ;
મ્હારી ખુશાલી ને ગરૂરીના ગુલાબ શરાબ તું. ૫
અનહદ ઉંઠાવી બોજ, ખિદમત પણ પરાયાંની કરી;
ફરજી ફરજ કરતાં અદા, પામ્યો દરદ આજાબ[4] તું. ૬
"માસિક મજાહ," "હિંદી ગ્રાફિક" ના ખુબીવંતા પિદર;
વળિ પારસી લેખક સમાજે દીપિયો મ્હાતાબ તું. ૭
ક્યાં મઉ અને મુબઇ કયહાં? ક્યાં ખંડવે જઇ ટ્રેનમાં?
વાએ જહાં ચાલી ગયો, ઉડી ગયો સીમાબ[5] તું. ૮
તુજ મ્હોરદારે શોર કરતાં શુદ્ધિ બુદ્ધી ખોઇ છે;
ગમખાર બ્હેનોને જરા તો આપ ભાઇ જવાબ તું? ૯
ફીરોજ તો તુજ રૂહ પર હર રોજ, પઢશે આફરિન;
જન્નત મુકામે પામજે આરામનો અસબાબ તું." ૧૦

ફીરોજ રૂ૦ બાટલીવાલા.

"માસિક હિંદી આરીક."
અકટોબર ૧૯૦૯.

---

૧–ચલકાટ. ૨–એક જાતનું વાજિંત્ર. ૩–બેહેસ્ત, ૪–દુઃખભરેલી પીડાકારી.
૫–પારો (એક જાતની ધાતુ.)

# "માતમે સોહરાબ લી૦ પાલમકોટ."

## "અઝ જાનીબ."

(પ્રોફેશર ઇનાયત ખાંન આર. પઠાન.)

"કયા ભરોસા હે ભલા ઇસ હસ્તિએ નાયબ કા,
ઝિન્દગી કયાહે યેહ ગોયાહે નમુના ખાબ કા.
ફુલના ફલના વ ખીરજાના ગુલેં શાદાબ કા,
ખેલ હે ગોયા ઝરાસા સાહેબે અસબાબ કા.
મર્ગ બેહદ રંજ દેહ આલમકો થા "શોહરાબ"કા,
દેખ કર લાગો અબતર હાલ થા અરબાબ કા.
ખુદ તડપતા હે વ તડપાતા હે બઝમે દોસ્તાં,
કયાં બતાએ હાલ ગમમે ઇસ દીલે બેતાબ કા.
મેલસે મીલ્લતસે ઊલફતસે વ ખુશ અખલાકસે,
શૌર થા દુન્યામેં "પાલમકોટ" કે ઇલકાબ કા.
વોહ મઝામીં ઊકસે "હિન્દી-આરીક" મે લીખે,
હો ગયા મકબુલ પરચા હિન્દ કે અરબાબ કા.
ચુંકે દેખા ઔર સુનાથા વસ્ફ ઊસ મરહુમ કા,
થા મેરી કીસમતમેં લીખના "માતમે શોહરાબ"કા.
થી ઊસે રગબત હરેક ફનમે વ અહલે ફનકા પાસ,
થા ગનીમત દમ "ઇનાયત" ઊસ ઝુબે ગુર આબ કા."

૧૯૦૯.

———:o:———

# "ભલા ભાઇની ભલી યાદ."



"સોરાબ પાલમકોટ—સાહિત્યનો તે ખીલતો ગુલાબ—અચાનક કરમાઇ ગયો અને મોતના જાલીમ દેવે એ ભલા ભાઇને આ ફાની જેહાનથી સદાને માટે ઉચકી લીધો! જમાના! બેઢંગા જમાના!! તારી અજબ કરામત છે! ઇનસાન મોતને માટે સરજાયલું છે, પણ ભાઈ સોરાબના જેવા અકાળ મરણો માટે જેટલો ખેદ કર્યે તેટલો ઓછો છે. જો કે ભાઇ સોરાબ સાથની મારી મિત્રાચારી ટુંકા વખતની હતી, છતા તે અરસામા એ મરહુમ ભાઇએ આ નાચીજ માટે જેટનુ કર્યું હતું તે હજી ઉભરાતા જીગરમા તાજુજ છે અને તેથીજ તે ભલા ભાઇના ઉઠમણામા ભરાયલી રકમની બ્યવસ્થાની ગોઠવણની વિગત આ તરફ મોકલવામા આવી, ત્યારે એક અપવાદને ખાતર, ભલાની ભલાઇ યાદ કરવાને ખાતર—કેમકે એક ચોપાન્યામા આવી બાબતો દાખલ કરવા સામે મને સખત અણગમો છે—અત્રે તે નોધ લેતા આ ઉછળતા જીગરનો થોડો ઘણો ઉભરો ખાલી કર્યો છે. શાતી! પ્રિય મિત્ર! શાતી! હઝારો દરૂદ હોજો તારા રૂવાન ઉપર! અને જો આ ખાકી દુન્યાનો અવાજ પેલી જેહાનમા પુગતો હોય તો આ નાચિજની એટલીજ દુવા છે કે તે મહાન રેહમી બાપ, તારા રૂહને ઉત્તમમા ઉત્તમ જગ્યા આપો! શાતી!!

મરહુમ મી સોરાબ પાલમકોટ તા. ૧૯—૧૦—૧૯૦૯ ને દીને મઉથી મુબઇ આવતા ત્રેનમા અચણુચ 'હાર્ટ' બધ થનાથી ગુજર પામ્યા હતા. તેમના રવાનને મઉ લઇ જવામા આવ્યુ હતું. મરહુમના ઉઠમણાની ક્રિયામા તેમના સગા સ્નેહીઓએ રૂ. ૨૮૭ ની રકમ ભરી હતી, જેમાથી રૂ. ત્રીસ ત્રીસની રકમ મઉના નસેસાલરના ફંડમા તથા રવાનની ગાડીના નિભાવ ફંડમા આપી બાકીના રૂ ૨૨૭ ખા બા રતનજી બે. પારખે સ્થાપેલા મઉની અગીઆરીના કાથી મરામત અને બત્તીના નિભાવ ફડમા આપવામા આવ્યા છે"

ગુલશને ઇ'મ,
એપ્રીલ ૧૯૧૧.

અધિપતિ,
દીનશાહ કે. ભાગળ્યા.

# "મરહુમ મી૦ સોરાબ લી૦ પાલમકોટ,
M. J. I. (London).

" મરહુમ મી. સોરાબ લી. પાલમકોટનો જન્મ મુબઇમાં સને ૧૮૬૫નાં એપ્રિલ માસમાં થયો હતો અને એમનું મરણ સને ૧૯૦૯ માં તા. ૧૯ મી ઓકટોબરે ૪૪ વર્ષની ભર જવાન વયે મઉથી મુંબઇ આવતાં ત્રેનમાં અચણુચ 'હાર્ટ' બંધ થઇ જવાથી નિપજ્યું હતું.

મરહુમ જરથોસ્તી ધર્મ પાળતા હતા અને જ્ઞાતિએ પારસી હતા. એમના વડવાઓ ૬૧ વર્ષો સુધી પાલમકોટામાં રેહેવાથી એમની અટક પાલમકોટ પડી હતી.

મરહુમ મી. સોરાબ પાલમકોટના બપાવાનાં મામા પાલનજી જીવનજી અસલ ચીન જઇ કાપડ ત્યાંથી લાવી વેપાર કરતા હતા. એક સફર દરમ્યાન મુબઇથી ચીન જતાં એમનું વહાણુ સીલોન તરફ ભાંગી ગયાથી એક પાત્યાંના ટુકડાને વલગીને કિનારે તરી ગયા અને ત્યાંથી પગ રસ્તે તુતીકોરીને માર્ગે પાલમકોટા ચાલતા જતા હતા. પાલમકોટામાં એક મદરાસી વેપારીએ જાણ્યું કે એક સહાસીક પારસી વહાણુ ભાંગી જવાથી અને પોતાનો માલ વહાણુમાં ખોહી દેવાથી તેણે પાલનજીને બોલાવી પરોણાગત કરી અને રૂ. ૩૦,૦૦૦) કાંઇ પણુ જામીનગીરી કે પહોંચ વગર પાલનજીને આપી યુરોપ શૉપ ને બરનો સામાન લેવા મુબઇ મોકલ્યા.

પાલનજી થોડા વખતમાં પોતાના એક પુરા દીકરા ડોસાભાઇ તે મરહુમ સોરાબ પાલમકોટનાં બપાવાના મામાના દિકરાને લઇને રૂ. ૩૦,૦૦૦)ના સામાન સાથે પાછા પાલમકોટા ગયા. પેલો મદરાસી વેપારી પાલનજીની સચ્ચાઇ અને પ્રમાણીકપણું જોઇને એટલો તો છક થઇ ગયો કે તેણે તે દુકાનને "પાલનજી શૉપ"નું નામ આપ્યું અને તેમાં અર્ધો ભાગ તેમનો કર્યો. પાલનજીની વેપાર સંબંધી કુનેહ કારસાજીથી આસપાસનાં ગામોમાં બોહોલો ધંધો ધીકતો ચાલ્યો અને તેમનો વેપાર લાખોનાં લેખાંથી લખાવા લાગ્યો. થોડા વખતમાં પાલનજીએ રૂ. ૩૦,૦૦૦) પેલા વેપારીને પાછા આપ્યા અને પોતે એકલે હાથે ધંધો કરવા લાગ્યા. તેવણુ સને ૧૮૦૧ માં પાલમકોટા ગયા હતા. અને સને ૧૮૨૬ માં ત્યાંજ મરણુ પામ્યા. સને ૧૮૨૬ થી એમના દિકરા ડોસાભાઇએ ૨૫) વરસો સુધી પિતાનો ધંધો ચલાવ્યો અને તે પછી એમના દિકરા લીમજીભાઇએ સને ૧૮૫૧ થી ૧૮૬૩ સુધી સઘળો વહીવટ ચલાવ્યો. અને તે વેચીને મરહુમ લીમજીભાઈ સને

૧૮૬૩ માં મુબઇ આવ્યા તે વેળા પાલમકોટામા એમના ૭ બંગલા અને રૂ ૫૦,૦૦૦ નો માલ દુકાનમા હતો અને મુબઇ આવી ત્યાંના વેપારીઓની આડત ચલાવવા લાગ્યા લીમજીભાઇ સને ૧૮૭૪ ના મે મહિનામા સ્વર્ગવાસ થયા, ત્યારે મરહુમ મી સોરાબની ઉમ્મર આંઠ વર્ષની હતી. જેથી જન્મ સમયે કુટુબની સ્થિતી ઘણી આબાદ અને ઘણી સારી હાલતમા હતી

મરહુમ મી સોરાબે પોતાનું શિર-છત્ર ખોહવાથી એમની કેળવણીની સઘળી ફરજ એમના ડહાપણવાળા અને દુરઅદેશ માતુશ્રી બાઇ આંવાબાઇને માથે આવી પડી જેવણે પોતાના પતિની છેલ્લી ઇચ્છા પોતાના બચ્ચાઓને કેળવણી આપી પાર પાડી બાઇ આવાબાઇ તે જમાનામા ઘણા સુધરેલા અને છુટા વિચારના હતા મી. સોરાબે જાણીતી અને પકાયલી પ્રોપ્રાયટરી હાઇ સ્કુલમાં કેળવણી લીધી હતી

મરહુમને સાહિત્ય તરફનો વારસો એમના મમાવા અને માતુશ્રી બાઇ આવાબાઇ તરફથી મળેલો હતો, જેવણ લખાણો અને કવિતાઓ ઘણી છટાથી અને દુરઅદેશીથી લખતા હતા મી સોરાબ બચપણથીજ ટાહુકા-ટુચકા-દોહરા બોલી સર્વેને હસાવતા હતા, અને જો કોઇ અણ ઘટતી રીતે વર્તે તો તેને કાગળના તાવના તાવ ભરીને ચિત્રી કાઢતા બે ત્રણ વેળા એવણે પોતાના શિક્ષકોને એવી તો દલીલથી તકરાર કરી ખરૂ સાબેત કરી આપ્યું હતુ કે તેઓએ પણ બચપણમા એમની લખાણ કરવાની આટલી બધી શકિતથી દાંતમા આગળા પકડયા હતા

## સાહિત્ય સેવા.

નિશાળ છોડયા પછી સાહિત્ય તરફ શોખ હોવાથી પ્રખ્યાત મી દા એ તારાપોરવાળાના જોડયા અધિપતિપણા સાથે મી સોરાબે **'માસિક મજાહ'** નામનુ એક માસિક ચોપાન્યુ કાઢયુ, અને પાછળથી એકલે હાથે ચલાવી આગળ વધાર્યું, અને જ્યારે યુરોપ અને અમેરીકાની મુસાફરીએથી પાછા ફર્યા, ત્યારે તે ચોપાન્યાને આર્ટ પેપર પર ચિત્રો સહિત પ્રગટ કરી તેનુ નામ **'માસિક-હિંદી-ગ્રાફિક'** રાખ્યુ.

મરહુમે **માસિક મજાહ** ચોપાન્યુ સને ૧૮૯૦ માં પ્રગટ કરવા માડયુ તે પોતાની જીંદગીના છેલ્લા કલાકો સુધી એક પ્રેમાલ બાળક મિસાલ તેના સુધારા અને વધારા માટે કાળજીથી, ઉત્સાહથી અને ઉમગથી ૨૦ વર્ષો સુધી ચલાવ્યું યુરોપની મુસાફરીથી પાછા ફર્યા પછી

સને ૧૯૦૬ માં "હૅલીના પ્રીન્ટીંગ પ્રેસ" નામે એક છાપાખાનું પોતાના એક મિત્ર મી. કાવસજી રૂસ્તમજી એશબરનર સાથે ભાગમાં કાઢયું જે સાથે મરણની છેલ્લી ઘડી સુધી મરહુમનો સંબંધ હતો.

મરહુમે 'નિર્દોષ નાજા' નામની એક 'ઓરીજીનલ' પારસી સંસારી વાર્તાનું પુસ્તક બાહેર પાડયું હતું. 'ઝોહરાં' અને 'લાલારૂખ' નામનાં બેત-રૂપી પુસ્તકો બાહેર પાડયાં હતાં, એ ઉપરાંત અસંખ્યા બંધ લખાણો રોજીંદા તેમજ અઠવાડિક વર્તમાન-પત્રોમાં અને માસિક ચોપાનિયાંઓમાં લખ્યાં હતાં. હિંદુસ્તાન તેમજ યુરોપ અને અમેરીકાની મુસાફરીના રસીક હેવાલો પોતાનાં માનિતા 'માસિક મજાહ' માં હંમેશ છાપતા .હતા.

મરહુમ ડૉ. કેખશરૂ ન. બાહદુરજી એમ. ડી. (લન્ડન) ની એક 'ઓઇલ પેન્ટીંગ' તસ્વીર ફરામજી કાવસજી હૉલમાં સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ પાસે માસિક મજાહનાં ગ્રાહકો તરફથી ખુલ્લી મુકાવી હતી; કે જે છબી હમણાં ડૉ. બાહદુરજીની 'સેનેટોરીયમ' માં મુકેલી છે.

મરહુમ મી. સોરાબ પાલમકોટ પોતાનાં માનીતાં ચોપાન્યાનાં ગ્રાહકોના ફાયદા માટે દર વર્ષે તરેહ પ્રકારની યોજનાઓ કલ્પનાથી ઉભી કરતા અને તે પાર પાડતા હતા.

## 'પારસી લેખક મંડળ.'

મરહુમ મી. પાલમકોટે સને ૧૮૯૭-૯૮ માં 'પારસી લેખક મંડળ' સ્થાપ્યું હતું, અને તેમાં ઘણા ઉત્સાહથી ભાગ લઇ મરણ સુધી જોઇન્ટ સેક્રેટરી હતા. એમને ઘણો શ્રમ ખેંચીને ઘણાં જાણીતાં લેખકોને તેમાં સામેલ કર્યાં હતાં. જેમાં મરહુમ મી. ખ. રૂ. કામાને પ્રેસીડેન્ટ નેમ્યા હતા, અને આપના હિંદના દાદા મી. દાદાભાઇ નવરોજી પણ હાલ (તે વખતે) સભાસદ હતા.

**બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ** જે મુંબઇમાં ભરવામાં આવી હતી તેના આગેવાનો અને 'ડેલીગેટો' ને 'પારસી લેખક મંડળ' તરફથી એક મેલાવડો કરી આમંત્રણ કરવામાં મી. પાલમકોટનો મુખ્ય હાથ અને આગેવાની ભર્યો ભાગ હતો. જે વેળા અરસપરસનાં ભાષણમાં પરિષદનાં એક આગેવાને દેખાડેલી ઇચ્છા અનુસરીને મી. પાલમકોટે

હિંદુ લેખકોને પણ મંડળમાં દાખલ કરવાની ઇચ્છા જણાવી હતી. તે એક ભવ્ય મેળાવડો બાઇ ભીખાઇજી શા. બંગાલીની નિશાળમાં મળ્યો હતો. મી. પાલમકોટ સુધરેલા વિચારના હોવાથી સ્ત્રી–પુરૂષોના મેળાવડાનાં પણ હિમાયતી હતા અને એવા ઘણાક મેળાવડા અને જલસાઓમાં એવણે આગેવાની ભર્યો ભાગ લઇ પાર ઉતાર્યા હતા. મરહુમ હિમ્મતથી અને છટાથી ઘણીક વેળા જાહેરમાં બોલતા અને ભાષણ કરતા હતા.

ઇંગલેન્ડના 'જરનાલીસ્ટસ ઇનસ્ટીતુટ' એ મરહુમને પોતાના શભાસદ નેમ્યા હતા અને એક લેખક તરિકે આખી પારસી કોમમાંથી ફક્ત મી. જે. મર્ઝબાન અને એવણનેજ **એમ. જે. આઇ.** થવાનું માન મળ્યું હતું.

મરહુમનુ સાહિત્ય સેવામાં પોતાનું 'પાલમકોટ' નામ એક ઘરઘતું બોલ થઇ પડયો હતો. મરહુમના મિત્રોની સંખ્યા સેંકડો નહિં પણ હજારોની હતી અને પરમાર્થી ને પરોપકારી ખવાસનાં હોવાથી અંજાણ્યા સખસોની સેવા પણ બીન સ્વાર્થે બજાવતા હતા. મરહુમ ખવાસનાં ઘણાં ભોળા અને સ્વભાવે રાંક હતા. પોતાનું ભલું કરવા કરતાં પારકાંઓનું ભલુ કરવાની કાળજી અને ઉત્કંઠા જોઇએ તે કરતાં હદ બાહેર વિશેષ હતી, અને નાણાં સંબધી હાથ એટલો તો છુટો હતો કે જેઓ માંગે તેને છુટથી નાણાં ધીરતા હતા. મરહુમ પરોણાગત કરવામાં એક્કા હતા અને પચ્ચીસ વર્ષો સુધી એમનું મકાન એક સદાવ્રત માફક સગાં–સ્નેહી અને મિત્રો માટે મોટાં મનથી મરણ સુધી ખુલ્લું રાખ્યું હતું. મરહુમ વારંવાર બોલતા હતા કે—**"આપણે પોતાને વાસ્તે નહિં પણ બીજાંઓ માટે જીવ્યે છિએ."**

મરહુમ મી. સોરાબ પાલમકોટ વડોદરાના માજી જેલ સુપ્રીન્ટેન્ડનટ મરહુમ મી. રતનજી ન. કોહાવાલાના દિકરી અને વડોદરાના પ્રાંતનાં તે વખતનાં (હાલમાં માજી) સુબા મી. રૂસ્તમજી ર. કોહાવાલાનાં બ્હેન આલીબાઇ સાથે સને ૧૮૮૫ માં પરણ્યા હતા. એમને કાંઇ સન્તાન થયાં નહિં હતાં. મરહુમ ૪૪ વર્ષની ભર જવાન વયે બે કેળવાયલી બેહનોને છોડી ગયા છે. મરહુમ જો જીવત તો એમની સાહિત્ય સેવા હજી વધારે પ્રકાશિત અને ઝળકતી નિવડી હોત. સાહિત્ય સંબંધી થયલી ગમે તેવી ભૂલ એવણ હિમ્મતથી અને ગંભીરાઇથી ખુલ્લી પાડતા અને વારંવાર બોલતા કે 'મારા બાપ સાંમે પણ જો લખવું પડે તે હું હિમ્મતથી લખું':–

મરહુમની સંસારી જીંદગી ઘણી આબરૂ–ઇજતવાળી અને નીતિમાન હતી.

મરહુમે ઘણાં ગરીબોને પોતાનાં ખીસામાંથી છુપી મદદ કરી હતી, અને એક વેળા ત્રણ જીવ કમોતે માર્યા જતા બચાવી તેઓને નાણાંની મદદ કરી હતી. ઘણા ગરીબોને ધંધે ધાપે લગાડી તેઓનાં ગુજરાનનાં સાંધણ મેળવી આપ્યાં હતાં, અને ઘણાં જોડાંઓ બીનસ્વાર્થે સાંધી આપી તેઓની જીંદગી સુખી કરી હતી.

મરહુમ પરોપકાર અને પરમાર્થનાં એક પુતળાં સમાન હતા.

મરહુમ ગાયન ઉત્તેજક મંડળીના સભાસદ, રીપન મ્યુઝિક કલબનાં સેક્રેટરી; અને 'લેખક મંડળ'નાં સેક્રેટરી હતા. જે દરેક ખાતાએ મરહુમનાં મરણ માટે સભાઓ મેળવી શોક દર્શાવ્યો હતો, અને ઘણાં વર્તમાન–પત્રો અને ચોપાન્યાંવાલાઓએ મરહુમની ઝળકતી સાહિત્ય સંબંધી અને પરમાર્થી કારકીર્દીના હેવાલો એમના મરણ સમયે લખ્યા હતા.

સને ૧૯૦૫–૦૬ માં જ્યારે યુરોપની મુસાફરીએ ગયા, ત્યારે એમના મિત્રોએ અને વખાણનારાંઓએ એમને ઑલબ્લેસ બાગમાં એક ખાણું અને ઘડિયાલ વિગેરે કેટલીક ચીજો ભેટ આપી હતી; અને ખાણાં ઉપર અરસપરસ એમની તારિફમાં ભાષણો થયાં હતાં."

*૧૯૧૨.

———:o:———

"સોરાબજી લી૦ પાલમકોટ."

"........તેમનાં માતુશ્રીને લીધે તથા તેમનાં બેન બાઇ ભીખાઇજીને લીધે તેઓ ઘણાં સુખી હતા.........તેઓ સ્વભાવે ઘણા દયાળુ અને પરમાર્થી હોવાથી તેમને ઘણા મિત્રો હતા...... "

ઇ. સ. ૧૯૧૨. **સચિત્ર સાક્ષરમાળા. પાનું ૧૪૯.**



*આ લખાણ એક પુસ્તક ઉપરથી ઉતારી લીધું છે.

**ભીખાઇજી લી૦ પાલમકોટ.**

## પારસી લેખક મંડળ.

"........શેઠ કામાજીનાં, અને તેનાં સ્થાપક મી. શેરાબ પાલમકોટનાં મરણ પછી ઝુકતું અને રીબતું ચાલતું હતું, તેને હવે કંઇક નવી ગતિ મળી છે. આ ગતિ ડૉ. જીવણજી મોદીના સરનસીનપણાને આભારી છે. આ પુરાણા મંડળને જીવિત રાખવા માટે ડૉ. જીવણજી જેવા ઉત્સાહી વિદ્વાનને પારસી લેખકો રહેશે, અને ગયે મહિને આ મંડળ તરફથી રજુ થએલા બે ભાષણો તેની લાંબી જીંદગીની આગાહી આપનારા થઇ પડશે. લેખક મંડળે પારસી લેખકો માટે ઘણાં કામો કરવાં ઘટે છે. અમો થોડાંક અત્રે સુચવીશું. અત્યાર સુધી તરજુમા થએલી ઈંગ્રેજી નવલકથાની ટીપ આ મંડળે બહાર પાડવી, અને તેમાં વધારા કરતાં રહેવું કે જેથી નવા લેખકોને તે મદદ રૂપ થઇ પડે. પારસી ચોપાન્યામાં વાંધા ભરેલાં લખાણો અને ચિત્રો આવે તેની નોંધ લઇ તે પર પોતાના વિચારો બહાર પાડવા. ફારસી શબ્દો અશુદ્ધ રૂપાંતરે ગુજરાતીમાં વપરાય છે, તે સઘળા એકઠા કરી તેમનાં શુદ્ધ રૂપોની એક ટીપ બનાવવી. ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ માટે આવો પ્રયાસ શું લેખક મંડળ જેવી એક સંસ્થા પુરી નહીં શકે?"

માસિક મિત્ર.

નવેમ્બર ૧૯૧૩.

---

**પારસી લેખક મંડળનાં** આશરા હેઠળ સ્મૉલ કૉઝીસ કૉર્ટના ચીફ જડજ તથા જાણીતા સાક્ષર રા. રા. કીસનલાલ મોહનલાલ ઝવેરીએ 'સાહિત્ય વિષે બે બોલ' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

---

**ભાઈ સોરાબ લી. પાલમકોટના કાવ્ય** માટે ચીફ જડજ નીચે પ્રમાણે બોલ્યા હતા:—

"........પાછળથી અંગ્રેજી કેળવણીનો વિસ્તાર તથા પ્રભાવ વધતો જવાથી, અને તે કેળવણીનાં ફળ આપણી બંને કોમો, હીંદુ અને પારસી, વધારે ચાખતી જવાથી સાહિત્યએ નવું રૂપ પકડવા માંડ્યું અને આપણા બન્ને પર એ કેળવણી તથા એ સાહિત્યની છાપ પડવા માંડી. હીંદુ કવિઓ પણ ટેનીસન, શેલી વિગેરેના ભકત થવા માંડયાં અને પારસી કવિઓ પણ કુદરત તરફ ખેંચાવા માંડયા. દાખલા તરીકે

જ. ન. પી.'ની કવિતા પરંતુ છેક જુના અને છેક નવાની વચ્ચે આપણી બન્ને કોમમાં એક મધય અથવા અધવચીઓ વર્ગ થયો અને તે વર્ગના પારસી લેખકોની કૃતી લગભગ હિંદુઓનાં જેવીજ જોવામાં આવે છે. પદ્ય એટલે કવિતાની બાબતમા મી. મલબારીનાં કાવ્યો દલપતરામ ને નર્મદાશંકરનાં કાવ્યોની નજદીક આવી જાય છે; અને **સોરાબ પાલમકોટ** અને **તારાપોરવાળા**ની કવિતાના કેટલાક ભાગ તો એવા છે કે સાધારણ વાંચકને પારખવું મુસ્કેલ પડે કે આ કવિતા હિંદુએ રચી છે કે પારસીએ.

"વીલાપ વીભીષણનો સુણી,
બોલ્યા ત્યા રઘુવીર;
મીત્ર શોક મીથ્યા હવે,
વીર પુરૂષ ધરા ધીર."

મરહુમ સોરાબ પાલમકોટનાં સુલોચના નામના લાંબા કાવ્યમાંથી આ લીટીઓ લીધી છે. રામ અને રાવણ વચ્ચે યુધ થયું તેમાનાં એક પ્રસંગને લગતું એ કાવ્ય છે. રાવણનાં પુત્ર ઇંદ્રજીતની સ્ત્રી સુલોચનાનું નામ એ કાવ્યને આપ્યું છે, અને રામાયણને લગતા બનાવોનું એક હિંદુના જેવુંજ જ્ઞાન કવિએ બતાવ્યું છે........."

"જામે જમશેદ."
૫-૧૦-૧૯૨૫.

---:o:---

## મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર !

લખનાર:—સોરાબ લી. પાલમકોટ.

ઓગણીમેં ત્રણની તું પાંચમી ઓ જુન !
કીધો મુજ કુટુંબને જખમ તેં જબુન !
ઉમેદ મારી સઘળી તેં કીધી કતલ !
કયાં છે મુજ માવતર ? ઓ જુલમી અજલ !
શા સારૂં કીધો તેં મુજ પર ગજબ !
શિહા મારી સરજત થઈ આજે અજબ !
જબુન તારા જખમથી જલેછ જીગર !
**મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર !** ૧

ઓ સદગુણી, સાચાં ને માવતર નેકઝાદ !
કેમ તમની ભુલીયે આ હૈયાંથી યાદ !
કયાં છે તે હંમેશનો હસતો તુજ ચહેર !
કયાં છે તે મોહબત ને માયા ને મહેર !
કયાં છે તે હૈયાંનાં હેશાંન ને પ્યાર !
કયાં છે તે દાનેશ ને દિલકશ વિચાર !
કયાં છે તે શિતલ મુજ સરનું છત્તર !
**મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર !** ૨

તું વગર છીવવું, એ જુકવું ઓ માત !
તું વગર કોણ સુણે સુખ–દુઃખની વાત !
તું વગર કોણ તેવો દેખાડશે ચાહ !
તું વગર કેમ મને દેખાશે રાહ !
તું વગર કોણ કરશે હેતનાં કશદ !
તું વગર કોણ હવે આવશે મદદ !
તું વગર પડયું છે સુનું મુજ ઘર !
**મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર !** ૩

શી રીતની સંભાળ તેં માહરી લીધી—
કે બાપની ન યાદ મને પડવા દીધી !
ત્રણ તારાં ફરજંદ પર રાખી તુંજ પયાર !
નહીં કીધી સંસારનાં સુખની દરકાર !
હા ! તારાં હેશાન આ મહાનની કીમ્મત—
કરવાની કેમ કરૂં આજે હિમ્મત !
હતી મારી હિમ્મત કુલ તારીજ ઉપર !
**મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર !** ૪

સદગુણી સાચા ને સુધરેલ વિચાર—
થી ગરીબ મુજ ઘરને તેં આપો શંગાર !
કેળવણીથી કેળવ્યાં અમને સરસ—
એજ તાહરૂં હેશાન છે સર્વોત્તમ બસ:
એજ તારી દાનાઇનો દાખલો છે નેક !
બુજેછ તેની આજે ઘાં કદર દરેક !
કેમ તારા ઉપકારની બુજું કદર !
**મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર !** ૫

સંકટનો સાથી ને ધીરજનું ધન!
મા વહાલી કેમ હવે મનાઉં આ મન!
સંસારી—સાગરના કંઈ કંઇ તોફાન—
–માં, તું નહિ તો કોણ મારૂં હતું સુકાન!
દરિયાએ——દુનિયાનાં મોજા દરમયાન!
તું નહીં તો કોણ મારો જાળવતું જાન!
મા! જીવશ તો જુરશ હું તારા વગર!
**મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર!** ૬

ખીલતી તુજ ઉમેદને છાતીમાં લઇ;
સુતી તું સ્વર્ગ તણા ગુલશનમાં જઇ.
ત્રણ તારાં ફરજંદ ને કુલ પરીવાર—
સાથ તારી બેટી સમ 'વહુ' વફાદાર!
રૅડેછ તારી જુદાઇનાં આંજું ગરમ!
દેખતી આ આંખોથી કેમ જોઉં તે ગમ!
નહિ કરતી, મા વહાલી! છાતી સબર;
**મેલી તું કયાં ગઇ ઓ મીઠી માદર!** ૭

માની કુલ મિથ્યા આ ફાની સંસાર!
ગણ્યો તેં સાબુત તુજ પરવરનો પ્યાર!
જિન્નતના બાગમાં તું પામજે આરામ!
ફુલ જેવું પમરેછે આજે તુંજ નામ!
દિકરા તુજ સોરાબનો તજતી ના પ્યાર!
શિહા તેને લાગેછ આ સઘલો સંસાર!
પુરેછ તેની શાહદત, આ જલતું જીગર!
**મેલી તું કયાં ગઈ ઓ મીઠી માદર!** ૮

૧૯૦૩. "ગુલસન."



# ધરતી પર મોટું છે ધીરજનું ધન.

જીવતી આ જીંદગીની સફર દરમ્યાન
એકજ તે ચીજ છે, ઓ વ્હાલાં ઇનશાન!
ચીજ નહીં-તે છે ગેબી એજમત-બુટી
નહીં જેવી ઘટે તે તુજથી છુટી.
તે બુટીમાં તલેસમ એવો છે એક
કે હંમેશાં દેખાડેછ મારગ તે નેક
ને શાંતિમાં રાખેછ તે આદમનું મન;
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૧

ધીરજ સમ બુટ્ટી ન જડશે ત્યાં કોઇ
ધીરજ છે જીંદગીની અખુટ ખુશબોઇ
ધીરજ છે આદમનું છુપું હથિયાર
ધીરજ છે સંકટનો સાબુત કિનાર
ધીરજ છે આલમમાં આશિષ ખુદાઇ
ધીરજ છે સુખ-દુઃખની સાબુત દવાઇ
ધીરજથી ફાવશે તું જગમાં તદન,
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૨

આફત કોઇ સર ઉપર આવેછ જ્યારે,
નસીબ કોઇ ગજબને લાવેછ જ્યારે
ગ્રહ-દશા પડતી બતાવેછ જ્યારે,
ભાગ્યોગને ભુંડું કૈં ભાવેછ જ્યારે;
તકદીરની તખ્તી તપાવેછ જ્યારે;
ને કીસમતની કીસ્તી ડુબાવેછ જ્યારે;
ત્યારે—રે ત્યારે—છે કોણથી શમન?
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૩

અમૃતનો પ્યાલો હોય જગત અંદર;
તો 'ધીરજ' એ શબ્દમાં છે તે શુંદર,
ધીરજ? રે ધીરજ છે ભવનો ભંડાર
ધીરજનાં મુળિયાં છે મીઠાં અપાર.
ધીરજ છે દુખાયલાં દિલનો મલમ,
ધીરજ છે કુદરતની ગેબી કલમ,
જગતને ધીરજથી જીત્યાં છે જન!
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૪

ધીરજથી શુરવીરો લડયાછ લડાઇ,
ધીરજથી બળવંતી પ્રજા જીતાઇ;
ધીરજથી મેળવાય છે તખત ને તાજ,
ધીરજ છે જીગરને જગતનું રાજ.
ધીરજ છે ચિંતાની નાશક ચાવી,
ધીરજનાં ધરનારા ગયાછ ફાવી.
ધીરજ છે દુખિયારા દિલનું ચમન
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૫

ધીરજનાં ફાયદા છે જગમાં મહાન,
ધીરજથી ફાવે છે દરેક ઇનશાન;
ધીરજથી કરાય છે સફર સફલ,
ધીરજ છે દુખિયારા દરદીનું બલ.
ધીરજ છે ભવ કેરી કુંચી ને કલ,
ધીરજનાં મધુરમાં મધુર છે ફલ.
ધીરજથી ટળે છે વિપ્તીનાં વન,
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૬

ધીરજથી કુદરતની પડેછ પિછાન;
ધીરજથી મુશ્કેલી બનેછ આસાન.
ધીરજથી આશાનો ફુટેછ અંકુર,
ધીરજથી જીંદગીમાં મળેછ જહુર.
ધીરજથી બન્યાં છે ધારેલાં કામ,
ધીરજથી દિલ-ધારણા ફળેછ તમામ.
ધીરજથી કૈંકોનાં બચ્યાંછ બદન,
**ધરતી પર મોટું છે ધીરજનું ધન.** ૭

દુઃખમા દિલાસો–ને સંકટમા સુખ,
ધીરજજ ભાંજે છે તૃષા ને ભુખ,
ધીરજજ એકવો છે અકસિર ઇનાજ,
માનવ જ્યારે મુસ્કીલથી બનેજ મોહતાજ,
ધીરજજ આત્માનો અમર તમામ,
ધીરજજ આફતમા અમૃતની જામ
સોરાબ! ન ભુલીશ આ કીમતી સુખન –
ધરતી પર મોટું છે ધીરજનુ ધન. ૮

સોરાબ એલ પાલમકોટ.

માસિક મજાહ
અકટોબર–નવેંબર–ડીસેંબર
૧૯૦૬

# "યાદ રાખજો."*

લેખક—મરહુમ શોરાબ લી૦ પાલમકોટ
એમ જે આઇ (લનડન)

—— o ——

"ગરજને આધીન થવુ એ કઇ હીચકારાપણુ નથી, તેમ ગરજની સામે થવુ એ કંઇ હિમ્મત નથી"

ગરીબ મા–બાપને પેટે અવતરયાથી અને ગરીબ ધંધો કર્યાથી શરમાનુ નહિ, અથવા ગરીબાઇથી, તેમજ ખુદા તુને થોડુ આપે તેથી કદી પણ લજવાતો ના, લેકીન પ્રમાણિક અને નમાનો રહેજે

કોણ હસ્તા ચેહરાની કિમ્મત કરશે? હમેશા હસમુખા આદમીને હસવાની કઇબી કિમ્મત આપવી પડતી નથી, તે છતા હસમુખાપણાના કેટના અગણીત ફાયદા છે? હસમુખો ચેહરો દળાદેસરીમા દિલાસો છે,

*મારા મરહુમ વ્હાલા માતાજીની નોધ–પોથીના એક પાના ઉપર મારા મરહુમ વ્હાલા ભાઇ શોરાબે લગભગ ૩૩–૩૪ વર્ષો આગમચ લખેલો આ લેખ એમના પોતાના રાઝોમા 'નવરંગ' ના પતેતી અંક માટે ઉતારીને લખુ છુ

• ભીખાઇજી લી૦ પાલમકોટ.

ગરીબાઇમાં ગંભીર ગમન છે, દરદીને દવા છે, રઝળતાને રાહત છે, સંકટમાં સબુરી છે, અને સારા સદ્‌ગુણોનો સુંદર સણગાર છે.

હસમુખો ચેહરો દુશમનને દોસ્ત કરવાનું હથિયાર છે, ગુસ્સાના આતશને હોલવવાનું પાણી છે, ધિક્કારનાં દિલને ફેરવીને પ્યારૂં દિલ બનાવવાનું સાધન છે અને અંધારા રસ્તા ઉપર રોશની ફેંકનારો સુરજ છે.

હંમેશા હસતા ચેહરામાં હેતવંતુ જીગર, સાચ્ચો સાથી, પ્યારો પુત્ર અને ખાલેશ ખુબીવંતો ખાવિંદ એ સર્વે સમાયલાં છે.

હસતો ચેહરો વળી ખુબસુરતી વધારે છે, કદરૂપાને ખુબસુરત બનાવે છે, અને ખુબસુરત મરદ–ઓરતને ફરેસ્તો અને બેહેસ્તની પરી બનાવે છે.

નવરંગ.

પતેતી અંક.
સપટેમ્બર ૧૯૩૫.

——:o:——

# અશો યાદમાં.

"પોતાની સ્વભોગી પરમાર્થી જવાન–જમાન જીંદગીના બળીદાનથી બાગે ગુલશનના ફરેસ્તાઓ વચ્ચે જઇ વસેલા હમારા જીગરો–જાન અઝીઝ ગુરૂરાજ બેહેસ્ત બેરેહે **સોરાબ પાલમકોટ**ની રોજ અમરદાદ માહ અરદીબેહસ્ત સને ૧૩૦૫ ય. ઝ. રવીવાર તા. ૧૩ મી ઓકટોબર ૧૯૩૫ ને દીને પડતી ૨૬ મી વારસીક બાજનાં ગંભીર દીને તેમની ભલી યાદના ચરણે."

'નથી તારી જગ્યા ફકત દોખમાંની માહે,
જ્યાં સાબુત નહીં રહેતું કોઇ માણુસાઇ બદન.
જગ્યા છે તારી માણુસનાં હઇયાંની માહે,
જ્યાં ક્ષય વીના તું રહેશે હયાત સદા!'

'જ. ન. પી.'

બોમ્બે મેલ.

૧૩–૧૦–૩૫.

——:o.——

## "મારાં એકજ સાચાં ખેરખાહને અર્પણ."

### "હું યાદ આવશ કે?"*

'લેખક—મરહુમ શેરાબ લી૦ પાલમકોટ.
ઍમ. જે. આઇ. (લનડન.)

૧—"યાદ તમની હઇડે મજ સાચ્ચાં ખેરખાહ
ચહડશી મને ત્યાં રાત અને દીન.
યાદ કરશો દીવસમાં એકજ વેળા?
'ખેરખાહ' જે રહેશે પારકે જમીન,

૨—ચીત્ર તમનું દર હુ દેખાવોમાં જોઇશ,
જોશે આંખ તમની, ચહેરો મારો કે?
માયા માટે તમની ત્યાંબી હુ રોઇશ.
લાગીશ તમને સાચો—સારો કે?

૩—કોઇબી નારનું રૂપ, મને યાદ આપશે તમ
તેમ ભાલશો મને તમે કોઇબી વખત?
કોઇ નહીં ખેંચશે મારૂં મન કે ચશમ.
શું કોઇ નહીં બેસશે તમ દીલને તખત?

૪—મજ ભોજન પર બેસ્તાં હું કરશ વીચાર,
લીધું તમે હશે તમ ભોજ યા નહીં,
યાદ તેમ, કહો, કરશો કોઇબી વાર,
સુફ્રા પર બેસી જામ હાથમાં લઇ?

૫—સીતળ કે ગરમ જો સાંહજને હું વેળ,
ફરશ યાદ ધરશ તમને સારી.
ફરશો તમ ગાડીમાં કરી કદી ગેલ,
દીલ તમનું ચીતરશે કે છબી મારી?

---

*"નામાંકિત સંગીત આત્મા મીસ ભીખાઇજી લી૦ પાલમકોટે મેહરબાનીની રાહે આ કવિતા આજના પ્રસંગોપાત ગંભીર ટાંકણા ઉપર 'મુંબઇ મેલ' માટેજ પ્રગટ કરવા મોકલી છે. એના સર્વ હક્ક મીસ ભીખાઇજી પાલમકોટનેજ સ્વાધીન છે."

૬—મજ, બીછાને પડતાં હઇયે ધરશ,
કે કીધો તમે હશે નીંદમાં આરામ,
હું નીંદમાં કદી તમની દેખાવ કરશ?
યા ખાબમાંબી આવશે કદી મારૂં નામ?

૭—ઉઠતાં સહવારે તે દાદગરની પાસ,
જોડી હાથ દુવા ચાહવશ તમને,
ખુદાની કરતાં તમ કદી સેંપાસ,
ફરી યાદ દુવા દેશો કે મને?

૮—હું હસીશ તો વરસે મજ દીલે તે વાર,
હસો કે બસ 'ખેરખાહ તમ' ખુશી મહીં,
ખુશી ખુરમીમાં ફરશો જે વાર,
યાદ મારી હસ્તીની ધરશો કે નહીં?

૯—એક દીલ, એક સંપ તમનેજ પુંજશે,
ખુરબાન છે જાન તમજ ખેરખાહ પર
એજ વીચાર જુદાઇનો જખમ રૂજશે
ને સંતોષથી મરણ તક કરશ શુકર,

૧૦—છે બેવીશવાશ તમનો મને મારવાને બસ,
બેરહેમ તમની લાવશે આખર મારૂં મો'ત
બેપરવાહી તમારી અંત લાવવાને બસ
કરૂરતા બુજાવશે મજ જીંદગીની જોત.

૧૧—ખેરખાહ છું તમનોજ મરતાં તક રહીશ.
સુખ પામસ તમારા ખ્યાલમાં સદા;
ખરાં જીગરથી આશીષ તમને હું દઇશ,
ને બનતું બજાવીશ જો કે છું ગદા."

બોમ્બે મેલ.

તા. ૧૩-૧૦-૧૯૩૫.

——:૦:——

લખનાર:—" સતનો કાંટો."



"........યાદ રાખજે ડીયર કે મારા અઝીઝ આલા ફાઝીલ જીગર-જાન ઉસ્તાદ **સોરાબ પાલમકોટ** જેમ અમર ગાઇ ગયા છે, તેમ કવીનીનનું ઝાડ જો કે આપેછ મોંઢામાં કડવાશ, પાછળથી અસરોમાં ઉપજાવેછ તેમ મધુર મીઠાસ.

મોંઢા પર કે જાહીરમાં ખુશ રાખતા જે કહે યા વદે મીઠું,  
જાણજે ઓ અઝીઝ તે નથી મીત્ર તારો, તે છે પાપનું પીઠું !......"

ઑરબે મેલ.

તા. ૧૭-૧૧-૧૯૩૫.



"Oh ! may wie soon again renew that song,  
And keep in tune with Heaven, till God ere long,  
To His celestial concert us unite,  
To live with Him, and sing in endless morn of light !"

MILTON.



# મરહુમ કવિ દાદી એ. તારાપોરવાળા.



"માસિક મજાહ" નામ ઘણું સગનવંતું, ભાગ્યશાળી હતું, અને તે નામ આપનાર એક ભલા ભાઇ કવિ દા. એ. તારાપોરવાળા હતા. ભાઇ સોરાબનાં આ ચોપાનિયામાં પ્રથમ ઉત્તેજન, હિમ્મત, અને મદદ આપનાર આ ભલા ભાઇ હતા. ૧૮૯૦ ની શુરૂઆતથી એવણ ભાગ્યા હતા. અને ૧૯૦૪ સુધી અધિપતિ હતા. હંમેશાં ચોપાનિયું જાણે પોતાનુંજ હોય તેમ લખાણ, કવિતા, વિગેરે તારાપોરથી મોકલતા, તે ૧૯૧૦ નાં જેન્યુઆરી માસ સુધી એવણે એ ચોપાનિયાં વાસ્તે મેહેનત-જેહેમત ઉઠાવી હતી. ચોપાનિયાંનું મીઠું નામ "માસિક મજાહ" ફેરવીને "હિંદી આફ્રિક" રાખ્યું તે ભાઇ દાદાભાઇને ગમ્યું નહિં; કારણ "માસિક મજાહ" વીસ વર્ષો સુધી ચાલ્યું, જ્યારે હિંદી આફ્રિકે ફકત **બે વર્ષ, દસ મહિનાં,** અને **ઓગણીસ દિવસમાં** તેની જુવાન જીંદગીનો અંત લાવી મૂંક્યો।

કોઇ કુ-ચોઘડએ ચોપાનિયાંનું નામ બદલ્યું, ભાગ્યો કીધો, કે જેથી માત્ર ૨) વર્ષ ને ૧૦) માસમાંજ ઘરનાં નાણાંથી ૨૦ વર્ષો સુધી તન-મન પટકીને ચલાવેલું ચોપાનિયું પારકે ઘેર ને પારકે હાથ થયલું જોઇ દાદાભાઇ કમકમ્યા ને ગમમાં ગીરફતાર થઇ વર્ષો સુધી શોકજનક રહ્યા।

ભાઇ સોરાબનાં મરણ પછી મરહુમ ભાઇ દાદી કાગળ-પત્રોમાં એટલો કકલાટ કરતા કે જે વાંચતાં હંમેશાં મારી આંખમાંથી ગરમ આંસુંઓ ગબડી પડતાં। જો કોઇબી મિત્રે ભાઈ સોરાબનાં મોત ઉપર આંસુંઓ ખેરવ્યાં હોય ને કલાપીટ કીધી હોય તો તે ભાઇ દાદાભાઈ હતા।

બન્ને જાણે સગા ભાઇઓ હોય તેમ વીસ વર્ષો સુધી દયા-માયા, હેત-પ્રીતથી અરસપરસ વર્ત્તતા હતા.

આવા ઉમદા ખવાસવાળા ભાઇ, જેવણે વીસ વર્ષો સુધી મારાં ભાઇનાં ચોપાનિયામાં દિલોજાનથી તેની છેલ્લી ઘડી અને પછી પણ ૪ માસ સુધી સેવા બજાવી તેવા એક પરોપકારી, પરમાર્થી અને સદ્ગુણી ભાઇને જે યાદ નહિં કરૂં તો હું ઘણી નગુણી કેહવાવું।

ભાઇ સોરાબ ઉપર એવણુનો કેટલો જીવ-જાન ને પવિત્ર પ્રેમ હતો તે ભાઇ સોરાબનાં મોત ઉપર કવિતામા કાપેલી માહેતમ પૂરવાર કરશે। એમના લખાણો તો પુસ્તકનાં પુસ્તક ભરાય એટલાં "માસિક મજાહ" ને હિંદી આફ્રિકમાં મોજુદ છે, પણ એમની કેટલીક કવિતાઓ આ પુસ્તકમાં લેવાથી એ ભાઇને કૈંક ઇનસાફ મળશે, એટલુંજ નહિં, પણ એમની મેહેનત જેહેમતને જસ મળશે ને એમનું રૂહ બેહેસ્તમાં ખુશ રેહશે।

ભાઇ સોરાબ સ્વર્ગવાસ થયા પછી ભાઇ દાદાભાઇ ફકત ૪ વર્ષ, ૬ મહિના ને ૧૨ દિવસ જીવ્યા।

મરહૂમ ભાઈ દાદાભાઇનો જન્મ રોજ અશીશંગ, માહ આવા સને ૧૨૩૭ યઝદેઝરદી, ઇ સ. ૧૮૬૮ નાં મે માસની ૧૪ મી તારિખ ને ગુરૂવારે શ્રી તારાપોરમાં થયો હતો.

મરણ—રોજ રામ, માહ આદર સને ૧૨૮૩ યઝદેઝરદી, ઈ. સ. ૧૯૧૪ નાં મે માસની ૩૦ મી તારિખ—શનિવાર સાંજના પાંચ કલાક ને પાંચ મીનીટ—મુબઇમાં.



# શિક્ષામૃત.

બેવડા બહિર્લાપિકા દોહરા.*

ભીડ ભલા રાખે નહીં—ભીખ ન શીકે જાય;
ખાડો ખોદે તે પડે—ખાતાં ખલક ખવાય.

ઇર્ષા છે મા' ગર્વની—ઇશ વિના નહિ અંત;
જીવ્યો નર તે જોગવે—જીભ ન કરડે દંત.

લીમ-ફળો કડવાં સદા—દાખે રિપુ† ન દીલ;
મમતી જન મુઝવાય છે—દાઝે શંકાશીલ.

જીભ સદા વશ રાખિયે—ભાત વિન નહિ જાત;
ભાગ્ય વિના જશ શુ જડે?—ઇશ્વિર સૌનો તાત.

ઇર્ષાખોર સુખી નથી—તાકે દુષ્ટ અધર્મ;
પાકે ફળ નિજ રૂત પર—રાખે તેનો ધર્મ.

લક્ષણ લોભે જાય છે—પોકલ તજિયે પ્રીત;
મરણ તણે સૌ છે શરણ—રમણી તજે ન રીત

કોઇ સદા સુખિયાં નથી—વાત ધાત 'દિલજાન';
ટળે ન લેખો કર્મના—લાલચ તજ ઇનસાન.

દા. એ. તારાપોરવાલા.

માસિક મજાહ
ફેબ્રુઆરી ૧૮૯૬.

—:o:—

*આ કવિતાની દરેક પહેલી લીટીના પહેલા અક્ષરમા ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ નામ વચાય છે, જ્યારે તેજ લીટીના અર્ધા ભાગના પહેલા અક્ષરમા ભીખાઇજી દાદાભાઇ તારાપોરવાલા નામ વચાય છે.

**બહિર્લાપિકા** એટલે કવિતાના દરેક પદના પહેલા અક્ષરથી ધારેલું નામ વંચાય એવી રચના.

† શત્રુ.

# અમૃતધ્વનિ.

## અંતરલાપિકા દોહરા.

—:o:—

**ભી**લ ન જાણે ઢીલને, સુમ ન જાણે દાન;
**ખા**ખા ખીપી જે કરે, તે જનને નહિ સાન.
નથી **ઈ**શ દેતો જગે, શુભ દહાડા વિણુ પર્વ;
ગર્વ ત**જી** સંસારમાં, સજ્જન ચાલો સર્વ.
વનિતા વ્હા**લી** હોય તો, શુભ ચાલે સંસાર;
રાખ લખી આ **મ**ન ઉપર, છે તનનો આધાર.
હોય સદા વસ **જી**ભ તો, ક્મે ન તારી દેહ;
જગમાં સહુ જન **ભા**વથી, કરશે તારો સ્નેહ.
તજ મદ જન ભજ **ઈ**શને, તો ભવ સ્હેલ્ય તરીશ;
કાયા તારી જાય છે; ખોળે **પા**પ ભરીશ.
આ સંસાર અસાર છે; નિર્બ**લ** નર ને નાર;
કવિતા વિણુ કીર્તિ નથી, કાવ્ય **મ**હત્વ વિચાર.
કૈં ભૂપતિ બાંધી ગયા, કીર્તિ કેરા **કો**ટ;
કાળે સૌ કાપિયા, ખમી બીચારે ખો**ટ**.

દા. એ. તારાપોરવાલા.

"મારીક મજાહ."
ફેબ્રુઆરી ૧૮૯૬.

—:o:—

---

આ કવિતામાં ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ નામ આડકતરૂં વંચાય છે.

**અંતર્લાપિકા** એટલે કવિતામાં ધારેલું નામ આડકતરી રીતે વંચાય એવી રચના.

# વીર વિલાપ.

રચનાર—દાદી એદલજી તારાપોરવાલા.



[મનહર.]

## નવમી એપ્રીલ ૧૮૯૯.

નવ્વાણુંની નવમી એપ્રીલ તેં તો કે'ર કર્યો,
દીધો તારા દેખાવે કલેજે ઘાવ કારી આ;
કંપી રહયો કર* આય, છાતી બધી ફાટી જાય,
હાય હાય હૈયું મારૂં ગયું હામ હારી આ;
જમડા જુલમગાર ! ધીર ધર તું લગાર,
કરડી નજર કેવી તારી તેં ઉતારી આ,
તાજ ગયું—તેજ ગયું, નૂર રેજેરેજ ગયું,
આગ કેમ ઓલવાય માયજી અમારી આ.

## માયની માયા.

જેવા થોડી લીધી હોત, વંશ—વાડી આંખે જોત,
પછી ભલે લેતે મો'ત, માય ! કીધું આય શું ?
મોજેમોજે અજબ થયો અજબ ગજબ થયો,
પોપટ મિસાલ માય જોતાં જોતા જાય શું ?
બોંતેર કલાક માલ, માંદગી—મરણુ થાય !
કહો કલજુગ કેરો ભરોશો કરાય શું ?
દાદી દુનિયામાં એવો, મળે કયાથી મીઠો મેવો,
લાખ માયા હોય તોય ધરવ ધરાય શું ?

* હાથ.

## માયના ઉપકાર.

નિર્વંશી લાઇન હતી હીરજીભાવાની તેને,
વધારી આબાદ કીધી આજે વંશ-વેલને;
માયનાં મમાઇ અને બાપનાં બપાઇ બની,
દિકરાના દિકરાનાં દીઠાં તમે છેલ ને;
એજ ઉપકાર ગણું માયજી અમાપ ત્યારે-
હેશાંનો હજાર બીજાં તમોથી બનેલને?-
નામ કિયું આપું કહો-ગુણ કિયા માપું કહો,
પામશે તું કયાથી દાદી માતાજી ટરેલને?

## "મરી નથી ગયાં તમે મારી ગયાં મરીને."

પરીવાર મંડળને પાંખમાં સમાવી પોતે,
જશ સાથે જીંદગીમા ચાલ્યાં સદા કરીને;
માયની હથોટી હવે હાય કોણનામાં હોય?
સુરત તે મીઠી કયાંથી જોશું હવે ફરીને?
હાય હાય ગયાં માય, સ્વર્ગવાસી થયાં માય,
જગે નથી રહ્યાં માય, છત્ર હવે ધરીને;
દાદી લે તું નોધ આય, ભૂજ માતા એવી થાય,
મરી નથી ગયાં તમે મારી ગયાં મરીને.

## હજાર જીભેબી ગુણ નહિં ગવાય.

સુખી થયાં માય તમે, દુઃખી થયાં હાય! અમે
ઝુંટી લીધાં આજ જમે, હવે કયાંથી મળશે?
ધુંધી ને ધીરજવાન, ગુણો જોડે મતિ મ્હાન.
કઠીણ પ્રસંગમાં કદર કોણ કળશે?†
માતા તમે હતાં ત્યારે? મુશ્કેલી ટળી ન કયારે?
હવે કોણ? હવે કયાંથી ધારી આશા ફળશે?
હોય મુખમાં હજાર, જીભ તોય નાં લગાર
જખમ આ જીગરનો દાદી રેજ વળશે.

† સમજશે, જાણશે.

# ઇનસાફની આરસી.

"કલ્પિત કહાણી, કિસ્સા લખના કરતા એક ભાષામાથી બીજી ભાષામા યથાર્થ ભાષાતર કરવું એ કામ વધાર ભિન્ન છે મૂળ ગ્રથ કર્ત્તાની વાણી–માધુર્યતા—અર્થ—તાત્પર્યને ઇનસાફ મળે એવું ભાષાતર કરવુ એ બન્ને ભાષા પર કાબુ ધરાવનાર સમર્થ લેખકનું કામ છે આજ કાલ ભાષાતરને નામે સખ્યાબધ નાના—મોટા પુસ્તકો બહાર પડે છે,—પરતુ તેમાથી પસદ કરવા લાયક તો થોડા ઘણાજ હોય છે તેમાના કેટલાક લખનારા તો અગ્રેજી ચિતારોને દેશી ચિતારના રૂપમા ફેરવીને પોતાને નામે પુસ્તકો પ્રકટ કરે છે એ કામ તો કેવળ હસવા સરખુ છે અગ્રેજી રીતભાતો અને રહેણી—કહેણીને લાયક ચિતારો કાપકુપ કરીને દેશીઓને લાગુ પાડવા એ તો જાણે અગ્રેજી પોષાક દેશીઓને પેહેરાવવા સરખુ છે, અને એવા ઢાબરચિના—નહિ બેસતા આવે એવા પોષાકમા જેવા દેશીઓ દેખાય તેના કરતા પણ વધારે વિચિત્ર શોભા ભરેલા આ અયોગ્ય ચિત્રો જણાય છે

અમારા વિચાર પ્રમાણે ગમે તે ભાષામાથી દેશીઓને શિક્ષણ લાયક—સુનિતિને પથે ચઢવા યોગ્ય અને કાઇક નવીન નવીન તરેહ શિખવા સરખા લખાણોના યથાર્થ ભાષાતરો પરાઈ ભાષામાથી થના જોઇએ છીએ, એટલે આપણા દેશ કરતા પરાયા દેશમા જે કાઈ નુતન પ્રકારની નીતિ—રીતિ હોય, રીતભાતો હોય તે વિષે આપણને જે માહિતગારી મળે છે ને કાઇ કાઇ તેમાથી નવુ નવુ જણાય છે ને શીખાય છે, તે લાભ તેવા પુસ્તકોથી મળી શકે છે

આપણા દેશમા પુરૂષ વર્ગમાથી પણ કોઇ કાઇકજ ઉચા લખાણો કરવાને બહાર પડે છે, તેવા સમયમા સ્ત્રી વર્ગમાથી આવા કાયદાસરના અને ફાયદાકારક દેશી લોકોને અવકાશમા આનદ આપનારા લખાણો કરનારા મળી આવે એ બહુ વખાણવા લાયક અને યશકારક છે. અમે આ વખતે મીસ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટને માટે બોલીએ છીએ, આ વિદ્વાન બાઇએ અગ્રેજી ભાષાનુ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન મેળવીને ગુજરાતી ભાષાની—જે સેવા બજાવવાનો આરંભ કીધો છે, તે તેમને માટે બહુ શોભા ભરેલુ છે અગ્રેજી ભાષા જાણીને તેમા મેળવેલો લાભ પોતાના દેશીઓને આપવો એના સરખી ઉદારતા બીજી એકે નથી

મી. પાલમકોટનું કુટુંબ વિદ્યા કળામાં પ્રવિણ ગણાય છે અને એવા વિદ્વાન અધિક શોખ ધરાવનારા કુટુંબમાં ઉછરેલી આ સદગુણી બાઇ પોતાના વખતનો સદ્‌ઉપયોગ વિદ્યાવૃદ્ધિના, કાર્યમાં ગુજારે, એ ગનીમત અને ગુણકારી છે.

આજ સુધીમાં મીસ ભીખાઇજીએ અનેક—ઉપયોગી ભાષાંતરો અંગ્રેજીમાંથી દેશી ભાષામાં ઉતારેલાં છે. તેમની પસંદગી એવા ઉત્તમ પ્રકારની છે કે તે ઉપરથીજ તેમના જ્ઞાન—સ્વભાવને માટે ઊંચો મત બાંધી શકાય છે.

અમે આ વખતે "**ઇનસાફની આરસી**" એ નામની વાર્તાના અંગ્રેજી પરથી ગૂજરાતીમાં ઉતારેલાં ગ્રંથ વિષે બોલીએ છીએ, આ રસિક પુસ્તકમાંથી બહુ બહુ શીખવાનું અને સમજવાનું મળે છે. પ્રેમ એ શી વસ્તુ છે, એક પિતા પર પુત્ર–પુત્રિનો પ્રેમ કેટલે દરજ્જે દોડે છે, ગરીબાઇમાં ગળકાં ખાતાં પણ સંપીલાં કુટુંબમાં માણસો પોતાના દિવસો કેવી રીતે ગાળે છે, એક પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના અનેક અવગુણો તરફ ન જોતાં પોતાના સ્ત્રી ધર્મને કેવી રીતે વળગી રહીને પતિના સુખ–દુઃખમાં ભાગ લે છે, પોતાના પિતાના કલ્યાણ ખાતર એક પુત્રિ સ્વાભાવિક સંસાર સત્ય પ્રેમનો કેવી રીતે ત્યાગ કરે છે, એક નિર્દોષ માણસ ભળતા બનાવે કરીને કષ્ટની જાળમાં કેવી રીતે ફસાઇ જાય છે, તેમાંથી તેની કેવી રીતે મુક્તિ થાય છે અને અંતે "**સત્યમેવ જયતિ**" એ વચન પ્રમાણે સત્યનો જય અને અધર્મનો પરાજય કેવી રીતે થાય છે, એ સઘળું આ સુંદર બોધરૂપી વાર્તામાંથી આપણને મળી આવે છે.

ચિતાર એવો ચિતારેલો છે કે, દરેક બનાવ જાણે આપણી આંખ આગળ બનતો હોય એમ ભાસ થાય છે.

ભાષા સાદી, સરળ અને રસીલી છે. તેથી નાના મોટાં સર્વેને વાંચવાને તેમાં રસ પડે છે. તેમાંના કેટલાક ઉપદેશ લાયક ફકરાઓ આપણું ધ્યાન ખેંચે છે. અને તેના નમુના આપવાની લાલચ થાય છે. ……

*   *   *   *   *   *

આ પુસ્તક વાંચીને મારા એક વિદ્વાન મિત્ર જેને અસર થાય છે તે શબ્દોની નોંધ લઇને આ વિષય પૂરો કરીશું. નિચલા શબ્દો લખનાર "કેળવણી" નામે ચોપાનિયાનાં અધિપતિ ને સાહિત્યના લખાણો કરવામાં વિખ્યાતિ પામેલા છે. તેઓ મને લખે છે કેઃ—

પ્રિય સ્નેહી ભવાનીશંકર,

"આપની મોકલેલી 'ઇનસાફની આરસીથી' હું બેહદ ખુશ થયો છું.
"તમોએ આગ્રહ કર્યો અને મે વાચ્યું તે બદલ આપનો આભારી છું.
"હવે આપે વખાણેલુ "નિર્દય નણંદ" નામનુ પુસ્તક આ સાથે
"મોકલી આપો કામકાજ પછી કરીશુ. રજાના દિવસોનો ઉપયોગ એજ
"એકલપેટા આનંદમા કાઢીશું. મીસ બીખાઇજી પાલમકોટને તેમના
'ભાષાંતર કરવાના શ્રમ માટે ધન્યવાદ ઘટે છે. ગરીબ કુટુંબની ગરીબી,
"તેમનો પરસ્પરનો સ્નેહભાવ, નેવની સદ્ગતા, વૌરીનું સીધાપણું ને
"નિષ્કપટ ભાવ, ઇત્યાદિ ચિત્ર મનોવેધક છે એક દરે આ તમારા
"ઉપકાર બદલ તમારો જેટલો પાડ માનુ તેટલો ઓછો છે."

કવિ ભવાનીશંકર નરસિંહરામ.

૧૮૯૬

---

" બેહેન તમારા તરફથી પ્રગટ થતા દરેક પુસ્તક હું આદિથી અન્ત સુધી વાચુ છુ અને તેમાના ઘણા પુસ્તકો વિષે મેં મારા અભિપ્રાય લખી જણાવ્યા છે, તેમા "ઇનસાફની આરસી" એ પુસ્તક વિષેનો મારા અભિપ્રાયનો પણ ઉમેરો કરશો આ પુસ્તક વિષે વધારે કાંઇ ન લખતા માત્ર એટલુજ હું જણાવુ છુ કે તમારા તરફથી નિકળતા કોઇ પણ પુસ્તક વિષે બે મત નથીજ. કમાયલી કલમથી લખાતા પુસ્તકો હમેશ ધન્યવાદને પાત્ર હોય છેજ. ... "

મણીશંકર ગોવિંદજી.

---

## "વિધારિ વનિતા."

" ......આ પુસ્તકમા જે ગૂજરાતી ભાષા આપે વાપરી છે તે આપની માતૃ ભાષા ન છતા તેને શણગારવામા સારી કાળજી રાખી છે. ગૂજરાતી કોમમા આપનો જન્મ ન છતા આ ભાષાના અભિમાનને જે આપણા હૃદયમા જગો આપી છે તેને માટે હુ તો શુ પણ આખી ગૂજરાતી કોમ ધન્યવાદ આપે તેમાં નવાઇ જેવુ જરા પણ નથી . ...."

અંબાશંકર બેહુચર વૈદ્ય.

---

## "સહનશીળ સુંદરી."

"લગભગ ૮૦–૮૫ ફૉરમનું દળદાર પુસ્તક એક અબળાના હાથથી લખાય એ ખરેખર સાનંદાશ્ચર્ય પામવા જેવું છે. આ પુસ્તકનાં રચનાર બાઇ ભીખાઇજી એલ. પાલમકોટ છે, કે જેઓ "માસિક મજાહ" નામના પ્રખ્યાત માસિક પત્રનાં માલેક મી. સોરાબ એલ. પાલમકોટનાં બેહેન થાય છે. તેમણે આ પુસ્તક બહાર પાડવામાં પોતાની ઉમદા કેળવણીનો ઉપયોગ કરેલો છે. એમ એ પુસ્તક વાંચતાં આપોઆપ ખાત્રી થાય છે.

આ વાર્ત્તાનું મુખદ્વાર ખોલતાંજ પોતાનું વૃત્તાંત જણાંવવાને તૈયાર થઇ ઉભેલો વૉલ્ટર હાર્ટ રાઇટ આપણને પોતાની જીંદગીનાં ચઢતાં પગથિયાં તથા તે પગથિયાં પર ચઢવાની ઢબ તથા તે પર રહેલાં નવાં નવાં ચમત્કારિક આકર્ષણો બતાવવાને પોતાની સાથે લઈ આગળ ચાલવા માંડે છે. તેની સાથે આપણે અનેક પાત્રો પર અને અનેક પ્રવેશો પર નજર કરવી પડે છે, પણ શરૂઆતમાં અને સમાપ્તિમાં રંગભૂમિ તરીકે લિમરિજ હાઉસ તથા મુખ્ય પાત્ર તરીકે મિસ ફૅર્લી [સહનશીળ સુંદરી] તથા વૉલ્ટર હાર્ટ રાઇટ એઓજ આપણી નજર પર ચળકતે દેખાવે ઉભાં રહે છે.

પુસ્તકની અંદર ઉપરાઉપરી ભેદ ભરમથી ભરેલાં ચમત્કારોનાં મોજા ચઢતાં આવી છેવટ જ્યાં તે સઘળાંઓ સાથેજ સમાપ્તિનાં ખડક પર અથડતાં તેઓનું હૃદય ફાટી જાય છે, ત્યાં તેમાંથી ભભુકાબંધ નિકળતો અદ્દ્ભુત રસ વાંચનારને મોહિત કરી નાંખે છે.

દરેક પ્રકરણની ઉપર તે તે પ્રકરણના નિચોલાર્થ રૂપે મૂકવામાં આવેલી કવિતા સ્ત્રીના મનોહર લલાટ પર દીપતી તેજસ્વી બિંદીની પેઠે પ્રકરણને ચમત્કારિક પ્રકાશમાં લાવી મૂકે છે.

એકંદર રીતે જોતાં આ પુસ્તક વાર્ત્તાના રસિકોને રસ આપનાર હોવાથી સાથે તેમાં ઉપદેશ, સૃષ્ટિનું અવલોકન, અમુક પ્રજાના રીતરીવાજો તથા વિચારો, પ્રેમ અને મનુષ્યનાં મનોરાજ્યમાં જૂદી જૂદી બાબતોની થતી ભરતી–ઓટનું સારી રીતે વર્ણન આપવામાં આવેલું છે."

"મણીશંકર ગોવિંદજી."

——:o:——

## "અલાહબાદના એકઝીબીશનમાં મુંબઈનાં એક પારસી બાનુંને મળેલો સોનાનો ચાંદ."



"અલાહબાદનો અમારો ખબરપત્રી લખી જણાવે છે કે અત્રે ભરાયલાં પ્રદર્શનમાં મુબઇવાળા જાણીતાં પારસી બાનું લેખક મીસ બીખાઇજી લી. પાલમકોટને કીમતી વીનીશીયન લેસનો કોલર જે લગભગ રૂ. ૧,૦૦૦ ની કીંમતનો છે તે રજુ કરવા માટે સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો છે. જોકે લેસકામ માટે કશો ચાંદ રાખવામાં આવ્યો ન હોતો છતાં મીસ બીખાઇજી પાલમકોટનાં લેસકામની કારીગરી, બારીકી તથા મહેનતની કદર બુજીને તેવણને એ ચાદ પ્રદર્શન તરફથી એનાયત કરવામાં આવેલો છે. એ ઉપરાંત કલકતા, ભાવનગર અને નાગપુર ખાતેનાં એકઝીબીશનોમાથી પણ સોનાના ચાંદો લેસકામની ઉમદા હુન્નરમંદી માટે તેવણે મેળવ્યા હતા. અને એ રીતે અત્યાર સુધીમાં પોતાનાં કામની કદરસનાશીમાં ચાર સોનાના ચાંદો મેળવવાને તેવણ નસીબવંત નીવડયાં છે."

——:0:——

## "કોનસર્ટ હૉલ ફંડ."



૧૯૧૨ થી ૧૯૧૬ સુધી પાંચ ફ્રી કૉનસર્ટ્સ કીધા પછી મને ઘણે ઠેકાણેથી સલાહ-સૂચના થઇ કે સખાવત માટે મારે કૉનસર્ટ્સ કરવા, ને મુખ્ય કરીને લડાઇ તેમજ ઑસ્પીટલ ફંડ માટે કરવા; જેથી ૧૯૧૭ માં 'વૉર ઍન્ડ રીલીફ ફંડ' માટે કર્યો અને ૧૯૧૯ માં લડાઇમાં અપંગ થઇ ગયલા સીપાહો અને ખલાસીઓ માટે કર્યો; આ બે કૉનસર્ટ્સમાં ફત્તેહ મળેલી હોવાથી ૧૯૨૧ માં 'મ્યુઝિક હૉલ ફંડ' મેં પોતે સ્થાપ્યું, અને એક કાનસર્ટ કીધા પછી મરહુમ મી. જી. ડી. ત્રેલરે મારૂં લક્ષ ખેંચ્યું કે વેલાતમાં મ્યુઝિક હૉલની કંઇ ઘણી ગણના નથી, માટે આ ફંડને 'કૉનસર્ટ હૉલ' નામ વધૂ છાજતું છે. ૧૯૨૨ માં 'ડૉ. મારીના ઑસ્પીટલના ફંડ' માટે એક કૉનસર્ટ કર્યા પછી, આ 'કોનસર્ટ હૉલ ફંડ' માટે ૧૯૨૩ થી ૧૯૨૮ સુધીમાં ૬ કોનસર્ટ્સ એક પછી એક કીધા.

૧૩ વર્ષો સુધી એ નાણાં વધીને રૂ. ૨૫,૦૦૦ થયા, તે ફક્ત ૭ કોનસર્ટ્સથી; અને તે નાણાંનાં વ્યાજ, 'ડોનેશન્સ' અને 'સબ્સક્રિપશન્સ' (કમીટીના મેમ્બરોના વાર્ષિક લવાજમ) થીજ.

ભાઇ હોરમસજી ડી. જસુભાઇ, આર. એ. અને ભાઇ જેહાંગીર શો. એનકર ૧૩ વર્ષો સુધી હિસાબ-કિતાબ તપાસવામાં ઘણુ મદદગાર થઇ પડયા. ફંડને વધારવાનાં શુભ કાર્યમાં વિશેષ કરીને મારાં ગુણવંતાં. વફાદાર શિષ્યો અને તેમનાં માત-પિતાએ મોટે ભાગે મદદ કીધી. તેમાં કેટલાંકોએ ફાયર પણ મારી! રફ્તે રફ્તે લોકોનાં વિચાર હૉલ બાંધવાની વિરૂદ્ધ થતા ગયા; કેટલાંકો બોલવા લાગ્યાં:—"અરે ભીખાઇજી! હૉલ તો રેવ રેવ થઇ ગયા. કેટલાક હૉલ તો મહીનામાં બે-ચાર વખતજ વપરાતા નથી, કેટલાક હોલમાં તો કુતરાં અરડાયછ! તમે ચુના-મટોરાંમાં પૈસા નાંખીને શું કરવાનાં છેવ? તમારી પછી કોણ વહીવટ કરશે ને ચલાવશે?" વિગેરે. તોપણ હિમ્મત હારી નહિ જતાં ફંડને વધારવા મેં લક્ષાપતિઓનેજ નહિં, પણ કરોડપતિઓને સૂચના કરી અને હૉલને તેમનુંજ નામ આપવાની ખાતરી આપી, પણ વ્યર્થ! એક 'કોનસર્ટ હૉલ' બાંધવાની હિમાયતમાં તેઓ હલાજ નહિં!

૧૩ વર્ષો પછી મને લાગ્યું કે મારી જીંદગીની સાંજ (૬૮ વર્ષ થતાં) પડવા આવી, અને જબરી જેહેમતે જમા કીધેલા પા લાખ રૂપિઆને મારી હૈયાતીમાંજ કોઇ સધ્ધર સંસ્થા, અને સલામત હાથોમાં સાચવી રાખવા આપવા, સંગીત (મ્યુઝિક) થી મેળવેલાં નાણાં સંગીતમાં ને કેળવણીનાં શુભ કાર્યમાં વાપરવા મેં મારા મનમાં ઠરાવ કર્યો. વળી પારસીઓનાંજ પૈસા હોવાથી **જરથોસ્તી પારસીઓનેજ** તેનો લાભ મળે એવા મારા ઠરાવથી મેં લન્ડનની ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝિક જેવી સધર સંસ્થા, કે જે ૬૨ વર્ષો થયાં લાખો લાખ વિદ્યાર્થીઓની પરિક્ષા લેછે, ને જેની "*બૉર્ડ*" *શિખેલા, ભણેલા, પ્રમાણિક, સુદ્ધા, વિદ્વાન* **મ્યુઝિશ્યનોનીજ** બનેલી છે, તે સંસથાને પચીસ હજાર રૂપિયા સપુરદ કરવા મેં આગમજથીજ પૂછાવ્યું; જેઓ સાથનો પત્ર-વેહવાર હું નીચે રજુ કરૂં છું.

અહિં એવી સંગીતની કોઇ સંસ્થા છેજ નહિં, ને એવી સંસ્થા ચલાવી શકે એવા કોઇ **મ્યુઝિશ્યનોની "બૉર્ડ"** પણ નથી. વળી જે બે-ચાર 'પારસી બેન્ડ' ઉભાં થયાં છે, તેઓને સપુરદ કરવા જતાં, ને

મતફેરીનો બાકુ ઊભો થતા એ પચ્ચીસ હઝારનુ પાણી થઇ યા દાળ વાટલો થઇ વપરાઇને પૂરા થઇ જાય વળી જો બેન્ક ભાગી પડે ને તડા પડે તો બીજા કોઇ ભનતાજ ફડમા એ પા લાખ ધુરી જાય। એવી ધાસ્તીથી લન્ડનની ટ્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝિક, જે કદી પણ બધ પડે કે નાણાની તગીમા આવે એની આશા કે વકી છેજ નહિ, તેની ધરખમ કૉલેજને ફક્ત નાણાનુ વ્યાજ, રોકડ ઇનામ ને સોનાના ચાદ 'ડીપ્લોમા'ની A.T.C.L, L.T.C.L, F.T.C.L, ની ચડતી પરિક્ષાઓમા જે જરથોસ્તી બાનુઓ યા જરથોસ્તી ગ્રહસ્થો માન સાથે આખા ઇન્ડયામાથી પાસ થાય, તેઓને આપવા માટે એક કાયદાપૂર્વક મીટીગ તા ૨ જી ડીસેમ્બર ૧૯૩૪ ને દિને મારા 'મ્યુઝિક સ્ટુડયો'મા નાણા ભરનારાઓની બોલાવી, જ્યા સર્વાનુમતે, તેમજ ૫૫ નાણા ભરનારાઓએ, મીટીગનો ઠરાવ જે આગમજથી અત્રેના ઇંગ્રેજી તેમજ ગૂજરાતી વર્તમાન-પત્રોમા જાહેર ખબર છપાવી પ્રગટ કર્યો હતો, તે ઠરાવની તરફેણમા કાગળો લખીને પોતાની પ્રસન્નતા જાહેર કીધી હતી મીટીગમા એ સઘળા કાગળો ટેબલ ઉપર સર્વેને વાચવા માટે ખુલ્લા રાખ્યા હતા ઠરાવ મીટીગમા પસાર થયા પછી પણ કેટલાકોએ ઠરાવની તરફેણમા કાગળો લખીને તેમજ મોહડે મોહડુ પોતાના વિચાર જાહેર કર્યા હતા એટલે ૧૦૮ 'ડોનર્સ' (નાણા ભરનારાઓ) માથી ૭૦ જણા ઠરાવની તરફેણમા હતા ૩૮ જણાએ જવાબ લખવાની તકલીફ ઉઠાવી નહિં હતી।

ઉપલી સભા બોલાવવાને લગતી જાહેર ખબર મારફતે આપવામા આવેલી 'નોટીસ' મારી વતી પ્રમુખ સાહેબ મી હોરમસજી દી જસુભાઇએ વાચી સભળાવી હતી

મી ફીરોઝ શો. ગઝદરે દરખાસ્ત કરી કે સભા કોઇ બીજા દિવસ ઉપર મુલતવી રાખવી ઉપલી દરખાસ્તને ટેકો નહિ મળવાથી તે પડી ભાગી હતી। ત્યાર બાદ મી ગઝદર સભા છોડી ગયા હતા, અને સભા છોડી જતા તેવણ બોલ્યા હતા કે સભા સમક્ષ જે ઠરાવ મૂકવામા આવનાર હતો તેની તેવણ વિરૂદ્ધ હતા। પ્રમુખે તેવણને જણાવ્યુ હતું કે તેવણે સભા છોડી ચાલી જવુ નહિં, પણ ઠરાવ મૂકવામા આવે ત્યા સુધી થોભવુ, અને ઠરાવ મૂંકાયા પછી ગમે તો તેવણે ઠરાવની વિરૂદ્ધ પોતાનો સુધારો (amendment) કાઇ રજુ કરવો હોય તો તે રજુ

કરવો. પ્રમુખ સાહેબના ઉપર મુજબનાં કહેવા છતાં મી. ગંઝદર ચાલી ગયા હતા!

જે પછી પ્રમુખ સાહેબે સભાનું કામકાજ આગળ ચલાવ્યું હતું; અને 'ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝિક લનડન' ને નાણાં મોકલી આપવાની તરફેણમાં સર્વાનુમતે ઠરાવ પસાર થયો હતો. જે પછી ભીખાઇજી લી. પાલમકોટે પ્રમુખ સાહેબનો ઉપકાર માનતાં ટુંક વિવેચન કર્યું હતું, અને સભા બરખાસ્ત થઇ હતીઃ—

## પ્રમુખનો ઉપકાર.

**બાનુંઓ અને ગ્રહસ્થો,**

પ્રમુખ મી. હોરમસજી જસુભાઇનો ઉપકાર માનવા આગમજ પાંચ મીનીટ આ ફંડ માટે બોલવા માંગું છું.

૧૯૨૧ થી ૧૯૩૪ સુધી આ ફંડ માટે ૧૩ વર્ષો સુધી મારી મેહેનત–જેહેમત છતાં મેં જોયું કે હૉલ તરફ કોઇનીબી દિલસોઝી હતી નહિં, મેં માત્ર લક્ષાપતીઓનેજ નહિં, પણ કરોડપતીઓનેબી કાગળો લખી આ ફંડને મદદ કરવા અને હૉલને **તેઓનુંજ** નામ આપવા અરજ કરી હતી; પણ કહેવાને દિલગીર છું કે તેઓના મ્યુઝિકલ કાન નહિં હતા!

હું ઘેરેઘેર ને શેહેરે શેહર એ હૉલ બાંધવા ભીખ માંગવા નહિં ગઇ, કારણ **મને મારૂં સ્વમાન ઘણું વ્હાલું હતું!** આટલાં નાણાંબી થયાં તે ફકત ૭ કોનસર્ટસથી અને કોનસર્ટ વખતે 'ડોનેશન્સ' મળવાથી, કમીટીનાં સભાસદોનાં 'સબ્સક્રિપશનસ'થી અને વ્યાજથી મેં એકલીએ એકલે હાથે એકઠાં કરી સાચવી–જાળવીને મારા કબજામાં રાખ્યાં હતાં. મેં પ્રમાણિકપણે પૈએ પૈનો હિસાબ–કિતાબ આ બે ભાઇઓને, મી. હો. જસુભાઇ અને મી. જે. બેનકરને, ૧૩ વર્ષો સુધી આપ્યો છે.

મ્યુઝિકમાંથીજ એ નાણાં મેં મેળવ્યાં છે, એટલે એજ એલમ–હુન્નરમાં તે વપરાવાં જોઇએ. એ નાણાં ફકત પારસીઓથીજ મેળવ્યાં છે, ને પરજાતનો એમાં ફાલો નહિં હોવાથી **જરથોસ્તી પારસીઓનેજ** એ નાણાંનું વ્યાજ મ્યુઝિક માટેજ પશ્ચિમથી પૂર્વમાં પાછું આવે એવી સરતે અમે કૉલેજની 'બૉર્ડ' સાથે ગોઠવણ કરી છે, કે જે '**બૉર્ડમાં**' ઘણા વિદ્વાન, ડાહ્યા, સમજદાર અને અક્કલવાન પ્રમાણિક પૂરૂષો છે.

હું ખુશી છું કે એ નાણા મ્યુઝિકનાજ એલમ-હુનરમાં વપરાશે ને કોઇ **જરથોસ્તી પારસી** બાનું યા ગ્રહસ્થ મારી માફક સ્વતંત્ર રહી આબરૂ-ઇજતે પોતાનું ગુજરાન કરી શકશે તો પેલી વધારે સારી દુન્યામા મારા અમર આત્માને આનંદ થશે.

મને વિચાર આવ્યો કે રખે એ નાણાનો મારી હૈયાતી પછી, મારી મરજી વિરૂધ ગેરઉપયોગ થાય, યા મારા મોત પછી કોઈ શક લઇ જાય, તેથી મારી જીંદગીની સાજે બનતી ઉતાવળે જે ખુદાઇ હુનરને ૫૦ વર્ષો સુધી મેં મારી જીંદગી અર્પણ કરી તેજ હુનરમા એ ફંડ આપી દેવાની મને કુદરતી બસારત થઇ! તેથી, 'હૉલ' બધાયો હોત તેના કરતા હું વધારે ખુશ છુ!

પ્રથમ કમીટીના ૭ સભાસદોમાથી બે સ્વર્ગવાસ થયા, બે તેઓના ધધા તેમજ રોકાણોને લીધે અળગ થઇ ગયા, જ્યારે અમો ત્રણ ભાઇ-બ્હેન એ ફંડને વફાદારીથી વળગી રહ્યા!

જેમ મેં ૧૩ વર્ષો સુધી મેહેનત કીધી તેમ આ બે ભાઇઓ, ભાઇ હોરમસજી દી. જસુભાઇ, અને ભાઇ જેહાગીર શો. બેનકરે હિસાબ-કિતાબ તપાસવામા ચાલુ બીનહાસલ મેહેનત-જેહેમત ઉઠાવી છે, અને જાણે સગા ભાઇઓ હોય તેમ મારી બાજુએ, બ્હેનને મદદ કરવા દિલસોઝીથી આજ સુધી ઊભેલાજ છે. વળી આ મીટીંગ બોલાવવાના સંબંધમા 'નોટીસ,' 'સરકયુલર' વિગેરે તૈયાર કરવાનું કામકાજ પણ એઓએજ ખુશીથી ઉપાડી લીધું હતુ. આ ભલાઇ તેઓનો ઉમદા ખવાસ અને ઉદાર દિલ દેખાડે છે, કે જેવો અનુભવ આ દોરંગી દુન્યામા આપણને કવચીતજ મળે છે.

ભલા ભાઇ હોરમસજીએ આજે પ્રમુખ થઇને જે ભલાઇ દેખાડી છે, તે માટે એમનો ઉપકાર જેટલો માનું એટલો થોડો છે, ખુદા એમને તંદરોસ્તી સાથે લાબા આવરદા અને સુખ-શાતિ આબાદી બક્ષે!

તમો સર્વે હાજર થયલા બાનુઓ અને ગ્રહસ્થો સર્વાનુમતે આ પરોપકારી ભાઇનો ઉપકાર માનવામા મારી સાથે સામેલ થશો''

સભામા ઠરાવ પસાર થયા પછી ત્રીજે દિવસે મી. ગઝદર તરફથી મને એક કાગળ મળ્યો હતો, જે મેં સાચવી રાખ્યો છે. એવણે ૧૯૨૨ મા ભરેલા રૂ. ૧૦૧ બાર વર્ષો પછી વ્યાજ સાથે પાછા માગ્યા હતા, જે અમોએ વ્યાજ બાર વર્ષનું ગણીને રૂ. ૧૫૧-૨-૮ પાછા આપ્યા હતા,

અને સ્ટેમ્પ સાથની એમની સહી સાથની 'રીસીટ' મેળવી હતી. તે ઉપરાંત એવણે નાણાં ભરનારાંઓની ટીપ મારી પાસેથી મેળવવાની શેખી કરી હતી! તેમાં તેવણ નિષ્ફળ નિવડયા હતા!

રૂ. ૨૫,૦૦૦ મેં ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝિક લનડન ને મોકલી આપ્યા છે, જે વિષેનો પત્ર-વહેવાર વાંચ્યાથી વાંચક-વર્ગ વાકેફ થશે.

ભીખાઇજી લી૦ પાલમકોર.

તા. ૨-૧૨-૧૯૩૪.

:o:

## "ફેરવૅલ પીઆનોફૉર્ટ રીસાઇટલ."

૧૯૨૮ માં મારી ૬૧ વર્ષની વયે છેલ્લો કૉનસર્ટ મેં કર્યો હતો. ભારે મેહેનત-જેહેમત ઉઠાવવાની હોવાથી એકલે હાથે કૉનસર્ટ કરવાનો વિચાર ૭ વર્ષો સુધી પડતો મૂંકયો; પણ ૧૯૩૫ માં મારો ખુદાઇ હુન્નર-મ્યુઝિક-શુરૂ કીધાને ૫૦ વર્ષો પૂરાં થતાં હોવાથી અને 'ગોલડન જુબીલી' નો પ્રસંગ પડવાથી મેં એક **'પીઆનોફૉર્ટ રીસાઇટલ'** કરવાનો વિચાર કર્યો.

આ ૭ વર્ષો દરમ્યાન મારાં વ્હાલાં શિષ્યો વારંવાર મને વિનવતાં:- "ભીખાઇજી! અમે આવ્યા પછી તો તમે કૉનસર્ટ કરતાંજ નહી! અમે તો તમારો કૉનસર્ટ જોયોજ નથી. તમે ત્રીનીટી કૉલેજની સર્ટીફીકેટ્સ બધાંને ટાઉન હૉલમાં આપી ને અમોને તો એકબી નહીં."

પાંચ-૭ વર્ષો સુધી મેં એઓને શિખવા દીધું, તેટલાં વર્ષોની સર્ટીફિકેટ્સ એકઠી થયા કીધી, તેમાં એક શિષ્યની તો 'થીઅરી' ની પરિક્ષા સાથે નવ સર્ટીફિકેટ્સ થઇ ગઇ!

મેં પછી એ વફાદાર છોકરાંઓને સૂચના કીધી: "તમે બધાં તમારી મેળે મ્યુઝિક કરીને ટાઉન હૉલમાં વગાડો! ખરી કસોટી એજ છે! તમારે 'પરફૉરમસ' થવું જોઇએ!"

સઘળાં ચાર શિષ્યો કબૂલ થયાં ને તૈયાર થઇ ગયાં. બેશક તેઓની 'ગ્રેડ' થી એક 'ગ્રેડ' ચઢતું મ્યુઝિક પસંદ કરી તેઓને સ્વાધિન કર્યું:

"સમજ્જો! તમારી મેળે ઘરમા કરીને લઈ આવો હુ કાને સાભળીને મોહડેથી જે કેહવુ હશે તે કહીશ" કેક થોડા મોહડેના "ઇનત્રકશન" શિવાય સગળા શિષ્યોએ શુરૂ કીધુ' ટાઉન હૅાલમા વગાડવાની હોસ-ઉનટમા આ ચાર શિષ્યોએ દસ 'આઇટમ' ઉપર મડી જઇ દસ શિષ્યોની જગ્યા રાખી–ચાર 'ડ્યુએત,' ત્રણ 'ત્રીયો,' ને ત્રણ 'સોલો,' તેમજ 'ગૅાડ સેવ ધી કીંગ' મે તેઓને 'ત્રીયો' તરિકે ગોઠવી આપ્યુ હુ જો ભુલતી નહિ હોવુ તો **પીઆનો** ઉપર 'ત્રીયો' તરિકે મારાં છોકરાઓએ ટાઉન હૅાલમા તે પેહેલ્લીજ વખત વગાડી શ્રોતાજનોની સાબાશી મેળવી.

મ્યુઝિક શરૂ કીધાને થોડાજ મહિના થયા, તેટલા અમારા કુટુબમા બે જણના અસહ્ય મોતથી મારા પીરોજબાઇ અને હુ ગમખાર બની ગયા!

આ ચાર શિષ્યોને મે પાચ પાચ વખત સમજાવ્યા, પતાવ્યા, મનાવ્યા, વિનવ્યા ને કહ્યુ, "આ દસ 'આઇટમ' એક કૉનસર્ટ માટે પૂરતી છે, કઇ મારા બે 'પીસીસ' થી ખાડો પડવાનો નથી" પણ વ્યર્થ!

ચારે શિષ્યો સામટા એકજ આ તાઇ ધરી બેઠા ને બોલે—"તમે વગાડશો તોજ અમે વગાડશું', તમે ટાઉન હૅાલમા આવશો તોજ અમે આવશુ"

છેલ્લા ૧૫ દહાડા રહ્યા, ત્યારે પણ મેં ધમકી આપી, "હુ ટાઉન હૅાલમા નથી આવવાની" એક શિષ્ય બોલી ઉઠ્યા "અમે ટાઉન હૅાલમા ઉભા રહીને કહીશુ કે "સાહેબજી! એવણ નથી આવ્યા, તમે પાછા જાવો!"

વ્હાલા છોકરાઓની આવી વફાદારી જોઇ મે તેઓ તરફ ફક્ત ફરજનુ કરજ અદા કરવાનીજ નેમથી મારી લાગણીઓના ભોગે, ને ગમગીન જીગરે હું કબુલ થઇ મારી લાગણી અનુસાર બે બિકટ 'પીસીસ' 'પ્રોગ્રામ'મા દાખલ કરી મે ટાઉન હોલમા વગાડયા, જેમા એક 'પીસ'ના પ્રથમ ભાગની મતલબમા એક મ્યુઝિસ્યનના શબ્દોમા લખુ તો વિશ્વેશ્વર (ખુદા) સાથનો શોકાતુર વિનાદ સમાયલો હતો ("A sorrowful intercourse with God") ટાઉન હોલમા આ 'પીસ' શુરૂ કરતા મારા ગમખાર જીગરની ગમગીન લાગણીઓ ઉપર જીત મેળવી અતરઆત્મામા ઇશ્વરની સાથે મિલાપ કરી મે વગાડયો!

બાહેરથી ખાલી ખુશ દેખાવ રાખી ક-મને અને મારી જખમાયલી લાગણીઓના ભોગે આ 'ફૅરવેલ પીઆનોફૉર્ટ રીસાઇટલ' ફક્ત મારા

આ ચાર ગુણવંતા શિષ્યોને રાજી રાખવા કીધો! જો કે એક 'પીઆનો-ફૉર્ટ રીસાઇટલ' કરવાની મારાં જીગરની હોંશ વર્ષો સુધી હતી, પણ તે હોંસ-ઉલટ આવા મોતના મારાથી મરી ગઇ!

છોકરાંઓને લીધે મેં બધું પાછળ નાખ્યું! ગમ ગળી ગઇ! સંતાપ સાંતી દીધો! અમે વિચાર કીધો કે અમારી ગમગીન લાગણીઓનો ભોગ બચ્ચાંઓને કાંય બનાવવાં જોઇએ? અંતે કૉનસર્ટ કરવા ને વગાડવા નક્કી કર્યું; ત્રીનીતી કોલેજની સર્ટીફિકેટ્સ વેંહચી આપી, અને મારી તરફની એક છેલ્લી યાદ તરિકે એઓ માટે ખાસ રૂપાંનાં ચાંદ કોતરાવ્યા, ને 'મ્યુઝિક બુકસ'નાં ઇનામ મારી તરફથી આપી એ દિલસોઝ શિષ્યોને ખુશ કીધાં. મારાં અંતઃકરણની લાગણી પિછાણનાર, જોનાર, જાણનાર અને મારી બાજુએ ટાઉન હોલમાં ઊભો રહેનાર **એકજ હતો-મારો ખુદા!**

'આ ચાર વ્હાલાં વફાદાર શિષ્યોનાં નામ અત્રે જાહેર કરવાની જરૂર જોવું છું:

મિસ મની. ફીરોજશાહ. મીસ્ત્રી.
મિસ રતી. એરચશાહ. હીરજીબેહદીન,
મિસ મેહરાં. બેહરામજી. કરંજ્યા.
મિસ રોદા. ફીરોઝ. કરાઇ.

આ 'ફૅરવેલ રીસાઇટલ' છેલ્લો હોવાથી સઘળો ખરચ, જે લગભગ રૂ. ૩૦૦ થયો, તે મેં પોતે ખુશીથી કોઇની પણ નાણાં સંબંધી મદદ લીધા વિના કીધો. ૧૬ કૉનસર્ટ્સમાંથી ૬ કૉનસર્ટ્સ મેં પોતે ખુશીથી મારા ખરચે કોઇનીબી નાણાં સંબંધી મદદ લીધા વગર કર્યા હતા.

૬૯ વર્ષની વૃદ્ધ વયે એ જંજાળ મેં માથે લીધી, ને એકલે હાથે સઘળું કર્યું; તોપણ આ જંજાળી શુભ કાર્યમાં મારી બાજુએ ઊભા રેહનારાં મારા દિલસોઝ, શુભેચ્છક ભાઇઓ અને બ્હેનો હતાં, જેઓનો જાહેરમાં ઉપકાર માનવાની આ સોનેરી તક જો હું જતી મૂકું તો હું ઘણી નગુણી ગણાઉં.

તે પરોપકારી ભાઇઓ અને બ્હેનોમાં સર શાપુરજી બ. બીલીમોર્યા, લેડી બીલીમોર્યા, ખાનબાહદુર રૂસ્તમજી ડો. મીસ્ત્રી ને તેવણનાં દિકરાઓ, ભાઇઓ હોરમસજી દી. જસુભાઇ, જેહાંગીર શો. બેનકર, એરચશાહ

રૂ. હીરજીબેહેદીન, બેહરામજી એન. કરંજીયા, મીસીસ ને મીસ માણેક ન. બનાજી, મીસ ફેની રૂ. પાલખીવાળા, મિસ શહેરાં રૂ. પાલખીવાળા અને ભાઇ ફરામરોઝ અ. દુબાશ હતા.

મારાં પ્રેમાળ શિષ્યો કે જેઓએ જાહેરમાં પેહલ્લીજ વખત દેખાવ દેઇ ઘણી તારીફ લાયક રીતે હિમ્મતથી અને વખાણવા લાયક છટાથી પોતાની 'ગ્રેડ' કરતાં પણ ચઢતો કાબુ પીઆનો ઉપર ચાળાકીથી દેખાડી શ્રોતાજનોની સાબાશી મેળવી હતી, અને તેથી મારાં દુઃખી જીવને ઘણો સંતોષ ને સધ્યારો મળ્યો હતો.

આ ચાર શિષ્યો જો પોતાનો અભ્યાસ મારી માફક જીંદગી સુધી ચાલુ રાખશે તો હું હિમ્મતથી કહી શકું છું કે ભવિષ્યમાં તેઓ મોટા મ્યુઝિસ્યનોની સંફમા બિરાજી શકશે એવી તેઓની સંગીત તરફ કુદરતી વળણ છે.

આ છેલ્લા 'પીઆનોફૉર્ટ રીસાઇટલ'ના આમંતરણ 'કાર્ડ' અને 'પ્રોગામ' આ પુસ્તકમા સાચવી રાખવાની નેમથી દાખલ કરૂં છું.

આ 'પીઆનોફૉર્ટ રીસાઇટલ'નો હેવાલ હું વિસ્તારીને લખું તેના કરતાં અત્રેના આગેવાન ઇંગ્રેજી અને ગુજરાતી વર્તમાન-પત્રોમાં આવેલા હેવાલ વાચવાની, તેમજ આ પ્રસંગે મળેલાં વાઇસરૉય, ગવરનર, ને ત્રીનીટી કૉલેજનાં, તેમજ જાણીતાં શેહરીઓ, મિત્રો, દિલસોઝ ભાઇઓ-બ્હેનોના સેંકડો કાગળોમાંથી માત્ર ગણત્રીનાં થોડાંક વખાણનારાંઓનાં સુવિચારો ને સુવચનો વાંચવા વાચક-વર્ગને વિનન્તી કરૂં છું.

જે 'મીશન' લઇને આ અવનિમાં હું આવી હતી, તે 'મીશન' ૫૦ વર્ષો સુધી ચાલુ રાખી આ વર્ષની આખેરીએ હું મારા ધંધામાંથી ૭૦ વર્ષની વયે ફારેગ થાઉં છું. હવે ઝાઝું જીવવાની મને જરૂર નથી, કારણ જે વ્હાલાંઓને મેં ખોયાં છે, તેઓને શોધવા જવા ઇંતેજાર છું! હું ઇચ્છું છું કે તે શોધ-ખોળમાં સર્વેશ્વર (ખુદા) મને સાથ થઇ શાંતિઃ બક્ષે!

અથ જમીઆદ ઇયથા આફરીનામે!

ભીખાઇજી લી૦ પાલમકોટ.

તા. ૬-૧૨-૧૯૩૪.

——:o:——

૧૯૩૫ નાં "ફ્રેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ" વિષે જાહેર

## છાપાનો મત.

## "પારસી બાનુ પીઆનીસ્ટની ગોલ્ડન જુબીલી."

## "મીસ ભીખાઈજી એલ. પાલમકોટ તરફનો ફત્તેહમંદ 'ફ્રેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ.'"

### "લાગટ ૫૦ વરસો સુધી મ્યુઝીકનાં આલા ખુદાઇ હુન્નરને પોતાની જીંદગી અર્પણ કરનાર પારસી બાનુની થયલી સ્તુતી.

"મુબઇના જાણીતા પારસી બાનુ મ્યુઝીશીઅન અને મ્યુઝિક ટીચર મીસ ભીખાઇજી એલ. પાલનકોટે ૧૮૮૫ મા સ્થાપેલી ડીવાઇન આરટ-મ્યુઝીકની ગોલ્ડન જુબીલી ચાલુ સાલમા પડતી હોવાથી એ પ્રસગની ઉજવણી અર્થે ગઇ સાજે ૫-૩૦ કલાકના અમલે મીસ પાલમકોટ તરફથી ફ્રેરવેલ પીઆનોફોરટ રીસાઇટલ અત્રેના ટાઉન હૉલ મધે કરવામા આવ્યો હતો, જે વેળા મુબઇના શેરીફ સર શાપુરજી બી. બીલીમોરીઆ પ્રમુખપદે બીરાજ્યા હતા આ "રીસાઇટલ"ને મુબઇના નામદાર ગવરનર અને લેડી બ્રેબોરનની પેટ્રોનેજ મળી હતી આ મેળાપડાને માટ કશીબી ટીકેટસ કાઢવામા આવી હતી નહી, પણ મીસ પાલમકોટના આગળા તેમજ હાલના શીષ્યો, તેઓના વાલીઓ તથા પોતાના મીત્રો, શુભેચ્છકો તેમજ ભનુ ઇચ્ચનારાઓને ખાસ આમત્રણથી બોલાવવામા આવ્યાં હતા, જેઓની એક અતી મોટી સખ્યા ટાઉન હોલમા ઉતરી પડી હતી.

પ્રોગ્રામ ઉપર નજર નાખતા બીથોવન, હાઇડન, મોઝારટ, શોપે, બેલીની, ઓબર, ઓફનબાક તેમજ લીસ્ટ જેવા જગપ્રસીદ્ધ કમપોઝરસના "પીસીસ" દેખાતા હતા. પ્રોગ્રામની શરૂઆત બીથોવનના દુનયાનરણના

જાણીતા સોનાટા (ઓપસ ૨૭ નબર ૬) સાથ થઇ હતી, જે મીસ પાલમકોટે પોતે સર્વેની પ્રસસા વચે વગાડયો હતો આ ખુશ્રોરગ બાનુ મ્યુઝીશીઅને આગલીજ "પ્રેસ" થી સઘળા પીસ કરયા હતા. છેલ્લી આઇટમ 'Leschetizky" નુ "Andante Finale De Lucia di Lammermoor" હતુ, જે બીકટ "પીસ" મીસ પાલમકોટે એકજ ડાબા હાથે વગાડીને હાજર રહેલાઓની શાબાસી મેળવી હતી, જ્યારે પીએનો સોલો, ડયુએટ અને ત્રીઓના બીજા "પીસીસ" ઘણી તારીફ લાયક રીતે રજુ કરવામા આવ્યા હતા

લેડી બીલીમોરીઆએ મીસ પાલમકોટના શીષ્યોને ત્રીનીટી કાલેજ ઓફ મ્યુઝીક (લડન) ની સર્ટીફીકેટસ તથા ઇનામો અને મેડલ્સ એનાયત કરવા બાદ પ્રમુખપદેથી સર શાપુરજી બી બીલીમોરીઆએ વીવેચન કરતા જણાવ્યુ હતુ કે મીસ ભીખાઇજી પાલમકોટ અચ્છા મ્યુઝીશીઅન તરીકે મોટી નામના ધરાવે છે. અને આજે ૫૦ વરસો પછી તેવણ પોતાના આર્ટની ગોલ્ડન જુબીલી ઉજવે છે અલેકઝાન્ડ્રા સ્કુલમા ઇંગ્રેજી અને મ્યુઝીકની તાલીમ લેવા બાદ તેવણે કલાસ ખોલ્યો હતો અને અત્યાર સુધીમા પાચ–પચીસ કે સો નહી પણ હજારો છોકરીઓ તેવણના હાથ નીચે શીખી ગઇ છે મ્યુઝીકની તેવણની તાલીમ એટલી તો સગીન હતી કે લડનની ત્રીનીટી કાલેજ ઓફ મ્યુઝીકની બીકટ પરીક્ષાઓમા બેઠેલા તેવણના ૨૪૪ શીષ્યોમાથી ફક્ત ૨૭ જણાઓજ નીષ્ફળ નીવડયા છે પસાર થયેલી છોકરીઓમાથી ૭૮ છોકરીઓ તો ડીસટીંકશન સાથ પસાર થઇ હતી અને આજે ઘણીકા તો માતાઓ અને કેટલીક તો મોટામાય પણ બની છે. મીસ ભીખાઇજી પાલમકોટે પોતાની આખી જીદગીજ ગોયા મ્યુઝીકને અર્પણ કરી છે, અને આજનો તેમનો કોનસરટ ૧૬ મો છે. તેવણ સખાવતી દાઝના છે, અને અત્યાર સુધીમા રૂ ૧૫,૦૦૦ ની રકમ જુદા જુદા ધરમખાતાઓને કોનસરતસ કરીને અપાવી છે, જે સ્તુતીકારક છે. મ્યુઝીકના આલા હુનરને સપુરણપણે પોતાનો બનાવનાર આ બાનુ મુબઇ જેવા શહેરમા એક કોનસરટ હોલ નહી હોય એ માટે પુષ્કળ અજાયબ થયા હતા અને તેથી તેવણે એક ફડ ઉભુ કરયુ અત્રે એક કોનસરટ હોલ બાધવા સારૂ ઓછામા ઓછા રૂ ૨ લાખ જોઇએ, પણ તેવણ રૂ ૨૫,૦૦૦ જેટલી રકમજ ભેગી કરી શકેલા હોવાથી તેવણે આ વીચાર પડતો મુકીને તે રકમ લડનની ત્રીનીટી કાલેજ ઓફ મ્યુઝીકને એવી સરતે આપી કે તેમાથી પારસી છોકરા

છોકરીઓને ઇનામો આપવાં. મીસ પાલમકોટ અનેક સર્ટીફીકેટસ ધરાવે છે, જેમાંની એક નામદાર વાઇસરોય અને બીજી લંડનની કોલેજ તરફની છે. આંખની નબળાઇને લીધે તેવણ હવે પોતાના ધંધામાંથી ફારેગ થાય છે. અને આપણે ઇચ્છીશું કે તેવણ લાંબા આયુષ્ય ભોગવે આ ફેરવેલ કોનસરટ કહેવાય છે, પણ મને ઉમેદ છે કે મીસ પાલમકોટ શાદ્રી જુબીલીને ટાકણે આપણને એક કોનસરટની મોજ ચખાડશે. તેવણ ભલે પોતાનાં ધંધાથી ફારેગ થાય, પણ આ હુન્નરને તો તેવણ નહીંજ છોડશે એવી હું આશા રાખું છું.

મી. બહેરામ એૈન. કરંજીયાએ પ્રમુખ તથા તેમનાં મહોરદારનો આભાર માનયો હતો."

"જામે-જમશેદ."

૭ મી જાનેયારી ૧૯૩૫.

---

## "ટાઉન હોલમાં ગયા રવીવારનો ભવ્ય કોનસર્ટ."

## "મીસ ભીખાઇજી લીમજી પાલમકોટનો ફેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ."

### "કોમ-પરકોમના જાણીતાં નર-નારીઓની મોટી હાજરી— મર શાપુરજી બીલીમોરીયાએ મીસ ભીખાઇજી પાલમકોટની ઉંચ સંગીત સેવાની કરેલી પ્રસંશા."

"નામદાર લોર્ડ અને લેડી બ્રેબોર્નની પેટ્રોનેજ હેઠળ તેમજ મુંબઇના શેરીફ સર શાપુરજી બ. બીલીમોર્યાનાં પ્રમુખપદ હેઠળ ગઇ તા૦ ૬ ઠી જાન્યુઆરીએ ટાઉન હોલમા એક ભવ્ય મેળાવડો ભેગો થયો હતો. આ પ્રસગ મીસ ભીખાઇજી પાલમકોટના ખુદાઇ હુનર—મ્યુઝીક-શરૂ કીધો તેનો ૫૦ વર્ષોનો મહોત્સવ હતો. મીસ ભીખાઇજીએ ૧૮૮૫ મા મ્યુઝીક શરૂ કર્યું હતું અને ૧૮૮૬ મા અલેકઝાન્દ્રા ઇન્સ્ટીટયુશનમાંથી

એમને ધી બાટલીબોઇ મ્યુઝીક પ્રાઇઝ મળ્યું હતું. મીસ ભીખાઇજીને પચાસ વર્ષો સુધી પીઆનુનાર મીસ શીરીનબાઇ માણેકજી ખરશેદજી, કે જેવણ બાઇ શીરીનબાઇ મંચેરજી કામા સાથે ટાઉન હોલમાં કોનસર્ટ વેળાએ હાજર હતાં, તેવણે આ શુભ પ્રસંગે મોકલેલા પ્રસંસા-પત્રની થોડીક લીટીઓ રજુ કરેલી પ્રસંગોપાત લેખાશે.

## મીસ ભીખાઇજી પાલમકોટની સેવાની પ્રસંશાઓ.

"......Many thanks for your kiud invitation for the Golden Jubilee of your heavenly vocation. Truly I am in ecstacy for it, because from your girlhood when you were a pupil of the Alexandra Institution, I have been interested in your welfare. Thus notwithstanding our scanty contact I have observed with glowing delight your growing glory in music—the etherial of all the fine arts. you have not only achieved mastery in the art but have been blessed by God with the rare blessings of having enjoyed it profitably and disbursed its privileges to countless others for the long period of half-a-century......Wishing God will continue to bless you healthily and profitably to celebrate even your Diamond Jubilee........."

એ ઉપરાંત નામદાર વાઇસરોય તેમજ ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક અને બીજા ઘણાં નામીચા જાહેર પુરૂષો તરફથી પણ તેમને વખાણના કાગળો મળ્યાં હતાં.

ટાઉન હોલમા જાણીતા શહેરીઓ, અને મીત્રો અને વખાણનારાં-ઓએ મોટી સંખ્યામા હાજરી આપી હતી. જેઓથી હોલ ચીકાર ભરાઇ ગયો હતો. ઉપરાંત ત્રીનીટી કોલેજના લોકલ સેક્રેટરી, તેમજ પ્રોફેસર લાગાતોલા, એલ. એન, આર. સી. એમ., જેવણ નેપલ્સની રૉયલ કોલેજ ઓફ મ્યુઝીકની ડીગ્રી ધરાવે છે, તેમની હાજરી પણ ધ્યાન ખેંચનારી થઇ પડી હતી, જેવણે મીસ ભીખાઇજીને ધન્યવાદ આપી એમના શીષ્યોને સાબાશી આપવા ફરમાવી ગયા હતા,

**૬૯ વરસનો વૃધ્ધ વર્ષે ૨૦ વર્ષની જવાન છોકરીના જુસ્સા સાથે મીસ ભીખાઇજીએ વગાડેલો બીકટ પીસ—તેમના શીષ્યોનો ફ્તેહમંદ દેખાવ.**

કલાસીકલ મ્યુઝીકનો પ્રોગ્રામ મીસ ભીખાઇજીએ બીથોવનનો એક આખો બીકટ 'સોનાતા' વગાડી શરૂ કીધો હતો જે એમની ૬૯ વર્ષની વૃદ્ધ વય તરફ જોતા ૨૦—૨૫ વયની એક છોકરી વગાડે એવી સફાઇથી ને સેહલાઇથી વગાડી શ્રોતાજનોની ભારે પ્રસંશા પામ્યો હતો જે પછી એમના માન ૪ શીષ્યોએ દસ 'આઇટમો' એક પછી એક, ત્રણ સોલો, ચાર ડયુએટ્સ ને ત્રણ ત્રીયોઝને ઇન્સાફ આપ્યો હતો મોઝાર્ટ, બીથોવન, હાઇડન, શોપે, મેનીની, ઓમર લીસ્ટ જેવા મહાન મ્યુઝીસ્યનોના મ્યુઝીક પોતાની મેળે સમજી પ્રેકટીસ કરીને જાહેરમા સભળાઓએ પહેલેનોજ દેખાવ ફતેહમંદ રીતે કરી શ્રોતાજનોના મન રીજવ્યા હતા. મીસ ભીખાઇજીની શીક્ષણ આપવાની ઉંચી રૂઢીનુ આ શુભ પરીણામ હતુ

મીસ ભીખાઇજી પાલમકોટના ચાર શીષ્યોએ વગાડેલા ભારી 'પીસીસ' વખાણના લાયક હતા, અને સર્વેની સાબાશી મેળવી હતી, જેઓ મીસ મની ફીરોજશાહ મીસ્ત્રી, મીસ મહેરા બહેરામજી કરન્જયા, મીસ રતી એરચશાહ હીરજીમેહેદીન અને મીસ રોદા ફીરોઝ કરાઇ હતા

પ્રોગ્રામનો છેલ્લો 'પીસ' મીસ ભીખાઇજીએ ફક્ત ડાબા હાથે લગભગ મોહડે વગાડયો હતો આ મુશ્કેલ 'પીસ' એવી છટા, સમજદારી, અને લાગણીથી પોતાનો કાળ્જી તેમા મુકીને વગાડયો હતો કે તે સર્વેની પ્રસંશા મેળવી શકયો હતો

પ્રોગ્રામ પુરો થતા પછી લેડી બીલીમોર્યાએ લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની સર્ટીફીકેટ્સ, તથા મીસ ભીખાઇજી તરફથી મ્યુઝીક બુકસનાં ઇનામ, અને ગોલ્ડન જુબીલીની યાદમા ખાસ બનાવેલા રૂપાના ચાંદો શીષ્યોને ભેટ આપ્યા હતા

**"ગોડ સેવ ધી કીંગ" ત્રીયોના આકારમાં ગોઠવીને તેમના શીષ્યોએ મેળવેલી સાબાશી.**

પ્રોગ્રામની છેવટે એક ધ્યાન ખેચનારૂ મ્યુઝીક હતુ—ગોડ સેવ ધી કીંગ જે મીસ ભીખાઇજીએ ત્રીયોના આકારમા ગોઠવી આપી પોતાના ત્રણ શીષ્યો પાસે સામટુ વગડાવ્યુ હતુ, અને તે તાળીઓના અવાજ

પારસી માબાપો મોટી મોટી ફી આપી પરજાતો પાસે પોતાની ઉધરતી છોકરીઓને મ્યુઝીકની લે-ભાગુ તાલીમ અપાવે છે. અને મોટે ભાગે અધુરી તાલીમ લેવાને સબબે પઇસા તેમજ વખતની બરબાદી કરવામાં આવે છે.

## મીસ ભીખાઇજી પાલમકોટને મળેલું મોટું મ્યુઝીક માન—તેમની સખાવતો.

બે વરસની વાત ઉપર મીસ ભીખાઇજી પાલમકોટને લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકના એકેડેમીક લાઇફ મેમ્બર તરીકે નેમવાનું અસાધારણ માન મળ્યું છે, કે જે માન એકેડેમીના ૫૦) વીખ્યાત યુરોપીયન મ્યુઝીશ્યનોજ ધરાવે છે. એવુ અનુપમ માન એક હીન્દી અને ખાસ કરીને પારસી બાનુ મેળવવાને નસીબવંત નીવડયાં છે, તે જેટલું મીસ પાલમકોટને અતીશય માનભર્યું છે, તેટલુંજ આપણી પારસી કોમને મગરૂરી લેવા લાયક છે. મીસ ભીખાઇજી પાલમકોટે પોતાની આખી જીંદગી આ ખુદાઇ હુન્નરને અર્પણ કરી છે, એવણને કોઇનો વારસો, હીસ્સો કે ફાળો મળ્યો નથી, પણ પોતાના નાદર હુન્નરના પ્રતાપે ૧૫) કોનસરટસો, તે માંહે ખુદ ૧૩) આ ટાઉન હોલ માહે એખલે હાથે 'ઓરગેનાઇઝ' કરી તેની ઉપજમાંથી રૂ. ૧૫,૦૦૦) ની રકમ હોસ્પીટાલો તથા સખાવતી અને જાહેર ખાતાંઓમાં આપી પુન્ય હાંસલ કર્યું છે.

## તેમના કોનસર્ટ હૉલ ફંડનો વાજબી ઉપયોગ.

આ શહેરમાં કોનસર્ટ હૉલ નહીં હોવાથી એવણે એ બાબેનું એક 'ફન્ડ' ઉભું કર્યું હતું. આ આગેવાન શહેરમાં તેના દરજ્જાને શોભા આપતો એક કોનસર્ટ હૉલ બંધાવવા માટે રૂપીઆ બે લાખની જરૂર હતી, પણ કમનસીબે તેટલાં નાણાં ભેગાં કરી ન શકવાથી રૂ. ૨૫,૦૦૦) ની રકમનાં વ્યાજમાંથી ઝોરાસ્ત્રીયન પારસી છોકરાઓ તથા છોકરીઓ જેઓ 'ડીપલોમા' ની A.T.C.L, L.T.C.L., F.T.C.L., ની પરીક્ષામાં જે સઉથી સરસ માર્કસ સાથે પાસ થાય તેઓને રોકડ ઇનામ અને સોનાના ચાંદ આપવા માટે લંડનની, ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકને સ્વાધીન કરી છે, કોનસર્ટસથી મેળવેલાં સઘળાં નાણાં રૂ. ૧૫,૦૦૦) અને કોનસર્ટ હૉલ ફંડના રૂ. ૨૫,૦૦૦) મળી કુલ્લે રૂ ૪૦,૦૦૦) મીસ ભીખાઇજીએ આ ખુદાઇ હુન્નરની બક્ષેસથી સખાવતમાં આપ્યાં છે. એ એવણ માટે ઘણુંજ શોભાભર્યું છે.

વચ્ચે પુરૂં થયું હતું. અમો જાણયે છીયે ત્યાં સુધી 'ત્રીયો' તરીકે પીઆનો ઉપર પેહલવહેલુંજ તે રજુ થયું હતું.

## સર શાપુરજી બીલીમોરીયાનું ભાશણ.

પ્રમુખ સર શાપુરજી બીલીમોરીયાએ ભાશણ કરતાં જણાવ્યું કે આજે આપણે સર્વે મીસ ભીખાઇજી લીમજીભાઈ પાલમકોટનાં સંગીત સાથનાં સંબધની ૫૦) વરસની ગોલડન જુબીલીનો મોહત્સવ ઉજવવા ભેગાં મલ્યાં છીએ. મીસ ભીખાઇજી પાલમકોટ સંગીત સીક્ષીકા તરીકે આપણી પારસી કોમ માંહે ઘણાં જાણીતાં બાનુ છે કે જેઓની ઓળખ કરાવવાની ભાગ્યે જરૂર હોય. એઓએ પોતાની અંગ્રેજી તથા સંગીતની શરૂઆતની કેળવણી અત્રેની જાણીતી અલેકઝાન્દ્રા સ્કુલ માંહે લીધી હતી. સ્ત્રી કેળવણીના એક પાગોન્ચર શુભેચ્છક મરહુમ મી. માણેકજી ખરશેદજીએ જો આ સ્કુલની સ્થાપના તે વેળાએ કરી ન હોત તો મીસ ભીખાઇજી પાલમકોટ આપણી સમક્ષ એક સંગીતના કુશળ બાનું પ્રોફેસર તરીકે આજે ટાઉન હોલ માંહે હાજર રહેવાને શકતીવાન થાત નહીં. એવણુ આ મહાન કેળવણીકારને મોટા માન તથા આભાર સાથ સદા યાદ કરે છે.

## મીસ ભીખાઇજી પાલમકોટની ઇંગ્રેજી સંગીત શીક્ષક તરીકેની ૫૦ વરસની સેવાઓ.

મીસ ભીખાઇજી પાલમકોટ લગભગ ૪૫ વરસ થયાં અંગ્રેજી મ્યુઝીકનું ઉંચું શીક્ષણુ આપે છે. એવણે ૧૯૦૧ થી ૧૯૩૪ સુધીમાં ૨૪૪ શીષ્યોને ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકના ઉમેદવારો તરીકે મોકલ્યાં હતાં, તેમાંથા ફકત ૨૭ શીષ્યો નીશફળ નીવડયાં હતાં.

પસાર થયલાં ૨૨૭) વીધાર્થીઓમાંથી ૭૮) જણાં માનસહીત પસાર થયા હતાં. "થીઅરી" અને પીઆનોની પરીક્ષામાં સો ટકા પરીણામ ૨૮) વખત આવ્યું છે. આ આવું સુંદર પરીણામ લાવવા માટે મીસ પાલમકોટ વાજબી રીતે મગરૂરી લઇ શકે. પરીક્ષા આપનારાંઓ ઉપરાંત બીજાં હજારો શીષ્યો એવણુના હાથ નીચે સંગીતની તાલીમ મેળવવા પામ્યાં છે, અને કોઇક દાખલામાં તો જે માતાઓ એવણુના હાથ તળે શીખી ગયાં તેવોની બેટીઓ અને તેવોનાં બચ્ચાંઓ પણ શીક્ષણુ લેવા પામ્યાં છે. એમ કરી એવણુ ત્રણ પેઢીને શીખવવાને ભાગ્યશાળી નીવડયાં છે. આવાં એક હમદીન કુશળ બાનું શીક્ષક તરફથી મળતી મ્યુઝીકની "સાયનટીફીક ત્રેનીંગ" અને ઉંચી તાલીમ તબીયતને ઉત્તેજન આપવાને બદલે કેટલાંક

પારસી માબાપો મોટી મોટી ફી આપી પરજાતો પાસે પોતાની ઉધરતી છોકરીઓને મ્યુઝીકની લે-ભાગુ તાલીમ અપાવે છે. અને મોટે ભાગે અધુરી તાલીમ લેવાને સબબે પઇસા તેમજ વખતની બરબાદી કરવામાં આવે છે.

## મીસ ભીખાઇજી પાલમકોટને મળેલું મોટું મ્યુઝીક માન—તેમની સખાવતો.

બે વરસની વાત ઉપર મીસ ભીખાઇજી પાલમકોટને લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકના એકેડેમીક લાઇફ મેમ્બર તરીકે નેમવાનું અસાધારણ માન મળ્યું છે, કે જે માન એકેડેમીના ૫૦) વીખ્યાત યુરોપ્યન મ્યુઝીશ્યનોજ ધરાવે છે. એવું અનુપમ માન એક હીન્દી અને ખાસ કરીને પારસી બાનુ મેળવવાને નસીબવંત નીવડયાં છે, તે જેટલું મીસ પાલમકોટને અતીશય માનભર્યું છે, તેટલુંજ આપણી પારસી કોમને મગરૂરી લેવા લાયક છે. મીસ ભીખાઇજી પાલમકોટે પોતાની આખી જીંદગી આ ખુદાઇ હુન્નરને અર્પણ કરી છે, એવણને કોઇનો વારસો, હીસ્સો કે ફાળો મળ્યો નથી, પણ પોતાના નાદર હુન્નરના પ્રતાપે ૧૫) કોનસરટસો, તે માંહે ખુદ ૧૩) આ ટાઉન હોલ માંહે એખલે હાથે 'ઓરગેનાઇઝ' કરી તેની ઉપજમાંથી રૂ. ૧૫,૦૦૦) ની રકમ હોસ્પીટાલો તથા સખાવતી અને જાહેર ખાતાંઓમાં આપી પુન્ય હાંસલ કર્યું છે.

## તેમના કોનસર્ટ હૉલ ફંડનો વાજબી ઉપયોગ.

આ શહેરમાં કોનસર્ટ હૉલ નહીં હોવાથી એવણે એ બાબેતું એક 'ફન્ડ' ઉભું કર્યું હતું. આ આગેવાન શહેરમાં તેના દરજ્જાને શોભા આપતો એક કોનસર્ટ હૉલ બંધાવવા માટે રૂપીઆ બે લાખની જરૂર હતી, પણ કમનસીબે તેટલાં નાણાં ભેગાં કરી ન શકવાથી રૂ. ૨૫,૦૦૦) ની રકમનાં વ્યાજમાંથી ઝોરાસ્ત્રીયન પારસી છોકરાઓ તથા છોકરીઓ જેઓ 'ડીપલોમા' ની A.T.C.L, L.T.C.L., F.T.C.L., ની પરીક્ષામાં જે સઉથી સરસ માર્કસ સાથે પાસ થાય તેઓને રોકડ ઇનામ અને સોનાના ચાંદ આપવા માટે લંડનની, ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકને સ્વાધીન કરી છે, કોનસર્ટસથી મેળવેલાં સઘળાં નાણાં રૂ. ૧૫,૦૦૦) અને કોનસર્ટ હૉલ ફંડના રૂ. ૨૫,૦૦૦) મળી કુલ્લે રૂ. ૪૦,૦૦૦) મીસ ભીખાઇજીએ આ ખુદાઇ હુન્નરની બક્ષેસથી સખાવતમાં આપ્યાં છે, એ એવણ માટે ઘણુંજ શોભાભર્યું છે.

## મીસ ભીખાઇજી પાલમકોટના વીદ્યાર્થીઓએ પોતાની 'ગ્રેડ' કરતાં ચઢીયાતું મ્યુઝીક રજુ કર્યું છે.

આજે તમો સર્વેએ મીસ પાલમકોટના વીદ્યાર્થીઓને સાંભળ્યાં છે, તેઓ માટે મને મીસ ભીખાઇજીએ ખાત્રી આપી છે કે તેઓએ સઘળું મ્યુઝીક પોતાની મેળે કીધું છે. અને મીસ પાલમકોટે ફક્ત કાને સાંભળ્યું છે અને દરેક જણે પોતાની 'ગ્રેડ' કરતાં ચઢતું મ્યુઝીક વગાડયું છે. એવણ એવી રીતે શીખવે છે કે છોકરાઓ પોતાની મેળેજ સમજીને કરી શકે.

આ શીષ્યોએ ત્રીનીટી કોલેજ તરફથી સર્ટીફીકેટસ મેળવી છે. પણ ઇનામ ને રૂપાના ચાંદ મીસ ભીખાઇજી તરફથી એક છેલ્લી યાદ તરીકે આ ફત્તેહમંદ વીદ્યાર્થીઓને આપવામાં આવ્યા છે, કે જેઓએ જાહેરમાં આ પહેલીજ વખત દેખાવ દીધો છે. આ વીદ્યાર્થીઓ હજી પણ પોતાનો અભ્યાસ જીંદગી સુધી ચાલુ રાખે એવું ઇચ્છું છું.

છેવટે હું મીસ ભીખાઇજી પાલમકોટને લાંબી જીંદગી, તન્દરૂસ્તી અને એવણના ધંધા માટે ચાલુ ફત્તેહ ઇચ્છતાં દુઆ ગુજારૂં છું કે એવણ પોતાની 'દાયમન્ડ જુબીલી' ઉજવવા લાંબુ આયુષ્ય ભોગવે.

મી. બેહેરામજી કરંજીઆએ સર શાપુરજી, લેડી બીલીમોરીયાનો તેમજ મેસર્સ હોરમસજી દી. જસુભાઇ, જેહાગીર. શે. બેનકર, મેહરજીભાઇ શે. મેહતા અને ફરામરોઝ. અ. દુબાશનો તેઓની ભારે મેહેનત અને દીલસોઝી માટે ઉપકાર માન્યો હતો.

પ્રમુખ ઉપરાંત લેડી બીલીમોરીયા વીગેરેને ફુલોના તુરા એનાયત કરી 'પીઆનો ત્રીયો' તરીકે ગોડ સેવ ધી કીંગના સુંદર સરોદ વગાડી, તાલીઓના અવાજ વચ્ચે 'ફેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ' પુરો થયો હતો.

આ ખુદાઇ હુનરથી મીસ ભીખાઇજી પાલમકોટે રૂ. ૪૦,૦૦૦ થી વધુ સખાવતમાં આપ્યા હતા, જે વીગત એક મ્યુઝીશ્યન અને મ્યુઝીક શીક્ષક તરીકે ખરેખરી નોંધવા લાયક છે.

"કયસરે-હિન્દ."

તા. ૧૩-૧-૩૫.

——:o:——

# "બાનુઓની પાર્લામેન્ટ."

["કયસરે હિન્દ" માટે ખાસ તપાસ લેનાર 'શેશન.']

## મ્યુઝીક!

"પોતાની તમામ જીંદગી સંગીતને અર્પણ કરનાર એક ભલાં પારસી બાનુએ ગયા રવીવારે પોતાનો છેલ્લો ફેરવેલ કોનસર્ટ પોતાનાં મીત્રો અને વખાણનારાંઓ સનમુખ રજુ કીધો. ૫૦ વર્ષના મ્યુઝીક સાથના લંબાણ સમાગમ પછી તે આર્ટની ગોલ્ડન જ્યુબીલી ઉજવતાં, આ ડીવાઇન આર્ટનાં વખાણનારાંઓથી રૂખસદ માંગતાં, આ ફેરવેલ કોનસર્ટની નોંધ માહરે ખુશાલીથી લેવી યા દલગીરીથી તેજ પ્રથમ તો હું સમજી શકતી નથી.

પ્રથમ પ્રોગ્રામ પર નજર નાખતાંજ તેમાં સમાવવામાં આવેલા બીથોવન, મોઝાર્ટ, શોપેં, લીસ્ટના બીકટ પીસીસનો તેમા સમાવેશ કરવામાં આવેલો જોઇ, જેટલી ખુશાલી ઉત્પન થઇ તેટલીજ તે પ્રોગ્રામ છપાવવાનું સ્થળ વાચતાં થઇ, કે જે પારસી ઓરફનેજમાં છપાવવામા આવેલો જોવાતો હતો; અને એક પરમાર્થમાં બીજો પરમાર્થ જોવામાં આવતાં મારો સંતોષ અગાધ હતો. એજ પ્રમાણે બાઇ લીખાઇજીનાં એ પગલાંનું અનુકરણ બીજાંઓ કરે તે ખચ્ચીતજ વખાણવા જોગ છે.

લંડન ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક તરફથી સર્ટીફીકેટસ અને ચાદ મેળવનાર બાળકીઓએ મીસ પાલમકોટ સાથે એક અતી સુંદર પ્રોગ્રામ રજુ કીધો હતો. આ બુઝોર્ગ સાદાં બાનુએ ઘણીજ નઝાકતથી મ્યુઝીક રજુ કર્યું, તેટલાજ ખંતથી તેઓનાં શીષ્યોએ પોતાનાં શીક્ષકનાં શીક્ષણની કળા તમાશબીનોને ચખાડી હતી. તે માટે એ બાનુ જેટલી મગરૂરી માની શકે તેથીબી વધુ મગરૂરી તેઓ પોતાનાં શીષ્યોની મ્યુઝીકની લંડનની પરીક્ષાનાં સુંદર પરીણામ માટે લઇ શકે, કે જેમાં બેઠેલાં ૨૪૪ શીષ્યોમાંથી ૨૨૭ પાસ થયલાં, અને તેમાંથી ૭૮ તો ડીસટીંકશન સાથે પાસ થયાં છે.

આવાં એક કાબેલ પારસી બાનુ મ્યુઝીસ્યને પોતાની તમામ જીંદગી સંગીત પર સદકે કીધી છે અને ઘણા કોનસર્ટો મારફતે મોટી રકમો સખાવતી કામોને અર્પણ કીધી છે. એવી તેઓની ઝળકતી કારકીર્દી પછી તેઓ પોતાના માનીતા આર્ટને ફેરવેલ નહીંજ કરશે એમ આપણે ખરાં જીગરથી ઇચ્છીશું."

જેન્યુઆરી ૧૯૩૫.

## પુસ્તક પરીક્ષા.



### "FIFTY YEARS IN MUSIC.

—:o:—

### "પીઆનોફોર્ટના પાસાંમાં પચાસ વરસ.

—:o:—

(રીવ્યુ લેનાર—અદી ફીરોઝશાહ મરઝબાન.)

"થોડાક મહીનાઓની વાત ઉપર મીસ ભીખાઇજી પાલમકોટનાં ફેરવેલ પીઆનોફોર્ટ રીસાયટલને લગતી વીગતો ન્યુસ પેપરોમાં લંબાણથી આવી હતી. ત્યાર પછી આ જાણીતી મ્યુઝીક ટીચરનું નામ ઘણાંક થોડાક આસામીઓથી અંજાન હશે. હાલ "Fifty Years in Music" યાને "પીઆનોફોરટના પાસામાં પચાસ વરસ" ની ચોપડી જે મીસ ભીખાઇજીએ બહાર પાડી છે તે ખચીતજ આ બાઇએ એક મ્યુઝીક ટીચર તરીકે ને એક કલમકશ તરીકે સંગીતની અને સાહીત્યની શું સેવા કરી છે તેની ઉપર અજવાળું ફેંકે છે. આ ૪૯૪ પાનાની ચોપડીમાં પોતે એક કેવાં ગુણવંતાં શીક્ષક પુરવાર થયાં છે, પોતે શું શું કરી બતાવ્યું છે તે મીસ પાલમકોટે પોતે ઘણી ફાંકડી રીતે રજુ કરયું છે. એવણુનાજ બોલોમાં કહીયે તો "બુરું બોલનારાં અને બુરું ઇચ્છનારાંઓએ, વીશાધીઓએ, નીંદાખોર નજીસ ઓરતોએ આ પવીત્ર પુસ્તકથી દુર રહેવું." કારણ કે એવણુના કહેવા પ્રમાણે એક "નીરદોશ, નીશકલંક અને નીતીવાન નાર" ની "અશોઇથી ભરપુર જીંદગીની સાચી વીગતોથી ભરપુર આ ગ્રંથ" છે.

મીસ ભીખાઇજી પાલમકોટે એવણુના "ખુદાઇ હુન્નર" સંગીતની શુ શું સેવાઓ કરી છે તે ફક્ત એટલાં પરથીજ જણાશે કે આ ખુદાઈ હુન્નરથી આ બાઇએ સઘળાં મળીને રૂ. ૪૦,૦૦૦ ની સખાવત કરી છે.

આ ચોપડીમા ઘણાક જાણીતા આસામીઓએ અને વર્તમાન-પત્રોએ મીસ પાનમકોટને માટે ઉદગારો ઉચાર્યા છે, તેમા નામદાર પ્રીન્સ ઓફ વેલ્સના સેક્રેટરી, પ્રોફેસર સ્કીનઝી, શીરીનબાઇ મચેરજી કામા, ખોરશેદ ભરડા, ગુલ તાતા અને ફીરોજ રતનાગર વીગેરેના નામો પણ જણાય છે. મીસ ભીખાઇજી એક કેટલા ઉચ પ્રકારના મ્યુઝીશીયન છે તે નીચના એવણના થોડાક વાકયો હમે ટાકીએ છે તે પરથી જણાશે—"ટાઉન હોલમા આ 'પીસ' શરૂ કરતા મારા ગમખાર જીગરની ગમગીન લાગણીઓ ઉપર જીત મેળવી અંતર આત્મામા ઇશ્વરની સાથે મીલાપ કરી વગાડયો."

આ ચોપડીમા એવણની જીંદગીનો સ્કેચ ઓટો-બાયોગ્રાફીના રૂપમા રજુ થાય છે તેમા ખાસ કરીને એ બાઇનો જન્મ કયા સજોગો વચ્ચે એક માસ મોડો થયો, કેનસરના ઓપરેશનમાથી શું સબુરી ધરીને એવણ પાછા સાજા થયા, અને ચાર દીવસમાજ એક ઘર એવણે કેમ ખાલી કીધું તે ખરેજ વાચવા લાયક છે.

મીસ ભીખાઇજી ઉપર એવણના શીષ્યોને ઘણું વહાલ હતુ તે માટે લખતા એવણ જણાવે છે કે "એક શીષ્ય બોલી ઉઠયા "How I bless you and mamma" એ ઉપરાત એ બાઇ જણાવે છે કે એમણે ત્રણ જોડા પણ સાધયા છે. ખુદા એમને એ ભલા કામો માટે સુખી કરે!

એક કનમકશ તરીકે ને એક લખનાર તરીકે ભીખાઇજી કહે છે કે "જો હુ મારા લખાણો (ઓરીજીનલ) નો સગ્રહ કરૂ તો બીજા દસ પુસ્તક ભરાય, મારી સાહીત્યની મેનાને ઉતારી પાડવા એક વેળા એક ઓરતે મારી પીઠ પાછળ મારી વીરૂધ ટીકા કરયા હતા!" 'તમે જો એને જોવો તો બળીને કોનસો થઇ જાવો! આ જુકા અને અદેખાઇની આગમા ભસમ થયના ટીકાનો જાણે જવાબ હોય તેમ ઘણે વરસે મરહુમ બાઇ જરબાઇ બાપુજી લામ (મરહુમ મી જેહાગીર બે મરઝબાનની દીકરીએ) મુગો તમાચો મારી, તા ૧૧ મી મે ૧૯૩૩ ના જામે જમશેદમા લખ્યો હતો તે વાચેનો અત્રે તપમાવી લઉં છુ

"શુ મ્હેછ, મેહરૂ, હા મે તે બુક પુરી કીધી દવરા તો કલ્જ મોહવાતુ નહી તે ભીખાઇજી પાનમકોટની "પચાસ વરસ પયાનોના

પાસામાં વાંચું છું. બીખાઇજીબી કેવું હસવાનું લખેછ, હં! હીઇઇઇ—હાઆઆઆ,'" આ ઉપલો ફકરો ટાંકી બીખાઇજી કહે છે કે "કલમથી ને છાપાથી આવીજ રીતે જુઠાંઓને જગતમાં ઉંઘાડાં પાડવાં જોઈએ." એમની લખાણબાજીને માટે કાંઇ પણ જાસ્તી લખવાની જરૂર છે?

અત્રે જણાવવાની અમે જરૂર જોઇએ છીયે કે આ ચોપડી કે જેનો ખરચ બ્હેન બીખાઇજીના કહેવા પ્રમાણે રૂ. ૧,૨૦૦ થયો હતો તે વેચવાને માટે પ્રગટ કરવામાં આવ્યું નથી, પણ ભેટ આપવામાં આવનાર છે. અંદર કોનસરટ હોલ ફંડનો હીસાબ, ફેરવેલ પીયાનો ફોરટ રીસાયટલનો હેવાલ, ઓરીજીનલ ગુજરાતી લખાણો, ઓટો બાયોગ્રાફી, એમણે કીધેલી એકે એક સખાવતનો વીગતવાર હેવાલ, મરદ શીક્ષકો પર લખાણ, શીક્ષકો (બાનુ) ને સુચના, માતાના દુધની ઉપર લખાણ, શીષ્યોને સલાહ, પવીત્ર પ્રેમ, કનકોતત્વ, વીગેરે અને ૬ સખીઓનું એક "ખાટું તીખ્ખું ખુરચણ" આમેજ કીધેલું છે. એક સખીને મથાળે "મારો વ્હાલો" મોટા અક્ષરોમાં છાપેલું જોઇને અમને જેમ અજાયબી અને અચરટીનો આંચકો લાગ્યો તેમ કોઇ બીજા વાંચકને પણ લાગે એ તદ્દન બનવા જોગ છે, પણ ચોંકશો નહીં, એ તો ફક્ત એવણના માનીતા પયાનોની સખી છે.

સામટી રીતે આ ચોપડી વાંચશો તો ખરેખરજ તમને ઘણું જાણવાનું મલશે. "પીઆનોફોર્ટના પાસાંમાં પચાસ વરસ." જેવી ચોપડીઓ કવચીતજ બહાર પડે છે. આવી એક ચોપડી વાંચક-વર્ગ સામે ધરવાની હીંમત માટે હમો મીસ બીખાઇજીને શાબાશી આપ્યે છીએ.

"જામે જમશેદ."

તા. ૧૧ મી મે ૧૯૩૫.



1

# પુસ્તક પરિક્ષા.

## "પીઆનોના પાસાંમાં પચાસ વર્ષ."

—:o:—

મુબઇમાં ઇંગ્રેજી કલાસીકલ મ્યુઝીકના જાણીતાં બાનુ શીક્ષક મીસ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટનું નામ ફક્ત આખી પારસી કોમમાંજ નહીં પણ ભાઇબંધ અન્ય કોમોમાં વટીક ઉંચા મ્યુઝીકના ઉલટમંદ ઉપાસક અને કુશળ શીક્ષક તરીકે ઘણું જાણીતું અને માનીતુ છે. આ ઉદ્યોગી અને ઉમંગી બાનુએ ઉંચા કલાસીકલ ઇંગ્રેજી મ્યુઝીક માટે ગોયા પોતાની સાચી જીંદગી અર્પણ કરી છે. એ ખુદાઇ હુન્નર ઉપર સીલ સીલાબંધ પચાસ વર્ષ સુધી જોડાયલાં રહી, મીસ ભીખાઇજી પાલમકોટના હાથ હેઠળ મ્યુઝીકનું ઉંચું અને સંગીન શીક્ષણ મેળવી, ત્રીનીટી કોલેજની ઉંચી પરીક્ષાઓ પસાર કરી બહાર પડેલી સંખ્યાબંધ છોકરીઓ આજે બચરવાલ માતાઓજ નહીં પણ બપાઇ મમાઇઓ પણ બની છે—એ બીના ખુલ્લું બતાવી આપે છે કે જે જ્ઞાન તેવણે પોતે સંપાદન કર્યું તેનો કીંમતી લાભ અને લહાવો પચાસ વર્ષ દરમ્યાન સેંકડો છોકરીઓને ચખાડવાને મીસ ભીખાઇજી પાલમકોટ નસીબવંત નીવડયા છે. ખરેખરજ એ એક એવો બેમીશાલ રેકર્ડ છે કે જે પારસી તવારીખના પોહો ઉપર કાયમનો દાવો કરી શકે અને મીસ ભીખાઇજી પાલમકોટની જીંદગીની તે એક મગરૂરી ભરેલી મીરાત મનાયા વગર રહે તેમ નથી.

પીઆનોના પાસામાં પંચાસ વર્ષ કાઢનાર આ ઉદ્યોગી બુઝેર્ગ બાનું શીક્ષક જો કે આજે ૭૦ વરસની ભરતીએ આવી પુગ્યાં છે, તો પણ મ્યુઝીકનું ઉમદા શીક્ષણ આપવામા તેમનું જોશ, જોમ, ઉલટ અને ઉત્સાહ જેવો ને તેવો જોરેમંદ રહયો છે; અને પીઆનો ઉપરનો તેમનો અદ્દભુત કાબુ જોતા કોઈ એમ સમજે કે ગોયા એક જવાન હુનરમંદ બાનુ આપણી સનમુખ ઇંગ્રેજી કલાસીકલ મ્યુઝીકની કીંમતી મોજ પુરી પાડે છે.

મીસ ભીખાઇજી પાલમકોટે પોતાના એ અર્ધી સદીના લાંબા કીંમતી અનુભવની નોંધો કાયમની જળવાઇ રહે તે હેતુથી એ સઘળી રસીલી

નોંધો એક ઉપયોગી પુસ્તકના આકારમાં પ્રગટ કરી છે. આ પુસ્તક મીસ ભીખાઇજીએ પોતાના ભલા મરહુમ પીત્રાઈ-ભાઇ મી. રૂસ્તમ રતનજી નશરવાનજીને અર્પણ કર્યું છે અને એ રીતે પોતાના એક મરહુમ ખેશીની અશો યાદ આ પુસ્તક મારફતે જાથુકની જાળવી રાખી છે.

આ ચોપડીના શરૂઆતના પાનાઓમાં જાણીતા જાહેર નર નારીઓ તથા આગેવાન જાહેર છાપાઓના માયાકુલ મતો રજુ કરવામાં આવ્યાં છે. જે ઉપર એક ઉડતી નજર નાખતા તેમાથી મીસ ભીખાઇજી પાલમકોટની ઈચ્છે સંગીત પ્રત્યેની કીંમતી સેવાઓની જાબજા વખાણ અને વાજબી પ્રસંશા થયેલી જોઇ શકાય છે બાદ જુદા જુદા પત્રોમા મીસ ભીખાઇજીએ સંગીત ઉપરાંત વીધ વીધ બાબદો ઉપર કરેલા રગીલા અને બોધલાયક લખાણો આજની ઉધરતી ઓલાદ માટે ખરેખરેજ વાચવા લાયક બલકે સંગ્રી રાખવા લાયકના લેખાયા વગર રહેશે નહીં.

૧૮૮૫ થી ૧૯૩૫ સુધીના પચાસ વર્ષની મીસ ભીખાઇજીએ રજુ કરેલી રસીલી તવારીખ—તે દરમ્યાન તેમને મળેલા બીજા બીજા પ્રકારના અનુભવો—ખરા સંગીત જ્ઞાનની ખરી કદરસનાશી કરવાની કેટલાક માબાપોની કમનસીબ કોતાહી વીગેરે બાબદો ખાસ ધ્યાન ખેંચનારી થઇ પડે છે. તેમાં ખાસ કરીને મારા વડવાઓનું વર્ણન એ પ્રકરણ પાલમકોટ કુટુંબની રસીલી તવારીખનો ખ્યાલ પુરો પાડી એ પ્રકરણની છેવટે મહાત્મા ગાંધીના નીચલા નોંધલાયક સખુનો રજુ કર્યા છે. મહાત્મા ગાંધીએ મીસ ભીખાઇજી પાલમકોટના વડવાઓના બ્યાન સંબંધી બોલતાં જણાવ્યું છે કે "તમારા વડવાઓનું જે વર્ણન તમે આપ્યું છે એ ખુબીદાર છે, અને તેને, તમને અને હીંદને શોભાવનારૂં છે."

મીસ ભીખાઇજી પાલમકોટે આ ૫૦૦ પાનાના દલદાર પુસ્તક માટે લગભગ ૫૦૦ નકલો છપાવી બહાર પાડી છે અને રૂ. ૧,૨૦૦ નો લખલુટ ખરચ કર્યો છે અને તે પોતાના ખેશીઓ, મીત્રો તથા વખાણનારાંઓમાં છુટથી મુફ્ત વહેંચ્યુ છે. એ ચોપડી વાંચીને તેની પ્રસંશામાં અનેક પત્રો મીસ ભીખાઇજીને મલતા રહયાં છે, જે એ પુસ્તકના ઉપયોગીપણાનો અમુક પુરાવો પુરો પાડે છે.

ટુંકમાં આ પુસ્તક સંગીતના દરેક ઉપાસક, વાંચક તથા શોખીન માટે વાંચવા લાયકજ નહીં પણ પોતાની લાયબ્રેરીમા જાથકનું જાળવી રાખવા લાયક છે.

એમને મળેલાં પ્રસંશાં-પત્રોમાંનો એક જે મીસ ભીખાઇજીના આગલાં શીષ્યનાં માતાજી તરફથી મળ્યો છે તે જાણવા જોગ થઇ પડે તેવો છે:—

"………It was indeed with a feeling of great pride, that I perused each interesting page of your great and eventful life. The Parsi community is undoubtedly honoured to have within its fold one whose whole life has been 'a grand noble song.' Please, accept my sincerest congratulations and deep appreciation for all you have done, through the medium of your divine art and highest thoughts to the making of a better and greater community………"

કયસરે હિંદ.

તા. ૯-૬-૧૯૩૫.

———:o:———

## "શ્રી સયાજી વીજય—વડોદરા.

### "ગ્રંથાવલોકન.

——o——

### "50 years in Music 1885-1935.

"લેખિકા પ્રકાશક મીસ **ભીખાઇજી એલ. પાલમકોટ.**

"લાઇફ એકેડેમિક મેમ્બર ઓફ ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક. મુંબઇનાં જાણીતાં પારસી બાનું મ્યુઝીશીયન, અને મ્યુઝિક ટીચર, મીસ પાલમકોટનાં ૫૦ વર્ષનાં સંગીત શિક્ષણની ગોલ્ડન જ્યુબીલી પ્રસંગે ૫૦ વર્ષ દરમ્યાન લખેલા જુદા જુદા લેખોનો સંગ્રહ બહાર પાડ્યો છે. સંગીતનાં શોખીનો માટે આ પુસ્તક જોઇ જવા જેવું તો છેજ. એમની સંગીત પ્રત્યેની ઉત્કૃષ્ટ લાગણી આ પુસ્તકનાં વાંચનથી સમજાય છે."

શ્રી સયાજી વીજય—વડોદરા.

તા. ૧૮-૭-૧૯૩૫.



# મારો વ્હાલો !

["લખનારઃ—મીસ ભીખાઇજી લીવ પાલમકોટ,
લાઇફ એકેડેમીક મેમ્બર ઓફ ત્રીનીટી
કોલેજ ઓફ મ્યુઝીક—લંડન."



["મીસ ભીખાઇજી લી. પાલમકોટના "પીઆનોના પાસાંમાં પચાસ વર્ષ" નામના પુસ્તકનું છેલ્લું પ્રકરણ રસીલું હોવાથી અમો આ થોડું દાખલ કર્યે છીયે.]

દુન્યામાં દરેક ઇનસાનને કંઇ ને કંઇ સંતાપ—દુઃખ હોયજ, પણ મ્યુઝીક ઇનસાનની જીંદગીને કેવી સુખી, સંતોપી અને સ્વતંત્ર બનાવી જુવાની જાળવી રાખે છે, તેનો આવો બોધદાયક દાખલો ને પુરાવો બેશક નકલ કરવા જોગ છે. આવા દાખલાઓ આપણને જવલેજ જડે છેઃ—"

અધીપતી—કયસરે—હીન્દ. ]



આ મ્યુઝિકના એલમ—હુનરથી મેં ૧૬ કોનસર્ટસ કર્યા, જેમાં ૧૩ ટાઉન હૉલમા કર્યા છે. આ ટાઉન હૉલમાં કોઇ સારે દિવસે ને સારે ચોઘડયે મારાં માત–પિતા, હું જ્યારે ૭ યા સાત વર્ષની હતી ત્યારે, એક રાત્રે ચીનાઓની હાથ—ચાળાકી જોવા મને પોતાની સાથે લઇ ગયાં હતાં. એ બચપણની વાત આજે પણ મને બરોબર યાદ છે.

સને ૧૮૭૨ યા ૧૮૭૩ માં ઉપલો ખેલ જોવા હું ગઇ હતી, ને તે વેળા એક બેઠકની રૂ. ૫) ની ટીકેટ હતી. તે ખેલમાંની એક બાબત હજી મારા મનમાં તાજી છે; એક ચીનો સ્ટેજ ઉપર આવી ઘડી થઇ ગયો ને એક કબાટમાં ભરાઈ ગયો। તે છાપ એવા જોરથી મારા મગજ ઉપર પડયો કે હજી હું ભુલતી નથી। મારાં માતાજીને એ અજાયબી હું કોઇ કોઈ વેળા પૂછતી હતી।

'આજેબી ટાઉન હૉલ મને એવો વ્હાલો લાગે છે કે જાણે હું મારા ઘરમાં ફરતી હોવું, તેમ ત્યાં નિર્ભયપણે ફરૂં છું. બીજી ઘણી 'થીએટર્સ,' 'હૉલ્સ,' ને જગ્યાઓ છે, કે જ્યાં હું સહેલથી કોનસર્ટ્સ કરી શકું, પણ તે તરફ મારૂં જીગર ખેંચાતુંજ નથી! કૉનસર્ટ માટે મને ટાઉન હૉલ ગમે છે! એવો એનો દમામદાર દેખાવ, ભપકો અને દબદબો છે!

હવે, મારા મરહુમ પ્રેમાળ ભાઇ કવિ દાદી એ. તારાપોરવાળાની કવિતાથી આ પ્રકરણ શુરૂ કરૂં છું.

"સુખ તેને, જે પરને કાજે પ્રયત્ન કરે છે,
સુખ તેને, જે પરહિત નિજનાં હિતથી વધૂ ધરે છે;
સુખ તેને, જે અધર્મ કાજે દિલથી સદા ડરે છે,
સુખ તેને, જે સંતોષી થઈ સરજત તણે વરે છે."

દા. એ. તારાપોરવાળા.

——:o:——

## મારી વફાદારી.

આ પ્રકરણ લખી રહ્યા પછી એક સદ્‌ગ્રહસ્થ અચાનક મારી મુલાકાતે આવ્યા હતા. "કેમ બીખાઇજી। વરી કંઇ ચીત્રી મારોછ કે!" મારા હાથમાં કલમ જોઇને બોલ્યા. કેટલીએક વાતચીત પછી મેં આ મારા વ્હાલાનું લખાણ વાચી સંભળાવ્યું, ત્યારે તેવણ બોલી ઉઠયા:—

"બીખાઇજી। એક જીવ વગરની ચીજ ઉપર તમે ૫૦) વરસો સુધી આવી નમુનેદાર વફાદારી દેખાડી, તો તમે જો પરણતે તો તમારા વર તરફ તમે કેટલી વફાદારી દેખાડતે!"

"પુષ્કળ! તમે કદાચ અજબ થતે! પણ હું તો મારાં મનમાં ૫૦) વર્ષો થયાં પરણેલીજ છું! તમે જાણતા નહિં કે યુરોપમાં લેડી-મ્યુઝિશ્યને પોતાનાં 'મેડન' નામથીજ ઓળખાય છે, કારણ તેજ નામથી તેઓ જાણીતાં હોય છે, તો પછી પરણ્યા પછી ફેરવે કાંય? પેલા પારકા માટીડાને કાંય જગ-જાહેર કરે? જે મા-બાપે પાળી-પોષી, પૈસા ખરચી કેળવ્યાં હોય, તેઓને જગ-જાહેર કરે! ખરૂં કેની?"

"હા, બા, હા! હું સમજ્યો! તમે ભેદ-ભરમમાં બોલોછ, તે સમજ્યો! તમારૂં લખાણથી અલંકારીક ને તમેથી અલંકારીક! હોરો બા! તમે જીવતાં રેહવ, તમારાં જેવાં મ્યુઝિકમાં બીજાં કોઇ ભીખાઇજી થાય, ને ૪૫) વર્ષો સુધી શિખવે એ મને તો શક છે! કેમ ધીરજ રહી? 'માઇ ગૅાડ'! ૫૦) વર્ષ પીઆનોને વલગી રહ્યાં! 'જીન્યસ'! ચાલો, હવે મને રજા આપો. હું જાઉંછ; તમારો ઘણો કીમતી વખત રોકયો! સાહેબજી!"

સંતાપજનક દારૂણ દુશ્મનો, સગાઓ, સગીઓ-સાવકીઓ, લોકો, જાત-પરજાત અને પરદેશીઓનાં ગેરવાજબી, કઠણ, અદેખાઇથી ભરેલા અવિચારી શબ્દો કરતાં આ મધૂર વાજીંત્રે મારાં જીગરને ખુશ રાખી મારી જુવાની જાળવી રાખી છે. મારાં મનમાં હજી હું જુવાન લાગું છું!

કાનને કચવાટથી અથડતા **જીવતાં** ઇનસાનોનાં કઠોર અવાજ કરતાં આ **જીવ વગરનાં** વાજીંત્રનાં મીઠા અવાજથી મારાં મનને ઘણો આનંદ થયો છે, ને મારા વિચારો ખુદાઇ ખ્યાલ તરફ ખેંચાયલા રહ્યા છે.

એક પતિવ્રતા પત્નિ જેમ પોતાનાં વ્હાલા વરને વફાદારીથી વળગી રહે તેમ ૫૦) વર્ષો સુધી મારા વ્હાલા પીઆનોને હું વફાદારીથી વળગી રહી છું. જ્યારે મારા ૧૦) દોસ્તદારો (આંગળાંઓ) ને લઇને એની આગળ હું જાઉંછું, ત્યારે પેલા જીવતા, વેહમાયલા ભરથારોની માફક એ મારો વ્હાલો અદેખાઇ કરતો નથી, પણ મને અને તેઓને આવકાર આપી અમોને ગુજરાનનું સાધન શોધી આપે છે, અમોને આશરો-આધાર આપે છે, અમોને સુખી, સ્વતંત્ર, સંતોષી બનાવી શાંતિઃમાં રાખે છે! જો એ વાજીંત્ર થોડો વખત બંધ રહે તો એક નિરાશ થયલા આશકની માફક ઝુરી-ઝુરી જઇ એક વિંધી નાખેલા હરણની આંખ્યો માફક મારી તરફ નાસિપાસીથી જોયા કરે! ત્યારે હુંજ એની દયા ખાઇ મારા દસ દોસ્તદારો (આંગળાઓ) ને લઇને તેના પાસાંમાં ભરાવું, ત્યારે એને કરાર થાય! એવો એ મારો વ્હાલો દિલસોઝ દોસ્ત છે! એક માય પોતાનાં

બાળકને રાખે તેમ હું એને ઠંડી–સરદીથી સંભાળી, સાચવીને રાખું છું. જેમ એ મને ધન અને અન્ન આપે છે, તેમ હું પણ એને વફાદાર રહી જોઇતો ખોરાક–વસ્ત્ર વિગેરે આપવામાં બખીલાઇ નથી કરતી! જેમ એને મને હઝારો રૂપિયા મેળવી આપ્યા છે, તેમ મેં પણ નિમકહલાલીથી પ્રમાણિકપણે હઝારો રૂપિયા એની પાછળ ખરચ્યા છે. અમો બન્ને એકમેક તરફ ૫૦ વર્ષો થયાં જીગર–જાનથી વફાદાર નીમકહલાલ રહ્યાં છિયે! ઇનશાન પણ અર્ધી સદી એવી રીતે નહિં રહે! **જીવ વગરની** એક ચીજે મારી જીવતી જીંદગીમાં મારી જુવાની જાળવી રાખી મને આનંદ આપ્યો છે; ત્યારે કેટલું અફસોસકારક છે કે કેટલાંક **જીવવાળાં** ઇનસાનો દુ:ખ દેવામાં, મને દિલગીર ને ગમગીન કરવામાં ઉલટથી ભાગ લેછે! કાંય નહિં તેઓ મીઠા મધૂર બોલો બોલી જીવ ખુશ કરે? કાંય નહિં તેઓ નરમાસથી, સભ્યતાથી, લાગણી–દિલસોઝીથી, ડહાપણથી શાંતિ: આપે? કાંય નહિં તેઓ આ મધૂર વાજીંત્ર ઉપરથી ધડો લઇ કંઇ ડહાપણ શિખે? આ **જીવ વગરનાં** વાજીંત્રે મને હંમેશાં દસ–બાર વર્ષ જુવાન દેખાડી છે. આજે પણ મને કોઇ ૬૯) વર્ષ કહેતાં નથી; બધાં ૫૫–૬૦ ની વચ્ચે આંકે છે! એજ મિસાલ બધાં ઇનસાનો જો ચાલે તો બીજાંઓ દસ વર્ષ ઘરડાં દેખાય છે, તેને બદલે દસ વર્ષ જુવાન દેખાય!

જીંદગીની મહાન લડાઇ જીતી ૭૦) ની ભરતીમાં આવી, હવે આ વર્ષથી મારા ધંધામાંથી હું ફારેગ થાવું છું. કુટુંબમાં જુવાનીમાં બધાં ચોગરામાં ચાલી ગયાં, ને મને છગરો, ને સાતરોબી કેમ થવા આવ્યો તે જોઇ હું હંમેશાં અજબ થાવું છું! મને આટલી મોટી ઉમર સુધી જીવાડવાની ખુદાની શું નેમ હશે, તે હું હજી કલ્પિ શકતી નથી! મારી ઉપર કંઇ થોડી વિપત્તિ ને થોડી આફતો નથી વરસી!

હું ખમી શકું તે કરતાં વધૂ! પણ સબૂરીથી મૂંગે મોંહડે સહન કરવાની તે કિરતારે સાથે સાથે સહન–શકિત પણ આપી છે, ને સાથે સાથે સંગીત અને સાહિત્ય પણ આપ્યું, એટલે જીંદગી પસાર થઇ!

૬૦ વર્ષો સુધી મેં આખી જીંદગીમાં આસાએસ લીધા વિના એટલી જેહેમત–મેહેનત કરી વહીતરૂં કીધું છે, કે હવે બાકીની જીંદગી એકાંતમાં, શાંતિ:થી, આરામ લેવાની, અને મીનોવ્રૂમનું મનન કરવાની જરૂર છે!

એકેક ઈંચની બિચારી નબળી આંખ્યોએ ૬૦ વર્ષો સુધી મારી સેવા બજાવી છે. મેં એ બે આંખ્યોને ઘમીપીસી નાખી! એ બિચારી આંખ્યો હવે થાકીને એવી નસોસ પડી ગઇ છે કે આરામ આપવાની જરૂર છે.

પીઆનોનાં પાસાંમાં ૫૦ વર્ષો કાઢયાં, તે દરમ્યાન ફક્ત ૧૫ મહિના મેં આસાએસ લીધી છે. જ્યારે આ વહીતરાંની વાત એક શિખતાં શિષ્ય આગલ મેં કીધી, ત્યારે તેવણુ ગરૂરીથી બોલ્યાં; "કોઇના નસીબમાં દહીતરાં ને કોઇના નસીબમાં વહીતરાં!" મારી જીંદગીમાં આ કેહેવત પેહેલીજ વખત મેં સાંભળી। હુંબી કાંઇ શિખી! "અહં! એમ કે! મને ખબર નહિં!" મેં મશ્કરીમાંજ જવાબ આપ્યો: "સાંભળો! અમે શિક્ષકો વહીતરાં વર્ષો સુધી તમારી અને લોકોનાં છોકરાં પાછળ કર્યે તો તમો ચળકી–ઝળકી નિકળો, ને તમારો ઉદ્ધાવ થાય! નહિં તો તમોને કોણ પરણે? આજે તો બધાંજ ઇંગ્રેજી ને મ્યુઝિક શિખેલી છોકરીઓ શોધે છે—પછી જાણતાં ગમે તે હોય! મ્યુઝિકથી તો મારાં કેટલાં બધાં શિષ્યોનો ઉદ્ધાવ થયો છે, ને તેઓ પરણ્યા છે! મા–બાપ **પોતાનાં છોકરાંઓ** પાછળ વહીતરાં કરે છે તે તો ઘડપણની લાકડીઓ છે! પણ શિક્ષકોને તો શિષ્યોની ને તેઓનાં મા–બાપની ગરજ પૂરી થઇ તો ઝાંખીને જોતાં–પૂછતાં કે યાદ કરતાંબી નથી! પરણીને કેવી તાબેદારી ને ગુલામગીરી પેલા **પારકા માટીડાની** તમે કરશો તે દેખાડીશ!" આ સાંભળી તેવણુ ચૂપ થઇ ગયાં. આ શિષ્ય થોડા વખતમાંજ પરણીને પરવારી ગયાં!

જ્યારે આ જીવ વગરનાં વાજીંત્રની સરખામણી જીવતાં–જાગતાં–જોતાં, જીવવાલાં ઇનસાનો સાથે કરૂં છું, ત્યારે એની છાતી (પીઆનોની ચોપડી મૂકવાની 'ડૅસ્ક') ઉપર મારૂં થાકેલું માથું મૂકીને ઇનસાનની બેવફાઇ, બેઅદબી, બેવકુફાઇ, બૂરાઇ અને નિમકહરામીનો ખ્યાલ કરૂં છું, ત્યારે આવાં ઇનસાનોની મનોદશા ઊપર અફ્સોસનો નિસાસો નાંખું છું! આ દોરંગી દુન્યાનાં બોરંગી સ્ત્રીઓ અને શખ્સોને ત્યારેજ નિરાશીથી નિહાળવાની મારી કમનસીબી છે!

એ સઘળું સંગીત અને સાહિત્યમાં ગુંતાયલી રહી તેટલો વખત તમામ ભૂલી ગઇ છું ! એ વ્હાલાએ ૫૦ વર્ષો સુધી મને ટેકવી રાખી છે !

મારે માટે એક યુરોપ્યન ખગોળ શાસ્ત્રીએ લખેલું લખાણ બોલે બોલ મારી આખી જીંદગીમાં ખરૂં પડ્યું છે, તે રજુ કરૂં છું:—

"………Skill and patience in your undertakings A keen penetrating mind.

"………You possess many attractions for the opposite sex.………

"Secret enemies will not prevail long against you, as you will always be able to overcome their influence………yours is a courageous nature, free, fearless and independent………

"You may achieve popularity or renown. You may be placed at the head of some undertaking and may be in some way prominent in your sphere of life. This position favours independent and original ventures.………

"………You might even cause astonishment by the greatness of your conceptions. Educational work of a high order would also probably appeal to you………This will assist you in developing your best traits and admirable qualities.………

"You may realize the many blessings that Heaven intended to be yours………."

૨૫) વર્ષો ઉપર લખાયલું આ સઘળું લખાણ મારી આખી જીંદગીમાં ખરૂં પડ્યું છે. આ લખાણ મેં અસલ જેમ ઇંગ્રેજીમાં લખાયું છે, તેમજ રહેવા દીધું છે: તરજુમો કરવાની કંઇ જરૂર નથી; કારણ હવે તો બધાં ઇંગ્રેજી લખી-વાંચી-સમજી શકે છે.

એ ઉપરાંત એક 'ફ્રેનોલૉજીસ્ટ', મસ્તક-વિદ્યા શાસ્ત્રીએ, મારી મસ્તક રેખા તપાસી છે, જે અવલોકન લગભગ ત્રીસ વર્ષો ઉપર કર્યું

હતું. અને મારામાં જે ખૂબી-ખામી આ બન્ને શાસ્ત્રીઓએ પોતાના વિદ્યા-અભ્યાસ, ને શાસ્ત્રને આધારે કરી હતી, તે બન્નેની ખરી પડી છે! એટલુંજ નહિં, પણ સાચ્ચું પૂરવાર થયું છે! વાંચક-વર્ગ ગમે તો માને યા નહિં માને, પણ મેં આખી જીંદગીમાં જોયું છે કે મારા બાબમાં તેઓનું શાસ્ત્ર અને જ્ઞાન ખરૂં પડ્યું છે! આ બે વિદ્વાન શાસ્ત્રીઓ કંઇ લઈ નાઠેલા 'બ્રાહ્મણ-જોષી' નહિં હતા. ભાઇ સોરાબ જ્યારે પણ દેશાવર જાય કે મુંબઇમાં હોય, ત્યારે શાસ્ત્રીઓ, પંડીતો ને વિદ્વાનોના સમાગમમા ઘણા આવતા. એક વેળા મારા વ્હાલા ભાઇ સોરાબ પોતાની હૈયાતીમાં એક (ફ્રેનૉલૉજીસ્ટ) મસ્તક-વિદ્યા જાણનારને ઘરમાં લાવ્યા હતા. ભાઇના આગ્રહથી તેવણે મારી મસ્તક રેખા તપાસી ને તેવણ જોકે અમો **બન્ને** ભાઇ-બેહેનથી અજાણ્યા હતા અને દૂર દેશાવરથી આવ્યા હતા, તોપણ તેવણે જે જે કહ્યું, તે તે બધું ખરૂં ને સાચ્ચું નિકળ્યું! તેવણ જે કંઇ બોલ્યા, તે મેં તુરતજ તે વેળા નોંધી લીધું, જેનો સાર નીચે પ્રમાણે લખું છું.—

"સ્વતંત્રતાથી રહેવાની પ્રિતી બહુ. ઘણાં માણસોમાં બેસે તો માનવંત જગ્યા મળે. બધાં ઉપર હકુમત રહે, 'હાજી-હા' કરવાનો ખવાસ નહિં. વડાં માણસોથી નમ્રતા રાખીને ચાલોછો. પ્રમાણિકપણું સારૂં. હુન્નર અને કળા મેળવવાની શકિત તેમજ કુદરતી ખુબસુરતીની પિછાણ કરવાની શકિત સારી હોવાથી, સારૂં-નરસું હોય તે ઝટ સમજી જાવો. એ બધી શકિત સારી હોવાને લીધે મ્યુઝિકની શકિતને બહુ ઉત્તેજન મળેલું છે, અને મ્યુઝિકમાં સ્વર નાદ સમજવાની-ઓળખવાની શકિત સારી-ભાષણ આપી શકો, ગ્રંથો લખી શકો, ભાષા સમજવાની અને સમજાવવાની, તેમજ મુદ્દાઓ સમજી શકવાની શકિત બહુ સારી. સ્વભાવમાં મીઠાસ છે. ટંટામાં જે બાજુ ઇન્સાફી હોય, તે બાજુની પક્ષ પકડોછો, ને ખોટું હોય તેનેથી ડરોછો. ઇમાન અને પ્રમાણીકપણું હોવાથી ગુસ્સાનું વધારે જોર નહિં ચાલે. ખાવા-પીવા પર ઝાઝો શોખ નહિં; પણ વિદ્યા તરફ શોખ વધારે. તંનદરોસ્તી જાળવવાની ઇચ્છા બહુ રહે છે."

ઉપલું બધું સાચ્ચું, ખરૂં પડ્યું છે!

**૫૦ વર્ષો સુધી** એ મારા વ્હાલા (પીઆનો) ના પાસાંમાં દબાઇ ચંપાઇને હુંફાળી ભરાઇ રહી! મારા મ્યુઝિકનાં શિક્ષક મિસ ઍમીલી હૅાવેલે મારે_મારે લખેલું ખરૂં પડ્યું છેઃ—

"I suppose you will all your life be wedded to music.………

"………My teaching was from inspiration of the Divine Art, and you also had that natural talent born in you.………"

"EMILY HOWELL."

હવે પીયાનોનાં પાસાંમાંથી પરમેશ્વરનાં પાસાંમાં જઈને નિરાંતિ શાંતિઃથી બેસવાની, તેમજ મારાં માત-પિતા, અને ભાઈ-પિત્રાઈને બેહેસ્તમાં ઉતાવળે મળવાની આશા રાખું છું। હવે એકજ, આ મારી છેલ્લી આશા છે, તે સર્વેશ્વર સાંભળે અને ફળીભૂત કરે।

"Oh, may we soon again renew that song,
And keep in tune with heaven, till God ere long,
To His celestial concert us unite,
To live with Him, and sing in endless morn of light!"

'MILTON.'

કયસરે હિન્દ.

તા. ૧-૯-૧૯૩૫.

———:o:———

## પુસ્તક પરિચય.

——:o:——

સપટેમબર ૧૯૩૫.

"Fifty years in Music 1885-1935.

(ઉમર વર્ષ ૬૯) કેમ વ્યતીત કર્યાં, તેમને સંગીતનો શોખ કેમ લાગ્યો, તે હુનરમાં અતિ શ્રેષ્ટ નિપુણતા મેળવવા અને તે મેળવ્યા બાદ તે કળાનો પ્રચાર પારસી કોમમાં એમણે કેવી રીતે કર્યો, એ કામમાં એમને કેવી અડચણો નડી, ધીરજ અને ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તે તેમાં કેવી ખંતથી મંડયાં રહ્યાં, સંગીતનાં જલસાઓ કરી તેમણે કેવી રીતે રૂ. ૪૦,૦૦૦/–થી વધારે રકમ એકઠી કરી ધર્માદામાં વાપરી, તેમના કામની કદર જનતાએ, સરકારે ને વર્તમાન–પત્રોના અધિપતિઓએ કેવી રીતે કરી, સંગીતનાં શોખને વિકસાવતા કામ સાથે તેમણે વર્તમાન–પત્રોમાં પારસી કોમની સુધારણાં માટે નિશ્ચય અને અડગતાથી કેવા લેખ લખ્યા, નિંદાખોર ટીકાકારોની તેમણે કેવી બેપરવાઇ કરી અને તે છતાં અંગ્રેજી નવલકથાઓ ઉપરથી તેમણે પાંચ ગ્રંથો લખી ગુજરાતી સાહિત્યની કેવી અનુપમ સેવા બજાવી–આ અને આવી બીજી બાબદોની માહિતી આ ગ્રંથમાં બહુ સારી રીતે કરવામાં આવી છે, લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકનાં તેઓ એકલાંજ પારસી 'લાઇફ એકેડેમીક મેમ્બર' છે. તેમણે સંખ્યાબંધ પારસી બાનુંઓને સંગીતનું રહસ્ય શીખવ્યું. સંગીત કેવી દિવ્ય કળા છે ને તે સાધવા કેટલો શ્રમ લેવો પડે છે એ તેમનાં જીવન ઉપરથી જણાઇ આવે છે. જુવાન છોકરા છોકરીઓને બીજાઓની કળા જોઇ પોતાને તે પ્રાપ્ત કરી લેવાનું મન થાય છે; પણ તે ઇચ્છા પાછળ ધગશ ન હોવાથી જોઇતો શ્રમ તેઓ લેતાં નથી, તેથી ઉપર ચોટીઆ જ્ઞાન મેળવી તેમને સંતોષ લેવો પડે છે, મીસ પાલમકોટ ખરેખર સદગુણનો નમુનો છે, પારસી ને ગુજરાતી બોલનારી જનતાનાં તે ભૂષણ છે ને મુંબાઇ નગરીને આવાં બાઇ માટે મગરૂર થવાનું વ્યાજબી કારણ છે. પુસ્તકની કિંમત લખેલી જણાતી નથી. દરેકને આ પુસ્તક વાંચવાની ભલામણ કરવામાં અડચણ નથી."

વડોદરા.
સપટેમ્બર ૧૯૩૫.

પુસ્તકાલય.



# "માસિક મુઆહેમત."

"લખનાર: મેહેરાં દેશાઈ."

"આજનો જમાનો રેકોર્ડો કરવાનો અને તોડવાનો છે, અને તે જાણે એ જમાનાને બરાબર અનુસરીનેજ બુઝ્ર્ગ બ્હેન ભીખાઇજી લીમજી પાલમકોટે આપણી નાની પનોતી કોમને મગરૂર બનાવનારો રેકોર્ડ પ્યાનોનાં પાસામાં પચાસ વર્ષો રહી,' ધીરજથી 'ધ્યાનથી અને સંભાલથી અર્ધી સદી સુધી આપણી કોમની બાલકીઓને મ્યુઝીકનો ખુદાઇ હુનર શીખાડયો છે. બ્હેન ભીખાઇજી પાલમકોટ જન્મેજ એક મ્યુઝીશીયન છે. એ બુઝ્ર્ગ બ્હેને પોતાની જીંદગી ગોયા સંગીત પર સદકે કરી છે. એજ પવિત્ર ધંધામાં તન, મન અને ધનથી મચ્યાં રહી, આજની માન ભરી અને કોઇને પણ ઇર્ષા ઉપજાવે એવી સંગીન સ્થિતિને પ્રાપ્ત કરી છે. સંગીત એ એક ખુદાઇ હુનર છે, અને એ હુનરને હાસલ કરવો એ કાંઇ ખાવાજીનો ખેલ નથી. એ હુનરનો શોખ કુદરતીજ થયલો હોય છે અને તે ઉપરની ફીદાગીરી પણ, તેથી આયંદા તેવીજ અચુક નીવડે છે. ભલાં બ્હેન ભીખાઇજીએ આ સ્વર્ગિય હુનર હાંસલ કરીને અમોલાં બેસી ન રહેતાં તેને માટે જીગરમા પવિત્ર ધગશ ધરાવીને તેઓ આજ છેલ્લી અર્ધી સદીમાં સેંકડો પારસીની પનોતી પુત્રીઓને તેમાં પુરે પુરી પ્રવીણ નહીં તો તેને નાદે ચઢાવી છે, એ, એ બુઝ્ર્ગ બ્હેન માટે ઘણું શાબાશીભર્યું તેમજ મગરૂરીભર્યું છે.

બ્હેન ભીખાઇજી પાલમકોટને સંગીત ઉપર જેટલો પ્યાર છે, જેટલો જીવજાંન છે તેટલોજ સાહિત્ય ઉપર પણ શોખ છે. એ ભલાં બ્હેન છેક ઇ. સ. ૧૮૯૦ ની સાલથી કલમકશી કરતાં આવ્યાં છે. મુંબઇનાં અનેક વર્તમાન પત્રો અને માહવારીઓમાં એઓએ શોખની સેવા સમજીને પુષ્કળ લખ્યું છે. 'નિર્દય નણંદ,' "ઇનસાફની આરસી," "સહનશીલ સુંદરી," "વિચારી વનિતા" વિગેરે ઘણી સુંદર, બોધપ્રદ અને રસીલી વાર્તાઓ અને તરેહવાર બાબતો ઉપર નીબંધો તેમજ કવિતાઓ વટીક એ બખ્તાવર બ્હેને આજ તુલીકમાં લખી છે. તાજે તરમાંજ સંગીત શિક્ષક તરીકેના પોતાના માનભર્યા ધંધામાંથી તેઓ બ્હેન નિવૃત થયાં છે

અને પોતાની આત્મ કથા જેવું એક પુસ્તક 'પીઆનોના પાસામાં પચાસ વર્ષ'' પ્રવર્તાવ્યું છે. આ અતિ રસીલાં પુસ્તકની પોહોંચ હું માન સહીત સ્વીકારૂં છું. અને એ પનોનાં બ્હેનને શાંત, આરામભર્યું અને સુખી જીવન ભવિષ્યને માટે ઇચ્છું છું."

સપટેમ્બર ૧૯૩૫. નવરંગ.

---:o:---

## "પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ.
અને
## "સંગીતનાં શીક્ષણમાં પીસ્તાલીશ વર્ષ.



"પચાસ વરસ! અરધી સદી! આજનો જમાનો એવો આવ્યો છે કે ઇનસાન પચાસ વરસ જીવી શકતું નથી—બલકે જીવે છે તો સીત્તેર એંહસી વરસનાં ઘરડાં ડોસાં જેવું લાગે છે. તો તેવા જમાનાંમાં એક બે યા એક બે દજન નહીં, પણ એક સરખાં ૫૦) વરસ માત્ર એકજ હુનર પાછળ ગુજારવાં એ કાંઇ નાના સુના મગરૂરીભર્યા રેકર્ડની વાત નથી, અને તે રેકર્ડ મશહુર પારસી બાનું સંગીત શીક્ષક મીસ ભીખાઇજી લીમજી પાલમકોટનો છે, કે જેવણ ઉંચા કલાસીકલ ઇંગ્રેજી મ્યુઝીક ટીચર તરીકે આજે માત્ર પારસી કોમમાંજ નહીં, પણ દરેક કોમમાં ઘણાંજ જાણીતાં અને માનીતાં છે. આવી જાતની ફત્તેહની મુખ્ય ચાવી ધીરજ અને સહનશીળતા છે. ધીરજ, ખંત અને મેહનતનો એક મોટો ખજાનો મીસ પાલમકોટ ધરાવે છે, કે જે તેવણે બાહેર પાડેલાં આ પુસ્તકની ઉપરથી ખુલ્લે ખુલ્લો માલમ પડી આવે છે. મીસ ભીખાઇજી પાલમકોટને તેવણની મહેનતનો પુરે પુરો જશ મલેલો છે, કારણ કે લંડનની ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝીકની એકેડેમીનાં લાઇફ એકેડેમીક મેમ્બર તરીકેની તેમણી નેમણુંક કેટલાંક વરસોની વાત ઉપર કરવામાં આવી હતી. એકેડેમીનાં વીદ્વાન ગણાતાં ૫૦) મેમ્બરો (યુરોપ્યન મ્યુઝીશીયનો) માંના એક અનુપમ માન મેળવનારાં તેવણુજ પહેલવહેલ્લાં પારસી તેમજ હીંદી બાનું છે.

"પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ" અને "સંગીતનાં શીક્ષણમાં પીસ્તાલીસ વર્ષ"નાં આ તેવણનાં પુસ્તકમાં મીસ પાલમકોટે અનેક જાણીતાં નર નારીઓ, મંડળો, તથા છાપાઓ તરફથી મેલવેલાં સંખ્યાબંધ પ્રસંશાપત્રો તથા મતોનો એક યાદગાર સંગ્રહસ્થાન છપાવીનેં બાહેર પાડયો છે. વળી આ પુસ્તકમાં મીસ ભીખાઇજી પાલમકોટે જુદે જુદે ઠેકાણે જુદી જુદી બાબદોની ઉપર લખેલાં લખાણોનો પણ એક મનનનીય જમેલો એકઠો કરીને પ્રગટ કીધો છે.

"ભવીષ્યમાં થનારાં પારસી બાનું શીક્ષકોને સુચનાં," "કોણ ઠોઠ-માબાપ કે છોકરાઓ ?" ઉપરાંત બીજા ઘણાં જાળવી રાખના લાયકનાં લખાણો આ ચોપડીમાં સમાવવામા આવેલાં છે. ખાસ કરીને "મારો વહાલો" એ મથાળાં હેઠળ મીસ ભીખાઇજી પાલમકોટે પોતાને ૫૦) વરસ સુધી મુગી સેવા આપનારા પોતાનાં પ્યાનાની યાદમાં જે લીટીઓ લખી છે તે બેશ્ખીતજ ઘણીજ અસરકારક અને જુસ્સાદાર છે, અને એ બાઇ પોતાનાં પ્યાના તરફ કેવી ચીવ્વટાઇ ભરેલી વફાદારી દેખાડે છે તેનો એક અનમુલ ખ્યાલ આપનારી છે. એ વતરેગે "મારાં માતાજી" નામ હેઠળ તેવણે પોતાનાં મરહુમ માતાજી માટે જે શબ્દો લખ્યા છે, તે એક ગુણયળ બેટીનાં પોતાની વાહલી જનેતા તરફની લાગણીનાં સાચ્ચા ઉભરાના છે, કે જે વાંચતાં આપણાં મુખમાંથી આફ્રીનના શબ્દો બાહેર પડી જવા વીના રહી શકતા નથી.

લાગત ૫૦ વરસો સુધી મ્યુઝીકના આલા ખુદાઇ હુન્નરને પોતાની જીંદગી અર્પણ કરનારા આ મહાન પારસી બાનું મ્યુઝીશીયનને અમો હવે પછીની જીંદગીમાં ઘણી ઘણી તંદરોસ્તી. લાંબા આયુષ્ય અને વધુ અને વધુ જશ ઇચ્છીયે છીએ."

અથ જમ્યાદ ! યથા આફ્રીનામી !

ગપ-સપ.

અકટોબર ૧૯૩૫.



## "50 Years in Music; 1885–1935.



"પ્રગટ કરનાર: બાઈ ભીખાઇજી લી૦ પાલમકોટ.

"સંગીત એ ખુદાઇ હુન્નર છે, અને તે હુન્નર પ્રાપ્ત કરનાર વ્યક્તિ પણ ખુદાને બહુજ પ્યારી હોય છે! વળી એ હુન્નરનો શોખ બોલાવેલો આવતો નથી, પેદા કીધેલો પાકતો નથી અને માંગેલો–તાંગેલો મેળવાતો નથી, પણ ખુદ આપણા જન્મ સાથ આપણામાંની કુદરત સાથ સીકડાએલોજ આવે છે. અને તેવી રીને કુદરતની એ ઉત્તમ બક્ષેશ જો કોઇ પરણી બહોળા નિસાર સાથ ઉતરી હોય તો તે ભાગ્યશાળી બાનુ મીસ ભીખાઇજી લી. પાલમકોટ છે. પચાસ વર્ષો સુધી એ ભલાં બ્હેને પોતાને બક્ષેશ થએલા એ હુન્નરને ખીલવ્યો છે, કેળવ્યો છે. તેને ખોળે પોતે રમી–જમી મોટાં થયાં છે અને પોતાની પુખ્ત ઉમ્મરે અને કળાની ચઢતી પંક્તિએ પોતે પુગતાજ પોતોના હાથ નીચે અનેક પારસી પુત્રીઓને કેળવી છે, શીખવી છે, પાવરધી કીધી છે અને સંગીતને ચરણે પોતાની કળાનાં સેવાદર્શી અંબાર પુર્યાં છે. આપણી કોમમાં જે ગણ્યાં–ગાંઠયાં થોડાં ઘણાં મ્યુઝીસ્યનો છે, તેમાં બાઇ ભીખાઇજી ઉપર કહ્યુ તેમ જન્મેજ એક પાક્કાં મ્યુઝીસ્યન છે, અને એ બુજોર્ગ બ્હેને ગોયા પોતાની આખી જીંદગીમાં સંગીતનાં ફુલો પાંથર્યાં છે, તથા સંગીતની શેત્રંજ પર પોતાની જીંદગી સદકે કીધી છે; એમ બેઉ રીતે કહીએ તો ચાલે! અને એકલું પોતાની જીંદગીનુંજ સાર્થક કરી બેસવાનો સ્વાર્થી ખ્યાલ ન આદરતાં પોતાની કોમની પુત્રીઓ તરફ પવિત્ર પ્રેમની ધગશ ધરાવી તેઓને પણ એ કળાને નાદે ચઢાવી છે તે ઘણું ધન્યવાદ ભર્યુંજ એમને માટે કહીએ છીએ.

સંગીત ઉપર જેટલો બહેનજી ભીખાઇજીને જીવ–જાન છે, તેટલોજ વળી સાહિત્ય પ્રત્યે પણ પ્રેમ છે. એટલે છેક ૧૮૯૦ થી એ બ્હેન કલમકશી કરતાં આવ્યાં છે. અનેક નવલ કથાઓ ઉપરાંત વર્તમાન–પત્રો અને મહાવારીઓમાં શોખની સેવા દાખલ એમણે પુષ્કળ લખ્યું છે અને હવે તાજેતરમાજ સંગીત શિક્ષક તરીકેના પોતાના માનવંત ધંધામાંથી નિવૃત થતાં પોતાની આત્મકથા જેવું એક પુસ્તક નામે 'પીઆનોના પાસાંમાં પચાસ વરસ' બાહેર પાડયું છે, જે અમને અભિપ્રાય અર્થે મળ્યું છે. ઉપલાં પુસ્તકમાં એમણે ખરીજ કુશળતાથી સર્વે વાતો દર્શાવી છે. તથા એમની કળા પ્રત્યે કોણ ને કેવા કેવા મહાન નરો તથા

જાહેર વર્તમાન–પત્રોનાં શું શું મતો મળ્યાં છે, તે વિગતે આપ્યાં છે. તે ઉપરાંત પ્રસ્તાવના, ઓટો–બાયોગ્રાફી, મારા વડવાઓનું વર્ણન ,અને **મારો વ્હાલો** એ પ્રકરણો તો વાંચવા જેવાં માત્રજ નહિં, પણ અભ્યાસ કરવા લાયક છે, એમ કહીએ તો ચાલે. કોઇ કહેશે કે મ્યુઝીક પર લખાએલું પુસ્તક તે કંઇ બધાંનેજ વાંચવા રૂચે નહિં, પણ અમે ભાર મૂકી કહીએ છીએ કે આ પુસ્તકની રચના એટલી તો રસીલી છે કે દરેક જણને તે વાંચવા ગમે, ના એટલુંજ નહિં, પણ હાથમાંથી મુકવા ન ગમે તેવુંજ મજેહદાર છે. મજકુર પુસ્તક એમના પીત્રાઇ ભાઇ રૂસ્તમ રતનજી નશરવાનજીને અર્પણ કરવામાં આવ્યું છે......"

નવરાસ.

ઓકટોબર ૧૯૩૫.

## "પીઆનોને પરણેલ:
## "મીસ ભીખાઇજી પાલમકોટ.

## "50 Years in Music."

"પુસ્તકનું મથાળું અંગ્રેજીમાં છે.........આ એક ત્રુટક છુટક આત્મા નીવેદન છે.. લખનાર બ્હેનની ઉમર આજે ૬૯ વર્ષની છે. જીવનભરનાં આ કુમારીકા પોતાના વ્હાલા પીઆનોનેજ પરણ્યાં છે. પારસી કોમમાં એ જાણીતાં સંગીત શિક્ષક અને લેખક છે.

આ પુસ્તકમાં એમનું જે આત્મા નીવેદન છે તે ત્રુટક છુટક છે. સંકલનાબંધ જો એ હોત તો કેટલું મહત્વનું થઇ પડત ! બીજાં એમણે પોતે છેલ્લી અરધી સદી સુધી છુટક છુટક સંસારીક પ્રશ્નો પર લખેલા પારસી કોમને લગતા લેખો છે, જેમાંથી એ અઇતીહાસીક કોમનું સંસાર જીવન ભાતભાતનાં ડોકીયાં કરે છે. તે ઉપરાંત આ ત્રુઝોર્ગ બાનુની તારીફનાં લેખો છે.

આ પુસ્તકના વાંચનમાંથી એક જોરાવર તત્વ ઉછાળા મારે છે; આ કુમારીકાની અચલ સંગીત ભકતી, સંગીતદ્વારા એમણે સાંધેલી

આર્થીક સ્વતંત્રતા, કોમના બાળકોને એમણે એક રીતે આપેલું સંગીત શીક્ષણ, અને જલસાઓ કરી કરી કોમને રૂપિયા ચાલીસ હજારની અપાવેલી દ્રવ્ય સહાયતા છે.

અમારો અફસોસ આ છેઃ સંગીતનાં જ્ઞાન સંબંધે આ ગ્રંથમાં કંઇ લખાયું નથી, ને અરધી સદીના ભરચક અનુભવોથી સમૃદ્ધ આ બાનુના જીવનના રસમય ચીતાર નથી જડતો.

પરમેશ્વર એમને આ ઉમરે એક વધુ બળ આપો—પોતાનાં પ્રીય વીષય સંગીત પર તેમના પોતાના કડવા-મીઠા અનુભવોથી રંગાએલ સંસાર પર એક પુસ્તક લખવાનું બળ."

જન્મભૂમિ.

તા. ૧૪-૧૨-૧૯૩૫.

——:o:——

## "50 Years in Music.*

"અમો નહિં ધારતા કે મુંબઇ નગરીમાં રહેતું કોઇથી પારસી કુટુંબ બાઇ ભીખાઇજી પાલમકોટના નામથી અજાણ હોય. તેમાં જરા તરાબી જેઓ સંગીતના શોખીન છે, તેઓને તો એ નામની કાંઇ અજબજ મોહિની રહે છે. અને તેમાં નવાઇ શું? જ્યારે પારસી કોમમાં ઈંગ્રેજી; મ્યુઝીક અને ખાસ કરી 'પ્યાનો' તો એક નવાઇ હતી, અરે તે જમાનો કે જ્યારે ઉંચ મધ્યમ વર્ગના તો બાજુ રહ્યાં, પણ એરીસટોક્રેટ પારસી કુટુંબોના ઘરમાં વટીક ભાગ્યેજ પ્યાનો જોવાતો હતો. તેવા જમાનામાં યાને બરાબર પાંચ દાયકા પહેલાંના એ એયામમાં બાઇ ભીખાઇજી એક નાનાં છુચીમાંય બલકે તુરતના બનેલાં બૈરાંમાય તરીકે પ્યાંનો વગાડતાં હતાં એમજ નહિં, પણ પ્યાનો વગાડતાં શીખવતાં હતાં. અને ત્યારે પચાશ પચાશ વર્ષનો એમનો પ્યાના સાથનો સંબંધ, તે બાએનો તેમનો કુદાળ

* 'અમારો અભિપ્રાય' વાળી આ કોલમ આજ કાંઇ વર્ષો થયાં ભાઇ Justice ના કાબેલ હાથોમાં લખાયલી રહી છે અને જે અપક્ષપાત, ખુબી-ખામીઓ દર્શાવતા રિવ્યુઝ તેમા રજુ થાય છે તેથી તે ઘણા વખણાયા છે. આ વાર આ કોલમ અમને હાથ કરવી પડી છે કેમ કે ભાઇ Justice એક અતિ મહત્વના કેસમાં રોકાયલા હોવાથી ફુરસદ ફાજલ પાડી શકતા નથી. પણ આવતા માસથી આ કોલમ એ ભાઇજ સાચવી લેનાર છે, એમ જાણી વાંચકો સંતોષ પામશે.

અધિપતિ.

અનુભવ એ સર્વથી આજે પારસી કોમનાં ખાસો આમ વર્ગમાં એ નામ માનથી યાદ થતું રહે તેમાં નવાઇ શું છે? કાં નહિં યાદ થાય અને યાદ રહે એમનું એ નામ? તેમનું કામ ખરેખર વખાણને પાત્ર હતું. યાદ કરો તે જમાનો, પચાશ સાલ પહેલાનો તે કાળ—અને તમેજ ધારી લેઓ કે એક ઉઘરતી, ખાનદાની તુરતની-બનેલી બૈરીમાય પ્યાનોના ટયુશન આપવાનો કલાસ કાઢે અને ઘરેઘર શીખવવા જાય, ત્યારે તે નાનકડાં બૈરાંમાયમાં જાતી હિમ્મત, ઉચ્ચ તોખમ અને ખરા ગુણો કેટલા અને કેવા હશે! કુટુંબનાંઓ અને બાહેરનાંઓએ તે કાળમાં આ બૈરાંમાયને હિમ્મત વખાણવા બદલે વગોવવામાં શું બાકી રાખ્યું હશે? છતાં, સાચને આંચ નહિં તેમ, બાઈ ભીખાઇજીએ તે કશાની પરવા કરી નહિં અને પૈસા કમાવા કરતાં ફકત મ્યુઝીકના ઉમદા આર્ટની ખીલવણી કાજ તેવણે ૫૦-૫૦ સાલ સુધી જે અદ્ભુત સેવા સંગીતની અને સંગીતના શોખીનોની કરી છે, તેથીજ એ નામ આજે આ હદે લોકપ્રિય થઇ પડયું છે. ૫૦-૫૦ વર્ષ સુધી આ બાઇએ પારસી કોમમાં અનેક પ્યાનીસ્તો ઉભાં કર્યાં છે, કહો કે ઇગ્લીશ સંગીતનો શોખ પારસી કોમમાં પેવરા કરનાર બાઇ ભીખાઇજીજ પાયોનીયર છે. એમને હાથે માથો કેળવાઇ આજે તેમની દીકરીઓ વટીક તેમનાજ હાથ હેઠળ તાલીમ લઇને પરીક્ષાઓ પસાર કરવા પામી છે. એમનું પોતાનું બહોળું જ્ઞાન દાયકાઓનો પાકો અનુભવ, જાતે એક ચુનંદા 'પ્લેયર' એ બધું હોવાથી બાઇ ભીખાઇજીએ કોઇબી બીજા મ્યુઝીક ટીચરો કરતાં વધુ વિખ્યાતિ મેળવી છે. તેમાં અજબ થવા જેવું કાંઈ નથી, પણ જાણે એ એમની સંગીતની સેવાજ એમની લોકપ્રિયતા માટે પુરતી ન હોય તેમ બાઇ ભીખાઇજીએ ૫૦-૫૦ સાલની એમની આ કારકિર્દી દરમિયાન એકલા હાથે અને જાતી મહેનતે અનેક કોનસર્ટો ઉભા કરી, હજારો રૂપિઆની સખાવતો કરી છે. એમના એવા સખાવતી જુસ્સાની તારીફ કરવા અમો પાસ પુરતા શબ્દો નથી. પોતે ૫૦-૫૦ સાલો દરમિયાન સંગીતની જે સેવા બજાવી છે, જે કાર્યો કર્યાં છે, જે પ્રસંશાઓ મેળવી છે, અને જે કોનસર્ટો ફકત સખાવતના એકલા ઉમદા હેતુથી ઉભા કીધા હતા તેની વિગતો દર્શાવતી એક દળદાર નોંધપોથી એવણે હજારોના ખર્ચે બાહેર પાડી છે, જો આ પુસ્તક એ બાઈજીએ વેચવા મુકયું હતે તો તેની સેંકડો નકલો સારી કિંમતે ખપતે અને એમાંથી પાંચ પૈસાનું મોઢું જોતે, પણ બ્હેન ભીખાઇજીએ કોઇબી ચીજ કદી પૈસા કમાવા ખાતર કરી નથી; નથી તો તેવણે કોઇ

મરહુમ ભાઇ–માતા–સગાં–સ્નેહીની યાદની ઓહમાં પેટનું ટાઢું કરવા માંગ્યું. તેવણે તો આર્ટને ખાતરજ ફકત આર્ટનેજ પોતાની જીંદગી અર્પણ કરેલી હોવાથી, આ કિંમતી યાદગાર ગ્રંથ પણ પોતાના વખાણનારાં અને મિત્રોમાંજ વહેંચવા અંગત ખરચે છપાવી બાહેર પાડયું છે કે જે ઉપરથી તનદુરસ્તી અને આંખ જેવાં અમૂલ્ય રતનના ભોગે પણ એવણે સંગીતની કેવી મેવા બજાવી છે, તેનો વાંચકને ખરો ખ્યાલ આવે છે. વળી એવણ એક સારાં સંગીતકાર ઉપરાંત સાહિત્યમાં પણ કાંઇ ઓછાં જાણીતાં નથી. એમના નિબંધો અને વાર્તાઓ આજેબી હોસથી વંચાય છે, કે જે વર્ષોની વાત ઉપર જગે જગ પ્રગટ થયા હતા. અમો બાઇ બીખાઇજીની આવી અનુપમ સેવાઓની આજે નોંધ ખરાં દિલથી લઇ દુવા ગુજારીશું કે એ મેહરબાન બ્હેન પાંચ દાયકાની ખંતીલી સેવા પછી તનની દુરસ્તી અને મનની શાન્તિ વચ્ચે બીજાં અનેક સાલો સુખરૂપ ગુજારવા સમર્થવાન બનો.

અધિપતી–કુરસદ.

જેન્યુઆરી ૧૯૩૬.



"......ગઇ કાળનો તમારો 'ફેરવેલ રીસાઇટલ' ઘણોજ ફત્તેહમંદ ઉતર્યો, તે માટે હું તમને મુબારકબાદી આપું છું અને ખુદા પાસે હાથ જોડી દુવા ગુજારૂં છું કે તે સાહેબ તમને તન, મન અને ધનનું ઘણું સુખ આપે. અને સર શાપુરજી બીલીમોર્યાએ કહ્યું હતું તેમ તમારી ડાએમંડ જુબીલી ઉજવવાને તમો શકતીવાન અને તંદરૂસ્ત રહો!......"

ગુલબાઈ સો. જ. જીજીભાઈ.

તા. ૭–૬–૧૯૩૫.

—:o:—

"........આશા છે કે તમો બ્હેનજી પણ લાંબા વખતની જંજાલ પછી ફારેગ થયાં હશો. તમારી મહેનતને પુરતો જશ મલ્યો છે. એમ દરેક પેપરોમાં પણ તમારી કદરશનાસી થઇ છે, તે જોઇને હું ઘણી ખુશી છુંજી.

પરવરદેગાર હવે તમને પુરતી તનદરોસ્તી અને આશાયસ ભરી સુખી જીંદગીમાં રાખો! આમીન!..... ..."

તા. ૧૮–૧–૩૫. પીરોજા બેહેરામજી કરંજીઆ.

—:o:—

"........બ્હેનજી તમારૂં કાર્ડ વાંચી ઘણીજ નારાજ છું. તમો બ્હેનજી પર કેટલી મુસીબત આવીને પડેચ! તમારી મનશની પ્રમાણે તમુને તો કાઇ તકલીફ પડવી ન જોઇએ. એબી વખત નીકલી જશે. તમો છોકરાંઓ વિષે લખોચ કે એ લોકને લીધે મને ટાઉન હોલમા આખરે જવુંજ પડયું, તે તમે શું કરો? તમે તો અમસાં-પોતીકાંની લાગણી ઘણી દેખાડોચ, પણ બ્હેનજી તમારૂં કામજ એવું પડયું તે તમુને જયા વગર નહીં ચાલે. વરસોની તમારી તેમજ બચ્ચાઓની મહેનત ઠેકાણે પડી એટલે બસ. ખુદાતાલા તમને સદા તમારા કામમાં ફત્તેહ આપે....તમારૂં મન તો અસલથીજ મોટું છે, આજે આટલું ભલા માટીડા નથી કરી શકતા........બ્હેનજી, તમારી લાયકીજ તેવી છે. તમારી શું ઉમર થઇ ગઇ કે તમે જીવને આવી રીતે ગણોછ? જયારે અમારાં જેવાં દુ:ખી કેમ જીવેછ? ખુદા જાનેછ તો ઘણું છે! તમે જીવતા રહો અને સુખી રહો એજ સાંભલવાનો અમને સંતોષ છે કે અમો જેવાંની કાળજી રાખોછ........"

મઉ. મીઠીબાઈ ર. પારખ.

તા. ૮-૨-૧૯૩૫.

—o—

"........સંગીતને પોતાની તમામ જીંદગી અર્પણ કરનાર તરીકે તમો બ્હેનજીને પીછાણતાં હમો બન્નેને ઘણીજ ખુશાલી લાગે છે. જે રીતે તમોએ નામનાં સાથ આ ખુદાઇ હુન્નરમાં ૫૦) વરસ પુરાં કીધાં તેથી બલકે વધુ નામના સાથ બીજાં ૫૦) વરસ પુર તંનદરોસ્તી વચ્ચે કાઢી બીજી નવી ભેટ મોકલવાને જીવો એવી મારા સોરાબજીની અને મારી દરેક વાતની ભલી દુવાઓ આમીન થાઓ! તંનદરોસ્તી........"

ભીખાઇજી સોરાબજી દારૂવાલા.

તા. ૬-૫-૧૯૩૫.

—:o:—

## સર હોરમસજી કા. દીનશાહ નાઇટ,
## એમ. વી. ઓ. તરફનો કાગળ.

"........તમોએ મેહરબાની કરી તમારી "50 years in Music" ની ચોપડી એક મને ભેટ મોકલી તે માટે હું તમારો ઘણો આભારી છું.

એમાં તમોએ જે લખાણો કર્યા છે તે ઉધરતી ઓલાદને એક ભલી નશીયત રૂપી છે અને કેટલી એક નશીયત મેં ઘણી ખુશી સાથે વાંચી છે........."

"હોરમસજી કા. દીનશાહ."

મહાબળેશ્વર,
તા. ૭–૫–૧૯૩૫.

——:o:——

"........તમારી ઉપયોગી અને ઉદ્યોગી જીંદગીની સાંજ પરવરદેગાર તમોને સગવડ અને શાંતીમાં ગુજારવાને સર્વ સાહ્યતા બક્ષે, એવી બંદગી સાથે........"

"શીરીન માણેકજી ખરશેદજી."

તા. ૧૫ મી મે ૧૯૩૫.

——:o:——

"........તમે મારે માટે એક સુંદર ચોપડી "50 years in Music" મોકલી તે માટે તમારો ઘણો મોટો ઉપકાર માનું છું. તમારો 'આર્ટ' ખરેખર 'ડીવાઇન' છે. તમારા 'આર્ટ'નો લાભ હજારો છોકરીઓએ લીધો છે, તેમાની એક મારી હોમાય છે. તે તમારા ઉમદા "ટીચીંગ પાવર" ની હંમેશાં વખાણ કરે છે, તમારો 'કોનસર્ટ' ઘણો ફ્તેહમંદ નીવડયો તેમાં કાંઇજ નવાઇ નહીં. તમારી મેહેનતનો તે બદલો હતો. તમારી બુક 'ઇન્ટરેસ્ટીંગ' છે, તે વાંચતાં તમો બેહેનને ઘણાં માંનથી યાદ કરશું. તમારા 'ડીવાઇન આર્ટ' માં તમે હજુર ઘણી ફ્તેહ મેલવો એવી દુવા ઇછું છું........"

તેહેમીનાં દીનશાહ બરજોર-બહેરામ.

તા. ૧૬–૫–૧૯૩૫.

——:o:——

"........પરવરદેગાર તમોને તમારી મેહનતનો હજુર વધારે સારો બદલો આપેજી અને તમોએ એ ફંડનો જે રૂડો ઉપયોગ કીધો છેજી તેથી ખરેજ હમો વાંચીને ખુશી થયાં છીએજી કે આપણી હમજાતનાં ચાલાક ને ચંચલ ફરઝંદોને એ ફંડનો ઉત્તેજન સાથે સારો લાભ મળશેજી. અને તમો બેહનજીને તે મેલવનાર હંમેશાં સારી દુવા દઇનેજ વાપરશેજી.

તમારી ચોપડી ધીરજથી બધી વાંચશુંજી, થોડી ઉતાવળમાં વાંચી છેજી ને ખરેજ તમારાં જેવાં આપણી કોમનાં બાનું મગરૂરી લેવા લાયક છેવોજી, એ હું જરાબી સહરાગાત કરી લખતી નથી.

તે કીરતાર તમો બ્હેનજીને સારી તંદરોસ્તી સાથની સુખી લાંબી જીંદગી બક્ષે અને તમારા આએ મ્યુઝીકનાં કામનો બદલો ઘણા માન જસ સાથે મેલવી તમારૂં પનોતું નામે ને કામ આએ દુન્યામાં અમ્મર રહો! એવી ખરાં જીગરની દુવા ચાહુંછુંજી. તે પરવરદેગાર આમીન કરેજી........"

મહેરબાઇ સોરાબજી સ્પેનસર.

તા. ૧૮–૫–૧૯૩૫.

——:o:——

"........તમારો આખો જનમારો મ્યુઝીક વીદ્યામાં માન ભરેલી રીતે પસાર થયો છે, અને આપણાં પારસી બેહેનોમાં એ પુસ્તક એક યાદગારી ભરેલું રેહેશે........"

રતનબાઈ જાંગીર ડો. ફ. કરાકા.

તા. ૧૯–૫–૧૯૩૫.

——:o:——

"........હમો બન્ને (સોરાબ તથા હું) તમારો ઘણો ઉપકાર માનીએ છૈએ ને ખુશી સાથ સદા તમારી યાદગારી દાખલ જાલવી રાખીશું. ખુદા તમોને તબીઅતે સદા મજાહના રાખે, ને તેની મેહેરબાનીથી બીજીબી ચોપડી ૧૦) વરસ પછીની લખી બાહાર પાડો. એજ દુવા છે......"

નાજમાએ સો. કા. હોરમસજી.

તા. ૨૧–૫–૩૫.

——:o:——

"...........એવું એક પુસ્તક બહાર પાડવા માટે તમો અમારા અતી પુરાણાં અને કદરદાન બ્હેનજીને હું ખરા દીલથી અભીનંદન આપું છું.. ..... "

મેરવાનજી મ. બનાજી.

તા. ૨૧–૫–૧૯૩૫.

———:o:———

"........તમારૂં ૫૦ વરસની મ્યુઝીકનો અનુભવવાળું કીમતી પુસ્તક મલ્યું છેજી......એ ઉપરથી જણાય છે જે તમોએ તમારી જીંદગીમાં ભારે રંજ વેઠી આ કીરતીની ટોચે પહોચ્યા છો. પુસ્તક ઘણું ધડો લેવા જોગ છે, અને બાનુંઓને માટે તો ઘણુંજ ઉપયોગી તેમજ ઉત્તેજન લેવા જોગ છે......

પરવરદેગાર તમોને લાંબી જીંદગી બક્ષે અને આવી રંજ પછી શાન્તીમાં જીંદગી ગુજારો એવી મારી દુવા છે.

કેતાયુન દા. માછી.

તા. ૨૮–૫–૩૫.



"........તમો બ્હેન આ ઉમરે પણ લખાંણ–બાજીમાંથી ચુકતાં નથી, અને જીંદગીનો અને વખતનો કેવો સારો ઉપયોગ કરો છો! એ ખરેજ વખાણવા લાયક છે........"

ડોસીબાઈ પે. મોવડાંવાલા.

તા. ૨૮–૫–૧૯૩૫.



"........તમારી ચોપડી જોઇ હું ઘણીજ ખુશી થઇ છુંજી. ખરેખર બેહેનજી તમારૂં લખાણ ઘણું બોધ લેવા જોગ છે. અને તમારી માફક જીંદગી ગુજારવાની સઉ કોઇને પરવરદેગાર શકતી બક્ષે એવું ચાહું છુંજી........"

હેમીના મીનોચેર પાવરી.

નૌસારી.
તા. ૨૯–૫–૧૯૩૫.



"ચંઝદાં દાદાર.

"મહેરબાન નેકનામ કીર્તિવંત બ્હેનજી સાહેબ,

"ભીખાઇજી શુ. બે/- લીમજીભાઇ પાલમકોટ,

"આપે રચેલ "50 years in Music" ભાઇજી ખરશેદજી કા. દેશાઇ (ગૅાડલવાલા) માર્ફતે મોકલેલી તે પહોંચી છેજી. તે માટે આપનો મોટો ઉપકાર માનું છું. એક જુના ભાઇને હજી આપ યાદ રાખી રહ્યાં છો, તેથી મ્હને ઘણો આનંદ થયો છેજી. શુક્રનીતિમાં કહ્યું છે કે 'દરેક મનુષ્યે આ જન્મે કાંઇ પણ શુભ કીર્તિ કરીનેજ મરવું જોઇએ.' ખુદા પાક તમોને તંદુરસ્તી સાથે લાંબા આયુષ્ય આપે, પણ તમે એક એવી નામનાં કરી છે કે, પારસી સન્નારીઓમાં સારી કીર્તિવંત જીંદગી પસાર કરી છે, અને ખુદાઇ આશીર્વાદ પામેલા સંગીતનાં હુન્નરમાં અગ્રપદ મેળવી ઉચ્ચ પ્રમાણ-પત્રો મેળવ્યાં છે, તે વાંચી કોઇ પણ પારસીને મગરૂરી લાગ્યા વિના નજ રહે. ભવિષ્યનાં પારસી ઇતિહાસમાં તમારૂં નામ પણ અગત્યની જગા લેશેજી. પોતાનાં મા-બાપ તથા કુટુંબને પણ ઉજ્જવળ કર્યાં છે. ધન્ય છે, બ્હેનજી, આપે પાશ્ચિમાત્ય દેશોમાં પણ સારી કીર્તિ જમાવી છે, અને હજીય તમે આબાદીવાળું જીવન ગુજારી વધુ પ્રકાશ નાંખો એવી મ્હારી દાદાર અહુરમઝદ પાસે પ્રાર્થનાં છેજી. સુખી રહો, બ્હેનજી.'

"તમારો શુભેચ્છક ભાઈ,

નવસારી. 'શો. મ. દેશાઇની દરેક ભલી દુવા

તા. ૨-૬-૧૯૩૫. આમીન થાવ!"

———:o:———

"........મારા શબ્દોને દરેક રીતે તમે લાયક છો મને થોડા દીવસ થયાં એમ લાગે છે કે તમારાં જેવાં બાનુંનાં કામ માટે સરકાર તરફથી કાંઇ 'ટાઇટલ' ની નવાજેશ આ આગમચ થવી જોઇતી હતી. જાંણે તમેબી મારી માફક અંધારામાં રેહેવાનૃં પસંદ કરનારાં, તેમજ સસ્તી જાહેરાત શોધનારાં નહીં હોવાથી, એવું કાંઇબી મેળવવા પામ્યાં નથી. ખરે! તમને સમજુ-લોકો વખાણે છે ને તમારાં કામને વધાવે તેજ બસ........"

અરદેસર એમ. પી. કરાઈ,

તા. ૧૩-૬-૩૫.

"........બેહનજી તમોએ તમારી આખી જીંદગી સંગીતનાં શોખમાં શીખી, ને શીખવવામાં ગાલી, ને એ ભારે જેહમતભર્યું કામ મુંગે મોહડે ઢોલ-તાસા વગાડયા વગર બીજાં બેહનોને તેનો લાભ આપ્યો, તે તમારી ખંત-કાલજીનો બદલો તે સાહેબે તમને ઘણું માન શોભામાં વાલી આપ્યો, એ ખરેજ ખુશી થવા જોગ છે. વલતી તમો બેહને જે બેહનોને એ ખુદાઇ હુન્નર શીખવ્યો, તેઓ પણ તમારી માફક તેને ચીવટાઇથી વળગી રહી બીજાંઓને શીક્ષણ આપી તમારાં જેવાં માન મેલવવાને ભાગ્યશાળી થાય, એ માંગવું છે.

તમો તમારાં કામમાંથી ફારગ થયાં છો તો શાંતિ, તંદુરસ્તી સાથ તમારો વખત આનંદમાં પસાર કરો એ માંગવું છે........"

શુનાબાઇ ન્હાનાભાઈ રાણીનાં.

તા. ૧૭-૬-૧૯૩૫.

—:o:—

"........તમારી ઉપયોગી જીંદગીનો હેવાલ, તમોને ઉઠાવવી પડેલી મુસીબતો, ખાનગી આસામીઓની પ્રસંસા, જાહેરમાં મલેલાં માન, ઇત્યાદી, વિગતો વાંચવાનું ઘણું રસીલું અને ધડો લેવા જોગ લાગ્યું હતું.

હવે તે તમારી કીર્તિવંત જીંદગીનું વહાણ ખરાબે અફડી અફડીને પણ સલામત કીનારે આવી પુગ્યું છે; તો બાકીની જીંદગી નિરાંત મનની અને શાંતી ભરેલી ગુજારો એવું હમો બન્નેનું ઇચ્છવું છેજી. તમોએ ચાહીને હમોને યાદ કરી મોકલેલી ભેટ માટે આભાર માન્યે છીએ, અને તે સદા મારી પાસે માન અને પ્યાર સાથે સાચવી રાખીશ તે જાણજોજી........"

જરબાઇ સોરાબ પારખ.

તા. ૨૬-૬-૧૯૩૫.

—:o:—

"........સાહિત્ય અને સંગીતની તમે જીવનભર જે સેવા બજાવી છે, તે એક હિન્દુસ્તાનની સદ્ગુણી નારને દરેક રીતે શોભાસ્પદ છે. તેમજ સર્વને આદર્શરૂપ પણ છે. મુબઇની ને મુબઇ બહારની કદરદાન પ્રજાએ તમારી સેવાઓની ખરી કદર મોટેથી પણ કીધી છે. એ સંતોષની વાત છે. સદ્ગૃહસ્થ કે સન્નારી તો કંઇ પણ બદલાની આશા વિના પ્રભુ પ્રીત્યર્થેજ પોતાની સેવા અર્પણ કર્યે જાય છે, પણ દુનિયાની પણ ફરજ

છે કે એ સેવાની યોગ્ય પિછાણ કરી જગત-જન આગળ તેની કદર કરાવી, તેને ભવિષ્યની પ્રજા આગળ આદર્શ રૂપ બતાવવી. તમો બ્હેનજીએ ધર્મ અને નીતિનાં સીધા અને સાચા પંથે તમારી આખી જીંદગી પસાર કરી તમારા જીવનને ધન્ય કર્યું છે. પ્રભુ તમો બ્હેનજીને એ જીવનની સાંઝ શાંતિભરી અને અનેક રંગી સૌંદર્યભરી પસાર કરાવે!

સંસાર તો રાત્રિનાં આકાશ જેવોજ છે. તારા છૂટા છૂટા ને બાકીનો બધો અંધકાર! આપણે તો આપણાજ પ્રકાશે એ અંધકાર લઢીને આગળ વધવાનું છે."........તે કીરતાર તમોને તનદરોસ્તીભર્યું લાંબું આયુષ્ય આપે ને તમારી કીર્તિ સદા વધુ ફેલાતી રહે ને તમારી સંગીત વિષેની નામના સદા ઝળઝળતી રહે ને વધે, એવી દુઆ ચાહું છું......"

અરદેસર ફ઼્. ખબરદાર.

મદ્રાસ.

તા. ૨૭-૬-૩૫.



"........મ્યુઝીકમાં તમોએ જે નામના કાઢી છે અને માન મેલવ્યું છે, તે માટે હમો ખરેજ મગરૂર છીએ. અને હજી પણ વધુ માન અને કીરતી ભોગવો એવી દુવા ગુજારીએ છીએ. દાદાર હોરમઝદ તમોને લાંબી તંનદરોસ્ત, મનદરોસ્ત, સુખી, આબાદી જીંદગી બક્ષે, અને ખુદાઇ હુન્નરમાં વધુ પ્રવીણતા મેલવો એવી હમારી સર્વેની દુવા આમીન થાવો! આમીન!........"

(ડૉ.) સોરાબ હો. બોઇસ.

તા. ૨૮-૬-૩૫.



"........હું જરૂર ઘણીજ કાળજીથી બધો હેવાલ વાંચીશજી. માહરા સસરાજી પણ ચોપડી વીસે તમારો ઉપકાર માનેછેજી. અને મ્યુઝીકની બાબદમાં આપણી નાની પારસી કોમમાં તમો બેહેને જે નામ કાઢેલું છે, તે વાસ્તે હમો સર્વ ઘણાજ મગરૂર છીએજી. ખુદા તમુને તનદરોસ્તી સાથે લાંબી જીંદગી બક્ષે, અને તમો તમારી ખરી મહેનતનો જે પૈસો હોય તે સુખથી વાપરો. એવી હમારી દુવા આમીન થાય ......"

ખોરશેદ એ. રૂ. મલબારવાલા.

તા. ૧૦-૭-૩૫.

"………બ્હેન, તમો કામથી retire થયાં ખરાં પણ પ્યાનાથી તો મને લાગે છે તેમ છેલ્લી ઘડી વેર છુટાં પડશોજ નહીં ચોપડી વાંચવાની iteresting લાગશે. કોઇ વખત બનશે તો જરૂર આવી તમો બ્હેનને પાછાં વજાડતાં સમજીસ.

આસા છે જે તમારી તબીયત હાલ ઠીક રહેતી હશે. કામ વગર ચેન પડેચ કે? એક વાર આટલી busy life ગુજારવા પછી અમથો વખત કાઢવા તો નહીંજ ગમતો હશે, એટલે તમારા વહાલા મીત્ર 'પ્યાનો' સાથેજ વધુ વખત ગાળતાં હશો. ખરૂં કેની?………"

ગુલબાઇ પીરોશા પે. સરાફ.

તા. ૧૦–૭–૩૫.

"……જેમ ગુલાબનાં ફુલના ઝાડને માલી મેહેનત લઇ ઉગાડે છે, અને તેમાથી ખુશબોદાર ફુલો ઉત્પન કરે છે, તેજ માફક આપ બ્હેને મેહેનત લઇ કોમળ મગજમા મ્યુઝીકની કેળવણીનાં ઉત્તમ બીજ વાવી આપ્યા છે, અને જ્યારે એ બીજમાથી ઉત્તમ ફુલો નીકળ્યાં છે અને નીકળશે, ત્યારે તેની સુંદર ખુશબોથી તમારો આત્મા આનંદ થાશે!

તમો બ્હેને તમારી સકમાઇથી તમારી હૈયાતીમાં જે બાદશાહી સખાવતો કીધી છે, તે હંમેશાં યાદગાર રહેશે; અને આવતી ઓલાદમાં તમારૂં નામ અમર રહેશે. **ભાગ્યશાળી તે છે કે જે પોતાની હૈયાતીમાંજ સખાવત કરી જાય છે………"**

જેહાંગીર સોરાબજી બેંકર.

તા. ૨૧–૭–૧૯૩૫.

"………વ્હાલાં બેહેનજી, આપે કેટલાં હેતથી હમોને યાદ કરી રસીલા હેવાલોની અતી સુંદર ને બોધ લાયક કીમતી ચોપડી અમારે સારૂં ભેટ મોકલવા તસદી લીધી છે. એ સુંદર ચોપડી ખચ્ચીતજ ઘણી સરસ છેજી, અને હમો હંમેશ એ તમારી હેતની ઇંધાંની દાખલ જાળવી રાખી મગરૂર બનશુંજી. ઘણીજ મેહરબાની ચાહીને યાદ કર્યા બદલ મારા નરીમાન તેમજ હું માંનીએચજી ને તમારી ભલી લાગણી સારૂ ઉપકારી છૈએ. આવી ઉમદા ને સરસ 'સરટીફીકેટસ' મેલવવા ખરેજ તમો ભલાં બેહેનજી ઘણાં લાયક છોજી, અને તમો લાયકને લાયકજ માન મલતું રહ્યું છે ને રેહેશે, એમાં શકજ નથી. આપનો આ ચોપડીમાં અતી

રસીલો ને કરૂણાંરસીક હેવાલ ખરેજ ઘણો ઉત્તમ રીતે દર્સાવેલો છે. જે અધુરો મુકી ઉઠવા નહીંજ ગમે એમ લાગેય ને વાંચ્યાજ કરીએ; એમે થાય છેજી. ખચ્ચીત તમારી અથાગ મહેનત, ને તમારાં pupils તરફની અથાગ જહેમતોનો અચ્છો ખ્યાલ એમાં કરાવેલો છે, જે વાચ્યાથી સૌનાં દીલમાં તમો ભલાં શીક્ષક માટે ઘણું માન અને વહાલ સૌને છુટયા વીનાં રહે નહીં, સૌએ ખરેજ ઘણી તારીફ લાયક વખાંણો ઘણી appropriate ગાયલી છેજી. ખુદા એ સર્વે જર અને જહેમતનાં બદલા તમને ઉત્તમ સુખમાં અને સરસ તનદરોસ્તી ને નહોઝલાલીમાં વાલી આપે એજ અમારૂં ચાહવું છેજી. આમીન! આમીન!!........."

'સાગર મહાલ,' **તેહમીના નરીમાન લાલકાકા.**

વાલકેશ્વર રોડ, મુબઇ.

તા. ૨૦–૭–૧૯૩૫.

"........તમારી લાંબા અનુભવથી પ્રગટ કીધેલી મ્યુઝીકની લાઇનમાં ૫૦) વરસો આસાનીથી પસાર કીધાં તેનાં અહેવાલની ચોપડી વાંચી મને બેહદ ખુશાલી પેદા થઇ છે. તમો જેવાં બાનુંનાં ફિલંસુફિઆઁ ઉત્તમ વિચારોનો સમાવેશ કરવામાં બહુજ ડહાપણ વપરાએલું હું જોઉં છું. તમારી આરામને માટે ચાહેલી બાકીની જીંદગી ખરાં સુખ, સંતોષ ને આનંદમાં ગુજારવાની તમને ખુદા શકતી આપે; અને વધુ ચઢતી કળા જેવા તંદરૂસ્ત જીંદગીની નવાજેશ કરે! આમીન!........"

**આવાંબાઈ ફરદુનજી મહેતા.**

"Alexandra Sewing School,"
Grant Road.

તા. ૩જી ઓગસ્ટ ૧૯૩૫.

"........તમોએ ચાહીને ભેટ મોકલેલી ચોપડી "50 years in Music" મને મલી છે. જે વીશે ઘણી મેહેરબાનીની માનુછુંજી. તમારી ખન્ત શીખવાની, તથા કાળજી શીખવવાની ખરેજ માનભરી છેજી, તેમજ આપણાં પારસી લોકોને મગરૂર થવા જેવી છે. પાક દાદાર તમો બેહેનને તન-મનની દરોસ્તી અને સર્વે રીતની શાંતી: સાથે રાખે. આમીન!......"

**પુતલીબાઈ આર. ડી. ચીના.**

તા. ૬–૮–૧૯૩૫.

"………તમારૂં નામ તો મ્યુઝીકમાં અસલથીજ ઘણું માનીતું ને જાણીતું છે. અને તેથી આ તમારૂં કીમતી પુસ્તક સૌને ખરેજ ઘણું ઉપયોગી થઇ પડશે એમાં કંઇ શક નહીં………"

**ફુમી એરચશાહ લાલકાકા.**

**અમદાવાદ.**
તા. ૬–૮–૧૯૩૫.



"………તમારી ચોપડી ઘણીજ વાચવા લાયક અને ઉપયોગી છેજી, અને તે વાંચવાથી અમુને ઘણું નવું જાણવાનું મલ્યું છેજી. તમારી ફતેહમંદ જીંદગી, અને ઝલકતી કારકિર્દી એવી તો સરસ રીતે અંદર આપેલી છે કે તે વાંચીને તમુને ધન્યવાદ આપ્યા વિના ચાલતું નથી. પરવરદેગાર તમુને લાંબુ આયુષ્ય, ઘણી તનદરોસ્તી સાથે બક્ષે, અને તમો જેવાં લોક ઉપયોગી બ્હેન સદા સુખી ને ખુશી રેહેવો એજ અમો સર્વેની દુઆ છેજી, તે આમીન હોજો!………"

**અમદાવાદ.** **જોલી ફીરોઝ વકીલ.**
તા. ૧૪–૮–૧૯૩૫.



**ભાઈ રૂસ્તમ બ. પેમાસ્તર,**
**બી. એ., એલ એલ. બી., એડવોકેટનો કાગળ.**



"………તમારી લગભગ અર્ધી સદીની મ્યુઝીક માટેની અતી ઝળકતી કારકીર્દી માટે તમને ધન્યવાદ આપું છું. તમારી યસવંતી જીંદગીનો હેવાલ પણ મોકલશોજી.

તમારૂં પાલમકોટ કુટુંબ હમારા કુટુંબ સાથે સગાઇ ધરાવે છે, તે કદાચ તમુને માલમ હશે………"

**૧૯૩૫.**

---

"………તમારૂં 'પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ' નામનું પુસ્તકનું છેલ્લું પ્રકરણ જગ–જાહેર 'કયસરે હિંદ' નાં નવા સાલનાં અંકમાં મારા વાંચવામાં આવ્યું છે. તેમાં લખાયલો એકે એક બોલ

તમારી પાક્કી કલમે લખાયો છે, તે ગોયા એવું દેખાડે છે કે તમારી કલમની ઉપલી ટાંચ ઉપર કોઇ ફરેસ્તાએ બેસીને તમોને આવો ખુદાઇ સાચ્ચો પ્રેમ દરશાવવા કલમ ચલાવવાની બક્ષેશ કીધી હોય એમ ભાસે છે અને તે વાંચી હું ઘણોજ આનંદ પામ્યો છું.........Music is the only food of the soul'.........તમોએ તમારાં લખાણમા લખ્યું છે કે જેમ જીવ વગરનું વાજીંત્ર કેવું મીઠું અને કેટલું મધુર બોલી શકે છે, તેમજ ઇનસાનો કાંય નથી બોલી શકતાં? ઓ ખુદા! અગર ઇનસાનનાં ગળામાંથી જો એક મધુર બોલવુ નીકલતે તો બેહેસ્ત અહીંજ હોતે!... બીચારા 'ઓલ્ડ માસતર્સ' તો ભુખ્યા મરી ગયા, પણ તે લોકનો હુન્નર તો આજેબી લોકો પુંજે છે.........મજકુર પુસ્તકમાનો ખુદાઇ નેકી-નીતીનો બોધ હાંસલ કરી સદગુણોનું અમૃત ચાખતો રહીશજી.. ..... તમારી ફરેસ્તાઇ કલમે લખાયલી ચોપડી હું બહુ હરખ ઉમંગ અને આનંદ સાથે વાંચું છું, અને તેમાં એટલો લીન થઇ ગયો છું કે તેમાનાં કોઇ કોઈ ભાગો ઘણાંજ બોધદાયક અને અશોધથી ભરપુર જણાય છે તે બબે ત્રણ-ત્રણ વાર વાંચી મનને મગન કરૂં છું. કોઇ કોઇ ભાગોમાં તમોએ વગર વાંકે કેવા કેવા કમીના અધર્મી, બેવફા, નીંદાખોર લોકોનાં તાના-જાનીના સખુનો તથા ચુગલીઓ સહન કરી તે બારે હકતાલાને ફરીઆદ કરી ખુદરતને હવાલે કર્યાં છે. એમાં ખરી દાનેશમંદી અને સદગુણો સમાયલા છે! મારાં ખરાં અંતઃકરણની દુઆ છે જે તમો માતાજી હવે તમારા સદાનાં પ્રેમાળ પીઆનોનાં પાસાંમાંજ રહી તમારી અખુટ વીદ્યાનો Pierean spring નું અમૃત હોસે હોંસે નોશ કરતાં રહો. પચાસ વર્ષ સુધી અથાગ જેહમત ખેંચવાના બદલામાં ખરૂં નીખાલસ સુખ અને શાંતી પુર તંદરોસ્તી સાથે ભોગવતાં રહો, અને 'ડાયમંદ જુબીલી' ના મુબારક પ્રસંગે કોઇ બીજું રસીલું પુસ્તક ભેટ કરશો, અને બને તો તે શુભ પ્રસંગે મને ટાઉન હૉલમાં તમારી ખીદમતમાં હાજર થવાને તેડું મોકલશોજી........"

આર્ટનો પુંજારી,

**કેકી માણેકજી મુસ.**

સપટેમ્બર ૧૯૩૫.

———:o:———

"........આપની આ ચોપડી ખરેજ વખાણવા લાયક અને કુલ પારસી કોમને મગરૂર થવા લાયક છે, કે આપણા એક પારસી બાનુંએ આટલી સરસ રીતે એ ચોપડી લખી, અને તે પણ પોતાની ખરેખરી noble life ની........એ ચોપડી વાંચતાં આપણને માલમ પડે છે જે તમારી કેટલી noble, kind, sympathetic, and above all invaluable character and career છે. ખુદા તમોને સદા સુખી રાખે........"

મદરાસ. **હોમાય જાલ બાટલીવાલા.**

તા. ૨૮–૯–૧૯૩૫.

—:o:—

**ડૉ. ફરામજી ડી. નાણાવતી, એલ. એમ. એન્ડ એસ. તરફનો કાગળ.**

"........તમારી ફતેહમંદ કારકીર્દિનો હેવાલ વાંચી મને અત્યંત ખુશી પ્રાપ્ત થઇ. પાક પરવરદેગાર તમોને એથીબી ઘણા જાહોજલાલીના દિવસો દેખાડે એ મારી દુઆ આમીન થાવો!........"

ધરમપોર–સીમલા.

તા. ૨૮–૯–૧૯૩૫.

—:o:—

"........તમારી સુંદર કલમથી લખાયલી ચોપડી ભેટ મોકલી, જેને માટે હું તમારો ઘણોજ ઉપકાર માનું છું.........એ ચોપડી ઘણી practical અને ઉમદા દેખાય છે.........તમારાં નામથી મુંબઇમાં કોણ અંજાણ છે, અને તમારૂં નામ તો ઘેરેઘેર Music (મ્યુઝીક) ને લીધે તથા પરોપકારી કામોને માટે ઘણું મશહુર છે, તે સૌ કોઇ જાણે છે......"

**"નાદર સોરાબજી લાલકાકા."**

અમદાવાદ.

તા. ૧૯–૧૧–૧૯૩૫.

"........તમો બ્હેનનાં સંગીતના ઉંચાં જ્ઞાન અને પીઆનોની કાબેલયત માટે ભાગ્યેજ કોઇ અંજાણ હોય!

એવા વિદ્વતાભરેલાં સંગીતની 'ગોલડન જ્યુબીલી' ઉજવવામાં આવી છે, તેને માટે હું મારાં છોકરાંઓ અને કુટુંબ તમો બેહેનને અમારાં ખરાં દીલની મુબારકબાદી મોકલ્યે છીયે, અને એ પ્રસંગે તમો બ્હેનના બોહોલાં જ્ઞાનથી લખાયલી કીંમતી બોધદાયક અને સુંદર ચોપડીઓ તમોએ મોકલી છે, તેને સારૂં અમો તમારાં ઘણાં અભારી થયાં છીયે........તમો બ્હેનને અમે પારસી કોમની મગરૂરી સમજીયે છીયે. તમારી પરમાર્થી જીંદગી તો ઘણી કીંમતી ને ઉત્તમ કહેવાય.

ખુદા તમોને હંમેશાં તમારાં પરગજુ કામમાં જસ આપે ને લાંબી જીંદગી સાથે રાખે, એવી અમો સૌની દુઆ છે........"

**અમદાવાદ.** **દીનબાઈ શેરાબજી લાલકાકા.**

તા. ૧૯–૧૧–૧૯૩૫.

——:o:——

## શમસુલ ઓલમા દસ્તુર ડૉકટર માણેકજી ન. ધાલા, એમ. એ., પીએચ. ડી., ડી. ડી. લીટ., નો અભિપ્રાય:—

"........જીંદગીનાં ૫૦ લાંબા વર્ષો સંગીત અને સાહિત્યની ઝળકતી સેવામાં અર્પણ કરવાનો સંતોષ દાદાર અહુરમઝદે તમો બ્હેનને જીંદગીની સાંજે બખસ્યો છે, તેનો ભોગવટો કરવાને વોહુ જીતિ, ઉસ્ત જીતિ, દરેષો જીતિ. 'ભલી જીંદગી, સુખવાસી જીંદગી અને લાંબી જીંદગી' બખ્શાયશગર સાહેબ તમોને આપે. આમીન!........"

**કરાંચી.**

તા, ૨૭–૧૧–૧૯૩૫.

——:o:——

"........તમારી આ મનન કરવા લાયકની ચોપડી વાંચવા પછી મારી મુંજવણ એ છે કે કેવા વીચારો જણાવી તમો બેહેને અરધી સદી જેટલી લાંબી મુદત સુધી મ્યુઝીકનાં ખરા આશક તરીકે જે સેવા બજાવી છે, અને તેમ કરવામાં તમારી કીંમતી દેહ, પૈસા અને આશાયશના મોટા ભોગ આપ્યા છે,' જે તમો બેહેન માટે આફ્રીનનાં ઉદગારો ઓચરાવે છે, તેને ઘટતો ઇનસાફ આપું.

મ્યુઝીકનાં નામીચા અભ્યાસીઓએ, જાહેર છાપાએ તેમજ ઘણાં મોભાદાર જાણીતાં આસામીઓએ તમો બેહેનનાં અથાગ ઉદ્યોગ, મ્યુઝીકનાં ઊંચા જ્ઞાન અને હદબાહારની જેહેમતની જે મોટી પ્રશંસા કરી વખાણના ઉદગારોથી તમારાં બીકટ કામનેજ લાયક ઇનસાફ આપ્યો છે, જેને તમો બેહન ઇંચે ઇંચ લાયક છેઓ એમ તમારા વીરૂધીઓ પણ કબુલ કરશેઃ તમારી ચોપડી વાંચવા પછી તમો બેહેન માટેનાં માનમાં ઓરખી વધારો થયો છે, એમ તમો બેહેનને ખુશી કરવા લખતો નથી. તમારા કોનસર્ટોનાં વખાણનારાઓ અને તેની કદર બુજનારાંઓમાંનો અદના સેવક પણ એક હતો, પણ કેવી દીલગીરી કે દર વર્ષે તમારા કોનસર્ટોની મોજ અને પ્યાનો વગાડવાના તમો બેહેનના ઊંચા જ્ઞાનની મલતી મજાહ હવે બંધ થાઇ છે.

જે મહાન મ્યુઝીશીયનો એ સંગીતની સેવા બજાની પોતાનું નામ અમ્મર કરી ગયા છે, તેઓની સંફમા તમો બેહેનનું નામ બીરાજતું જોવાને તમારા ખેરખ્વાહોને ઘણી ખુશાળી ઉપજશે. વધુ તો એ કે જરથોસ્તી કોમમા આજ સુધી કોઇ પણ મ્યુઝીશીયન (મરદ કે ઓરત) અરધી સદી સુધી આટલી હદની જેહેમત અને રંજ ઉઠાવી સેંકડો શીષ્યોને મ્યુઝીકની તાલીમ આપી કેળવ્યાં હોય એવું માહારી જાણમાં એક પણ નથી. વધતી જતી ઉમરને લીધે ભલે તમારો સૂર્ય અસ્ત પામતો હોય, પણ તમારી ઉપયોગી અને ઉદ્યોગી જીંદગીની તવારીખની ચોપડી વર્ષો સુધી તમારાં મોતેબર કામની યાદ આપતી રહેશે·

તમારા એક અદના વખાણનાર અને ઊંચા ગુણોની કદર કરનાર તરીકેની દુઆ એ છે કે સંપૂર્ણ તંનદરસ્તી ભોગવતાં રહી વધુ જેહેમત નહીં ઉઠાવતાં તમો બ્હેન જે કાંઇ બજાવી તમારી ઊંચી લાયકાતનો પુરાવો આપો છો, તે માટે સંતોષ લઇ તમારી કીંમતી સલાહનો લાભ હાલના ઉધરતા જમાનાને આપવા અને તમારા નમુનેદાર ચારીત્રની સર્વે કોઇ નકલ કરે તે ખાતર સુખી લાંબાં આયુષ્ય ભોગવો !

એક પળ વાર પણ એમ સમજશો નહીં કે હું માહરાં અંતઃકરણથી વેગળો જઇ તમો બ્હેનને ખુશી કરવા યા તાડ ઉપર ચહડાવીને માહરો મત દર્શાવ્યો છે, એટલું કહેવાનું જરૂરનું વીચારૂં છું કે આજ વર્ષો થયાં તમો બ્હેનજીનાં ઉદ્યોગી અને ઉપયોગી કામની વખાણ અને પ્રશન્સા કરતો રહયો છું, તો હવે માહરી જીંદગીની સાંજે માહરૂં પ્રમાણીક મત જણાવી માહરાં હૈડાંનો કર ઉતાર્યો છેજી.

ભીખાઇજી બ્હેન હમારાં હૈડાંમાં જાયુકનાં છે, તે સત્ય જાણવુંજી. ગઇ કાલનાં Times of India માં તમારાં એક શીષ્ય મીસ હીરજી-એહદીનનાં પાસ થવાની શુભ ખબર વાંચી હમો સર્વે ઘણાં ખુશી થયાં છઇયેજી. નાદરૂસ્ત તબીયત છતાં તમારી મેહેનતને જશ મળ્યો છે, જે તમો બ્હેનજીની અથાગ મેહેનત અને કાળજીનો હજી પુરાવો મળે છે......"

ખુદાબક્ષ નસરવાનજી બ્રીફીય્સ.

તા, ૭-૧૨-૧૯૩૫.

—:0:—

"........જે રંજ અને જેહેમત તમો બ્હેનજીએ જીંદગીમાં ઉઠાવી છે, તેના બદલો ખુદાતાલા તમારી સર્વે મુરાદ ફળીભૂત કરી વાળી આપે! જે કીંમતી પુસ્તકો તમે બાહર પાડયાં છે તે તમારી યાદ તરીકે સદા અમારી પાસે જળવાઇ રહેશેજી........"

શુનાબાઈ ખુદાબક્ષ બીફીય્સ.

—:0:—

"........તમારી ચોપડી ઘણીજ સરસ છે. વાંચી બહુજ ખુશી તથા મગરૂર થઇ છું. ખરેજ તમારી આટલા વર્ષોની સુંદર મેહનતનો ચીતાર રેજુ કરે છે. હું ઇચ્છું છું કે મારી દીકરી કેટીને તમો જેવાં મ્યુઝીક જાણનાર પાસે શીખવવાનો મોકકો મળે........હવે તમો મેહનત નહીં કરો તો ઠીક, કારણ તમારી જઇફીમાં સુખ ને આરામ લેવુંજ જોઇએ. તમે આટલાં વર્ષ પુસ્કળ મેહેનત કીધેલી કહેવાય.

અત્રે સર્વે જરથોસ્તી છોકરીઓને પીઆનોનો શોખ છે, ને ઘણાં ખરાં શીખવે છે, પણ તમારાં જેવાં શીખવનારાં અહીં છેજ નહીં........"

કલકત્તા. સુન્નું પે. પાલનજી પાલમકોટ.

તા. ૭-૧૨-૧૯૩૫.

—:0—

"........ખરેખર તમારી ચોપડી વાંચવા લાયક છે, તથા મહો લેવા જોગ છે. એમાથી ઉધરતી માતાઓને ઘણું કીમતી શીક્ષણ મળશે, અને તે પોતાનાં બચ્ચાંઓને આપી ઘણાં ડહાપણવાળાં અને નીતીવાન બનાવશે........"

સુનાબાઇ અ. ખ. વેસાવેવાળા.

તા. ૯-૧૨-૧૯૩૫.

"………તમોએ તમારાં નેક મરહુમ માતાજી વિષે જે કવિતા લખી છે, તેની શું વખાણ ગાવું? તે વાંચનારનાં મન ઉપર કેવી ગંભીર અસર ઉપજાવે છે, વાંચતાં આંખમાં કેવાં આંસું લાવે છે, તે તમારી ફ્રેસ્તાઇ કલમનો, તેમજ તમારામાં સમાયલા અદભુત ગુણોનાં ઉમદા ખ્યાલ કરાવે છે.

ગરીબ હિંદને તમારાં જેવાં નેક ખસલત, બાહોશ, વિદ્વાન બાનુંની બહુજ અગત્ય છે, તો મારા જેવા અદના વખાણનારની ભલી દુવાથી હજુર લાબી જીંદગી ભોગવો………"

કેકી માણેકજી મુસ.

તા. ૧૨–૧૨–૧૯૩૫.

—:o:—

"………'બૉમ્બે મેલ' માટે તમે લખ્યું હતું કે 'મને સાતમે આસમાને ચઢાવી છે,' પણ મને તો આખું લખાણ વાંચી જોતાં માલમ પડયું કે લખનારે તમો નેક બાનુંની ઘણીજ લાયક કદર કીધી છે. તેમજ મુંબઇ અને તેમાં વસ્તા બહેરાંઓને લાયક ચીમકી લગાવી છે. ઘણુંજ ઉત્તમ એ લખાણ છે. આર્ટનાં એવા લાયક પીછાણનાર કદરદાન, સમજુ, હું તો ધારૂં છું કે હિંદમાં ગણત્રીનાંજ હશે………"

"આર્ટનો અદના પુજારી,

તા. ૨૦–૧૨–૧૯૩૫. કેકી માણેકજી મુસ."

—:o:—

"………તમો માનવંત બાનું ઘણી ઉપયોગી અને ઉદ્યોગી જીંદગી ગુજારી રહ્યાં છો, તથા હઝારો મ્યુઝીકનાં વિદ્યાર્થીઓનાં ખરાં દીલનાં અને સાચી લાગણીનાં આશિશો મેળવી રહ્યાં છો.

મ્યુઝીકની સેવામાં તમો મુરબ્બીજી બ્હેનજીએ પચાસ વરસ પસાર કર્યાં છે, તે અત્યંત વખાણને પાત્ર છે………મને આશા છે કે જે ચીજને તમો માનવંતાં બાનુંએ જાન કરતાં પ્યારી ગણી છે, અને જેની ઉન્નતિ માટે તમો મુરબ્બી બ્હેનજીએ તન, મન, ધનથી સેવા આપી છે, તેને એકદમ તો સદંતર તિલાંજલી નહિંજ આપશો………મ્યુઝીકની રળીયામણી અને મનોરંજક ભૂમિ ઉપર હજીયે ધીમો પણ ઘોડો દપટાવતાંજ રહો! આમીન!………"

સુરત. અરદેશર હો. તલાટી, બી. એ.

તા. ૨૦–૧૨–૧૯૩૫.

"...... ...પપાની તથા મમાની ખાએસ છે કે તમારીજ પામે શીખવવું, કારણ તમારી માફક કોઇ કાળજી કરીને શીખવશે નહીં, ને શીખવશે તો ઉપર-ટપકેનું........

એવણુ જાણે છે કે જે પૈસા એવણે મારી પર મ્યુઝીક પાછળ ખરચ્યા, તે પૈએ પૈ વસુલ થયા ને ગવાયા.........મમાનો જીવ ચિંતાતુર થઇ રહયો છે કે મારી દીકરીને હવે ભીખાઇજી જેવું કોણુ શીખવશે।......

પપા લખાવે છે કે તમો જો ખરેખર એક ભાઇની માફક મને સમજો તો પછી એટલી એવણ ઉપર રહેમ કરી મને તમે શીખવશોજી...

એવણુ જાણે છે કે કોઇ આટલી ઉમરે શીખવેબી નહીં, ને માથે જંજાલ પણુ કરે નહીં.........."

રોડા ફીરોઝ કરાઇ.

—:o:—

"..........જ્ઞાન દાનની પ્રવૃત્તિ આપના તરફથી લાંબા વખતથી ચાલુ છે. અજ્ઞાન માનવ બન્ધુઓનાં અંતરના અંધકાર દુર કરવાને હમારા શ્રીમંત મહારાજા સાહેબે પોતાના રાજ્યમા ગાંમડે ગાંમડે જે જ્ઞાનની પરબ માંડી છે ને તે શ્રીમાનના હીરક-મહોત્સવના શુભ પ્રસંગે શ્રીમંતના પ્રસંસાપાત્ર કાર્યને આપના તરફથી જે સહકાર મળ્યો છે તે માટે આપને ધન્યવાદ છે.

પરમાત્મા આપને ઉતરોતર દીન અજ્ઞાન બન્ધુઓના અંતરના અધકાર ટાળવાની તક આપો એવી પ્રાર્થના છે।

નવસારીમા સાર્વજનીક જ્ઞાન કંઇ પણુ બદલો લીધા વગર આપતી આ સંસ્થાને આપના તરફથી પ્રગટ થતું સાહિત્ય પુરૂં પાડશો તો ઉપકાર થશે.........."

શાસ્ત્રી દવે.

**નવસારી.** સેક્રેટરી—
તા. ૨-૧-૧૯૩૬. **શ્રી સયાજી વૈભવ પુસ્તકાલય.**



પારસી જેવી સખાવતે શુરવીર કોમ આપ જેવી બ્હેનની કદર ન કરી શક્યું એ ખરેખર દીલગીરી ભરેલું છે, પુસ્તક વાંચતાં આપે જે જે અનેક મુશ્કેલીઓનો સામનો કરી આપનું યશસ્વી કાર્ય સંપૂર્ણ રીતે પુરૂં કીધું છે એ હકીકત ખરેખર તાજુબ્બી ઉપજાવે તેવી છે. આપના

પુસ્તક પરથી જણાય છે કે આપ કેવળ મ્યુઝીકનાજ નહિં પરન્તુ લેખક-કવિ અને એક ઉંચા પ્રકારનાં સંગીત શાસ્ત્રી તરીકે પુરવાર થયાં છો. આપે બનાવેલ કવિતાઓ ખરેખર હૃદયનાં ઉંડાણુમાંથી લખાએલ છે. પચાસ વર્ષ સુધી સંગીતની આપે જે એકધારી સેવા બજાવેલ છે એ ખરેખર આપની દૃઢતા છે.

લંડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીક આપને લાઇફ એકેડેમીક મેમ્બર બનાવીને ખરેખર આપની કદર કરી છે. આપને આ પ્રકારનું માન મળ્યું એ માટે અમો આપને મુબારકબાદી આપીએ છીએ. ખરેખર આપે આ માન મેળવીને ભારત વર્ષની ખ્યાતી યુરોપમાં પણ ફેલાવી છે. હિંદુસ્તાનની એક બ્હેનને આવું માન મળે, ત્યારે એવો કોણ કમભાગી હોય કે જેને આનંદ–આનદ ન થાય? ખરેખર દરેકને આનંદ થવોજ જોઇએ. પુસ્તક વાંચવાથી એ માલુમ થાય છે કે આપને કેવા કેવા વીકટ પ્રસંગોમાંથી પસાર થવું પડયું છે.

હિંદુસ્તાનના લોકો સાચા રત્નોની પરીક્ષા નથી કરી શકતાં એ ખાસ શરમાવનારી બીના છે. યુરોપના ઝવેરીઓએ આપની ખરેખરી કદર કરેલ છે. પચાસ વર્ષ સુધી સંગીતની સેવા કરીને ખરેખર આપે ભારત વર્ષના સ્ત્રી સમાજ આગળ એક ideal ઉભો કર્યો છે. ભારતની તમામ સ્ત્રીઓએ આપના જીવનનો અભ્યાસ કરવો ઘટે છે.

પરમ કૃપાળુ પરમાત્મા આપને લાંબુ આયુષ્ય બક્ષે. અને ભારતવર્ષના લોકોને આપનો શતાબ્દિ (સો વર્ષનો) મહોત્સવ ઉજવવાનો સુવર્ણ સમય પ્રાપ્ત થાય એવી આશા સાથે વીરમુ છું.

લીઃ નમ્ર સેવક,

**ચુનીલાલ શિવલાલ ગાંધી.**

'વિદ્યાભૂષણ,'

સુપ્રી. જૈન બાળાશ્રમના નમન.

મહુવા (કાઠિયાવાડ.)
તા. ૬–૧–૧૯૩૬.

—:o:—

"પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ, અને સંગીતના શીક્ષણમાં પીસતાળીસ વર્ષ સુધી ચીવ્વટાઇથી વળગી રહેવું, તન મત, અને ધનના ભોગથી તેમાંથી કવચીતજ મળતું અનુપમ માન મેળવવુ, કીર્ત્તિ સંપાદન કરવી, પોતે શીખી બીજાંઓને તેનો પદ્ધતીપૂર્વક પુરતો લાભ આપવો એ ખરેજ ઘણુંજ જીગર હરખાવનારૂં ગણાવું જોઇએ. આવી ઉંચ કીર્તિ

અને તે પણ અહિં હિન્દુસ્તાનમાં કે જ્યાં લોકો કળા અને સંગીત તરફ બેદરકાર તેવા દેશમાં સંગીત જેવા મહાન શીક્ષણને આવી નમુનેદાર વફાદારીથી પચાસ વર્ષો સુધી વળગી રહેવું એ એક 'રેકર્ડ' કહેવાય. આપણાં લોકો કળા–સંગીત જેવા મહાન ઇશ્વરી હુન્નરને અપસુકણુયા ગણી જે હુન્નરો કે જેનો કોઇ અંત નથી, જેને શીખવાથી કોઇ પણ જાતનું નુકશાન નથી, તેવા મહાન ઉમદા નીખાલશ હુન્નરોને ટુંક ભનદાસ્યા કે જેઓને તેમાં સમાયલા ઊંચ ગુણોનું તો શું પણ જેઓને તેની બારાખડી પણ ખબર નથી, તેવાંઓ તરફથી થતા ટીકાઓ સમજતાં તેઓની બેવકુફાઇ પર તથા તેઓના છાલકાં જ્ઞાન તથા હલકા સ્વભાવ પર અફસોસ છુસા વગર રહેતો નથી! તેઓ પોતાનાં એવા શીલસુરીભર્યાં મહાન તોફો વીચાર દર્શાવી ફાયદો તો કદી કોઇને કરતાં નથી, પણ પોતાની મુર્ખાઇનું ગોયા પ્રદર્શન કરે છે. મ્યુઝીક–કળા જેવા ઊંચ હુન્નરોને માટે મેં ઘણાંઓનાં મુખમાંથી સાભળ્યું છે કે "એવા ભીખારી હુન્નરો અને લાઇનો લેવાથી શું ફાયદો? ઉલટી આપણા ઘરમાંથી રોજી રજક જઇ દલીદ્રતા આવે છે. મ્યુઝીક અને આર્ટ શીખીને શું ભીખ માગવાની છે?" વિગેરે. એવું ધારનારાં મહેરબાનોને મીસ પાલમકોટનું ઉમદા, ચારીત્રથી ભરપુર, ફરેસ્તાઇ કલમે લખાએલું, જ્ઞાનના ભંડાર જેવું મહાન પુસ્તક "પીઆનોનાં પાસાંમાં પચ્ચાસ વર્ષ" એક સખત તમાચો લગાવી તેવા ભાન ભુલાંઓને મ્યુઝીક જેવા ઊંચ હુન્નરમાં સમાયલી શીલસુરી, તેના ખુદાઇ ગુણો, તથા તેમાંથી થતા ફાયદાઓ, મનને મલતી શાંતિ: તથા તનને મલતી તંનદરોસ્તી. અને એવા બીજા અત્યંત ઉંમદા ગુણો એ હુન્નરમાંથી સંપાદન કરી શકાય છે. એવું બતાવી ને કમનશીબોને હજુ પણ પોતાની કમનશીબીમાંથી બચવાનું ગોયા સાધન પુરૂં પાડે છે.

એ પુસ્તકમાં સમાયલી કવિતાઓ ઘણીજ ઉમદા હોઇ વાચનારનાં મન ઉપર ઘણીજ ગંભીર અસર ઉપજાવે છે. અને લખનારની કલમની સાદાઇ તથા તેમાં સમાયલું ઉમદા ખમીર બતાવે છે. "મા! તું જમા ખોહ્યુંછ મેં બેમુલ રતન!" વાળી કવિતા ખરેજ જેઓ એ બેમુલ રતંન ખોહી બેઠાં છે, તેઓના હૈયાં ડગમગાવી મુકે છે, પત્થરનાં હૈયાનાં ખવીશો ને પણ એ વાંચવાથી આંખમાં આસું લાવે છે.

આજ વર્ષો થયાં મીસ પાલમકોટની એક મોટી આશા મુંબઇ નગરીમાં એક આલીશાન 'અપ–ટુ–ડેટ' મ્યુઝીક હૉલ બંધાવવાની હતી. એ માટે

તેઓની 'અપીલ' પેપરો મારફતે કરેલી આપણુને ગેશન છે; પણુ હમણાં સુધી તો તે બહેરા કાનો પરજ પડી. કુડી બંધ કરોડોપતીઓથી ઉભરાઇ જતું મુબઇ, ફેશન અને રંગ–રાંગમા અવ્વલ દરજ્જાનું ગણાંતું મુબઇ, લાખો મોટરો અને દજનબંધ સીનેમાઓથી શોભતું મુબઇ, તેમાં જો મીસ પાલમકોટનો પ્યારો સ્વપનો ખરો પડતે, અને વર્ષોની તેઓની આશા ફળીભુત થવા પામતે, અને જો એક 'અપ–ટુ–ડેટ' મ્યુઝીક હૉલ બંધાવવા પામતે તો રંગીન ગુલઝાર મુબઇ નગરીની શોભામા ગોયા એક ઉમેરો થવા પામતે. હિંદમાં શહેરે અવ્વલ જેવા ગણાતાં મુબઇ નગરીમાં એક 'અપ–ટુ–ડેટ' મ્યુઝીક હૉલની ખોટ નહિં ખમી શકાય તેવી અને ઘણું નીચું જોવડાવનારી છે. મુબઇનાં કરોડપતીઓમાં છે કોઇ એવો ખુદાનો લાલ, સંગીત દેવીનો પ્યારો, એ મહાન હુન્નરનો વખાણુનાર કે જે હજી મીસ પાલમકોટનો પ્યારો સ્વપનો ખરો કરી શકે? પોતાનું નામ અમ્મર કરી શકે? અને એ નેક બાનુની મહેનતની કદર બુજી શકે? અને જો હજુ સુધી કોઇ એવા આર્ટના ઉમદા વખાણુનાર જનમ્યાં નહિં હોય તો ભવીષ્યમાં જન્મે અને એવા ખુદાઇ હુન્નરોને વખાણી તેની કદર બુઝતા રહે; પશ્ચિમની માફક એ હુન્નરો પાછળ દિવાના બને અને તેને પુંજે, અને હિન્દુસ્તાનની ગુમાયલી કળાઓ પાછી સજીવન થાય, જેમ પહેલે અવ્વલ દરજ્જાની હતી તેમ ફરી એકવાર બને.

કળા અને સંગીત એ શીક્ષણુ એટલું ભારી અને ઓહળું છે કે આપણી એક જીંદગી તેને માટે પુરતી નથી. એ હુન્નરો કંઇ પૈસા ખરચવાથી અથવા ઘણો લાંબો સમય સુધી શીખવાથી કદી હાંસલ કરી શકાતા નથી, કારણુ જ્યાં સુધી શીખનારમાં કુદરતી વલણુ નહિં હોય તો તે કદી એ હુન્નરો જીંદગી સુધી કરી શકતાં નથી. જેમ કે, વકીલ, ડૉકટર, એનજીનીયર, યા એવી બીજી ઘણી લાઇનો એક ઇનશાન પોતાની સાધારણ હુશયારી અને અક્કલથી જરરજ તેમાં પુર્વીનતા થોડાજ સમય પછી મેળવી શકે છે; પણુ ઉપલા હુન્નરો ગોયા દરીઆવ જેટલા ખીશયાર છે. તેની ખાણુમાં ચમકતા હીરાઓને પીછાણુનાર જવેરીઓ અહિં ઘણાં થોડા છે! તેઓની કદર બુઝનાર ગણુત્રીના છે, જ્યારે તેઓને વગોવનારાં અને તોડી પાડનારાં સુમાર વીનાનાં છે.

છેવટે બુઝોર્ગ મીસ પાલમકોટને હજુ લાંબી સુખી, શાંતિ ભરેલી જીંદગી, અને હજુ વધુ ઝળકતી ફતેહ ઇચ્છીશું. અને એઓ એવણુનાં સદાનાં પ્રેમાળ પીઆનોનાં પાસાંમાજ રહે અને અખુત વિદ્યાનો

Pierian spring નું અમૃત હોંશે હોંશે નોશ કરતાં રહે. એવણે પોતાનુંજ નહિં પણ આખી પારસી કોમનું નામ દીપાવ્યું છે, અને એઓને માટે એક 'રીમાર્ક' માં લખાયું છે, તે બોલે બોલ ખરૂં અને બીનસરાહગતી છે કે "A pearl thrown into the community!"

"લી. કળા અને સંગીતનો અદના પુંજારી,

તા. ૧૧-૧-૧૯૩૧. કેકી માણેકજી મુસ.

——:0:——

"તમારાં ખરેખરાં Divine Music પર લખેલી તમારી કીંમતી બુક તમોએ હમારે સારૂં ભેટ મોકલી છે. તે માટે, હમે સરવે તમારો ઘણો ઉપકાર માનીએ છીએજી.

વાહલાં બેહેનજી, એ બુક મેં વાચી જોઇ છે; અને તમારાં સુંદર મગજમાંથી ઉપજાવેલું તમારૂં સુંદર લખાણ ઘણું મઝેનું છે.

બીજું બેહેનજી, શરૂઆતમાં મને, અને ત્યાર પછી કેટલાં વરસો સુધી તમોએ માહરાં બચ્ચાંઓને ઇંગલીશ સંગીત શીખવેલું તે વખતની તેમજ તે પછીની તેઓ માટેની તમો માયાળું શિક્ષકની કાળજી, ખંત અને ભલી લાગણી હમે કદી ભુલી શકીશુ નહીં. એક માવ બરાબરની કાળજી અને મેહેનત તમો તેઓ માટે લેતાં, જે જોઇ હું તથા માહરા મુરબ્બી દીનશાજી હંમેશાં હરખથી સંતોષ પામતાં, એટલુંજ નહીં, પણ બધા તારીફ લાયક સદગુણો સાથની તમારી કમપનીથી બચ્ચાંઓનાં મન પર જે નેક અસરો થતી તે જોઇને હંમેશાં રાજી થતાં હતાં.

વાહલાં બેહેનજી, પુખ્ત ઉમ્મરનાં સબબે હવે તમોએ શીખવવાનું મોકુફ રાખ્યું છે; પણ તમોએ આપેલાં Divine English Music નું સુંદર જ્ઞાન તો સરવે જરથોસ્તી આલમનાં મકાનોમાં સદા તાજુંજ રહેશે. તેથી તમારી સખત મેહેનતોના સુંદર ફલ જોવા તમો ખુદાતાલાની બક્ષેશથી ઘણું જીવો અને હંમેશાં સુખી રહેવો એજ હમારી દુવા તમુંને આમીન હોજો!

બીજું, આપણા વાહલાં પીરોજબાઇ, જેવો તમારાં મ્યુઝીક સંબંધીનાં કામકાજોમાં હંમેશાં તમારા મદદગાર રહેલાં છે, તેઓનો પણ હમે આ તકે ઉપકાર માનીએ છીએ. અને તેઓને પણ ખુદા સુખી રાખે.

ગુલબાઈ દીનશાજી જીજીભાઈ વકીલ.

તા. ૫-૨-૧૯૩૧.

# "Bhikhaiji Limjibhoy Palamkote Prizes"

## THE AWARDS.

" As is well-known Miss Bhikhaiji Limjibhoy Palamkote has handed over the money of the "Concert Hall Fund" to the Trinity College of Music, London for giving gold medals and prizes of £14 each to those Zoroastrian-Parsi ladies and gentlemen who pass with the highest marks, the diploma examinations of A. T. C. L., L. T. C. L. and F. T. C. L. The following two ladies have passed the pianoforte examinations:—

LICENCIATE Miss Doulat J. Nanavati L. T. C. L. (of St. Joseph Convent, Bandra).

ASSOCIATE: Miss Roshan Jal K. Kabraji, A. T. C. L. (of Convent of Jesus and Mary, Poona).

Both of them will get gold medals and £14 prize each ; besides they will be entitled to wear the "Academic Dress ' (gown and hood).

No Zoroastrian-Parsi lady or gentleman qualified for the pianoforte Examination, so no one secured the Medal and Prize for the Fellowship Examination.

It is necessary to point out here that the above-mentioned three diplomas are acknowledged by the Universities of London, Durham, Manchester, Leeds and Birmingham. Not only that, but those who secure the diplomas are competent to be members of the Royal Society of Teachers of Great Britain.

While wishing Misses Nanavati and Kabraji further success, next year it is hoped some Zoroastrian-Parsi lady or gentleman will be fortunate to win, next year, the Fellowship Medal and Prize."

THE BOMBAY CHRONICLE.

11-5-1936.

# મિસ ભીખાઇજી લી. પાલમકોટ અને શિષ્યો, તથા સગાં–સ્નેહીઓ અને મિત્રો તરફથી ગરીબો માટે, "વૉર ફંડ" તેમજ ઑસ્પીટલ્સ, કૉનસર્ટ્સ, અને કૉનસર્ટ હૉલ ફંડ માટે મળેલાં નાણાંની વિગત.

[૧૯૦૦ થી ૧૯૩૬]

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| ૧૯૦૦ | માહિમવાળાં મીસીસ પાલનજી ત્યુનરને (તંગીમાં) મદદ ... ... ... ... | ૧૦૦—૦—૦ |
| ૧૯૦૦ | ખાનસાહેબ માણેકજી ચાંદાનાનાં એક આનાવાળા દુકાળ ફંડમાં... ... ... ... | ૧૦૦—૦—૦ |
| ૧૯૦૧ | તારાપોરના મરહુમ મીઃ ભીખાજી આદરજી ગોવેકરના કુટુંબને, (તંગીમાં આવી પડયાં ત્યારે મદદ) ... ... ... ... | ૧,૧૬૪—૦—૦ |
| ૧૯૧૨ | "ધી પારસી રાઇટર્સ એસોસીએશન" (લેખક મંડળ)નાં લાભાર્થે મિસ ભીખાઇજી લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડીયો'માં કીધેલા 'ફ્રી કૉનસર્ટ'ના ખરચ ... ... | ૨૫–૧૨–૬ |
| ૧૯૧૩ | મિસ પાલમકોટના શિષ્યોના મા–બાપ માટે તથા 'ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝિકની સર્ટીફિકેટ્સ' વેંહેચી આપવા માટે મિસ પાલમકોટના 'મ્યુઝિક સ્ટુડીઓ'માં કીધેલા 'ફ્રી કૉનસર્ટ'નો ખરચ... ... ... | ૨૭—૦—૦ |
| ૧૯૧૩ | 'ધી અલેકઝાન્ડ્રા ગર્લ્સ ઇંગ્લિશ ઇનસ્ટીત્યુશન'ના લાભ માટે ... ... ... ... | ૫—૦—૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૧,૪૨૧–૧૨–૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| | પાછળે પાનેથી લાવ્યા... | ૧,૪૨૧–૧૨–૬ |
| ૧૯૧૪ | મિસ ભીખાઇજી લી. પાલમકોટ તરફથી 'ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિકની સર્ટીફિકેટ્સ' તથા ઇનામો આપવા માટે ધી ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટમાં કીધેલા 'ફી કૉનસર્ટ'નો ખરચ ... ... ... ... | ૪૦૨–૧૨–૦ |
| ૧૯૧૪ | 'ધી પારસી જેનરલ ઑસપીટલના ફંડ' માટે... | ૧૨—૦–૦ |
| ૧૯૧૪ | "ધી બેલજીઅન રીલીફ ફંડ" માટે... ... | ૫—૦–૦ |
| ૧૯૧૫ | 'ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લંડન'ની 'સર્ટીફિકેટ્સ' એનાયત કરવા માટે, ધી ટાઉન હૉલમાં કીધેલા 'ફી કૉનસર્ટ'નો ખરચ ... ... ... ... | ૨૯૯–૧૨–૦ |
| ૧૯૧૫ | મિસ ભીખાઇજી લી. પાલમકોટ તરફથી ઇનામોને બદલે 'વિમેન્સ બ્રૅન્ચ ઑફ ધી બૉમ્બે પ્રેસિડનસી વૉર ઍન્ડ રીલીફ ફંડ'માં ભરેલા... | ૮૦—૦–૦ |
| ૧૯૧૫ | ગરીબ જરથોસ્તીઓને તથા બીજાં ફંડોને મદદ કરવા માટે એક શિષ્ય તરફથી મલેલી ફીના... | ૬૦—૦–૦ |
| ૧૯૧૫ | લડાઇનાં મેદાનમાં "માઉથ ઑરગન ફંડ" માટે. ... ... ... ... | ૯૬–૧૨–૦ |
| ૧૯૧૬ | 'ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લન્ડન'ની 'સર્ટીફિકેટ્સ' આપવા માટે ધી ટાઉન હૉલમાં કીધેલા 'ફી કૉનસર્ટ'નો ખરચ ... | ૨૯૯–૧૨–૦ |
| ૧૯૧૬ | 'ધી જીરાર્ડ ફીમેન થૉમસ ઑસપીટલ' માટે... | ૧૫૧—૮–૦ |
| ૧૯૧૭ | 'ધી વીમૅન્સ બ્રાંચ ઑફ ધી બૉમ્બે પ્રૅસીડન્સી વૉર એન્ડ રીલીફ ફંડ' માટે ટાઉન હૉલમાં કીધેલા કૉનસર્ટની આવક ... ... | ૧,૫૩૦—૦–૦ |
| ૧૯૧૭ | લડાઇના ફંડ માટે મોકલેલી ચીજો ... ... | ૭૫—૦–૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૪,૪૩૪—૪–૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
| --- | --- | --- |
| | પાછળે પાનેથી લાવ્યા... | ૪,૪૩૪—૪—૬ |
| ૧૯૧૭ | ૧૯૧૭ માં કીધેલા કોનસર્ટનો તમામ ખરચ (મીસ ભીખાઇજી લી. પાલમકોટ તરફથી ... | ૨૫૮—૧૨—૦ |
| ૧૯૧૭ | 'ધી ઇટાલિઅન રેડ ક્રોસ ફંડ' માટે એક શીષ્ય તરફથી મને મલેલી ફી મેં આપી દીધી ... ... ... ... | ૪૮—૦—૦ |
| ૧૯૧૯ | 'સેંટ ડનસ્ટન્સ હોમ ફૉર બ્લાઇનડેડ સોલ્જર્સ એન્ડ સેલર્સ ફંડ' માટે ટાઉન હૉલમાં કીધેલા કોનસર્ટની આવક ... ... | ૨,૮૦૫—૦—૦ |
| ૧૯૨૧ | 'ધી માસીના ઓસ્પીટલ ફંડ' માટે... ... | ૫૦—૦—૦ |
| ૧૯૨૧ | 'કોનસર્ટ હૉલ ફંડ' માટે ૧૯૨૧ માં મિસ ભીખાઇજી લી. પાલમકોટે આપેલી નાણાની બક્ષેસ ... ... ... ... | ૧,૨૩૮—૦—૦ |
| ૧૯૨૧ | 'ધી જાલભાઇ ભરડા મેમોરીઅલ ફંડ'માં. ... | ૨૫—૦—૦ |
| ૧૯૨૧ | ત્રણ શિષ્યો તરફથી મને મલેલી મારી ફી મેં કોનસર્ટ હૉલ ફંડમાં આપી દીધી ... | ૬૦—૦—૦ |
| ૧૯૨૨ | 'ધી માસીના ઑસપીટલ ફંડ' માટે ૧૯૨૨ ના કોનસર્ટમાં મેં ભરેલી નાણાની રકમ ... | ૧૦૧—૦—૦ |
| ૧૯૨૨ | 'ધી માસીના ઑસપીટલ ફંડ' માટે ટાઉન હૉલમાં કીધેલા કોનસર્ટની આવક ... | ૫,૦૦૦—૦—૦ |
| ૧૯૨૪ | 'ધી અલેકઝાનડ્રા ગર્લસ ઇંગલિશ ઇનસ્ટીટ્યુશન'ના લાભ માટે ... ... ... | ૫૦—૦—૦ |
| ૧૯૨૪ થી ૧૯૨૯ | કોનસર્ટ હૉલ માટે ૭ વરસ સુધીનું 'સબ્સક્રિપશન' ... ... ... | ૬૦—૦—૦ |
| ૧૯૨૬ | 'ધી રચેસ્ટાર મંડળ ફંડ' માટે ... ... | ૨૫—૦—૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૧૪,૧૫૫—૦—૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| | પાછળે પાનેથી લાવ્યા... | ૧૪,૧૫૫—૦—૬ |
| ૧૯૨૬ | 'સર લેસ્લી વીલસન ઑસ્પીટલ ફંડ' માટે ... | ૫—૦—૦ |
| ૧૯૨૬ | 'કોનસર્ટ હૉલ ફંડ' માટે ૧૯૨૬ ના કોનસર્ટમાં મેં ભરેલી રકમ ... ... ... | ૨૫—૦—૦ |
| ૧૯૨૭ | કોનસર્ટના ખર્ચમા મેં આપ્યા ... ... | ૧૧—૦—૦ |
| ૧૯૨૮ | 'ધી માસીના ઑસપીટલ ફંડ' માટે ... | ૨૫—૦—૦ |
| ૧૯૨૮ | 'ધી અલેકઝાન્ડ્રા ગલર્સ ઈંગલિશ ઇનસ્ટીટ્યુશન'મા આપેલા બે ખાસ ઇનામો ... ... | ૨૦—૦—૦ |
| ૧૯૨૮ | ચાર ટકાના પોર્ટ ટ્રસ્ટના બૉન્ડના, દરેક રૂ. ૫૦૦ વાળા બે બૉન્ડ (ફેસવેલ્યુના) જેનું વ્યાજ 'અલેક્ઝાનડ્રા ઇનસ્ટીટ્યુશન' ને બે ઇનામો—એક (મારાં મરહુમ માતુશ્રી) બાઇ આવાંબાઇ લી. પાલમકોટની યાદગારી દાખલ **ગાયનમાં.** અને બીજું, મિસ ભીખાઈજી લી. પાલમકોટને નામનું 'પીઆનોફોર્ટ'માં મારા તરફથી... ... ... .. | ૧,૦૦૦—૦—૦ |
| | મિસ ભીખાઇજી પાલમકોટ તરફથી કોનસટર્સ તથા જુદા જુદા ફંડોમાં આપેલા જુમલે રૂ.. | ૧૫,૨૪૧—૦—૬ |
| ૧૯૨૧ થી ૧૯૨૮ | ટાઉન હૉલ મધે કરેલા સને ૧૯૨૧, ૧૯૨૩, ૧૯૨૪, ૧૯૨૫, ૧૯૨૬, ૧૯૨૭ અને ૧૯૨૮ ના સાલમાં કરેલા બધા મલીને સાત કોનર્સસો કોનસર્ટ હૉલ ફંડ માટે ભરેલાં નાણાં, તથા 'સબ્સક્રિપશન્સ' અને વ્યાજ મળીને રૂ. ૨૫,૦૦૦ ની રકમ ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝીકને કોનસર્ટ હૉલ ફંડ સંબંધી ભરવામાં આવેલી તા. ૨ જી ડીસેમબર ૧૯૩૪ માં સર્વાનુમતે પસાર થયેલા ઠરાવની રૂએ મીસ ભીખાઇજી તરફથી ભરવામાં આવેલી રકમ... | ૨૫,૦૦૦—૦—૦ |
| | આગળે પાને લઇ ગયા... | ૪૦,૨૪૧—૦—૬ |

| સને. | વિગત. | મળેલી રકમ. રૂ. આ. પૈ. |
|---|---|---|
| | પાછળે પાનેથી લાવ્યા… | ૪૦,૨૪૧—૦—૬ |
| ૧૯૩૪ | ધી ઝોરાસ્ટ્રીઅન મ્યુઝિક ઍનસૅમ્બલ ફંડ (બૅન્ડ ફંડ) જુલાઇ ૧૯૩૪ … … … | ૨૫—૦—૦ |
| ૧૯૩૫ | મારા ડીવાઇન આર્ટ મ્યુઝિકની ગોલ્ડન જુબીલી (કનોકાત્સવ) પ્રસંગે ટાઉન હૉલમાં 'ફ્રી ફૅરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ' કર્યો હતો તેનો સઘળો ખરચ મેં કર્યો હતો. તા. ૬—૧—૧૯૩૫ … … … | ૨૮૫—૬—૯ |
| ૧૯૩૫ | મીસીસ શીરીનબાઇ મંચેરજી કામાનાં મરદોનાં કૉનવેલેસન્ટ હોમ ફંડમાં—ફેબ્રુઆરી ૧૯૩૫. | ૨૫—૦—૦ |
| ૧૯૩૫ | ધી અલેકઝાન્ડ્રા ગર્લ્સ ઈંગ્લીશ ઇનસ્ટીટ્યુશનનાં ફંડમાં—જુન ૧૯૩૫. … … … | ૫૦—૦—૦ |
| ૧૯૩૫ | હીઝ મૅજસ્ટીસ શીલવર જુબીલી ફંડમાં સર હોરમસજી કા. દી. નાઇટ ઍમ. બી. ઓ. મારફતે … … … … | ૨૫—૦—૦ |
| ૧૯૩૬ | 'જામે જમશેદ' નાં 'ગરીબ જરથોસ્તીઓને મદદ કરવાનાં ફંડ' માં … … | ૧૧—૦—૦ |
| ૧૯૩૬ | "બીખાઇજી લીમજીભાઇ પાલમકોટ પ્રાઇઝીસ" માટે જાહેર ખબર, છપામણી વિગેરે પરચુટણ ખરચનાં ફક્ત વ્યાજ વાપરવા. … | ૧,૦૦૦—૦—૦ |
| | કોનસર્ટ્સ અને બીજાં ફંડ માટે તેમજ ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝિક, (લનડન) ને એનાયત કીધેલી રૂ. ૨૫,૦૦૦/—ની રકમ સાથે, બીખાઇજી લી. પાલમકોટ તરફથી આપેલી કુલ્લે રકમ … … … … | ૪૧,૬૬૨—૭—૩ |

# ત્રીનિટી કૉલેજ ઑફ મ્યુઝીક લંડનની પીઆનોફોર્ટની 'પ્રેકટીકલ' અને 'થીયોરેટીકલ' પરિક્ષાઓમાં (મિસ) ભીખાઇજી ડી. પાલમકોટનાં શિષ્યોએ મેળવેલી ફત્તેહ.

મારો ખુદાઇ હુન્નર (મ્યુઝિક) મેં જેન્યુઆરી ૧૮૮૫ માં શુરૂ કીધો હતો.

૧૮૮૫–૧૯૩૫.

૫૦ વર્ષ.

શીખવવાનો અનુભવ—૪૫ વર્ષનો.

૧૮૯૦–૧૯૩૫.

શિષ્યો પરિક્ષામાં દાખલ થયાં ૧૯૦૧ થી.

૧૯૦૧ થી ૧૯૩૫ સુધીમાં ૨૪૬ શિષ્યો ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક, લન્ડનની પરિક્ષામાં દાખલ થયાં હતાં; તેમાંથી ફક્ત ૨૮ શિષ્યો નિષ્ફળ નિવડયાં, અને ૨૧૮ પાસ થયાં હતાં.

૩૪ વર્ષોમા ૨૮ વખત પરિક્ષાનું પરીણામ ૧૦૦ ટકા આવ્યું હતું.

૨૧૮ શિષ્યો જેઓ પરિક્ષામાં ફત્તેહમંદ થયાં હતાં, તેઓમાંથી ૭૮ શિષ્યો ('ઑનર્સ') માન સાથે પાસ થયાં હતાં.

૧૯૦૨ માં એક વિદ્યાર્થી પરિક્ષામાં દાખલ થયાં, અને નિષ્ફળ નિવડયાં હતાં.

૧૯૦૮ માં કોઇ પણ શિષ્ય પરિક્ષામાં દાખલ થયાં નહિં હતાં.

———:o:———

## ૧૯૦૧ થી ૧૯૩૫ નાં સાલ સુધીમાં પસાર થયલાં વિદ્યાર્થીઓ.

| ફત્તેહમંદ શિષ્યોની સંખ્યા. | | | સાલ. |
|---|---|---|---|
| ૧ | ... | ... | ૧૯૦૧ |
| ૨ | — | ... | ૧૯૦૩ |
| ૨ | ... | ... | ૧૯૦૪ |
| ૨ | ... | .. | ૧૯૦૫ |
| ૪ | .. | ... | ૧૯૦૬ |
| ૫ | ... | ... | ૧૯૦૭ |
| ૮ | ... | ... | ૧૯૦૯ |
| ૧૦ | ... | ... | ૧૯૧૦ |
| ૧૧ | ... | ... | ૧૯૧૧ |
| ૭ | .. | ... | ૧૯૧૨ |
| ૧૧ | ... | ... | ૧૯૧૩ |
| ૧૨ | ... | ... | ૧૯૧૪ |
| ૧૫ | ... | ... | ૧૯૧૫ |
| ૯ | ... | ... | ૧૯૧૬ |
| ૧૪ | ... | ... | ૧૯૧૭ |
| ૮ | ... | ... | ૧૯૧૮ |
| ૧૫ | ... | ... | ૧૯૧૯ |
| ૪ | ... | .. | ૧૯૨૦ |
| ૫ | ... | .. | ૧૯૨૧ |
| ૪ | ... | ... | ૧૯૨૨ |
| ૩ | ... | ... | ૧૯૨૩ |
| ૧૪ | ... | .. | ૧૯૨૪ |
| ૯ | ... | ... | ૧૯૨૫ |
| ૪ | ... | ... | ૧૯૨૬ |
| ૩ | ... | ... | ૧૯૨૭ |
| ૫ | ... | ... | ૧૯૨૮ |
| ૭ | ... | ... | ૧૯૨૯ |
| ૬ | ... | ... | ૧૯૩૦ |
| ૭ | ... | ... | ૧૯૩૧ |
| ૫ | . | ... | ૧૯૩૨ |
| ૪ | ... | ... | ૧૯૩૩ |
| ૧ | ... | ... | ૧૯૩૪ |
| ૧ | ... | ... | ૧૯૩૫ |
| ૨૧૮ | | | |

## ૧૬ કોનસર્ટ્સ.

૧૬ કોનસર્ટ્સ કર્યા, તેમાં ૬ કોનસર્ટ્સ તદ્દનજ "ફ્રી" હતા; અને તેનો સર્વે ખરચ (મિસ) ભીખાઇજીએ પોતે કર્યો હતો. બાકીના ૧૦ કોનસર્ટ્સ અને બીજાં ફંડોમાં આપેલી રકમ સાથે (૧૯૧૭ થી ૧૯૩૫ સુધીમાં) ની આવક કુલ્લે રૂ. ૪૧,૬૬૨–૭–૩ રકમ (મિસ) ભીખાઇજીએ સખાવતમા આપી હતી.

* ૫ કોનસર્ટ્સ મુંબઇનાં નામદાર ગવરનરો અને તેઓના બખ્તાવર બાનુઓનાં મુરબીપણા હેઠળ ટાઉન હૉલમાં કર્યા હતા;

* ૧૯૧૭–લોર્ડ અને લેડી વીલીંગડન.
૧૯૧૯–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડ.
૧૯૨૧–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડ.
૧૯૨૨–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડ.
૧૯૩૫–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી બ્રેબોર્ન.

## ૧૬ કોનસર્ટ્સ.

| | સાલ. |
|---|---|
| (મિસ) ભીખાઇજી લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડયો' માં... | ૧૯૧૨ |
| (મિસ) ભીખાઇજી લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડયો' માં... | ૧૯૧૩ |
| ધી ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટમાં ... | ...૧૯૧૪ |
| ટાઉન હૉલમાં. ... ... ... | ૧૯૧૫ |
| " " ... ... ... | ૧૯ |
| " " ... ... ... | ... |
| " " ... ... ... | ... |
| " " ... ... ... | |
| " " ... ... | |
| " " ... ... | |
| " " ... ... | |
| " " ... ... | |
| " " ... ... | |
| " " ... ... | |
| " " ... ... | |
| " " "ધી ફેરવેલ પીઆ | |

[ ઉપલા સઘળા ૧૬ કોનસર્ટ્સ (મિસ, એકલે હાથે કર્યા હતા.]

## ૧૬ કોનસર્ટ્સ.

૧૬ કોનસર્ટ્સ કર્યા, તેમાં ૬ કોનસર્ટ્સ તદ્દનજ "ફ્રી" હતા; અને તેનો સર્વ ખરચ (મિસ) બીખાઇજીએ પોતે કર્યો હતો. બાકીના ૧૦ કોનસર્ટ્સ અને બીજાં ફંડોમાં આપેલી રકમ સાથે (૧૯૧૭ થી ૧૯૩૫ સુધીમાં) ની આવક કુલ્લે રૂ. ૪૧,૬૬૨-૭-૩ રકમ (મિસ) બીખાઇજીએ સખાવતમા આપી હતી.

* ૫ કોનસર્ટ્સ મુંબઇનાં નામદાર ગવરનરો અને તેઓના બખ્તાવર બાનુઓનાં મુરબ્બીપણા હેઠળ ટાઉન હૉલમાં કર્યા હતા;

* ૧૯૧૭–લોર્ડ અને લેડી વીલીંગડન.
૧૯૧૯–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડ.
૧૯૨૧–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડ.
૧૯૨૨–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી લૉઇડ.
૧૯૩૫–ધી ગવરનર અને ધી ઑનરેબલ લેડી બ્રેબોર્ન.

## ૧૬ કોનસર્ટ્સ.

| | સાલ. |
|---|---|
| (મિસ) બીખાઇજી લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડયો' માં | ૧૯૧૨ |
| (મિસ) બીખાઇજી લી. પાલમકોટનાં 'મ્યુઝિક સ્ટુડયો' માં | ૧૯૧૩ |
| ધી ફરામજી કાવસજી ઇનસ્ટીટ્યુટમાં | ૧૯૧૪ |
| ટાઉન હૉલમાં. | ૧૯૧૫ |
| ,, ,, | ૧૯૧૬ |
| ,, ,, | ૧૯૧૭ |
| ,, ,, | ૧૯૧૯ |
| ,, ,, | ૧૯૨૧ |
| ,, ,, | ૧૯૨૨ |
| ,, ,, | ૧૯૨૩ |
| ,, ,, | ૧૯૨૪ |
| ,, ,, | ૧૯૨૫ |
| ,, ,, | ૧૯૨૬ |
| ,, ,, | ૧૯૨૭ |
| ,, ,, | ૧૯૨૮ |
| ,, ,, "ધી ફેરવેલ પીઆનોફોર્ટ રીસાઇટલ" | ૧૯૩૫ |

[ઉપલા સઘળા ૧૬ કોનસર્ટ્સ (મિસ) બીખાઇજી લી. પાલમકોટે એકલે હાથે કર્યા હતા.]

Life Academic Member of Trinity College of Music, London.
Born-11-1-1867.]



(મિસ) ભીખાઈજી ભીમજીભાઈ પાલમકોટ (૭૦ મે વર્ષે પીઆનો વગાડે છે.)
લાઈફ ઍકેડેમિક મેમ્બર ઑફ ટ્રિનીટી કૉલેજ ઑફ મ્યુઝિક, લન્ડન



# દાદાર હોરમઝદની મદદ!

તે પરમકૃપાળુ પરમેશ્વરના પાક નામની પવિત્ર યાદથી મારી જીંદગીનો ટૂંક હેવાલ લખું છું:—

મારો જન્મ માહિમમાં શેઠ હોરમસજી દાદીશેઠની વિશાળ વાડીમાં તા. ૧૧ મી જેન્યુઆરી ૧૮૬૭ ને દિને, રોજ રામ, માહ તીર (શહેનશાહી) ૫. ઝ. રાત્રે અઢી વાગે મારા મમાવાજીનાં બંગલામાં થયો હતો.

જન્મતાંજ મેં બંગલામાં શાંતિ પાંથરી દીધી, ને જન્મતાંજ મેં **મારી જાતી** (સ્ત્રી) ની તરફેણ ખેંચી મમાઇજીને જીત આપી! ને મરદ (મારા બાવાજી) ને હંફાવ્યા ને હરાવ્યા! કારણ મારા પિતાજી મારાં રાંક માતાજીને છેલ્લે દહાડે માહિમથી કોટમાં લઇ જવા આવ્યા હતા! સાસુ-જમાઇ (મારાં મમાઇજી અને પિતાજી) વચ્ચેની રમીલી તેમજ રમુજી ટપાટપી મારાં માતુશ્રી એ પોતાની જીંદગીના હેવાલમા વિસ્તારીને તે ૨૨૫-૨૨૮ પાને લખી છે. વાચક-વર્ગે (જો ઇચ્છા હોય તો) વાંચવી.

જન્મથીજ કેથો માટીડાઓ તરફ અભાવ ઉત્પન્ન થયો! દિલગીર છું કે મને મારા બાપની વિરૂદ્ધ આ એસારો કરવો પડયો છે, પણ મારા ભાઇ સોરાબ હંમેશાં કહેતા હતા—"મને મારા બાપની વિરૂદ્ધથી લખવું પડે તો હુ હિમ્મતથી લખું!" મારા પણ એજ વિચાર! શું કામ તેવણે પોતાનોજ કકો ખરો કરવા ને પોતાનોજ બોલ ઉપર રાખવા નબળી હાલતમાં મારાં માતાજીને તેમજ નબળી જાતીને ક-વખતે ગભરાવ્યાં? મેં બૈરાંઓની 'બીક' લીધી ને તેઓને જીતાવ્યાં!

કહેજે જરથોસ્ત પેગમ્બર સાહેબ જન્મતાં હસ્યા હતા, ને સાધારણ રીતે સઘળાં બચ્ચાંઓ જન્મતાં રડે છે; પણ હું તો "જન્મતાંજ ગાયન ગાતી આવી, એમ મરહુમ ભાઇ જેહાંગીર જ. વીમાદલાલે સિદ્ધ કર્યું:—

"………It was years ago that she found herself ushered into this world, and *sang her first vocal solo* in hearing of mother and nurse. We may take it that this first vocal expression of hers had some music imparted to it, so imbued is Miss Bhikhaiji's being with music………"

એટલે જન્મથીજ મ્યુઝિકનો આનંદ આપનારો અવાજ આ અવનિમાં મારાં મોંહડામાંથી નિકળ્યો. બિચારાં મારાં મમાઇજી તો ખુશ-ખુશ થઇને ખોબે-ખોબે સુખડ આતશને અર્પણ કરી શાન્ત થયાં!

તે પછી છઠે દહાડે 'છઠ્ઠીનો લેખ' લખવા મમાઇજીએ મારી સામે **કાગળ-કલમ-શાહી** મૂંકી કે **"વૅમાય"** આવીને મારૂં ભવિષ્ય ભાખે!

મારી સાંમે ચોક પૂરી એક થાળીમાં, મેસ કરે તેમ, સઘળી ચીજો સાથે **કાગળ કલમ** ને **શાહી** વિગેરે મૂકયું; પણ **કુંકું** મૂંકતાં ભૂલી ગયા હશે તે **કપાળે કુંકું જીંદગી સૂધી લાગ્યુંજ નહિં!** ગરીબ બિચારા મારાં મમાઇજી! જયારે આપણને ઘણી ખુશાલી લાગે છે, ત્યારે આપણે એક ચીજ ભૂલી જઇએ છિયે! એમાંબી ખુદાની કંઇ સારી નેમ હશે! **બખ્શાયશગરે** મને કશાંમાંથી બચાવી હશે! એ વિષે **"વૅમાય"** એસારો કરશે!

કંઇ સારે ચોઘડયે એ મૂકયું હશે; કારણ આજે ૭૦ વર્ષો સુધી એ ત્રણ ચીજો (**કાગળ-કલમ-શાહી**) મારી સાથે જીવે-જાન અને અંતે પ્રાણનાં મિત્રો થયાં છે. 'જીવે લાગું ને ભલે ભાગું!' અહુરમઝદ અમારી એ દોસ્તી કાયમ રાખે! આખી જીંદગીમાં કલમ **૫૮** વર્ષો સુધી જમણા હાથના આંગળાંઓને વળગી રહી. જો કે આંખ ઝાખી થઇ, તોપણ ૭૦ મે વર્ષેબી કલમ તો એકબી દહાડો **હાથમાંથી છૂટતી** નથી, ને છૂટવાની પણ નથી એમ **'વૅમાય'** લખી ગયાં છે!

વળી બીજું ઘણું **'વૅમાય'** ઇંગ્રેજીમાં લખી ગયાં છે, જે સઘળું સાચું-ખરૂં આખી જીંદગીમાં પડયું છે, તે નીચે રજુ કરૂં છું.

**"લખ્યા લેખ કદી ન મિટે."**

એ કહેવત આખી જીંદગીમાં ખરી પડી છે!

**'વૅમાય'** નું લખાણ જેમ ઇંગ્રેજીમાં છે, તેમજ લખું છું; **કારણ** તરજુમો કરવાની હવે કંઇ જરૂર નથી! બધાં ઇંગ્રેજી વાંચી-સમજી શકે છે.

મેં ચાર–પાંચ પુસ્તકો ઇંગ્રેજીમાંથી લખ્યાં કે "દુશ્મનોએ ધાંટાં પાડી, જીવ તોડીને બાંગ મારી કે મને તો 'તરજુમોજ' કરતાં આવરેછ." 'ઓરીજીનલ' લખતા નથી આવડતું! હશે! વારૂં, આ વાંચો:—

"When your birth occured the Sun was in the Zodiacal Sign of Capricorn or the Goat.

Joan of Arc, Maria Edgeworth, Sarah Doudney, and other remarkable women weie also born in the Zodiacal sign of Capricorn or goat.

You personally are of a philosophic cast of mind, serious demeanour, and given to reasoning out the problems of life. You have a tendency to be despondent, and somewhat morose at times.

The management of some important enterprise would seem to be a suitable sphere for your energy, zeal and diligence. You are studious in the sense that you must thoroughly understand the reasons of things. If you could not feel sure of success in any venture you would rather not make the attempt. You are mindful of what really concerns you, and do not like to interfere wontonly in matters outside your province, and you can appreciate others who are willing to act in the same way.

While anxious to be respected by those with whom you have dealings, you cannot tolerate sycophants or time-servers. Hence when you are confronted with such people you are apt to magnify their offences and denounce them with undue severity.

Do not allow your mind to dwell upon your troubles. Avoid pessimism, and remember that

you are entitled to defend your rights when they are unjustly attacked.

You are not easily understood, and this is not surprising as you are inclined to be swayed by many apparently contradictory emotions.

Your taste for scientific investigation would be valuable if cultivated, as your keen insight and intuition should enable you to develop much originality.

Yours is a nature that crave love, and the approval of friends.

In the field of literature your imaginative faculty would be a great help.

Yours is a strong physical sign and usually gives a long life.

Success is indicated with large corporations and the sciences. Success is also shown in Real Estate. You would do best in business for yourself. You could also succeed in managing for others.

Avoid games of chance, lotteries speculations; and confine yourself strictly to business.

You should avoid over confidence in friends as some sorrow or disappointment is shown thereby.

Your family will meet with many changes in the home life, the influence of which will only cause you temporary annoyance.

You will always find many influential friends and should be enabled to accomplish your ends even though at times the indications in your life may seem temporarily to threaten disaster.

It is wise to strive for the realization of those high ideals of moral splendour and perfection, which are formed in the minds of the average Capricornian woman or man.

In domestic matters you should be cheerful and entertaining. You are to seek change of scene, and rational amusement rather than pine in solitude.

Within your nature there are possibilities of unusual success.

The middle and latter part of your life are under the best influence from a financial point of view. The ability to look after your own business affairs very successfully could be developed.

You like to have your own way about things; under certain circumstances you would insist upon it.

Be guarded in your dealings with one tall of statuie, light hair and eyes, quick active motion.

You should guard against in your latter years melancholia.

At times of mental depiession seek conginial surroundings, outdoor exercise and amusements.

Yon should avoid excessive exertion.

In your early life you will have many struggles to overcome and it will not be until the latter years of life that the best conditions will be met with.

Years during which you should be particularly careful are 63rd and 70th.

મારા પિતાજીને દિકરી ઘણી ગમતી હતી. ધન નામની ઘણી રાંક, સોહામણી, ને શાંત સ્વભાવની ભાગ્યશાળી દિકરી બચપણમાંજ બેહેસ્ત મુકામ થવાથી ઘણા ગમગીન થયા હતા, પણ બીજી દિકરી (ભીખાઇજી) જોઇને તેમનાં જીગરમાં સંતોષ પેદા થયો હતો, જો કે ભાઇ સોરાબ વાસ્તે તેમની કાળજી ને આતુરતા કંઇ ઓછી નહિં હતી!

મારા પિતાજીની હૈયાતીમાંજ હું નિશાળ (જે હમણા **બાઈ ભીખાઇજી શાપુરજી બંગાલી સ્કુલને** નામે ઓળખાય છે) માં ૭ વર્ષની વય આગમજ જતી હતી, અને દસમે વર્ષે સાત ચોપડી પુરી કીધી હતી. મારા વખતમાં નિશાળમાં સઘળા મરદ શિક્ષકો હતા. તેઓનાં કરડા દેખાવ ને પાજી સ્વભાવ જોઇ મને માટીડાઓ માટે બચપણથીજ અભાવ ઉત્પન્ન થયો! મને કોઇ પણ દિવસ શિક્ષકોની સોટીનો અનુભવ મળ્યો નથી, પણ તેઓનો વાઘ જેવો ડરામણો દેખાવ જોઇનેજ ધાસ્તી લાગવાથી મારો અભ્યાસ ધ્યાનથી ને ખંતથી ઘરથી કરી લઇ જતી.

મારા પિતાજીનો સ્વભાવ ઘણોજ આકળો હતો; પણ તે બે-ચાર પળ! પછી મનમાં કંઇ કપટ-કહેર કે ખાર-વેર નહિં, વળી ઘણા દયાળુ હતા. તેવણને વારસામાં આકળો સ્વભાવ તેવણના માય આવાંબાઇ તરફથી મળ્યો હતો! મારાં માતાજી દયા, દુરઅંદેશી, ડહાપણ અને કુદરતી ફિલસુફીથી તેમજ સહનશિળ હોવાથી સમયસૂચકતા વાપરી. ખાવિંદને સાચવી લેતાં હતાં, તેથીજ બન્નેમાં **સંપ** હતો! પિતાજીના તીખા મિજાજને માટે મારાં **સહનશિળ** માતુશ્રી એક ઠેકાણે લખે છે કે "એવી અવિચારી સ્ત્રી જો લીમજીભાઇને મળી હતે તો લગ્નનો મહિનો પુરો નહીં થતે ને છુટા છેડા કરતે, યા જનમની ખૂણે પડતે" મારાં માતાજીનો દાખલો હઝારો પરણેતરને બોધદાયક અને નકલ કરવા જોગ છે, કે જેથી હઝારો કુટુંબમાં કજીયા-કંકાસ કમી થાય!

મારા પિતાજી ઘણા સુધરેલા વિચારનાં અસલથીજ હતા. જ્યારે ૧૮૬૩ માં મારાં માતાજી સાથે લગ્ન કીધાં, તેજ વખતે મારા મમાવાજીએ કહ્યું.

"લીમજીભાઈ સુધરેલા વિચારના છે."

આ પુસ્તકમાં મારાં માતાજી પણ એક ઠેકાણે લખે છેઃ

"લીમજીભાઈ ઘણા સુધરેલા વિચારના છે."

૧૮૨૮ માં બાળ-લગ્નનો કાયદો હતો, તેથી તેમણે દિકરા (ખરશેદજી)ને ૧૨-૧૩ વર્ષની ઉમરે પરણાવ્યો હોય! તેથી કંઇ તેવણ સુધરેલાં વિચારનાં નહિં હતા એમ ઠરતું નથી!

જેમ જમાનો બદલાતો જાય તેમ આદમીઓનાં વિચારમાં ફેરફાર થતો જાય! હિંદુઓ તરફથી લીધેલી ઘણી રાહ-રસમની તેવણ વિરૂધ્ધ હતાં, અને જરથોસ્તી ધર્મ ઉપર ઘણા ઓસ્તવાર હતાઃ જો કે તેવણ પાલમકોટામાં એક હિંદુ દેહરાંના એક ત્રસ્ટી સરકાર તરફથી નેમાયા હતા.

મને ઈંગ્રેજી કેળવણી આપવા ઘણા આતુર હોવાથી અમારા ઘરમાં રહેતાં એક ભાડુત માણેકબાઇ કા. નાનજીવોરાના એક દિકરી બાઇ જરબાઇ ફકીરજી પટેલ (જેવણનું મહિરે નામ મીઠીબાઇ હતું) અમારા માળ ઉપર મારાં માતાજીને "તૈંટીંગ"ની લેસ શિખવવા આવેતાં હતાં. તેવણ તે જમાનામાં અલેક્ઝાન્ડ્રા સ્કુલમાં ઈંગ્રેજી, ડ્રૉઇંગ ને મ્યુઝિક શિખતાં હતાં, જે જમાનામાં જોવા-જાણવાની ઘણી નવાઇ હતી. એક વેળા મારા પિતાજીએ મીઠીબાઇને કહ્યું: "મીઠીબાઇ, મારી ભીખાઇજીને તમે અંગ્રેજી શીખવજો. હમણા તો એ ગૂજરાતી શીખેછ. સાત ચોપડી પૂરી કીધા પછી અંગ્રેજી શીખવશું." આ તેવણનાં પોતાનાં શબ્દો અને ખુલાસો મારી "પીઆનોના પાસાંમાં પચાસ વર્ષ" નામની ચોપડીમાં બાઇ (મીઠીબાઇ) જરબાઇ ફકીરજી પટેલે લખતાં વધુ ઉમેર્યું છે કે

"ભીમજીભાઈ ઘણા સુધરેલા વિચારના હતા."

હું ઈંગ્રેજી શુરૂ કરૂં તે આગમજ મારાં કમનસીબે પિતાજી સને ૧૮૭૪ ના મે માસની નવમી તારિખે સ્વર્ગવાસ થયા! તે વેળા મારી વય સાત વર્ષ ને ચાર માસની હતી.

જ્યારે હું નિશાળે જતી, ત્યારે સાંજે એક કલાક બાઇ મેહરબાઇ માસ્તરને ત્યાં સીવવાનું શિખવા જતી હતી. અમોને ભોંય ઉપર સાદડી પાંથરીને સીવવા બેસાડતાં. આ એક પાથરણા જેવો દેખાવ તે વેળા બચપણથીજ મને ગમતો નહિં હતો!

થોડો વખત પછી મારા ભાઇ મોરાબ સાથે એરવણનાં એક મરદ માસ્તરને ઘેર ઈંગ્રેજી A. B. C. શિખવા સહવારે એક કલાક જતી; ત્યાં પણ તે કરડા દેખાવનાં મરદ શિક્ષક અમો બન્ને ભાઇ-બ્હેનને ભોંય ઉપર પાતલો આપી બેસાડતા! આ રીતભાત ઉપર પણ અભાવ

ઉત્પન્ન થયો! દસ વર્ષની ઉમરે ગૂજરાતી સાત ચોપડી શિખી રહીને મેં નિશાળ છોડી દીધી.

તે પછી મારાં વ્હાલાં માતાજીએ મને બાઈ જરબાઈ ફ. પટેલને ઘેર ઇંગ્રેજી, 'ડ્રૉઇંગ' ને 'મ્યુઝિક' શિખવા મૂકી પોતે મહિરે જઇ રહ્યાં. મમાવાજીની માંદગી–મોત, ક્રિયા–કામ વિગેરેમાં ૭ વર્ષો એમનાં રોકાઇ ગયાં, જે દરમ્યાન હું બાઇ જરબાઇને ત્યાં ભરતકામ ને બે ઇંગ્રેજી ચોપડી શિખી! તેનું કારણ જાણવા વાંચક–વર્ગ કુદરતીજ જીજ્ઞાસુ થઇ પૂછશે! ૭ વર્ષો સુધી સહવારે આઠ વાગાથી તે સાંજે ૭ વાગા સુધી કેનવાસ ઉપર સારીની કોર ભરાવનાં ને દસ પંદર દહાડે ઇંગ્રેજી ચોપડીનો એકુ પાઠ લેતાં, તેમાં વાંચન, જોડણી અર્થ ને તરજુમો, જે આઇતો એક ચોપડીમાં છાપેલો હતો! હું કંઇ ઠોઠ નહિં હતી કે ૭ વર્ષે ઇંગ્રેજી બે ચોપડી શિખી શકું! પણ આવી રીતે આખો દહાડો મૂંગે મોંહડે ભરતકામ કરતાં, ને કોઇ પણ જાતની હસ્વા–બોલવા–ચાલવાની કસરત વિના જંગલી જેવી થઇ ગઇ! મેં અંતે માતાજીનાં કાન ખોલ્યા કે મને જરબાઈ કંઇ 'ડ્રૉઇંગ'-'મ્યુઝિક' બી શિખવતાં નથી, ને ૭ વર્ષે બે ઇંગ્રેજી ચોપડી શિખવી! મને હવે સ્કુલમાં જવા દેવો.

માતાજીએ મહિરં ને માહિમ છોડયું! કોટમાં પોતાનાં ઘરમાં આવી રહ્યાં, ને પછી છોકરાંઓની કેળવણી ઉપર પૂરતું લક્ષ લગાડયું. માતાજીને અલેક્ઝાન્ડ્રા સ્કુલ પસંદ હતી, તેથી ૧૮૮૨–૮૩ માં હું એ નામીચી

**અલેકઝાન્ડ્રા ઇનિસ્ટીત્યુશન**

માં દાખલ થઇ. સાત વર્ષો સુધી અભ્યાસ કરી 'મેત્રીકયુલેશન'ની પરિક્ષા પાસ કરી બાહેર પડી. એજ નિશાળમાં છેલ્લાં ચાર વર્ષો હું **મ્યુઝિક** શિખી. ૧૮૮૬ થી ૧૮૯૦ સુધીમાં **મ્યુઝિકમાં પાંચ** વખત ઇનામ લીધાં. તે ઉપરાંત 'ધી જૉન જારડીન **સ્કૉલરશિપ**' મેળવી, અને ૪ 'સ્પેશ્યલ' ઇનામો, તથા ૩ 'જેનરલ પ્રાઇઝીસ મેળવ્યાં હતાં.

સ્કુલ છોડયા પછી ૧૮૯૩–૯૪ માં પ્રખ્યાત **મૅડમ બ્લૅનશાર્ડ** પાસે ખાસ 'સીંગીંગ લેસન્સ' એક વર્ષ સુધી લીધા પછી તે પ્રમાણિક શિક્ષકે ગાયન કરતાં પીઆનોની 'પ્રેકત્રીસ' ને વળગી રહેવાની સલાહ–સૂચના આપી કહ્યું:—"If you continue your Music lessons and work hard, you will be a star in future!"

મૅડમ બ્લૅવતશાર્ડને આ સલાહ આપવાનું મુખ્ય કારણ એ મળ્યું કે ગાયનમાં મારો અવાજ નબળો હતો, એટલુંજ નહિં, પણ ગળું ઘણું સરસ નહિં હોવાથી અવાજ ઊંચે જઇ શકતો નહિં હતો! ગળામાં જે કુદરતી વાજીંત્ર હોવું જોઇએ તેની ઓટ ને ખોટ હતી!

'મૅત્રીકયુલેશન'ની પરિક્ષા પસાર કીધા પછી મારાં માતાજી મૅડીકલ કૉલેજમાં મને મોકલવા ઘણાં આતુર હતા, પણ તે કૉલેજમાં જવા હું જરા પણ ખુશી નહિં હતી; કારણ છોકરાઓની સાથે શિખવાનું હતું, ને પ્રોફેસરો (માટીડાઓ) શિખવે એ મારા શરમાળ સ્વભાવને લીધે મેં એ કોલેજનો ખ્યાલ નહિં કીધો! જો **છોકરીઓ સાથે ને બાનું પ્રોફેસરો** શિખવે, ને **સ્ત્રીઓનાં** દર્દનોજ અભ્યાસ કરવાનો હોત તો કદાપિ વિચાર કીધો હોત! છોકરાઓ ને માટીડાઓની સાથે શિખવા મને ગમ્યુ નહિં! તેથી મેં માતાજીને સાફ નાં કહ્યું! જીવ-જાન **પીઆનો**માંજ ભરાઇ રહે, બીજું કંઇ શિખવા ગમે નહિં. જઇ જઇને પીઆનોનાં પાસામાંજ ભરાયા કરૂં!

'મેત્રીકયુલેશન'ની પરિક્ષા આપ્યા પછી મને આસાએસની જરૂર જણાઇ. ૧૮૯૩ મા મારાં એક સગાં બાઇ ધનબાઇજી રતનજી પારખ મને એક દિકરીની માફક ચાહતાં-ગણતાં હતાં. તેવણની મારી તરફ લાગણી-દિલસોઝી ખરાં જીગરની હતી. તેવણ ૧૮૯૩ માં મને કરાંચી પોતાનાં બંગલામા ત્રણ મહિના હવા ફેરફાર અર્થે લઇ ગયાં.

અલેકઝાન્ડ્રા સ્કુલમાં મારાં એક શિક્ષક બાઇ ધનબાઇજી માસ્તર હતાં. તેવણને મારો શાંત સ્વભાવ-ખવાસ ઘણો ગમતો હતો. તેવણ જો કે 'મૅત્રીક' થયલાં નહિં હતા; તોપણ અલેકઝાન્ડ્રા સ્કુલ છોડી મિસ રતનબાઇ રૂ. મલબારવાળા (જેવણ પણ મારાં શિક્ષક હતાં) સાથે મૅડીકલ કૉલેજમાં શિખવા ગયાં. એઓને યુનીવર્સીટી તરફથી પાસ થયા પછી 'ડીગ્રી' નહિં મળી, પણ કૉલેજ તરફથી ડૉક્ટરનો ધંધો કરવાની 'સર્ટીફિકેટ' મળી. પાસ થયાં પછી બાઇ ધનબાઇજી પરણ્યાં. એક વેળા રાનપોરનાં ઠાકોરનાં ધણિઆણીને છાતી ઉપર 'કૅનસર' થવાથી રોજના રૂ. ૧૦૦)ની ફી ને ગાડી ભાડાનો જુદો ખરચ આપી બોલાવ્યાં. એવણે એકલાં જવા આનાકાની કીધી, તેથી પોતાનાં એક ભાઇ અને મને સાથે લઇ જવા મારાં માતાજીને આગ્રહ કીધો. મને પણ જવા ગમતું હતું, તેથી ૧૮૯૪ માં બાઇ ધનબાઇજી સાથે ગઇ. રાનપોર તેના નામ પ્રમાણે ઉજ્જડ વેરાન જેવુંજ હતું!

અમો રાનપોર દસ દિવસ રહ્યાં. પેલાં દર્દી બાઇનું દુઃખ કંઇ સારૂં થાય તેવું નહિં હતું.

રાનપોરથી અમો જુનાગઢ, રાજકોટ, ગોંડલ, લીમડી, અમદાવાદ ગયાં, રાજકોટમાં અમો મી. મેરવાનજીને બંગલે પરોણા ઉતર્યાં હતાં, અને એમનાં કુટુંબે અમારી પરોણાગત કરી હતી.

અમો જુનાગઢનાં દિવાન મી. અરદેસર કામદીનનાં બંગલામાં પરોણા તરિકે પાંચ–૭ દિવસ રહ્યાં. દિવાન સાહેબ અમોને સ્ટેશન ઉપર લેવા આવ્યા હતા. તેવણ મારા ભાઇ સોરાબને સારી રીતે પિછાણતા હતા, તેથી મને જોઇ ખુશ થયા. એક દિવસ તેવણે ગુજરાતીમાં મારી પરિક્ષા લીધી ને મેં સરખા બરાબર જવાબ આપ્યા, તે જોઇ ખુશ થયા, કારણ તેવણ એમજ સમજતા હતા કે ઈંગ્રેજી શિખેલી છોકરીઓ ગુજરાતી ભાષા સમજતી નથી! જુનાગઢમાં કંઇ જોવા લાયક નહિં હતું. બૈરાંઓ ત્યાં ખુલ્લે મોંહડે નહિં ફરતાં હતાં. એવણે અને એમનાં ધણિઆણીએ અમારી ઘણી આગતાસ્વાગતા કરી હતી. અમો પણ બંધ ગાડીમા બાહેર ગયાં! આ રિવાજ મને તદ્દન નાપસંદ હતો!

જુનાગઢથી અમો ગોંડલ ગયાં. એ શહેર જાણે તેનાં ગોંડલ નામને ખોટું પાડતું હતું! જ્યાં જોવો ત્યાં સફાઇ, સુઘડાઇ, ચોખ્ખાઇ માલુમ પડતી. ગોંડલનાં દિવાન મી. બેજનજી દમરી અમોને લેવા આવ્યા હતા, ને પોતાનાં બંગલામાં અમોને પરોણા તરિકે ઉતારો આપ્યો હતો. તેવણના ધણિઆણીએ અમારી ઘણી માયાથી પરોણાગત કરી હતી. અમો ગોંડલનાં ઠાકોર સાહેબને મળવા ગયાં હતાં. તેવણ ઘણા સુધરેલા વિચારનાં વાતચીતમાં મને જણાયા. મેહેલ પણ ઘણો સારી રીતે સણગારેલો હતો.

તે પછી અમો લીમડીનાં ઠાકોર સાહેબનાં ડૉકટર મી. પેસ્તનજીને બંગલે ગયાં. તે વેળા ડૉકટર પેસ્તનજીનાં ધણિઆણીએ ઘણી કાળજીથી અમારી પરોણાગત કરી હતી. એક દિવસે લીમડીનાં ઠાકોર સાહેબનાં ઇજનથી તેમનાં મેહેલમાં અમો મળવા ગયાં. ઠાકોર સાહેબને એક વેળા મારા ભાઇ સોરાબે અમારા ગ્રાંટરોડનાં મકાનમાં બોલાવ્યા હતા. મેં તેમની હજુરમાં પીઆનો વગાડયો હતો, જે જોઇ તેવણ ઘણા ખુશ થઇ માન–પાન લઇ સીધાર્યા હતા. ઠાકોર સાહેબ 'મૈત્રીક' થયલા હતા, ને સુધરેલા વિચારનાં નૃપતિ હતા. તેમની વાતચીત કરવાની રીતભાત અને

હબ એક અમીર-ઉમરાવને છાજતી હતી.) ગોંડલનાં ઠાકોર સાહેબની માફક તેમણે માનથી અમારો આદરસત્કાર કર્યો હતો.

આ સઘળે ઠેકાણેથી બાઇ ધનબાઇજી ડૉક્ટર હોવાથી ઘણાં શરમાળ બાઇઓની દવા કરવા અને સલાહ લેવા એમણે ઇજન થયું હતું, તેથી અમો જુનાગઢ, રાજકોટ, ગોંડલ, લીમડી ગયાં હતાં! કાઠયાવાડ તરફનાં બૈરાંઓ પોતાનાં દુઃખ-દર્દની સારવાર લેડી ડૉક્ટર પાસે કરાવવા ઘણાં આતુર હતાં. ૪૨ વર્ષો ઉપર લેડી ડૉક્ટર્સ ઘણાં થોડાં હતાં.

લીમડીથી અમો અમદાવાદ ડૉક્ટર મિસ મોતીબાઇ કાપડયાને બંગલે તેમનાં આગ્રહથી ગયાં. બાઇ મોતીબાઇ અને ધનબાઇજી મૅડીકલ કૉલેજમાં સાથેજ શિખેલાં હોવાથી બન્નેને સારી દોસ્તી હતી. બ્હેન મોતીબાઇએ અમારી ઘણી સારી પરોણાગત અમદાવાદમાં કરી હતી. ત્યાંજ મારાં માતાજી તરફથી મને એક કાગળ મળ્યો કે સાબરમતી ભાઇ ફરામજી અને ભીખાઇજી મોટાફરામને મળવા જવું; કારણ તેવણુના જુવાન અસરાફ દિકરી રતનબાઇ (રતી) સ્વર્ગવાસ થયાં હતાં. તે કાગળ મળતા હું સાબરમતી ગઇ. હું ધારૂં છું કે અમદાવાદથી સાબરમતી એકજ સ્ટેશન ઉતરીને જવાતું હતું. બિચારા ફરામજી ને તેવણનાં ધણિઆણી રાંક દિકરીનાં મરણથી ગમમા ગીરફતાર હતાં! ત્યાં હું ત્રણ-ચાર દિવસ રહી.

## મારા પિત્રાઈ ભાઈ રૂસ્તમ!

મારા પિત્રાઇ ભાઈ રૂસ્તમ સાબરમતી આવ્યા, અને થોડા દિવસ વડોદરે રહેવા આગ્રહ કીધો, જેથી હું ભાઇ ફરામજી અને તેવણનાં ધણિઆણીની રજા લઇ મારા પિત્રાઇ ભાઇ સાથે અમદાવાદ ગઇ. એવણ સાથે એમના નરીમાન નામના ભાઇ પણ સાબરમતી મને લેવા આવ્યા હતા, અને તેવણે અમદાવાદ થોડા દિવસ રહીને પછી વડોદરે જવાની આગ્રહપૂર્વક ઇચ્છા દેખાડી. એ બન્ને ભાઇઓ સાથે હું અમદાવાદ ગઇ, અને ડૉક્ટર ધનબાઇજીને પાછી મળવા ભાઇ રૂસ્તમ સાથે ગઇ. તેમણે બાઇ ધનબાઇજીને અરજ કીધી કે ભીખાઈજી અમારાં શહેરમાં આવ્યાંછ, તે અમે એવણને અમારે ઘેર લઇ જઇએ, પછી ચાર દિવસ રહી હું એવણને વડોદરે મારે ઘેર લઇ જાવું. હું નવ વરસ થયાં એવણને બોલાવુંછ તો આવતાં નથી, હવે અહિં છે, એટલે વડોદરે એવણને લઇ જાવું. તમારી રજા છે?

બાઈ ધનબાઈજીએ ખુશી જણાવી, જેથી મારી 'ત્રન્ક' લઈ હું એવણનાં ભાઇ નરીમાનને બંગલે ગઇ. ત્યાં ભાઇ નરીમાને 'આઇસ ફૅક્ટરી' ઊભી કીધી હતી, તે જોઇ. ત્યાંનો કાંકરીયા તલાવ વિગેરે મને દેખાડયું. ભાઇ નરીમાનને ઘેર અમદાવાદ ત્રણ–ચાર દિવસો ગુજારી મારા પિત્રાઇ ભાઇ રૂસ્તમ સાથે વડોદરે ગઇ! નવ વર્ષો સુધી એવણે વડોદરે પોતાના ઘરમાં બોલાવવા ચાલુ કાગળો મને અને માતાજીને લખ્યાં કીધાં! ડૉકટર ધનબાઇજી સાથે હું કાઠયાવાડ ફરવા નિકળી હતી, તે એવણે મારાં કાગળોથી જાણ્યું હતું, અને જેવી ખબર પડી કે હું અમદાવાદ ગઇ કે તુરતજ એવણ વડોદરેથી મને લેવા આવ્યા; પણ અમદાવાદ આવતાં જણાયું કે હું સાબરમતી ગઇ હતી. એવણ સીધા પોતાના ભાઇ નરીમાન સાથે સાબરમતી મને લેવા આવ્યા. જો કે મારાં મમાઇજી સપટેમ્બર ૧૮૯૦ માં જબલપોરમાં પોતાના દિકરા ટેમુલજીનાં ઘરમાં સ્વર્ગવાસ થયાં, ત્યારે મુબઇમા એમના ઉઠમણાની ક્રિયામાં સામેલ થવા અમારા કરેલવાડીના ઘરમાં મારા પિત્રાઈ ભાઇ રૂસ્તમ ઉતર્યા હતા, ત્યારે અમારો મિલાપ થયો હતો, તોપણ ૪૨ વર્ષોની વાત ઉપર, ૧૮૯૪ માં, મને પોતાને બંગલે વડોદરે લઇ જવાની એમની ઉલટ અને ઉત્કંઠા અજાયબ જેવી રીતે ઉત્કૃષ્ટ હતી! અમો ખુશીથી મળ્યાં, પણ દિલગીરીથી છૂટાં પડયાં!

તે પછી એમના ચાલુ આગ્રહથી છ વર્ષે પાછી વડોદરે ૧૯૦૦ માં ગઇ. પચ્ચીસ વર્ષોમાં હું માત્ર **પાંચ** વખત **દસ–બાર** દહાડા નાતાલની રજા મને મળતી, ત્યારે જતી. ૧૯૦૨, ૧૯૦૫, અને ૧૯૦૯ માં છેલ્લી હું (૧૯૦૯ માં ભાઇ સોરાબનાં સ્વર્ગવાસ થવાની નવ મહિના આગમજ) ગઇ હતી! તે પછી પચ્ચીસ વર્ષો સુધી હું મારા પિત્રાઇ–ભાઇને ઘેરે ગઇ ન હતી. સેંકડો મૈલ અમે દૂર વસ્તાં હતાં, તોપણ **અમો બન્ને ભાઇ–બ્હેન જેવાંજ દિલસોઝ હતાં.** છેલ્લાં ૨૫ વર્ષો સુધી અમે 'એકમેકને જોયાં નહિં, ત્યારે એક વેળા ભાઇ એરચશાહ હીરજીબેહદીન આગળ ઘણી લાગણી–દિલસોઝીથી મારી ખબર પૂછી બોલ્યા: "ભીખાઇજીને તો એક જમાનો થયો જોયાં નથી!"

આ મારા પિત્રાઈ–ભાઇ વિષે મેં આ પુસ્તકમાં ૨૭૬ થી ૨૮૪ પાનાં સુધી હેવાલ લખ્યો છે, એટલે અત્રે વધુ વિસ્તારીને લખવાની જરૂર જોતી નથી.

——:o:——

# સાહિત્ય સેવા.

## ૧૮૯૦-૧૯૩૬.

મને સાહિત્યનો શોખ હોવાથી ૧૮૯૪ માં પુસ્તકો લખવા મેં ઠરાવ કર્યો, કારણ તે વેળા મ્યુઝિક શિખનારાં છોકરાંઓ ઘણા નહિં હતાં, તેથી ભાઇ સોરાબનાં માસિક મંજાહુમાં ૧૮૯૦ થી લખાણ કરવા ઉપરાંત મારા હાથમાં જે વખત હતો તેનો મેં સદ્ઉપયોગ કરી વાર્તાઓ લખવા ને ઉદ્યોગી રહેવા ઠરાવ કર્યો.

૪૨ વર્ષો ઉપર ઘણાં થોડાં પારસીનાં બૈરાંઓ ઇંગ્રેજી લખી-વાંચી-સમજી શકતાં હતાં; તેથી તેઓનાં લાભાર્થે મેં ચાર ઇંગ્રેજી 'નૉવેલ' કે જે ખરેખરી બોધદાયક હતી, તે લખી. પાંચમુ પુસ્તક જો કે થોડું ઇંગ્રેજી ઉપરથી લખ્યું હતું, તો પણ તેમાં મારા વિચારો હું હિમ્મતથી દર્શાવતી હતી.

બીજી બે વાર્તાઓ: "ઉછાછલી ઍલીસ," અને "થેલ્મા," ભાઇ સોરાબનાં માસિક મજાહુમાં લખી હતી; એ બન્ને વાર્તાઓ આજ સુધી પુસ્તકાકારે છપાઇ નથી.

જે દસ નાનાં-મોટાં ગ્રંથો મેં લખ્યા હતા, તેમાં છેલ્લા પાંચ નાનાં-મોટાં પુસ્તકો મેં સગાં-સ્નેહીઓને ભેટ તરિકે આપવા પ્રકટ કીધાં હતાં. એ છેલ્લાં પાંચ પુસ્તકો ચંપોચપ ઉંચકાઇ જતાં, એટલુંજ નહિં. પણ મારી પાસે તેમાંની પાંચ નકલ પણ રહી નથી! આ લખું છું, ત્યારે "પીઆનોના પાસાંમાં પચાસ વર્ષ" નામનાં ૫૦૦) પાનાનાં પુસ્તકની ૫૦૦) નકલોમાંથી ફકત ૪૫) મારી પાસે રહી છે!

પહેલ્લાં પાંચ પુસ્તકોની ફકત એકેક નકલ મારી પાસે હતી, તે પણ એક દિલસોજ ભાઇ ચોરીને ઉંચકી ગયા! હવે ભાઇ ઘણા લાગણીવાળા તે બ્હેનથી નાં તો કહેવાયજ નહિ ને પાછી પણ મંગાય નહિં!! નહિં વારૂં?

જે દસ નાના-મોટાં પુસ્તકો પ્રકટ કર્યાં છે, તે નીચે મુજબ છે:—

૧—**નિર્દય નણંદ**—૨૯૩) પાનાનું, સને ૧૮૯૪ માં, કિંમત રૂ. ૧॥).

૨—**ઇનસાફની આરસી**-૧૬૦) પાનાનું, સને ૧૮૯૬ માં, કિંમત રૂ. ૧॥).

૩—**સહનશીળ સુંદરી**-૬૮૬) પાનાનું, સને ૧૮૯૭ માં, કિંમત રૂ. ૨).

૪—વિધારિ વનિતા–૫૬૪) પાનાનું, સને ૧૮૯૯ માં, કિંમત રૂ. ૨॥).

૫—અજલનો ફરેસ્તો–૨૬૨) પાનાનું, સને ૧૯૧૦ માં, કિંમત રૂ. ૨॥).

૬—Twenty-five years' Unique Record in the Parsi community, ૫૨) પાનાનું, સને ૧૯૧૯ માં, (પારસી કોમમાં પા સદીની વિલક્ષણ નોંધ.) ભેટ.

૭—**Opinions**—(લોક-મત) ૭૪) પાનાનું, સને ૧૯૨૪ માં. ભેટ.

૮—**Forty-five years in Music**–૧૭૬) પાનાનું, સને ૧૯૩૧માં. (મ્યુઝિકમાં ૪૫ વર્ષ!) ભેટ.

૯—**Fifty years in Music**—૪૯૬ પાનાનું, સને ૧૯૩૫ માં. (મ્યુઝિકમાં ૫૦ વર્ષ!) ભેટ.

૧૦—**મારાં માતાજી!** ૬૦૦) પાનાનું, સને ૧૯૩૬ માં. ભેટ.

છેલ્લાં પાંચ પુસ્તકો વાસ્તે મને રૂ. ૩,૭૪૫) નો ખરચ જે થયો હતો, તે મેં ખુશીથી મારા ખીસામાંથી કીધો હતો, જે નીચે મુજબ Facts & Figures. સાથે રજુ કરૂં છું:—

| સને. | રૂ. આ. પૈ. |
|---|---|
| ૧૯૧૯—'યુનીક રૅકર્ડ' ... ... ... | ૨૫૦–૧૨–૦ |
| ૧૯૨૪—લોકમત ... ... ... ... | ૨૯૫—૦–૦ |
| ૧૯૩૧—મ્યુઝિકમાં ૪૫ વર્ષ... ... ... | ૪૦૦—૦–૦ |
| ૧૯૩૫—મ્યુઝિકમાં ૫૦ વર્ષ ... ... | ૧,૨૦૦—૦–૦ |
| ૧૯૩૬—મારાં માતાજી ... ... ... | ૧,૬૦૦—૦–૦ |
| જુમલે... | ૩,૭૪૫–૧૨–૦ |

તે ઉપરાંત ૧૯૧૨ થી ૧૯૧૬ સુધી પહેલ્લા પાંચ કૉનસર્ટસ મેં 'ફ્રી' કીધા હતા, તેમાં શિષ્યોને ઇનામ આપવા સાથે મને રૂ. ૧,૧૩૫) ખરચ થયો હતો.

૧૯૧૨ થી ૧૯૩૫ સુધીમાં જેટલા કૉનસર્ટસ કર્યાં તેમાં મેં ભરેલી રકમનો સરવાળો રૂ. ૩,૧૦૩–૨–૯ થયો હતો.

મેં જોયું છે કે એક શિક્ષક તરિકે આવો ખરચ કરવાની ઇચ્છા અને હિમ્મત ઘણાંઓમાં નથી!

## ૫૦ વર્ષોમાં ૬ પીઆનો ખરિદ્યા, જેની એકંદર કિંમત રૂ. ૧૧,૯૧૦ થઇ હતી.

પેહલાં પાંચ પુસ્તકોની હું હંમેશાં એક હઝાર નકલ છપાવતી હતી, ને પાંચસો નકલ વેચાયા પછી અર્ધી કિંમતે બાકીની પાંચસો નકલ હું વેચી નાંખતી. એ પુસ્તકોના નફામાંથી મેં ત્રણ પીઆનો ખરિદ્યા.

રૂ. ૪,૫૦૦/–ના પીઆનોની કથા મેં મારી આગળી "ફૉર્ટી–ફાઇવ યર્સ ઇન મ્યુઝિક" માં ૨૧ થી ૨૬ માં પાનાં સુધી લખી છે.

## મ્યુઝિક શિખવવાનો મારો ઉત્તમ ધંધો—૧૮૯૦—૧૯૩૫.

પરિક્ષા કે કોનસર્ટ્સ વેળા સેંકડો રૂપિયાની 'તર્નસ' 'ફી' લીધા વિના આપું, તોપણ શિષ્યો કે માત–પિતાને દરકાર નહિં! જો શિષ્યો પરિક્ષામાં નિષ્ફળ નિવડે તો ઉઠાડી લઇ બીજાં શિક્ષકો આગળ શિખવા મોકલે!

નગુણાં શિષ્યો ને તેઓનાં માત–પિતા જમણા હાથનાં ચાર આંગળાંઓ ઉપરજ સુભાગ્યે ગણાય તેટલાં છે, બાકી સઘળાં શિષ્યો અને તેઓનાં માત–પિતાને ઘણી સારી સમજ–શકિતનાં, દિલમોઝ અને ગુણવંતાં જોવા–જાણવાનો સંતોષ મને છે! તેઓ હંમેશાં મને આભારી જીગરે યાદ કરે છે ને તંદરોસ્તીમાં મારૂં નામ ભણે છે! કોઇ વળી ફરેસ્તા કરાવે છે!

શિષ્યોને સદા સારી શિખામણ આપું ને તેઓનું લક્ષ ભપકાદાર પોશાક ને કાન ઉપર વાળ રાખવા કરતાં મગજનાં ભપકા ઉપર વિશેષ ખેંચી કહું: જોવો, અતિસ્ય ઠાઠમાઠ અને ભપકાદાર પોશાક સજેલી એક સ્ત્રી તજનાં ઝાડ જેવી લાગે છે, જેની માત્ર છાલ કિંમતી હોય છે, પણ અંદરથી પોકળ હોય છે.

### એક સ્વચ્છ અંતઃકરણનો ભપકો અને મુખ્ય કરીને મગજનો ભપકો

બાહેરની 'ફૅશન' નાં ખરચાળુ પોશાકના ખાલી ભપકા ઉપર શ્રેષ્ટ ચઢયાતાપણું ભોગવે છે.

જ્યારે આળસુ થઇ 'પ્રેકતીસ' નહિં કરે, ત્યારે શિખ આપું કે દુન્યાનાં સઘળાં ખજાના આગળ સૌથી અમુલ્ય ખજાનો વખત છે, જેની કિંમત આંકવામાં અને તેનો સારો ઉપયોગ કરવામાં કદી પણ પણાત

હઠવું નહિં જોઇએ! કોઇ પણ જાતની કેળવણી કે હુન્નર શિખવામાં ઉમરનો ખ્યાલ કદી નહિં કરવો.

, મેં ઘણી વખતે જોયું છે કે ઠોઠ છોકરીઓની માય–માસીઓ આપ–મતલબ કે આપ–સ્વાર્થ કાજે આપ–બડાઇનાં રણશિંગડાં ફુંકે છે! એમાં શું ખરેખરી વડાઇ કે મોટાઇ છે? આવું સાંભળીને (ખોટું) ઘણી વેળા અજબ થઇ રમુજ મેળવું છું; કારણ હું જાણું છું કે મારી આગળ શિખેલી એ છોકરીઓ કેવી ઠોઠ હતી!

આવા નાટક–તમાસા જોતાં જોતાં ૪૫ વર્ષો પૂરાં થયાં!

પારસી શિક્ષકોની કદર નહિં, પણ પરજાતનાં પરથી ઓવરાઇ–પોવરાઇ જાય; કે જેઓ ઘણે ભાગે શિષ્યોને વગાડી દેખાડે નહિં!

૪૫ વર્ષો સુધી દરેક શિષ્યને મેં દરેક 'તર્ન' વેળા વગાડી દેખાડયું છે, એટલુંજ નહિં, પણ જો તેઓને નહિં સમજ પડે તો ૪–૫ વખત વગાડીને દરેક બાબત 'પીસીસ,' 'સ્ટડીઝ,' 'સ્કેલ્સ,' 'આર્પેજીઓસ,'. 'ડયુએટ,' 'ત્રીયો,' કેમ જાય છે, તે 'સ્ટાઇલ'માં વગાડી દેખાડું, ત્યારેજ તેઓ સંતોષ પામે!

જો શિષ્યોને વગાડી દેખાડયા વગર શિખવવાનું હોય તો, યા ખુદા! આ જીંદગી કેવી આસાન છે! એમ જો હોય, એટલે છોકરાંનાં પાસાંમાં બેસીને 'વન, તુ, થ્રી, ફોર' બોલવાનું હોય ને બે–ચાર નોત્સ જ્યાં બેઠેલાં હોય ત્યાંજ બેસીને દેખાડવાનું હોય તો

**હું તો જીવું ત્યાં સૂધી**

એમ શિખવી શકું! પણ આવી આસાન જીંદગી મારાં નસીબમાં નહિં!

પારસીઓની અક્કલ અને આંખ એ બાબત જોઇ–સમજી શકિત નથી! મેં મારી આખી જીંદગીમાં પ્રમાણિકપણે સચ્ચાઇને વળગી રહી શિખવ્યું છે. સઘળું શિખવવામાં મેં કોઇ પણ દિવસ કંઇ પણ ખામી રાખી નથી. છોકરાંઓને હિમ્મતથી કહું કે "પૂછો! શું નહિં સમજ પડતું!" જો એક રીતે નહિં સમજે તો પાંચ રીતે ફેરવી ફેરવીને 'થીઅરી' પણ સમજાવું, અને જરા પણ કંટાળું નહિં! જ્યારે તેઓ બોલે કે "હવે સમજ પડી!" ત્યારેજ મને સંતોષ મળે! જો કોઇ વેળા માંદગી કે શોક હોય ને નહિં ગમે વગાડી દેખાડવા તો એમજ સમજે (શિષ્યો) કે "આજે 'તર્ન' ફોકટ ગઇ!" પછી પોતે નહિંબી કાઢું

હોય, યા ગમે તેવું ખરાબ વગાડે તેની દરકાર નહિં કરે, પણ મારે તો જાણે **ફરજથી બંધાયલી હોવું** તેમ વગાડવુંજ જોઇએ।

ઘણાં શિક્ષકો એ ફરજનું કરજ અદા કરવા સમજતાં નથી।

૪૫ વર્ષોમાં મેં જોયું કે પીઆનો શિખતાં છોકરાંઓનું ઇંગ્રેજી અલ્પ જ્ઞાન હોવાથી તેઓ ઇંગ્રેજીમાં પૂછતાં શરમાય છે, ફક્ત મારીજ આગળ નહિં, પણ ઇંગ્રેજી-મડમો અને ફિરંગી-ફિરંગનો આગળ પણ હિમ્મતથી સવાલ પૂછી શકતાં નથી। વળી તે શિક્ષકો ગુજરાતી ભાષા સમજતાં નહિં હોવાથી ગુજરાતીમાં સમજાવી શકતાં નથી. ગુજરાતી ભાષા ઉપર તેઓનો કાબૂ નહિં હોવાથી શિક્ષકો ને શિષ્યોની મુશ્કેલી વધી જાય છે. એ વિષે અલેકઝાન્ડ્રા ઇનસ્ટીત્યુશનનાં સ્થાપક મરહુમ

**મી. માણેકજી ખરશેદજી**

નાં દિકરી

**મિસ શીરીનમાય માણેકજી ખરશેદજી**

મને એક કાગળમાં લખે છે;—

"........A Parsee would make a better teacher to a Parsee than an European, because she has the advantages of knowing Gujeratee, and need not waste time in referring to a Dictionary for explaining the meanings of every word. That you are thoroughly competent to teach English is evident from your having passed the Matriculation Examination..........

Your instructions to Emily in Piano playing have been perfectly satisfactory, and her progress does great credit to your through persevering and painstaking instructions.........."

વળી સ્કુલમાં અને તે પછી મને પીઆનો વગાડતાં સાંભળી મિસ શીરીનમાય માણેકજી ખરશેદજી ૧૮૯૩ માં એક જણને મારી ભલામણ કરતાં લખે છેઃ—

"........She is besides very proficient in Music. She plays the Piano admirably.........".

૪૫ વર્ષો સુધી મ્યુઝિકના શિક્ષણમા મારી મુસ્કેલી અને મુસિબત મારો કડવો-મીઠો અનુભવ મેં મારી "ફૉર્ટી ફાઇવ યર્સ ઇન મ્યુઝિક," અને ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિકમાં દર્શાવ્યા છે, તેમા શિક્ષકો ને શિષ્યોને સૂચના મે કરી છે, એટલે અત્રે તે પાછું લખવા ઇચ્છતી નથી.

મારી ૧૭ વર્ષની વયથી તે ૭૦ વર્ષની ઉમર સુધી મોજ-મજાહના ભોગે મેહેનત-જેહેમત ઉઠાની આટનુ મેં કર્યું છે! જે આગળી મ્યુઝિકની મારી ૪ ચોપડીઓમા લખ્યું છે, તે અત્રે પાછુ રજુ કરવા ઇચ્છતી નથી.

મારા ધંધામાથી ફારેગ ('રીટાયર') થવાની એક વર્ષ આગમજથી જ્યારે લોકોએ જાણ્યું, ત્યારે ઘણાઓ પોતાની દિકરીઓને એક વર્ષ પણ શિખવવા આગ્રહ કરવા લાગ્યા. તે સઘળાંઓને મે પાછા મોકલ્યા!

"ડોસી ગીયે જણાય કે મુવે જણાય!" આ કહેવત મારે હૈયે ચઢી આની!

કેટલાક બાનુઓ બોલવા લાગ્યા.—"ભીખાઇજી તમારી જગ્યા ખાલી છે! એ પુરાના બીજા પચાસ વરસ જોઇએ."

કેટલાકો બોલે "ટીચરના શું તોટા પડયા?" ત્યારે તેઓને એક મારા વફાદાર શિષ્ય આવામાય ખરશેદજી શરાફ (મીસીસ દાદી શેઠ દુબાશે) જવાબ આપ્યો—"મારી દીકરીને ભીખાઇજી શીખવશે તોજ પીઆનો શીખવસ, નહિ તો બીજુ 'ઇનસ્ત્રુમેન્ટ' આપશ, એવણનાં જેવું શિખવવાનુ કોઇનુ નથી........"

એક શિષ્યની આની વફાદારી જોઈ મને ઘણું લાગી આવ્યું, પણ મારા આવામાય મારી જીંદગીની છેક સાંજે આવ્યા, કે જ્યારે મારી તબિયત અને મારી આખ્યો કામકાજ કરવા કસાઇ ગયાં!! એવણની દિલગીરી કરતા મારી દિલગીરી વિશેષ હતી! પણ શું કરૂં? લાઇલાજ! તોપણ એવણે થોડુ-ઘણું દિકરીને શિખવ્યું હતું, જે જોવા-જાણવાનો મને સતોષ મળ્યો!

મારા ઘણા શિષ્યો મ્યુઝિક શિખવી શકે છે, ને પોતાના છોકરાંઓને પરિક્ષામા પાસ કરાવે છે તે જોઇ-જાણી-સમજી-સાભળી મને અતિશ્ય આનંદ થાય છે!

મારા છોકરાઓ 'સીનયર'ની પરિક્ષા સુધી શિખી છોડી દેતા હતાં શિખતા છોકરાઓ ઉલટ-ઉમગથી આગળ વધે એવા વિચારથી 'ડીપ્લોમા'ની ચઢતી નણ પરિક્ષાઓ, F. T. C. L., L. T. C. L.,

# Trinity College of Music

LONDON

INSTITUTED 1872

By

Special Resolution of the Board

dated 15th March 1935

it was unanimously decided to

acknowledge with grateful thanks

the generous donation to the

College by

Miss Bhikhaiji L. Pilamkote

E Stanley Roper for Chairman of the Board

Secretary

અને A. T. C. L. માં સોનાનાં ચાંદ સાથે ૧૪ પૌંડનું ઇનામ **જરથોસ્તી પારસી** છોકરાઓ અને છોકરીઓને આખાં હિંદુસ્તાનમાંથી **પીઆનોફોર્ટ**ની પરિક્ષામાં જેઓ ચઢતી 'માર્કસ' મેળવે તેઓને ઇનામ આપવા મેં રૂ. ૨૫,૦૦૦/– (જે કોનસર્ટ હૉલ ફંડના એકઠા થયા હતા) ત્રીનીટી કૉલેજને ફકત વ્યાજ વાપરવા મોકલી આપ્યા. આ પરિક્ષાઓમાં પસાર થનારને 'ઍકેડેમીક ડ્રેસ' (જભ્ભો અને ટોપી) પહેરવાનો હક્ક રહે છે.

આ ત્રણ ચઢતી પરિક્ષાઓ લનડન યુનીવર્સીટી સ્વિકારે છે, તેમજ ડરહેમ, મૅનચેસ્ટર લીડસ અને બર્મીગહામની યુનીવર્સીટીઓ પણ સ્વિકાર કરે છે.

વળી એ 'ડીપ્લોમાં' ધરાવનારાંઓ ગ્રેટ બ્રીટનની 'રોયલ સોસાયટી ઑફ ટીચર્સ'નાં સભાસદ થવાની (વગાડી શકનાર હોવાથી) લાયકાત ધરાવે છે.

જાહેર કરવાને ખુશ છું કે **મારી હૈયાતીમાંજ** આ ફંડમાંથી પહેલાંજ વર્ષ (૧૯૩૫)માં બે જરથોસ્તી પારસી બાનુંઓને સોનાનાં ચાંદ અને દરેકને ૧૪ પૌંડનું ઇનામ મળ્યું છે. ત્રીનીટી કૉલેજે આ ઇનામનું નામ: "ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટ પ્રાઇઝીસ" આપ્યું છે.

**લાઇસેનશીએટ**ની પરિક્ષામા મિસ દૌલત, જે. દા. નાણાંવતી, L.T.C.L. વાંદરાની સેંટ જોસેફ્સ કૉનવેન્ટમાંથી પસાર થયાં છે. એમણે 'ઍકૅડૅમીક ડ્રેસ' જભ્ભો ને ટોપી પહેરવાનો હક્ક છે.

**ઍસોશીએટ**—મિસ રોશન ઝાલ કે. ન. કાબરાજી, A.T.C.L. પુનાની જીસસ અને મેરીના કૉનવેન્ટમાંથી પસાર થયાં છે. એમણે "ઍકૅડૅમીક ડ્રેસ"માં ફકત જભ્ભો પહેરવાનોજ હક્ક રહે છે. ફૅલોશીપની પરિક્ષામાં કોઇ પણ પારસીએ 'મૅડલ' અને 'પ્રાઇઝ' મેળવવા માટે લાયકાત ધરાવી નહિં હતી.

મ્યુઝિક **શિખવવાનું** મેં શુરૂ કીધા પછી **૧૪ વર્ષો** સુધી કોઇ પારસી બાનું મ્યુઝિક શિક્ષક તરિકે મારી માફક પરિક્ષાઓ અપાવી 'કલાસીકલ મ્યુઝિક' શિખવતાં નહિં હતાં. તે પછી મારો શુભ દાખલો લઇને પારસી બાનુંઓ રફતે રફતે મ્યુઝિક શિખવવા હિમતથી બાહેર પડયાં!

મરહુમ મી. જી. ડી. ત્રેલન જેવણ મને ચાર દાયકાઓ સુધી પિછાણતા હતા, તેવણે મારી "ફોર્ટી-ફાઇવ યર્સ ઇન મ્યુઝિક" નામની ચોપડીનો દિબાચો લખતાં નીચે પ્રમાણે એસારો કર્યો છે:—

"……. and for the large amount raised and invested for her pet project, a Concert Hall for Bombay, which, if it materializes, will have owed its inception to one who may jnstly be deemed the Pioneer Lady Teacher of Music in the Parsi Community."

ઉપલાં લખાંણ ઉપરથી વાંચક-વર્ગ સમજી શકશે કે **કેટલાંક** કમસમજ પારસીઓ અદેખાઇનાં આવેશમાં બોલતાં ને વમાસતાં હતાં કે "બીજાં શિક્ષકોની હું હરીફ હતી," પણ ખરી રીતે તો હું **'પાયોનીયર'** હતી. પ્રથમ મને હિમ્મતથી બાહેર પડેલી જોઇને તેઓએ મ્યુઝિક શિખવવાની હામ બીડી! ખરી રીતે તો તેઓ હરીફ ગણાય! જો કંઇ હરીફાઇ જેવું હોય તો!

ઘણી વેળા **કેટલાંક** બેવકુફ, દયાહિણ તેમજ અક્કલહિણ પારસીઓનાં **ધખારા, ફાંટાનો** હું ભોગ થઇ પડી તરેહવાર ગેરવાજબી અપશબ્દો સાંભળી, તેઓને કમઅક્કલી ગણતી! જ્યારે હું મારા ધંધામાંથી ફારેગ થઈ, ત્યારે તેઓને ટાઢક પડી!

જેઓનાં સમાગમમાં હું આવી નહિં હતી, નાં, એટલુંજ નહિં, પણ જેઓએ મને કોઇ દહાડે નજરે જોઇ વટીક નહિં હતી, તે અક્કલ-હિણ ઓરતોએ ખુદાની શિક્ષાનો ડર કર્યા વગર, એક માણસ જેમ તાવની ઝુમમાં બકવા કરે તેમ જુઠું બોલતાં, તરકટ-તોહમત, પ્રપંચ, કાવતરાં કરતાં લજવાયાં નહિં! સુભાગ્યે તેવાં કમબખ્તો ને કમનસીબો થોડાંજ હતાં! તેઓ પાછળથી પોતાની ભૂલ જોઇ પસ્તાવા લાગ્યાં!

### મારો મોટો ગુનાહ

એજ હતો કે હું મ્યુઝિક **શિખવતી** હતી! અને તેથીજ બીજાંઓ અદેખાઇના આવેશમાં આવી પોતાની તબિયત બગાડતાં હતાં, અને પોતાની ઉમર કરતાં દસ-પંદર વર્ષ વધુ ઘરડાં દેખાતાં હતાં, એમ સાંભળ્યું!

"ધર્મો જય ને પાપો ક્ષય!"

૪૫ વર્ષો સુધી એવાં અક્કલહિણુ આદમીઓની દરકાર કર્યા વિના મારા ધંધા ઉપર ઓસ્તવાર રહી સચ્ચાઇથી પ્રમાણિકપણે મેં મારૂં શુભ કાર્ય ચાલુ રાખ્યું.

૧૯૩૧ ની વસ્તીની ગણત્રી પ્રમાણે કુલ્લે ૧,૧૨,૦૦૦/-જરથોસ્તીઓમાંથી ૫૭,૭૬૫/-મુબઇમાં વસે છે, તેમાંથી સુભાગ્યે ૫૭ જરથોસ્તી શખ્સો અને બૈરાંઓએ આવી બેવકુફાઇ બતાવી હતી।

કેટલાંક "ગુનેહગારાંન" અને "આશમોગાંન" (ફરેબબાજ) ઇનસાનોએ એવાં જુઠાં તરકટો ઊભાં કીધાં છે કે તેઓ બન્ને જેહાંનમાં ખુદાની સજામાંથી છટકી જનાર નથી! આપણાં જરથોસ્તી ધર્મમાં છે કે બદી સામે લડત કરી તોડવી, એ ધર્મ-પુસ્તકમાં છે; પણ સરકારના ને કોર્ટ-દરબારનાં કાયદાઓ એવા સખ્ત છે કે બદીને તોડવા જતાં આપણે કાયદાનાં સપાટા-ઝપાટામાં જકડાઇ જઇએ છિયે। તેથી શ્રેષ્ટ રસ્તો એજ છે કે પેલા મોટા ન્યાયાધીસ (ખુદા) ઉપર સઘળું છોડી સહનશીળ થઇ શાંતિથી સઘળું સાંભળવું। ઇશ્વર તેઓનો ઇનસાફ મોડેથી પણ કરશેજ। સબુરી રાખવી તેમાં શોભા છે।

જેઓ મારી વિરૂદ્ધ બોલ્યાં છે, ને બીજાંઓને શકમંદ અને વહેમી બનાવ્યાં છે, તેઓનાં કુટુંબના દિકરાઓ, દિકરીઓ, ભાઇઓ-બ્હેનો પરજાત સાથે નાહસી જઇને પરણ્યાં છે।। **આ કુદરતનો કોપ છે!**

વિકાળ વાઘનો, બરાડ મારતા સિંહો અને ભુખ્યાં વરૂઓ સામે, જેમ એક સીપાહ બચ્ચો લડાઇનાં મેદાનમાં તોપનાં મોંહડાં સામે ટટણખાર ઊભો રહે, તેમ હું એકલી ઊભી રહી।

કેટલાંક દુશ્મનજીઓ, અદેખી ઓરતો, કે જેઓ મારી માફક તન-મન-ધન રગડી-રોકી વર્ષો સુધી મોજ-મજાહને ભોગે મેહેનત કરી કંઇબી મ્યુઝિકનાં હુનરમાં ભલું કરવા કે મ્યુઝિકના જ્ઞાનનો ફેળાવો કરવા અશક્ત હતાં, તેઓ તો ખુબ બબડી-ખભળી, બાંગ મારી, ફફડી-ચટકીને પોતાનાં જીવને નકામો રંજીદા કરી જલદી ડોસાં-ડગરાં થઇ જતાં। તે સાંભળી મને ઘણી રમુજ પડતી! મારો જીવ તેટલો વખત આનંદમાં રહેતો।

તીક્ષણ હરીફાઈ મને હંફાવી શકી નથી। દારૂણ દુશ્મનાઇ મને દબાવી શકી નથી। આંધળી અદેખાઇ મને અટકાવી શકી નથી। કંગાળ કિક્રિયારી મને કચડી શકી નથી।

વિદ્યા-દાન આપવાનાં શુભ કાર્યમાં તેમજ મારા 'ડીવાઇન આર્ટ' મ્યુઝિકમાં મઝદાંની મદદથી વર્ષો સુધી રોકાયલી-ગુતાયલીજ રહી. મારી બાજુએ ભલાઇનો ભાગ રહ્યો; બુરાંઓની સુજતમાં બુરાઇનો ફાલો રહ્યો!'

લોકોએ, સગાંઓ-સાવકાંઓએ, જાત-પરજાતે દુશ્મનાઇ દેખાડવાથી તેઓએ મારૂં તો આડકતરી રીતે ભલુંજ કર્યું છે! Thanks! 'થેંક્સ!' 'થેંક્સ!!'

હવે, સવાબની થાળ ભરી, સચાઇની ઢાળ સજી, દિલાસાની ડાળને દિલમાં દબાવી, સંતોષિ 'શૉલ' જીગર આસપાસ વિંટાળી, તરકટની તાલને તોડી, નમનતાઇથી સારી ચાલ ચાલી, ફાયદાની ફાલ નિહાળી, સ્વચ્છ અંતઃકરણમાં અહુરમઝદનો ડર રાખી, હવે કાળની જાળમાં ઝીલાઇ જવા એક વાળ ભાર પણ હું બિહતી નથી!

મ્યુઝિકનાં હુનરથી મેં રૂ. ૪૧,૬૬૨) ની સખાવત કીધી. મને આખી જીંદગીમાં કોઇનો વારસો, ફાળો, હિસ્સો કે પૈસો મળ્યો નહિં હતો.

રૂ. ૧,૦૦૦/-મેં પાછળથી પરચુટણ ખરચ માટે ત્રીનીટી કૉલેજને મોકલી આપ્યા હતા.

મોટું મન, ઉદાર દિલ ને ઉમદા વિચારોથી એક સ્વભોગ આપનારો આત્મા જીન્નતમાં જવા તલપી રહે, તેવા ઉત્તમ વિચારોથી મેં સઘળું કર્યું. "હાથે તે સાથે!" એ કહેવત હંમેશાં મારી નજર સન્મુખ રાખતી! જ્યારે દ્રવ્યવાન બખીલમાં રામ નહિં હોય; કીર્તિની જામ પીવાની તરસ નહિં હોય, ત્યારે સખાવત કરવાની દોડ-ધામ કરવામાં તે સદા બેફાંમ રહે છે!

મેં આળસાઇમાં જીંદગી પસાર કીધી નથી. ૧૬ વર્ષની ઉમરથી ૭૦ વર્ષની ઉમર સુધી ઉદ્યોગ-હુનરમાં અટવાઇ-દટાઇ ગઇ છું.

ઇનસાનની કીર્તિની ખુશબો તેનાં ઉદ્યોગી કામકાજ અને પ્રમાણિક વહેવારમાં પમરી રહે છે. ઉદ્યોગી જીંદગી ઇનસાનની આળસને તોડે છે, માયાળુ મિત્રોનાં સ્નેહી સમાગમમાં જોડે છે, વિદ્યા અને હુનરની છુપાયલી ખાણુ ખોદે છે, શત્રુના દોર અને તોરને તોડે છે, ગુસ્સા અને ગમની આગળ દોડે છે, અને ઇશ્વરેચ્છાની પવિત્ર ફરજ તરફ ધસી જાય છે.

પણ દુશ્મનજીઓ શું કરે છે? આપણે દુશ્મનો તરફથી શાની આશા રાખ્યે? દુશ્મનો તરફથી સારા વિચારો, સારા શબ્દો અને સારાં કાર્યોની

ઉમેદ રાખવી મિથ્યા છે! તેઓ આપણને કચડી નાંખવા ધરતી ઉપર ઘરફરી મારે છે, અને જ્યાં સુધી પોતાની નીચ નેમમાં ફાવતાં નથી, ત્યાં સુધી વેર વાલવા જંપીને બેસતાં નથી! તેઓ પોતાનાં પ્રપંચમાં પાર ઉતરવા બીજાં નબળાં મગજનાં અને કાચા કાનનાં વેહમી અને એક તરફી સાંભળનારા બેવકુફના બાદશાહોને સામેલ કરે છે! તેઓની અદેખાઇ-દુશ્મનાઇ એટલી બધી હદ ઓળંગી જાય છે, કે નિર્દોષોનાં ઘરનો, ધંધા-રોજગારનો, આબરૂ-ઇજતનો, પૈસા-ટકાનો નાશ કરીને જડ-મૂળથી ઉખેડી નાખવા ધરતી અને આસમાન એક કરવા તરફડયાં મારે છે! ત્યારેજ તેઓ ખુશ થઇને મનમાં મલકાઇને બોલે છે કે "કરરરરરશુસ!" પણ તેવા નીચ હલકત દમરીની અક્કલ વગરનાં આદમીઓનો પાછળો વખત અને મોતની છેલ્લી ઘડી કેવી હશે તેનો રતી ભાર પણ ખ્યાલ તેઓ કરતા નથી. સર્વેશ્વરની શિક્ષાનો ખ્યાલ નથી રાખતા.

કેંક વેળા મા-બાપ સાથની કે ભાઇ-બ્હેન સાથની અંતસ-અદેખાઇનું વેર નિર્દોષ બચ્ચાંઓ ઉપર લઈ તેઓને હેરાન કરવા, સતાવવા અને જીંદગી સુધી દુઃખી કરવા કાજે એક હઝાર અને એક કાવતરાં કરવા તેઓ નથી બિહતાં કે નથી દોજખનો ખ્યાલ કરતાં! નિર્દયપણે નીચ નેમથી બે દિલસોઝ મિત્રોને વિખુટાં પાડયાં પછી પણ તેઓ પોતાની ફરેબબાજીમાં વધુ આગળ ફાવવા ફાંફાં મારે છે!

એવાં નીચ-પાપી-પ્રપંચીઓનો આખરે કેવો બુરો ફેજ થાય છે, તે જો બીજાંઓ જોય-જાણે-સાંભળે ને ધડો લે તો તેઓ નિર્દોષોને હેરાન કરવા આગમજ એક હઝાર વખત વિચાર કરે! ખુદાનો ડર કરે! હું મ્યુઝિક **શિખવતી** હતી, તેથી જાત-પરજાતમાં કેટલોક વખત સુધી ખળભળાટ થઇ રહયો! **પરજાતનાં** સ્ત્રી-પુરૂષો એમ કરે તે તો હવે સમજ્યાં, પણ **જાત-ભાઇઓ, જરથોસ્તીઓ,** જેઓ દહાડામાં ૪-૫ વખત અવસ્તાનાં કલામો ભણી તેથી ઉલટી રીતે વર્તે, ત્યારે મારે માટે એકજ બાદશાહી માર્ગ રહ્યો હતો, તે રસ્તે હું સીધી ગુપચુપ ધીરજ રાખી આગળ વધી! મારાંમાં સંતોષ ને સબૂરી બન્ને હોવાથી હું ગરજથી સ્વતંત્ર રહી. મારાં સંતોષી જીગરે આફત સામે સબૂરી અખત્યાર કરી! સંકટ સહન કરતાં સર્વેશ્વરે મને શિખવી હતી! એટલે ૪૫ વર્ષો ક્યાં, કેમ અને કેવી રીતે પસાર થયાં તેનો ખ્યાલ કરૂં છું, ત્યારે આજે મને પોતાને પણ અજાયબી લાગે છે!

વધુ અજાયબી ક્યારે ઉત્પન્ન થઇ કે જ્યારે કેટલાંક શિષ્યો પાંચ-પાંચ, સાત-સાત, ને નવ-નવ વર્ષો સુધી મારી આગળ **પોતું સમજી-શિખી લીધા પછી**, બીજા શિક્ષકો આગળ ગયા, ને મારી વિરૂદ્ધ બોલ્યા ને વર્ત્તયા, ખોટા ગકબકારો કરી બગડયા, ને બેઅદબ વર્ત્તણુંક દેખાડી ફફડયા! જ્યારે તેઓને ઘેરના શિખવવાનું શુભ કાર્ય કરવા નિષ્ફળ નિવડયા, ત્યારે એક શિક્ષકે પોતાની જુવાન જીદગીના કિંમતી વર્ષો એવા નગુણાઓ પાછળ રોકયા, તે તેઓ ભુલી ગયા! મા-બાપ 'આર્ટ' શિખવી શકતા નથી. "પરાઈ માય કાન વિંધે."

**ભાઈ ખરશેદજી સી. દેસાઈની** 'કેરેકટર બીલ્ડસ' નામની કિંમતી કિતાબમા મે નીચે પ્રમાણે વાચ્યુ, ત્યારે હુ ઘણી ખુશ થઇ —

"They who educate Children well are more to be honoured than they who produce them, for the latter give them life alone, but the former give them the art of living well"

ARISTOTLE.

વિદ્વાન દસ્તુર ડૉકટર માણેકજી ન. ધાલાએ "Our Perfecting World" નામના પોતાના કિંમતી પુસ્તકમા જે વિદ્વતાભર્યો લેખ એક ગુરૂ માટે લખ્યો છે, તેની થોડી લીટી અત્રે ટપકાવી લેવાની ઇચ્છાને અટકાવી શકિત નથી

"The teacher is the Architect of man Character is formed more by noble example than by learned precepts, and the personality of the teacher is the most valuable asset in the building of character in his pupils

An ideal teacher can stimulate moral habits in youths, and inspire them with high ideals, which make a lasting impression upon their lives Thus, from early ages, the teacher's profession was held in the highest estimation everywhere The Upanishad exhorts students to pay reverence to their teacher as to a god"

કેટલાક પારસીઓનાં ભેજાંમાં એવોજ પવન ભરાયલો રહે છે કે શિક્ષક એટલે "પગારદાર નોકર!" કારણ તેઓ 'પગાર' આપે છે! તેઓ સીકંદર બાદશાહનાં નીચલા શબ્દો સમજે તો તેઓની શુદ્ધિ-બુદ્ધિ સુધરે! "જેટલો હું મારાં મા-બાપને આભારી છું, તે કરતાં વધુ હું મારા ઉસ્તાદને આભારી છું. મારાં મા-બાપ મને આકાશ ઉપરથી જમીન ઉપર લાવ્યાં, પણ મારો ઉસ્તાદ તો જમીન ઉપરથી મને પાછો આકાશ ઉપર લઇ ગયો."

હવે અવસ્તાને આધારે શિક્ષક અને તેનો દરજ્જો કેવો છે, તે તપાસી ગુરૂ અને ચેલા વચ્ચેનો એખલાસ કેવો હોવો જોઇએ તે વિષે અત્રે મારે એસારો કરવાની જરૂર છે કે એક ગુરૂ ગુરૂપદના મહાન શબ્દને લાયક દરેક રીતે હોવો જોઇએ.

"અત્ય હવો વંઘહેઉપ્
વહયો ના અઇબી-જમ્યાત્
યે નાઓ એરેજાશ્
સવંઘહો યથો સીષોઇત્
અહયા અંઘુહેઉશ્
અસ્તવતો મનંઘહસ્ચા."

(ગાથા ઉશ્તવઇતિ, હા ઉશ્તવઇતિ, યજશને ૪૩, ફ. ૩)

## અર્થ.

"ભલાથી વધુ ભલું તે મરદ પામો! જે અમોને ફાયદાના રસ્તા-માર્ગ શિખવે, આ બાકી અને પેલી મીનોઇ જીંદગીનાં."

"આ પાક ગાથાના કલાંમોમાં શિક્ષાગુરૂને માટે ઉપકારી દેહાંથી ભલી દુઆ માંગી છે, તે દેખાડે છે કે શિષ્યોએ પોતાનાં ગુરૂ તરફ સર્વદા આભારયુક્ત માનથી રહેવું જોઇએ. ગુરૂબી કેવો હોવો જોઇએ, તેબી એજ લીટીઓમાંથી જણાય છે, કે તે ઊંચી પંક્તિનો હોવો જોઇએ, તે પોતાના શિષ્યોને જેમ આ દુન્યામાં ફાયદો મેળવવાનાં તેમજ પેલી દુનીયામાં સુરખરૂ થવાનાં સાચા રસ્તા બતાવનારો હોવો જોઇએ. જે ગુરૂ એ કામ બજાવી શકે તેજ ખરો સતગુરૂ ગણાય."

આવા બે-ચાર બોધદાયક દાખલાઓ શિષ્યો અને તેમનાં માત-પિતાને દેખાડયા પછી વધુ શિખ તેઓને આપવાની હું કંઇ જરૂર જોતી નથી.

માત્ર ૧૫–૨૦ શિષ્યો તરફથી કડવો અનુભવ અને અપજશ મારી સ્રુજતમાં હશે તે સાંભળી–જોઇ ખમી શકી!

નરા ઘઉંમાંથી મળેલા આ કાંકરાઓને ફેંકી દઇ હઝારો વફાદાર, દિલસોઝ, ગુણવંતાં શિષ્યો અને તેઓનાં ભલાં માયો, બાપો જોવા–જાણવાનો મને સંતોષ છે. તેઓએ મારી કદર બુઝી છે, મારે માટે બે સારા શબ્દો ઉચ્ચાર્યા છે. એ સઘળું હું ખજાના કરતાં વધૂ ગણું છું, ને તેઓને આશિષ આપું છું! પણ તેમજ પેલા ૧૫–૨૦ નગુણાં શિષ્યો અને તેઓના માયો–બાપોને કંઇ શ્રાપ દેતી નથી!

મેં મારી આખી જીંદગીમાં જોયું છે કે મારા આશિષ સર્વેને ફળ્યા છે, પણ મારા શ્રાપ કોઇનેબી ફળ્યા નથી! મારા શ્રાપ હડહડતા દુશ્મનોનેબી ફળ્યા નથી! આ સાભળી એક ગ્રહસ્થે કહ્યું:—"તમારી મનશાની સારી ને અંતઃકરણ સાફ ચોખ્ખું. કયાંથી ફળે? ઇનસાફ કરનાર ને શિક્ષા કરનાર ખુદા છે! તમે કદાચ બે–ચાર બોલ ગુસ્સામાં બોલ્યાં હોય, પણ પછી તમારાં મનમાં તો કંઇ હોયજ નહિં, એટલે શ્રાપ પેલાઓને કયાંથી ફળે? નથી ફળતા એ તમારા બાબમાં ઘણું સારૂં છે એમ સમજજો!"

આ સઘળું મેં સોસયું, તે ખરૂં, પણ જ્ઞાન–દાન આપવાની મારી સ્રુજતમાં નિર્માણ થયલું હતું, તે દુશ્મનો અને વિરોધીઓ અપટ અને અક્કલહીણ હોવાથી સમજ્યાં નહિં! વિદ્યા–દાન આપવાનો મને એટલો શોખ હતો અને હુન્નરનો પ્રસાર કરવા એટલી બધી મને ઇચ્છા હતી કે મારી પાસે મારાં ગુજરાન પૂરતા પૈસા હોત, તોપણ પૈસા લીધા વિના મ્યુઝિક **શિખવવાની** કોશીશ મેં કરી હોત!

:o:

## મારો ગુરૂ–પ્રોફેસર સ્કીન્ઝી.

ચાર વર્ષો અલેકઝાન્ડ્રા સ્કુલમાં મ્યુઝિક શિખ્યા પછી, આઠ–નવ વર્ષો સુધી કોઇની પણ મદદ વિના મેં મ્યુઝિક આગળ વધાર્યું ને શિખવ્યું.

પ્રોફેસર સ્કીન્ઝી આગળ ૧૮૯૯ નાં સાલમાં શિખવાનું શરૂ કીધા પછી ફક્ત **ત્રણ માસમાં** મેં 'સીન્યર'ની પરિક્ષા 'ઑનર્સ' સાથે પાસ કીધી. એટલું મ્યુઝિક તો મેં મારીજ કોશીશથી આગળ વધાર્યું હતું, એટલુંજ નહિં, પણ એમના આવવાની ૯ વર્ષ **આગમજથી** (૧૮૯૦ થી)

હું મ્યુઝિક **શિખવતી** હતી, અને જાહેરમાં મે 'ટાઉન' હૉલમાં **વગાડતી** હતી.

એમની આગળ દસ વર્ષો શિખી, ૧૮૯૯ થી ૧૯૦૯, તે દરમ્યાન મને પરિક્ષા આપવાની ઉલટ છતાં 'ડીપ્લોમા' ની પરિક્ષામાં મને જવા નહિં દીધી! એવણ કહેતા: "આપણને શિક્ષકોને 'સર્ટીફિકેટ' સાથે શું કામ છે? આપણને **જ્ઞાન** અવસ્ય છે. તમારે મોટા મોટા મ્યુઝિસ્યનોનાં "પીસીસ" ને "સ્ટડીઝ" ઘણાં શિખવા જોઇએ."

તેવણે દસ વર્ષો સુધી મને જાહેરમાં વગાડવા નહિં દીધું! અંતે ૧૯૧૨ માં મેં ઉમંગ પકડી મારા 'મ્યુઝિક સ્ટુડયો'માં એક કૉનસર્ટનું મૂહર્ત કીધું ને એક પછી એક કૉનસર્ટ કરી રૂ. ૪૧,૬૬૨) સખાવતમાં આપ્યા.

કેટલાંકો ખોટા ઓરંગા હજી પણ મારે છે કે પ્રો. રકીન્ઝીનાં શિખવ્યા **પછી** મે મ્યુઝિક **શિખવવાનું** શુરૂ કીધું! પણ તે ખોટું ને ભૂલ ભરેલું છે! એમના મુબઇમાં આવ્યા **આગમજ** મ્યુઝિકમાં અધી સમજણ મારી જાતી ખંત-મેહેનત અને મારામાં કુદરતી મ્યુઝિક હોવાથી 'થીઅરી'ની ચોપડીઓ અને મ્યુઝીકની ડીક્ષનરીથી મેળવી લીધું હતું.

મારાંમાં મ્યુઝિક જોઇને એવણ ઝબકી ગયા હતા!

હુ મ્યુઝિક **શિખવતી** હતી, તેથી ઘણાંઓ **(જાત-પરજાત)**માં અદેખાઇ ઉત્પન્ન થતી, તેથી તેઓ ઘણું ઘણું બકવા કરતાં હતાં! પણ મેં તેઓની જરા પણ દરકાર કીધી નહિં!

આજે જે ઘણા પારસી બાનુઓ મ્યુઝિક શિખવવા હિમ્મતથી બાહેર પડયાં છે, તેઓએ પ્રથમ **મારો શુભ દાખલો** અંગીકાર કર્યો છે.

પ્રોફેસર રકીન્ઝીએ મને દસ વર્ષો સુધી મ્યુઝિક શિખવ્યું હતું. એ દસ વર્ષો દરમ્યાન આઠ વર્ષ 'થીઅરી' શિખી. તેથી ગુરૂપદને માન આપવાનું લક્ષમાં રાખી શિખવાનું છોડી દીધા પછી પણ બીજાં બાર વર્ષો સુધી એમની સાથે અને એમનાં માતાજી (જેવણે મને 'વીનીસયન લેસ' શિખવી હતી) સાથે મિત્રાચારી મેં ચાલુ રાખી, અને અઠવાડિયાંમાં એક દિવસ મને વખત મળતો, સારે એમનાં અપંગ માતાજીને મળવા જતી; કારણ એક વેળા પ્રોફેસરે લાગણીથી કહ્યું: "It will be an act of charity if you come and see my mother! No one sees her!"

એક ગુણવાન શિષ્ય તરિકે પ્રોફેસરને એટલું માન હું આપતી હતી કે તેમણે મને ૨૨) વર્ષોમાં કોઇબી વખત માથાં ઉપરની સારીની સોડ વગર જોઇ નથી. જો ગાડીમાં પણ સાથે જવું પડે કે માથે 'પીઆનો ડયુએટ' વગાડવો પડે તો ઘણા મલાહજાથી બેસી એ ગુરૂને મારા **બાપ** સમાન ગણતી ને **માન આપતી.** તેવણ વડાઇથી બીજાંઓ આગળ બોલતા: "Miss Palamkote calls me Guru." એમના આકળા સ્વભાવ અને તીખા મિજાજને લીધે એમને **રાજી રાખવા** હાજી, હાજી કરતી, જે જોઇ ઘણાંઓ, ને ખુદ મારા શિષ્યો વટીક મારી ઉપર ગુસ્સે થઇ બોલતાં:—"ભીખાઇજી! એ જે કેહછ તે તમે હાજી હાજી શાનું કરોછ?" ત્યારે હું તેઓને ઠંડા પાડતી ને કેહતી કે "ગુરૂને રાજી રાખવા!"

દસ વર્ષો સુધી ગુરૂજીને પૂરેપૂરી 'ફી' આપીને હું શિખી છું, ને તે મેં શિષ્યોને શિખવીને ખરી મેહેનત ને ખરા પસીનાનો પૈસો આપીને હું શિખી છું! હું કંઇ ધર્મ–ખાતે કે કોઇનાં ધર્મ–ફંડમાંથી નથી શિખી! મને એટલા દસ વર્ષબી શિખવાની જરૂર નહિં હતી! હું ઘણી ઝડપથી શિખી–સમજી ગઇ હતી!

ગુરૂજીની તરફેણની એક પારસી ઓરતે એક વેળા મને પૂછયું: "તમે શું એનાં 'ઇકવલ' (સરોબરી) ને 'સુપીરયર' (શ્રેષ્ઠ) થવા માંગોછ કે? તમે છોકરાંઓ સાથે વાત શાની કરોછ? સૌ શીખીને ચાલી જાય! તમારાં છોકરાંઓ પરિક્ષા પાછળ ઘેલાં ઘેલાં થઈ ગીયાંછ." વિગેરે, ખબરવા લાગી! પેલી કમઅક્કલ ઓરતને બરાબર જવાબ આપી હું તેણીની શુદ્ધ ઠેકાણે લાવી! પણ ગુરૂજીની હું "ઇકવલ" ને "સુપીરયર" થઇ કે નહિં તે મારી "ફૉર્ટી–ફાઇવ યર્સ ઇન મ્યુઝિક" ને "ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિક," તેમજ આ પુસ્તક વાંચી વાંચક–વર્ગ કહેશે. મને કહેવાની કંઈ જરૂર નથી! **(Facts & Figures)** સાચી વિગતો ને ખરા આંકડાઓ દેખાડશે કે મેં મ્યુઝિકમાં મુબઇમાં શું શું કર્યું છે, અને બીજાં શિક્ષકોએ શું કર્યું છે! આવીજ રીતે મારી આગળ પાંચ–પાંચ, સાત–સાત, ને નવ–નવ વર્ષો સુધી અર્ધુ–પોણું મ્યુઝિક **શિખી–સમજી લઇને** એક ડજનથી વધૂ મારાં શિષ્યો ગુરૂજીનાં મિત્રોનાં 'કેનવાસીંગ'થી મને છોડી ગયાં તો ખરાં, પણ તેઓએ નહિં એકુ પરિક્ષા આપી, કે નહિં ટાઉન હૉલમાં વગાડયું! જ્યારે મારી આગળ તેઓ શિખતાં હતાં, ત્યારે એક પછી એક પરિક્ષાઓ આપવા ઉપરાંત મારા 'મ્યુઝિક સ્ટુડયો'માં, 'ફ્રામજી કાવસજી ઇનસ્ટીટ્યુટ'માં ને 'ટાઉન હૉલ'માં મારા કૉનસર્ટ્સમાં

વગાડતાં હતાં, એટલુંજ નહિં, પણ જાહેરમાં પરિક્ષાની **'સર્ટીફિકેટ્સ'** લેતાં, ઇનામો **મારી તરફનાં** મેળવતાં, ટાઉન હૉલમાં **સાબાશી** મેળવતાં, ને છાપે છાપે **તેઓનાં** અને તેઓનાં **મા-બાપોનાં નામ જગ-જાહેર થતાં!** મને છોડી ગયાં પછી આવું મેં કંઇ સાંભળ્યું કે જોયું નહિં!!

મારે અત્રે જણાવવું જોઇએ કે ૧૯૧૩ થી ૧૯૨૧ સુધીમાં જે સાત કૉનસર્ટ્સ કર્યા, તેમાં ગુરૂજી પ્રમુખ થઇ ભાષણ કરતા ને બે સારા બોલ મારે માટે બોલતા. એમનાં સઘળાં કાગળો મેં મારી "ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિક"માં છપાવી સાચવી રાખ્યાં છે, તેમજ ૧૯૧૯ ની મારી "યુનીક રેકર્ડ"માં પણ એમણે વિષે સારૂં વિવેચન મેં કર્યું છે. ૧૯૧૩ થી ૧૯૨૧ સુધી સાત કૉનસર્ટમાં એવણે પ્રમુખપદ લીધું, ત્યારે લોકો મને બોલવા લાગ્યાં:—"ભીખઇજી! તમારા કૉનસર્ટમાં પ્રમુખ થનાર કોઇ **પારસી** મળે નહિં કે તમે એનેજ 'પ્રેસીડન્ટ' નેમોછ?"

**૧૯૧૫,** ૧૯૧૬ ને ૧૯૧૭ માં ગુરૂજીએ ટાઉન હૉલમાં મારી સાથે **બે પીઆનો** ઉપર 'ડયુએટ્સ' વગાડયા! ૧૯૧૬ માં 'ઓરીયનટલ સીમફની' નામે **બે પીઆનોનો** 'ડયુએટ' જે મારી સાથે વગાડયો હતો, તે ખાસ મારે માટે 'કમપોઝ' કરી મને અર્પણ કર્યો હતો:—

"Expressly composed for and dedicated to Miss Bhikhaiji. L. Palamkote." આ એક અસાધારણ માન બીજાંઓ ગણતાં હતાં, ને હું પણ ખુશ થઇ હતી!

મારી ૫૦ વર્ષની ઉમરે ૧૯૧૭ માં "હીરૉઇક" નામનો **બે પીઆનો** ઉપર 'ડયુએત' ગુરૂજીએ મારી સાથે વગાડયો, ત્યારે શ્રોતા-જનોને તે એટલો પસંદ પડયો કે બન્ને વખત 'સ્ટેજ' ઉપર આવી અમોને નમન કરવું પડયું. તે વિષે 'કયસરે હિન્દ'માં નીચે પ્રમાણે લખાણ આવ્યું હતું:—

"મી. રકીન્ઝીએ મિસ પાલમકોટ સાથે ડયુએટ વગાડીને પુરો થતાં સ્ટેજ પરજ તેઓને 'શેકહેન્ડ' કરી સાબાશી આપી હતી. અને ઓડયનસ તરફ ફરીને એવું જણાવ્યું, કે આ તાલીઓ મીસ પાલમકોટ માટે છે. આ ડયુએટ વેળા ઓડયનસ કેટલીક વખત ચકચુર બની ગયું હતું. સ્ટેજ ઉપર આવી જાતની કદરસનાસી એક મ્યુઝીકનો ઉસ્તાદ ફકત યુરોપમાંજ કરે, એમ આપણે જાણીયે છીએ. ઇન્ડયામાં આવો બનાવ અને દેખાવ અસાધારણ છે........"

બસ, ત્યાંજ, ટાઉન હૉલમાંજ, મને નજર લાગી! એક ભલાં બાનું નિર્દોષપણે ટાઉન હૉલની સીડી ઉપરજ બોલ્યાં: "ભીખાઇજી! મને તમારી અદેખાઇ આવેછ!" પછી ઘણાંએ ખરેખરાં અદેખાં બન્યાં!

તે ઉપરાંત મ્યુઝિકનો એક 'પીસ' લખી ગુરૂજીએ મને અર્પણ કર્યો હતો.

એક શિષ્ય તરિકે મારા સઘળાં શિક્ષકોને, અને આ ગુરૂજીને માન આપી હું ગુણવાન્ રહી છું.

ગુરૂજી ૧૯૨૨ મા રૂસાઇ ગયા. ૧૯૨૨ થી ૧૯૨૮ સુધીમા મેં એકલીએ **સાત** કોનસર્ટસ કર્યા અને ૧૯૩૫ માં "ફૅરવૅલ પીઆનોફોર્ટ રીસાઇટલ" કર્યો. ગુરૂજીની તરફેણવાળાઓ ડાહેલા ને વાહલાં થવા બોલવા લાગ્યા: "હવે સ્કીન્ઝી વગર ભીખાઇજી કોનસર્ટ કરી શકશેજ નહિ." પણ મેં તેઓને ખોટા પાડયાં! પહેલા સાત કોનસર્ટસ પણ મેં એકલી-એજ જેહેમત ઉઠાવી કીધા હતા. ગુરૂજી ફકત એક-બે વખત આવી મારા છોકરાઓને જોતા, ને પછી પ્રમુખની ખુરસીએ બિરાજતા!

મારાં સઘળાં શિક્ષકોને હું હંમેશા આભારી જીગરે યાદ કરૂં. એક વેળા ૧૯૧૪ મા કોનસર્ટ કર્યો, ત્યારે મેં મારાં **ચાર** શિક્ષકોને નામે ઇનામ આપ્યાં:—પ્રોફેસર સ્કીન્ઝી, મીસીસ સ્કીન્ઝી, મિસ હૉવેલ, મીસીસ જરબાઇ ફકીરજી પટેલ, તેમજ અલેકઝાન્ડ્રા સ્કુલનાં સ્થાપક મરહુમ મી. માણેકજી ખરશેદજીને નામે, અને ત્રીનીટી કોલેજને નામે ઇનામો આપ્યાં હતાં. મારાં માત-પિતા ને ભાઇ સોરાબને નામે ઇનામ આપવા હું ભૂલી ગઇ નહિં હતી. ગુરૂ તેમજ શિક્ષકો તરફ સન્માન દેખાડવાનો આ પુરાવો છે.

વાંચક-વર્ગને વિનન્તી કરીશ કે મારાં "ફીફ્ટી યર્સ ઇન મ્યુઝિક" નામનાં પુસ્તકમાં પ્રોફેસર સ્કીન્ઝીએ લખેલાં કાગળો અને મારાં મ્યુઝિક માટે જે માંગ્યા વગરનાં ઊચાં મત દર્શાવ્યાં છે, તે વાંચવા એ કાગળો મેં ખાસ છપાવ્યાં છે કે જેથી વિરોધીઓ, દુશ્મનો અને અદેખાંઓ ખોટાં પડે! મેં મારાં ગુરૂને ઘણું માન આપ્યું છે. ગુરૂજીએ ૨૨) વર્ષોમાં કોઇ પણ દિવસ મારાં માથાં ઉપરની સારીની સોડ વગર મને જોઇ નથી, એવી **સ્વમાનથી** હું રહી છું.

આપણે ઘણી વેળા જોઇએ છિયે કે બે મિત્રોને સારૂં હોય છે તો બીજાં અદેખાં ઇનસાનો તે દેખી શકતાં નથી! અમારી બાવીસ વર્ષોની

મિત્રાચારી, પછી

## નાપાક સેતાન આડો પડયો!

તે બાર વર્ષો સુધી આડો પડયો!

પણ જ્યાં **સ્વમાનનો** સવાલ આવે, ત્યાં અપમાનની ખીણમાં 'હું' ગબડી પડતી નથી! મારૂં **સ્વમાન** મને ખજાના કરતાં વધૂ વ્હાલું છે!

જ્યારે હું ઘણું થોડું મ્યુઝિક જાણતી હતી, ત્યારે મંડળીઓમાં, જાહેરમાં, ટાઉન હૉલમાં, 'તેકનીકલ ઇનસ્ટીત્યુટ'માં, રીપન કલબમાં, મરહુમ મી. કેખુશરો કાબરાજીનાં જલસાઓમાં, સેરોસીસ કલબમાં, મ્યુઝિકલ યુન્યનમાં, 'ફૅનમી ફેટ'નાં કૉનસર્ટસમાં, અલેકઝાન્ડ્રા ઇનસ્ટીત્યુટમાં, ધર્મ-ખાતાંઓ અને સખાવતને માટે ઘયલા જલસાઓમાં (ટાઉન હૉલમાં) ભાગ લઇ હિમ્મતથી પીઆનો વગાડતી હતી. મારી ૬૯ વર્ષની વયે મેં ટાઉન હૉલમાં વગાડયું, ત્યારે પણ હું 'નર્વસ' થઇ નથી. તે જોઇ મેસર્સ રોઝ કમ્પનીવાળા મી. સાઇમ્સને જ્યારે મળી, ત્યારે તેવણે કહ્યું:—"તમે ભૂલ કીધી છે!"

"મેં શું ભૂલ કીધી? મેં તો કૉનસર્ટમા બરાબર ભૂલ વગર વગાડયું!" મેં પૂછયું.

"તમારા વર્ષ કેહવામાં!" એટલે મને ૬૯ વર્ષ છે, એમ મી. સાઇમ્મે માન્યુ નહિં હોય! ૬૯ મે વર્ષે જાહેરમાં જુવાનીના જેવા જોર-જોમ-જુસ્સાથી મને વગાડતાં જોઇ-સાંભળીને ઘણાંઓ, મારી ઉમર વિષે શકમંદ થઇ ગયાં! બસ, હવે મ્યુઝિક વિષે ઘણું લખાઇ ગયું.

———:o:———

## સોસાયટી અને મંડળીઓ.

અગાઉ હું સોસાયટી અને મંડળીઓમાં ફરતી, તેમજ સભાસદ થતી હતી. છેલ્લાં થોડાં વર્ષો મ્યુઝિક શિખવવામાં એટલી સહવારથી સાંજ રોકાઇ જતી કે પાંચ વર્ષેબી ફરવા જવાનો પણ વખત મળતો નહિં હતો! કેટલાંકો આ જાણી અજબ થશે!

મરહુમ પરમાર્થી બ્હેન શીરીનબાઈ મંચેરજી કામા સાથનાં પત્ર-વહેવારમાં એમણે તા. ૭ મી સપટેમ્બર ૧૯૩૫ નાં કાગળમાં એક જાતનો બળાપો કર્યો છે, ને લખે છે:—"........ મારાં વ્હાલાં અને ભણેલા

બ્હેન, તમારા માયા મહેરબાની ભર્યાં કાગલો મને મલે છે, ત્યારે મને એક જાતનો બળાપો થાય છે કે તમારી સાથનો આવો સબંધ થોડાં વરસો આગળ થયો હતે તો આપણ એકમેક સાથે મળી કાંઇ વધુ સારાં કામોજ કરયાં હતે........"

"શીરીનબાઈ મં. કામા."

આવી રીતે ધંધામાંથી ફારેગ થવાની થોડા વર્ષ આગમજ હું એટલી રોકાયલી રહેતી કે ઝાઝી બાહેર જઇ શકિત નહિં હતી.

હું જયારે ઈંગ્રેજી અને મ્યુઝિક શિખતી હતી, ત્યારે કેટલાંક પારસીનાં બૈરાં-માટીડાઓ ટીકા કરતાં કે હું કોઇ દિવસ મંડળીઓમાં મ્યુઝિક વગાડી શકાશ નહિં, તેમજ 'સોસાયટી'માં જઇ શકાશ નહિં! પછી, 'ગવર્નમેંન્ટ હાઉસ'થી તે બીજી 'સોસાયટી' અને મંડળીઓમાં મારા વિદ્યા-અભ્યાસ અને મારા હુન્નર, મ્યુઝિકને લીધે તેઓએજ મને દાખલ કીધી, તેની ટીપ નીચે રજુ કરૂં છું:—

| | સને. |
|---|---|
| ૧—બૉમ્બે સોરોસીસ ક્લબ ... | ૧૮૯૦. |
| ૨—બૉમ્બે મ્યુઝિકલ યુન્યન ... | ૧૮૯૮. |
| ૩—સ્ત્રી-બોધ, અને સોશ્યલ પ્રોગ્રેસ જ્યુબિલી સેલીબ્રેશન કમીટીમાં સભાસદ ... | ૧૯૦૮. |
| ૪—લેખક મંડળની કમીટીમાં સભાસદ અને લાઇફ મેમ્બર. | ૧૯૧૧. |
| ૫—ત્રીનીટી કૉલેજ ઑફ મ્યુઝિક લનડનની ઍકેડેમીમાં સભાસદ. | ૧૯૧૩. |
| ૬—ઇરાનીઅન ઍસોસીએશનમાં સભાસદ ... | |
| ૭—ટીચર્સ ઍસોસીએશનમાં સભાસદ ... | |
| ૮—કૉનસર્ટ હૉલ ફંડની કમીટીમાં 'ઑનરરી' સેક્રેટરી અને 'ઑનરરી' ખજાનચી ... | ૧૯૨૧. |
| ૯—ધી અલેકઝાન્ડ્રા સ્કુલની ડાયમંદ જ્યુબિલીની જેનરલ કમીટીમાં એક સભાસદ ... | ૧૯૨૩. |
| ૧૦—ધી અલેકઝાન્ડ્રા ગર્લ્શ ઇંગલીશ ઇન્સ્ટીત્યુશનમાં 'લાઇફ મેમ્બર' ... | ૧૯૨૯. |
| ૧૧—'લાઇફ ઍકેડેમીક મેમ્બર.' ત્રીનીટી કૉલેજ ઓફ મ્યુઝિક, લનડનની ઍકેડેમીમાં જીંદગી સુધી સભાસદ ... | ૧૯૩૨. |

સને.

૧૨—ધી બૉમ્બે સૅકનડરી ટીચર્સ ઍસોસીએશનમાં સભાસદ. ૧૯૩૬.

૧૩—ધી બૉમ્બે સીમફની ઑરકેસ્ત્રલ સોસાયટીમાં એક સભાસદ. ૧૯૩૬.

દરેક બાબતમાં મેં દુશ્મનોને હરાવ્યાં, હંફાવ્યાં, અને પાછળ નાખ્યાં છે. કુતરાંનો અવતાર મેં તેઓને આપ્યો છે!

એક યુરોપ્યન ખગોળશાસ્ત્રીનું લખેલું ખરૂં પડયું:—

"Secret enemies will not prevail long against you, as you will always be able to overcome their influence………"

આ દોરંગી દુન્યામાં દરેક આદમીનાં દુશ્મનો તો હોય છેજ, તે હું જાણું છુ, પણ હું

## મ્યુઝિક શિખવતી હતી

તે બાબે જેટલી જાત-ભાઇ અને જરથોસ્તીઓએ દુશ્મનાઇ દેખાડી છે, તેટલી પર જાતે દેખાડી નથી! વિદ્યા-દાન આપવામાં જાણે મેં શું એક

## મોટો ગુનાહ કીધો હોય

તેવું રૂપ આપ્યું! તેઓની તોફો દલીલ એજ હતી કે "**પારસીઓ** કંઈ મ્યુઝિક શિખવી શકે નહિં ને જાણે નહિં! બસ યુરોપ્યનો અને ફિરંગી-ફિરંગણોજ જાણે ને શીખવે."

પારસીઓની ૧,૧૨,૦૦૦) વસ્તીમાંથી એક જણ પણ જાણે મ્યુઝિક શિખવી નહિં શકે! એ **કેટલાંકોની** અક્કલથી ઉલટી સડેલી દલીલ હતી!

"અલ્પ જ્ઞાન અતિ હાણ."

અપટ-અભણ આદમીઓની અક્કલનું આ ખાટું-તીખું, વસણાયલું દોહરૂં મારે ગળે નહિં ઉતરવાથી હું આગળ વધી ને આવા ઝેરી ટીકાનાં બાણુથી હું કંઈ વિંધાઇ નહિં ગઇ! તેમજ નિરાશ થઇ નહિં!

નિરાશાથી હું નિર્બળ થઇ નહિં! નિરાશા વિષેની મેં એક વેળા વાંચેલી થોડી લીટીઓ પેલાં વિરોધીઓને વાંચવાની ભલામણ કરૂં છું:—

## "DESPAIR."

"Despair will never help you, it will get beneath your skin, it will break the very soul of you, and urge you to give in. It's a coward's land

which gallant hearts refuse ever to tread, it's a sunless territory, this desert of the dead. It gives you nothing in return for days and nights of pain, except the knowledge that you dare not live them through again. It dries the voice within your throat until you're almost dumb, when all the while there's One who waits, and softly murmurs, Come ! One whose presence is a light that streams into your soul, and heals your wounds and dries your tears, and makes you once more whole. One who will not cease to love, who will not cease to care. One who will bring you safely back from that dread land of despair"

મારા 'ડીવાઇન આર્ટ' ને 'નોબલ પ્રોફેશન' વિષે મેં ૫૦ વર્ષોમાં જે જોયુ-જાણ્યુ-અનુભવ્યું-સોસ્યુ-મેળવ્યું તે ધાર્યા કરતાં વધુ લખાઇ ગયું ! મિસિસ જરબાઇ શો. પારખના શબ્દોમાં લખું તો મારૂં વહાણ ખરાબે અથડી અથડીને અંતે કિનારે સહી સલામત આવી પ્હોંચ્યું !

હવે મારી જીંદગીનાં હેવાલનું છેલ્લું પ્રકરણ લખું તે આગમજ એક ખુલાસો ટૂંકમાં લખવા માંગું છું. આ પુસ્તકમાં મારી જીંદગીનો હેવાલ હોવાથી કેટલીક બાબતો જે આગળી ચોપડીઓમાં આવી ગઇ છે, પણ અધુરી છે, તે દાખલ કરવાની મને ફરજ પડી છે, જે માટે વાંચક-વર્ગની દરગુજર ચાહી તેમણે સૂચના કરીશ કે ફકત નજર નાંખી પાનાં ફેરવી દેવાં, યા છેલ્લે સરવાળો જોવો:—

મારાં માતાજીની કવિતા, કે જેવણથી હું જૂદી પડી નથી, મારી સાથેનાં સાથેજ તેવણ હંમેશાં છે ને મારી ઉપર નેગાહ રાખે છે.

સબકતા પ્રીન્સ ઓફ વેલ્સનો કાગળ, જેવણ હમણા આપણા ભાગ્યશાળી શહેનશાહ એડવર્ડ આઠમાં થયા છે.

ફત્તેહમંદ વિદ્યાર્થીઓની ટીપ કે જેઓ માટે મેં ૪૫ વર્ષો સુધી મેહેનત-જેહેમત ઉઠાવી.

સખાવતની ટીપ-૫૦ વર્ષોમાં મારી યથાશક્તિ મુજબ મેં શું કયુ" તે વાંચી બીજાંઓને ઉત્તેજન મળે એવાં હેતુથી દાખલ કીધી છે.

## ઇનામ ને ચાંદની ટીપ.

'કૉનસર્ટ હૉલ ફંડ,' ત્રીનીટી કૉલેજને સપુરદ કીધું, તેમજ 'ફરવેલ પીઆનોફૉર્ટ રીસાઇટલ'નો હેવાલ તથા પત્ર-વેહવાર એ આ પુસ્તકમાં પાછું દાખલ કર્યું છે કે ભવિષ્યની ઓલાદને એક ભોમ્યારૂપ થઇ પડે, એટલુંજ નહિ, પણ જે આગળી ચોપડીઓમા એ છપાઇ ગયુ છે, તે ચોપડીઓ સઘળી પૂરી થઇ ગઇ છે, બલકે ઉચકાઇ ગઇ છે, એટલે આ છેલ્લાં પુસ્તકમા ૫૦ વર્ષોમા મેં શુ ખજાવ્યુ છે, તે હવે પછીની ઓલાદને જાણવાનું મળે. આ પુસ્તક હું છેલ્લુંજ લખું છું. હવે પછી મારી ઝાખી-નબળી આખ્ખોને લીધે હું પુસ્તક બાહેર પાડી શકીશ નહિં!

જે સ્વર્ગવાસ થયલા મારા વ્હાલાઓ સાથે સોનેરી સાકળથી હું બંધાયલી, અને વ્હાલથી વિંટળાયલી છુ—જે સાકળની એક કડી પણ તૂટી નથી—તે વ્હાલાઓની સગી મારા છેલ્લા પુસ્તકમા સાચવી-જાળવી રાખવાની નેમથી લીધી છે. તેઓ મિનોઇમાથી મારી ઉપર નેગાહ રાખી મને મદદ કરે છે। જેમ લોહચુંબક લોખંડને ખેચે તેમ મારો આત્મા તેઓ તરફ ખેંચાયલોજ રહે છે।

મારે મનથી મિનોઇમાં મુંકામ કીધેલાં તે વ્હાલાઓ જીવતાંજ છે, કારણ આત્મા અમર છે, એમ માનું છું. તેમજ મિનોઇમા તેઓને મળવાની આશા રાખું છું!

"તમારી સખી વગર તો ચોપડી હોયજ નહી!" શિષ્યો ને સગા-સ્નેહીઓ અને શુભેચ્છકોના આવા વિચાર જાણી-સાંભળી તેઓની આતુર અરજ-ઇચ્છાને આધીન થઇ છું.

આ પુસ્તક ઘણું ટૂંકમા લખતા પણ લગભગ ૬૦૦) પાનાં ઉપર ગયું, અને રૂ. ૧,૬૦૦) હાલ તુરત હિસાબ કરતાં થાય છે. તેથી હવે અહિંજ બંધ કરૂં છું. જીવતા હૈયાત સગાઓ, સગીઓ-સાવકીઓ સો છે, તે સઘળાંની જીંદગીના હેવાલ લખવા બેસું તો સો પુસ્તકો ભરાઇ જાય! તેઓના હેવાલ લખવાની હું જરૂર જોતી નથી! તેઓ પોતેજ હૈયાત હોવાથી મેહનત કરી પૈસા ખરચી લખે ને છપાવે!

## આ પુસ્તકનું છેલ્લું પ્રકરણ.

હવે હું મારા છેલ્લા પ્રકરણ વિષે બે બોલ લખીશ એ પ્રકરણ મેં મારી "ફિફ્ટી યર્સ ઇન મ્યુઝિક" મારે લખી ૧૯૩૪ માં તૈયાર કર્યું હતું; પણ એક ભાઇએ મને સલાહ આપી લખ્યું કે "મ્યુઝિકને લગતી

એક ચોપડીમાં આ લખાણુ અ-સ્થળે છે—જો કે તેમા તમારા સાચ્ચા અંતઃકરણના જોશભર ઉભરાઓનો ખ્યાલ મળે છે, ને વાચનારનાં ભેજા ઉપર ઉંડો છાપ પાડે છે વળી તમારા અખુટ અને અખંડ પવીત્ર પ્રેમ તરફ જોતા તમારી જવાન જીંદગીની કરૂણારસ કથા જે તમે રજુ કરી છે, તે દીલ પીગલાવનારી અને દીલસોજી ઉશ્કરેનારી 'ટ્રાજીક' છે ૫૦ વર્ષની તમારી સબુરીવંતી સહનશીલ આખી જીંદગી તરફ જોતા આ પ્રકરણુ તમે 'મ્યુઝિક' ને લગતી ચોપડીમા દાખલ નહિ કરો તો સારૂં!........"

એક બીજા ભાઇની સલાહ લીધી તો તેવણુ જોસ્સાથી બોલી ઉઠયા —"વારૂ, એવણુ ના કહેછ તો તમો બીજુ પુસ્તક તો લખવાનાજ છેવ! તેમા તમારી જીંદગીનો હેવાલ લખો, ત્યારે આ પ્રકરણુ લેજો મહાન પુરૂષો ને મોટા વિદ્વાન ગ્રહસ્થોની જીંદગીના હેવાલમા તો આપણે તેઓએ ખમેલી મુસીબતો કયા નથી વાચતા? જીંદગીના હેવાલમા તો દુઃખ-સુખ સઘળુ લખાવુ જ જોઇએ તમે એ પ્રકરણુ હમણા તો રહેવા દેવ માગીડાઓ તરફ તમોને અભાવ ઉત્પન્ન થાય તેમા કઇ નવાઇ છે?"

આ બે ભાઇઓ જમાને-ખાધેલ પક્કા હતા! એટલે તેઓની સલાહ-સૂચના માન્ય કરી તે વેળા મૂંગી બેઠી

આ પુસ્તક લખતી વખતે પણુ એક જણુને વિશ્વાસમા લઇ પૂછયુ – છપાવુ કે ફાડી નાખુ? જાત-જાતના વિચાર ભાત-ભાતના મત, તમતમતા ટીકા, અંતરના અંધકારમા અટવાયલાઓની અદેખાઇના ઉભરા, શાંત સમુદ્રની ઉપર આસાનીથી અને શાંતિથી એક ચાલતી સ્ટીમરને 'ટોરપીડો' લગાડી ટુકડા કરનારા કાવત્રાબાજોની ટક્કરનો ખ્યાલ કરવો જોઇએ કે? શું વિચાર? "મારૂ માનો તો છપાવો! ભીખાઇજી! આ ૭૦ વર્ષની ઉમરે તમોને બિહવાનું શુ છે? તમારા ખેરખાહો ને દિલસોઝી ધરાવનારાઓ તો ઓર તમારી દયા ખાશે કે ૫૦ વર્ષ સુધી તમે મૂંગે મોહડે કેમ ખમ્યુ! તમારો દાખલો તો આજની ઉધરતી છોકરીઓને ધડો લેવા જોગ છે! લખો, લખો! આવુ સરસ લખાણુ ફાડી નાખતા ના!"

મારી એક સહીને વિશ્વાસમા લઇ પૂછ્યુ —આ પ્રકરણુ ઉપર બે મત પડશે! કંઇ બધાના વિચાર, સમજશક્તિ ને અક્કલ એક સરખા હોતા નથી! છપાવુ કે રદ કરૂં? તમે શુ ધારોછ?

"પણુ ભીખાઇજી! આ તો **તમારી જીંદગીના હેવાલ** લખોછ તેમા આવેછ! એવા બનાવ તો હઝારો!! જીંદગીમા બનેછ ને તે લોકો

ખમેછ મૂંગે મોંહડે તેથી જાહેરમાં નથી આવતા, તેથીજ આપણે નથી જાણતાં! તમે મૂંગે મોંહડે ૫૦ વર્ષો સુધી ખમ્યું, ને હવે ૭૦ મે વર્ષે તમે જાહેર કરો તો તેમાં તમારી સહન શકતી ને નતિમાન જીંદગીનો સૌથી સરસ દાખલોને પૂરાવો મલેછ! છપાવો! જે બોલે તેને બોલવા દેજો, ને તમારાં મોંહડાં ઉપર કોઇ વિરૂદ્ધ બોલવાની હિંમ્મત કરે તો ખાસડું કાહરીને તેનાં મોંહડાં પર મારજો! છાપો! આ તમે સાચી બીનાં જાહેર કરોછ! કંઇ જુઠું નથી, તેમજ કોઇનું નામ નથી! તમે કોઇને ઉંધાડાં પાડતાં નથી! તમારી ઉપર જે વીત્યું તે તમે લખોછ. તમે આવાં હુશિયાર હોવા છતાં નહિં પરણ્યાં તેથી લોકો શકમંદ થઇ ગયાં, ને તમોને ઘણુ બોલ્યાં. તમે તમારો બચાવ કરોછ, તમારા પોતાનાંજ ઉજાસથી તમે આગળ વધ્યાંછ! કોણ એમ ૫૦ વરસો સુધી રહે? ને તેબી આબરૂ ઇજતે નીતીવાન જીંદગી પસાર કીધી! આજની છોકરીઓ જોવોછ કે? "અમે ઉમરમાં છઇએ" બોલી મા-બાપને તજીને ઘરમાંથી ચાલી જઇ પરણેછ? તમારો એકજ દાખલો તેઓને નકલ કરવા જોગ છે! બસ તમે તમારે છપાવો ને એ પ્રકરણ જરૂરજ લેજો. સમજ્યાં કે?" તે દિલસોઝ સહીએ. શિખામણ દીધી. તોપણ થોડો વખત મેં વિચાર કરવા વખત લીધો. અંતે અંતઃકરણમાં અહુરમઝદની મદદ માંગી આ છેલ્લું પ્રકરણ લેવાનો ઠરાવ કર્યો, કે જેથી ઘણાંઓનાં મનનો વસવસો-વેહમ, ખોટા ઓરંગા, તરકટી તરંગ, જુઠાણું, નિંદા, પરપોટા માફક હવામાં ઉડી ને ફાટી જાય! ભેજાં-ફાટેલ ઓરતો!

આ સઘળું ઘણે મોડેથી લગભગ મારી જીંદગીનાં ૫૫-૬૦ વર્ષોની વચ્ચે જાણ્યું-સાંભળ્યું!!

જો મારી જુવાનીમાં એ બધું સાંભળ્યું હોત તો ખાસડાંનો સ્વાદ તેઓને ચખાડયો હોત, એટલો મને ક્રોધ ઉત્પન્ન થયો!!

ઘણી વેળા આપણુને જોવું પડે છે કે ભલાં, રાંક, અસીલ અને સહનશીળ માત-પિતાનાં છોકરાઓ ને છોકરીઓ આકળા સ્વભાવનાં, ભેજાં-ફાટેલ, તુંડ મિજાજનાં, કજીયાખોર અને હલકા ખવાસનાં અદેખાં અને ભુંડાં નિવડે છે.

બચપણથી તેઓને ઘણી શિખામણુ અને શિક્ષા આપવા છતાં, અને મોટપણુમાં ઘણી કેળવની-હુન્નર હાસલ કર્યાં છતાં તેઓનો જે કુદરતી ખરાબ ખવાસ હોય છે, તે ફેરવાતો નથી. તેનું કેમ?

અને તેવાં ભલાં મા-બાપનાં ભુંડાં છોકરાંઓનાં ખરાબ ખવાસનાં કારણોમાંનું મુખ્ય કારણ માતાનાં દૂધ વગર પારકી યા જુદ્દીન ઓરતોનાં

દૂધ ઉપર ઉધરેલાં છોકરાંઓમાં ઉતરેલી

**દૂધની અસર**

નું પરિણામ હોય છે!

વિદ્વાનો અને 'સાયનતીસ્ટો' આ વાત કબૂલ કરે છે।

આવાં ભૂંડા ભાયડાઓ, અને હલકા ખવાસની અદેખી ઓરતોથી મને ઘણું સાભળવું-મોસલું પડયું છે।

## એક ખુલાસો.

મરહુમ બાઈ આવાંબાઇ લીમજીભાઇ પાલમકોટનાં સઘળાં અસલ લખાણો મેં મારી નજરે જોયાં છે, એટલુંજ નહિં, પણ છાપાખાનાંમાં મોકલવા માટે મેં પોતે સઘળાંની નકલ ઉતારી છે.

મરહુમ ભાઈ સોરાબનાં લખાણો, કવિતાઓ વિગેરેની મેં જાતે નકલ ઉતારી છાપવા માટે આપી છે.

આ સઘળાં અસલ લખાણો તથા મરહુમ બાઇ આવાંબાઇ લીમજીભાઇ પાલમકોટની કવિતાઓ, નિબંધો તથા બેહેન ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટનાં સને ૧૯૩૫ નાં "પીઆનોનાં પાસાંમાં પચાસ વર્ષ" ("50 years in music") નામના પુસ્તક માટે મળેલાં સેંકડો કાગળોમાંથી માત્ર ગણત્રીનાં થોડાં કાગળો, છાપાનાં અભિપ્રાયો વિગેરે આ પુસ્તકમાં દાખલ કર્યાં છે, તે મેં જોયાં છે, વાંચ્યા છે અને તેની નકલ મેં પોતે ઉતારી છાપવા માટે આપ્યાં છે.

મરહુમ બાઇ આવાંબાઇ લીમજીભાઇ પાલમકોટની છુટી-છવાઇ અસલ નોંધો પણ મેં તેમનાં હાથ-દસ્તકની જોઇ છે, ને તેની નકલ ઉતારી છે. તે માટે હું વાંચક-વર્ગને વિશ્વાસપૂર્વક ખાતરી આપું છું.

જો કોઇએબી વાંચનારાંઓમાંથી અસલ લખાણો જોઇ ખાતરી કરવી હોય તો તેઓએ મીસ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટનાં '**મ્યુઝિક સ્ટુડીયો**'માં (નંબર ૮૮, ખંબાલા હીલ) જઇ-જોઇને ખાતરી કરવી.

આ પુસ્તકનાં દરેકે દરેક લખાણોના હક્ક મીસ ભીખાઇજી લીમજીભાઇ પાલમકોટને સ્વાધીન છે, બ્હેન ભીખાઇજીની પરવાનગી વિનાં, કોઇ ઉતારો કે તકરમચીમ કરશે, યા વાકય-રચના ફેરવી પોતાના શબ્દોમ[illegible] તો તેનાં જોખમે।

ભીખાજી દાદી એદલજી.

તા. ૧૨-૬-૧૯૩૬.

# "તમે કાંય નહીં પણ્યાં?"

૫૦ વર્ષો સુધી લગભગ પાંચ હઝાર આસામીઓએ (મુખ્ય કરીને બૈરાંઓએ) આ સવાલ મને પૂછ્યો! તોપણ આ ઉખાણું ઉકેલવા તેઓ નિષ્ફળ નિવડયાં! કોઇ કંઇ શક લઇ જાય, કોઇ કંઇ બોલે: "એમાં કંઇ ભેદ–ભરમ છે!" સદ્દગ્રહસ્થો વમાસણમાં પડી બોલે: "આવી સરસ સદ્દગુણી બાઇ પણવા કાંય નાં કહેછ?" માતાજીને તેમજ ભાઇ સોરાબને પૂછે: "આવી હુશિયાર ને કેળવાયલી બાઇ કેમ નહીં પરણી?"

મરહુમ મી. જી. ડી. ત્રેલન એક વેળા બોલ્યા:—"Some unfortunate man has missed you!"

એક બાનું કહે:—"તમારાં જેવાં "જીન્યસ" પરણે તો આલ–ઓલાદ વિદ્વાન નીકળે. તમારાં જેવાંએજ પણવું જોઇએ!"

આ શીહા પ્રકરણ પૂરૂં કર્યા પછી એક મારી બ્હેનપણીને વંચાવ્યું. તે દિલસોઝ સખીને મત પૂછતાં પોકારી ઉઠી:—"ભીખાઇજી! તમે કેમ ૫૦ વરસો સુધી ખમ્યું? કોઇ સાધુ–સંતનીબી ધીરજ ખુટી જાય! યા ખુદા! દુન્યામાં લોકો કેવાં મુંગે મોંહડે દુઃખ ખમેછ! તાબેદાર દીકરાની એક નિર્દય માયે તમારી ઉપર જાણે આફતનું આસમાન તોડી પાડયું! તે ઓરતમાં ખુદા અંતઃકરણ મૂકતાં ભુલી ગયલો હોવો જોઇએ! તમારો દાખલો જાણે કપટથી કૉર્ટમાં ધસડાવી મંગાવેલા એક આબરૂદાર ગ્રહસ્થ જેવો છે. કૉર્ટમાં વેરભાવથી ધસડેલો એક નીર્દોષ શખ્સ જેમ આબરૂ–ઇજતે જડજનાં ચુકાદાથી માન સાથે કૉર્ટ છોડી જાય, તેમ તમે નીર્દોષ-પણે અને આબરૂ–ઇજતે આ દુન્યા હવે છોડી જાવોછ! લખો, જણાવો કે ૫૦ વરસો સુધી અંતઃકરણ વગરનાં માય–દીકરાએ તમારી ઉપર કેવું છુપું દુઃખ પારયું ને તમે કેમ મુંગે મોંહડે ૫૦ વરસો સુધી કોઇને પણ જણાવ્યા વગર ખમ્યું! ૫૦ વરસોમાં આજ સુધી કોઇએ પણ પારખ્યું નહીં કે તમારી છાતીમાં છુપો સંતાપ સમાયલો છે! લખો! આજની ઉછાછલી છોકરીઓને દાખલો બેસાડો! તે લોકો કંઇ ખમી શકતાં નથી! કોણ આજે એમ ૫૦ વરસો વેર ખમેછ ને રહેછ?"

વર્ષો સુધી હજારો જણું અજબ થતાં કે હું કાંય નહિં પરણી! જેઓનાં ઘરમાં ને કુટુંબમાં બબે-ચાર-ચાર દિકરીઓ મોટી ઉમરની કુંવારી છતાં, આ એકજ સવાલ હજી પણ બધાં મને પૂછે! મારી ૬૮ વર્ષની વયે પણ એજ જીજ્ઞાસા ને પૂછપરછ! જાણે એવી વૃધ વયે પણ મને પરણાવવા માંગતાં હોય!—કોઇ નિર્દોષપણામાં તો કોઈ કંઈ ભેદ-ભરમ જાણવા!! યા મારાં જીગરમાં ડોકયું કરવા!

આ સવાલનો જવાબ આપવો એ ખુદાઇ દાવો કરવા બરાબર છે! જગદીશ્વરે જન્મ, પરણ અને મરણનો ભરમ પોતાને સ્વાધિન રાખ્યો છે. એ ભેદ ઇનસાન ઉકેળવા અશક્ત છે, બલ્કે તેની તજવીજ વ્યર્થ છે!

મારી ૬૧ વર્ષની વૃધ વયે પણ કેટલાક મૂર્ખા માટીડાઓ અને અક્કલહિણ ઓરતો મને પરણાવવાની વાત કરી, મજાક-મશ્કેરી કરી મોજ મેળવતાં અને નિંદાખાનાંનો નાટક કરી નાચતાં!

એક વેળા મારાં એક ભોલાં ભરભર્યાં શિષ્યએ હસતાં-બોલતાં મને પૂછવાની હિમ્મત કીધીઃ—"પણ બીખઇજી! તમે કાંય નહીં પરણ્યાં? તમે બધાં (શિષ્યો) છોકરાંઓને પરણી જવાની શીખામણ દેવોછ, તો તમારેજ પરણવું'તું."

એક શિષ્ય પરણીને મને મળવા આવ્યાં? મેં પૂછ્યુંઃ "કેમ, Happy?" (સુખી કે?) તેવણે મલકાઇ મલકાઇને "હા" કહ્યું! બીજો સવાલ મેં પૂછ્યોઃ "મ્યુઝીકની 'પ્રેકટીસ' ચાલુ છે કે?"

તેનો જવાબ મળ્યો, તે સાંભળોઃ—"નહીં બા! પરણેલી જીંદગીમાં કંઇ મ્યુઝીક થાય નહીં. બીખઇજી! તમે પણ્યાં હોતે તો તમેબી છોડી દેતે! એ બધું બોલવાનું છે!"

મેં જરા નરમ ઠપકો આપી કહ્યુંઃ—"મારાંમાં તો મ્યુઝીકની બક્ષેસ કુદરતી હતી, તે હું તો વધારે મ્યુઝીક કરતે, આખી જીંદગીમાં તમો બધાં પાછળ સહવારથી સાંજ સુધી શિખવવામાં જે કીમતી વખત જુવાનીમાં જતો રહયો, તેનાં અર્ધા વખતમા 'પીઆનીસ્ટ'જ નહિં, પણ 'કમપોઝર' (મ્યુઝિક રચનાર) થઇ હોતે, ને ઘણા કલાકો 'પ્રેકટીસ' કરવાનાં મળતે; કારણ મારી કુદરતી વળણ **સાહિત્ય** અને **સંગીત** તરફ છે. મારા હાથમાં ખુદાએજ **કલમ** આપીને મોકલી છે, ને જો હું '**કમપોઝ**' કરવાનું શિખી હોતે તો જરૂર તેમાં ફાવી જતે! વાસ્તે

મૂંગાં બેસો! એવો સવાલ બીજાં સાધારણ બૈરાંઓને કરજો. મને નાં ફરીથી કરતાં! તમે સમજ્યાં કે?"

મારાં માતાજી પણ મારો ખવાસ, સ્વભાવ, સદ્દગુણ અને સહન-શકિત જોઇ, જ્યારે પણ લગ્નની વાત કોઇ સાથે કરે, ત્યારે બોલતાં મેં ઘણી વેળા સાંભળ્યાં છેઃ—"મારી દીકરી પરણસે તો એક નમુનેદાર ધણીઆણી થશે. કોઇના ઘેરમાં ઉજરહું કરસે, એવી ભાયગશાલી પગલાંની છે!"

બીચારાં મારાં માતાજી જ્યારે પણ મને પરણાવવાની વાત કરે, ત્યારે હું હમેશાં ના કહું, તેથી તેવણ ઘણાં નિરાશ થઇ જતાં! મારા ભાઇ સોરાબની ચાલુ કોશીશને પણ છેવટે હું નિર્મૂળ બનાવી દેતી! બન્નેએ ગુપચુપ, મારી જાણ વિના, મારી ૪૦ વર્ષની ઉમર સુધી બાહેર તજવીજ (કેંક વેળા મારેથી છૂપી રીતે) કરી જોઇ! હુંબી તેઓને ફાંફાં મારવા દેતી! જ્યારે છેવટે પૂછવા આવે નક્કી કરીને—ત્યારે ત્રણ બોલમાં ટૂંકું પતાવું: "મારી મરજી નથી." ત્યાં ઊભીજ નહિં રહું, બીજી બાજુ બોલીને ચાલી જાવું. પછી પૂરો મૂંકયો!

તેઓ ઘણા આબરૂ-ઇજતવાળા ને યુનીવર્સીટીની ઊંચી ડીગ્રી ધરાવનારા વિદ્વાન ગ્રહસ્થો હતા. મારો જવાબ જાણી તેઓ પણ અજબ થતા!

જેમ મેં તેઓ વાસ્તે નાં કહ્યું, તેમ કેટલાકોએ મારે વાસ્તે પણ **સુભાગ્યે** નાં કહ્યું છે; તે જાણી મારી ખુશાલીને હું મનમાંજ છૂપાવી રાખી મગન થતી! મારો સાદો દેખાવ, 'ફૅશનેબલ' પોશાક ને 'ફૅશને-બલ' બાલ વગરનો જોઇ મને 'ઑરથોડૉક્સ' કહી ખસી જતા! પરણુતા છોકરાઓ ગુણ—ખવાસ—સ્વભાવ કે ખાનદાન જોતા નથી! તેઓને તો સફેદ ચામડું યા 'રીત' મળી તો બસ! મારા બાબમાં સફેદ ચામડી ને 'રીત'નું બાહણું સારાં નસીબે ઠીક હતું; કારણ વર્ષો પછી મેં જાણ્યું કે તેઓને દાદારજીએજ તેઓ પાસે નાં બોલાવી મારૂં રક્ષણ દાદારજીએજ કર્યું હતું! નહિં તો તન-મનથી દુઃખી થઇ ગઇ હોત! તે કિરતારે મને સાચવી-જાળવીને સીત્તેર વર્ષો સુધી **પીઆનોનાં પાસાંમાં** રાખી છે, તે માટે અહુરમઝદનો હુ ઉપકાર માનું છું!

એક વેળા મારાં માતાજીએ બળાપો કાઢેોઃ "કંઇ થાઇ—થોઇ કરે તો કોઇનાં ધ્યાનમાં આવે કેની!" હું ખામખા સાદા બાલ,

માથું બાનું, ને સાદો પોશાક પહેરતી કે મારી તરફ કોઇનું ધ્યાન ખેંચાય નહિં. ધક-ધ્યાન બધું વિદ્યા-અભ્યાસ ને મારા (Divine Art) "ડીવાઇન આર્ટ-મ્યુઝિક"માં ભરાઇ રહેતું.

મારે માટે મારાં માતુશ્રીનો મત ઘણો ઊંચો હતો, અને જ્યારેથી ને જ્યાંથી હું એકલી જાવું, ત્યારે તેવણ ઘણાં નિરાંત રહેતાં ને કહેતાં:— "મારી દીકરી પોતાનો બચાવ કરી શકે એવી સદગુણી ને નીતિમાન છે! એ કોઇને ફાવવા દેશે નહિં! મેં એને શિખવી રાખીછ."

તેવણની તે તર્ક અને અટકળ હંમેશાં તેવણની હૈયાતીમાં અને હૈયાતી પછી ખરી પડી. તેવણની શિખામણ અને સલાહ, જે તેવણ મને ખાનગીમાં આપતાં હતાં, તે પ્રમાણે હું ચાલતી અને વર્તતી હતી. તેવણ ઘણાં બાહોશ અને દુરઅંદેશ હતાં!

એક માતા પોતાની દિકરીની ચાલ-ચલણ, ગુણ-ખ્વાસ, રીતભાત, ને ઊંચી મનોવૃતીથી માહિતગાર હોય, તેવી રીતે બીજાં કોઇ નહિં હોય! મારાં માતાજી ઉપલી સઘળી બાબતોમાં મારે માટે મગરૂર હતાં, અને તે એક માતાની મગરૂરી—માફ થાય તેવી હતી. તેવણ વારંવાર મને કહેતાં:—"તારે વાસ્તે મારો જીવ નિરાંત છે." આ તેવણ મારી અણહદ સહનશિળતા ને સંતોષ-સબ્રૂરી જોઇ બોલતાં.

એક માતા પોતાની દિકરી માટે મગરૂર અને નિરાંત રહે. એ એક ખજાનાં કરતાં પણ વધુ અમૂલ્ય વારસો દિકરીને મળેલો ગણાવો જોઇએ!

મારાં માતાજીનાં મત ઉપરાંત એક યુરોપ્યન ખગોળશાસ્ત્રી (ઍસ્ટ્રોલોજર) એ મારે વિષે નીચે પ્રમાણે ખરૂં લખી મોકલ્યું છે:—

"........A strength of character that should enable you to put all tendencies towards the animal plane of existence under your feet, for ever, and to cultivate the higher nature together with the amiability and forbearance that would endear you to your friends and ensure your success in life.........."

બચપણથીજ મારો ગુજરાતી, ઇંગ્રેજી, મ્યુઝિક, તેમજ 'ડ્રૉઇંગ-પેનંતીગ'નો અભ્યાસ, અને મારી **સાહિત્ય** અને **સંગીત** સેવા વેળા, તથા મારા ધંધા-હુન્નરને લીધે મને ઘણા પૂરૂષો, પારસી, ઇંગ્રજ, હિંદુ,

ફીરંગી, ને ઇટાલ્યન શિક્ષકો, સાક્ષરો, અને સંગીતકારો ('મ્યુઝિસ્યનો,')ના સમાગમમાં આવવુંજ પડયું હતું. લખવાને ખુશ છું કે તેઓ, સઘળાઓ, પ્રતિષ્ટિત (આબરૂદાર) સદ્‌ગ્રહસ્થો હતા.

જો તેઓ સાથે બાહેર જવું પડે, યા હસી-બોલીને 'અદબ-અદાથી અંદાજાસર વાત કરતાં જોય તો નગુસ નિંદાખોરો ને અગુડી ઝીભવીઓ અદરાવવા-પરણાવવાનાંજ ચોકડાં ગોઠવી દે! જાત-પરજાત, જુવાન-ઘરડાં કંઇ જોય નહિં!

મારાં મરહુમ માતાજી કેહતાં:—"કોઇને શકની નજરે જોતાં નાં."

'બ્રોમ્બે મેલ' નામનાં પ્રખ્યાત અઠવાડિક પત્રમાં **પવિત્રાત્મા** પોપે બદગોઈ વાસ્તે લખેલી એક કવિતા હમણાજ મારાં વાંચવામાં આવી છે, પોપનો પવિત્ર આત્મા પણ કમકમી કેવો તિરસ્કાર દેખાડે છે, તે આવાં **ગીબતખોરાં** ને **નિંદાખોરોને** વાંચવાની ભલામણ કરૂં છું.—

'The *World* with *calumny* abounds,
The Whitest virtue slender wounds:
There are whose joy is night and day
*To take a character away,*
Eager from [rout they haste,
To blast the generous and the chaste,
*And hunting reputations down, proclaim*
Their triumphs through the town
What mind is in such a base enjoyment
*To feel the slightest self-enjoyment !"*

—:o:—

*આવાં ગલીચ ગંધાતાઓને કૂતરાનો અવતાર આપી તેઓ ઉપર* (જ્યારે મારે કાને વાત આવતી ત્યારે) લ્યાનત નાંખતી હતી! ઘરમાં અને કુટુંબમાં દજન અર્ધો દજન દિકરીઓ છતાં ગટરનું ગંદલું પાણી પીવા આવી પાપી મકારે ઓરતો સુગાતી નહિં!

મારાં એક સહી જેવણ એક નાનાં ગામડાંમાં હવા ખાવા ગયા હતાં, ત્યા જાત-જાતની નિંદા-નાવેસી, કેટલાક કચવાટ ઉપજાવનારા દેખાવો (Scenes) ગાળ-કુવેણ અને સુકયાણી માછણોની ભાષા સાંભળી, પાછાં મુંબઇ આવ્યાં, ને પછી મને મળવા આવીને ત્યાં કેમ મન-મુઝવનની

હવા અને ખોરાક (નિંદા) ખાધો ને તે બધું છાતી ઉપર કેમ ડોહવાઇ-ડહવાઇ આવ્યું તેનું વર્ણન કર્યા પછી બોલ્યાં:—"પણ બીખઇજી! તમે કાંય નહીં પરણ્યાં? આએ ૬૪ વર્ષની ઉમરેબી તમે પણવા લાયક દેખાવોછ! તમારા મોંહડાં પરની નુરાની ને રૂવાની કોઇ જોય તો કેહ કે આજેબી તમે પરણી શકો!"

હવે, ૬૪ મે વર્ષે શું જવાબ આપું? હું તો હસ્યા કીધી, ને મનમાં બોલી કે આ ઠીક સારી 'કોમ્પલીમેંન્તસ' છે? એ ઉમરે હું શું એવી જુવાન દેખાઇ હોઇશ?

"ભલાંને મળે છે લતીજો ભલો,
બુરાં આદમીને મળે બદ ફળો.
લખી રાખજે એમ દિલજાન કે—
બધાંને સરે પાક યઝદાંન છે!"

દા. એ. તારાપોરવાલા.

—:o:—

પણ પેલાં મારાં સહીની વાતચીત ઉપરથી હું ચેતી ગઇ કે પેલાં ગામડાંના હવા ખાવાનાં મઠકમાં કેટલીક કાલી કવચ જેવી જુઠ્ઠી જીભલીની કજીયાખોર કોકરોએ નિંદાખાનાનો નાટક ભજવેલો હોવો જોઇએ! તેઓએ અટકળનાં ઓરંગાઓ મારી પોતાનો પાપી જીવ ત્યાં બેહલાવ્યો હોય! તેઓને હું પિછાણું છું!

મારે વાંચક-વર્ગને વાકેફ કરવાની વિશેષ અગત્યતા છે કે અદેખાઇની આગમાં ભસ્મ થયલી પેલી મકારે પ્રપંચી ઓરતો ગામડયન કે અભણ નહિં હતી; પણ લોકોને ડાહી ડાહી શિખામણ દઇ પોતે આવી નાલાયક ચાલ ચલાવતી!

"નિરાધાર નર નાર સંસારમાં,
ફરી છે ઘણી વાર તલ ભારમાં!
વિના વાંકનો વાંક સર પર ફરે,
દગલબાજ એવી જગત છે ખરે."

દા. એ. તારાપોરવાલા.

—:o:—

હવે ચેન માફક પેલી ચીચવાતી અને ચેનનાં જેવી વાસ મારતી જુઠ્ઠી ઓરતો મને કોઇ સાથે આ ૭૦ મે વર્ષે પણ પરણવવા માંગે છે,

કે છાકટાં થઇ, લપેરા ખાઇ, ગટરમાં પડવા માંગે છે, યા સીદ્ધાં પરવડાની 'મૅનટલ હોસ્પીટલ' મા જઇ નાચવા માંગે છે, તે જોવાનું છે! એવાં ધુઅડ, અધર્મી, ગુનેહગાર ને બેઅદબ બૈરાઓ માટે હવા ખાવાનું ખરું મકક 'મૅડ હાઉસ' છો પુનામાં!

આ સોરંગી સૃષ્ટિમાં સર્વેશ્વરે મને મોકલી તેનાં કરતાં વધારે સારી દુન્યામાં મને મોકલવી હતી. મને લાગે છે કે આ દગલબાજ દુન્યા મારે માટે નથી!

અરે! તમે નાતરસ નિંદાખોર સ્ત્રીઓ, અને વેહમનાં વમળમાં વિંટળાયલા પૂરૂષો!

### આ કરૂણારસ કથાનું કથન

કરવાની **તમોએ** મને ફરજ પાડી છે! હું આ લખવા બંધાયલી નહિં હતી, પણ ઘણાંઓનાં હવે ૭૦ મે વર્ષે શક-વહેમ દૂર કરૂં છું! ખોટી તર્ક, જુઠ્ઠાણું, ગેરઇનસાફ અને તરકત-તોહમત **૫૦ વર્ષો સુધી સાંભળ્યા પછી,** હવે પેલી વધારે સારી દુન્યામાં જતાં જતાં મને વિચાર આવે છે કે

### મારાં મોત પછી

પણ મારી પાછળ પાપીઓ, લીલી કવચો, કાલી કવચો, અને અદેખાઇનાં અવતારો પોતાનાં જળતાં જીગરમાં અદેખાઇની આગ નહિં સળગાવે! ભાયડાઓ અને બાયડીઓ વેરની વસુલાત નહિં કરી શકે, દારૂણ દુશ્મનો **હાથમાં** કલમનુ હિંદું કે છાપો આવ્યાથી જુઠ્ઠા શબ્દો અને ગેરવાજબી ખોટાં લખાણોથી વાંચક-વર્ગને ખોટે રસ્તે દોરવી, સચ્ચાઇના **ઓઠાં હેઠલ** હડહડતું જુઠું જગતને જણાવવાની હિચકારી હિમ્મત નહિં કરે, તેટલાં માટે આ **સત્ય** જાહેર કરૂં છું.

### ખુલાશો.

"ખુલાશો ખરી વાત બોલે બધી,
ખુલાશો કરે દૂર આખી સદી.
ખુલાશો કરે મન સમાધાન જ્યાં,
ખુલાશો તણો યા કદરદાન ત્યાં!"

**દા. એ. તારાપોરવાલા.**

——:o:——

હવે છેલ્લે—૭૦ મે વર્ષે સઘળાંઓની અજાએબી-અટકળ, વહેમ-વસવસો, શક-તર્ક, અદેખાઇ-અંતસ, કપટ-કેહેર, ખાર-વેર-ઝેર, તરક્ત-તોહમત ને નિંદાનો અંત આણું છું! દુસ્મનો ઘણું વગર વિચારે મને બોલ્યાં! વેરની વસુલાત કરવાથી કેટલાંકોને કરાર થયો હશે, પણ તમે જાણજો ને માનજો કે પારકે માસે ઘા પૂરવા જતાં તે દુસ્મનો અને નિંદાખોરોનાં જખમો સદા લોહીથી ઝઝરતા જીંદગી સુધી રહ્યા છે, ને રહેશેજ!

## કિસ્મતનો કેહેર!

મારો એક સગો દેશાવરથી એક વેળા અમારે ત્યાં થોડા દિવસ પરોણો ઉતર્યો, એક ઘરનો અવર ઉંબર ઓળંગી ઓરડામાં દાખલ થતાંજ તે અલકસે મારાં અંતઃકરણમાં ભરાઇ ગયો!

દેશાવર પાછો જવાની બે દહાડા આગમજ એક દિવસે અમો આગળે ઓરડે એકલાં વાદવિવાદ કરતાં હતાં, તેટલાં તેણે અચાનક મારી આંખ્યો તરફ થોડો વાર જોયા કીધું.

### આશા.

"નથી આય સંસાર આશા વિના,
અરે તેજ રીતે નિરાશા વિનાં;
ઘડીમાં નિરાશા કરે છે દુઃખી,
ઘડી માહ્ય આશા બતાવે સુખી."

દા. એ. તારાપોરવાલા.

——:o:——

"એમ તમે શું જોયા કરોછ?" મેં પૂછ્યું.

"તમારી આંખમાંજ 'ઇનતેલીજન્સ' છે!" તેણે જવાબ દીધો.

"એમ કે? બીજું કંઇ?" મેં પૂછ્યું.

"તમારા અંતઃકરણમાં સચ્ચાઈ જણાયછ." તેણે આગળ ચલાવ્યું.

"અહં! બીજું કંઇ?" મેં પાછું પૂછ્યું.

"આખા ઘેરમાં તમારો ને તમારા માયનો સ્વભાવ સારો જણાયછ. તમે બેઉ દયાળુ-મયાળુ માય-દીકરાં છેવ. થોડા દિવસ થયાં હું બારીકીથી જોયા કરંછ." તે બોલ્યો.

"ઘણી 'નૉવેલ' વાંચેલી લાગેછ!" મેં મશ્કરી કીધી. "ઘણાં નાટક જોયલા કે?"

"નહી, ઘણી નથી વાંચી, પણ આજે જે હું હમણાં બોલુંછ તે તમોને છાપરે ચડાવવા નથી બોલતો, પણ મારાં ખરાં જીગરથી કહુંછ કે—હું તુંને ચાહુંછ!" તેણે ઉશ્કેરાઇને કહ્યું.

"ખરેખર?" મેં અજબ થઇને પુછ્યું.

"તારો હાથ આપ!" હું મારો હાથ આપું તે આગમજ તેણે જોરથી મારો હાથ ખેંચીને પોતાની આંખ્યો આગળ ધર્યો ને બોલ્યો: "આજથી આપરે એક છઇએ! તારા જીગરમાં કોઇ બીજો તો ભરાયલો નથીની?"

"હા, એક જણ છે!" મેં કહ્યું. તે ચમકયો ને ઝડપથી મારો હાથ છોડી દઇ ઉતાવળે પૂછ્યું: "કોણ?"

"એક ચોર છે!" મેં જવાબ આપ્યો: "તેણે ઘેરના ઉંબર ઉપર પગ મૂકયો ને મારાં જીગરમાં ભરાઇ ગીયો!"

"શું, ચોર?" તેણે અજાયબેથી પૂછ્યું. "ને તે તારાં જીગરમાં?"

"અલકસે ઘેરમાં ભરાય તે જેમ ચોર કહેવાય, તેમ અલકસે અંતઃકરણમાં ભરાય તેબી ચોર કહેવાય! નહિં વારૂ?" મેં પૂછ્યું.

"પણ તેનું નામ?" તે અધીરો થઇ ગયો!

"નામ નથી, સર્વનામ છે!" મેં પાકર્યું. હું તે વેળા ઇંગ્રેજી વ્યાકરણ વાંચતી હતી.

"હારે હા! પણ સર્વનામ બોલની?" તેની ધીરજ ખુટી ગઇ!

"જરા ધીરા પડોની! હમણાથી આવા વહેમી થઇ ગીયા તો પછી તમે મને કોઇની સાથે વાતબી કરવા દેશો નહિં"

"નહીં રે! નહીં! હું વહેમી નથી! પણ તેનું નામ–સર્વનામ જેબી હોય તે કેહની?" તે ઉશ્કેરાઇને બોલ્યો.

"તમેજ, બીજું કોણ હોય?" મેં શાંતિથી જવાબ આપ્યો.

"ત્યારે હું શું ચોર છેવું?" તેણે પૂછ્યું.

"અલકસે અંતઃકરણમા ભરાઇ જાય તેબી ચોર કેહવાય!" મેં કહ્યું.

તે ઢીલો પડ્યો.

"મને વચન આપ !" તે અચાનક બોલી ઉઠ્યો.

તેના હાથ ઉપર મેં જોરથી મારો જમણો હાથ ઠોક્યો, ને કહ્યું: "લેવો, આએ વચન ! કબુલ છે ! આએ જેહાનથી પેલી જેહાન સુધી !"

તેટલાં મારાં માતાજી આગળા ઓરડામાં આવી લાગ્યાં, તેવણ અમારા વચ્ચેની વાતચીત (વચન આપતાં જોઇ) સમજી ગયાં, પણ ડહાપણ દેખાડી કંઇ બોલ્યાં નહિં. તેવણની પણ ઘણી મરજી હતી. તેવણ જો વિરૂદ્ધ હોત તો મને કંઇબી કેહેવા ચૂકે તેવાં નહિ હતાં !

બે દિવસો પછી તે પાછો દેશાવર ગયો.

બાર માસ પછી પાછો તે અચાનક મળવા આવ્યો. આ વેળા તે અમારે ઘેર પરોણો નહિં ઉતર્યો ! તે એકાએક મળવા આવ્યો, ત્યારે ઘેરમાંથી બધાં બાહેર ગયાં હતાં. હું એકલી મારો અભ્યાસ આગળે ઓરડે કરતી હતી.

## નિરાશા.

"નિરાશા ! નથી કોણને તું મળી ?
નિરાશા વિના આશ કો'ની ફળી ?
નિરાશા પ્રથમ ને પછી આશ છે.
દમેદમ નિરાશા તણો શ્વાસ છે."

દા. એ. તારાપોરવાલા.

—:o:—

કેટલીક વાતચીત પછી મેં તેનો શોકાતુર ચેહરો જોઇ પૂછ્યું:— "કેમ શું છે ? આજે કંઇ તમે ઘણા દલગીર દેખાવોછ ! કંઈ હસ્તા-બોલતા કે મજાક–મશ્કેરી કરતા કે ખુશ લાગતા નથી ! શું વાત છે ! હું તો જાણું ? મને જાણવાનો હક છેની ?" મેં આતુરતાથી પૂછ્યું.

"હા, તારેજ લગતી વાત છે ! માય નાં કહેછ ! એવણની મરજી નથી !" તે શોકાતુર અવાજે બોલ્યો.

"હું જીંદગી સુધી કુંવારી રેહવસ !" મેં ઉશ્કેરાઇને સોગંદ લીધા !

"પણ જરા આસ્તે બોલની ! કોઇ સાંભલસે તો ચાલી આવસે !" તેણે મને ઠંડી પાડવાની કોશીશ કીધી.

"તમારાં માયે બીજી છોકરી શોધી કાહરી કે?"

તેણે ધીમેથી "હા" કહ્યું.

"કેવી છે? ખુબસુરત કે? અંગ્રેજી શીખેલી કે?" મેં એક પછી એક સવાલો પૂછ્યા.

"માય જે કરે તે ખરૂં! મારેથા કેમ નાં કહેવાય, ને હું કાંઇ છોકરી શોધવા જાવું? મેં તો દુરથીજ જોઇ. હા, છે તો ખુબસુરત, પણ અંગ્રેજી જાણુતી નથી. **એ બાબતજ તારી વીરૂધ્ધ ગેઇ!** એવણુ કહેછ કે બાહરગામમાં અંગ્રેજી શું ખપતું છે? મારાં હાથમાતું પ્યાલું ધોય ને ઘેરતું કામકાજ કરે તેવી જોઇએ. અંગ્રેજી શીખેલી કામકાજ કંઇ નહિં કરે!" તેણે કહ્યું.

"તમારાં માય બોયે પાપણુ લાગે ત્યાં સુધી સો વરસો વેર જીવે એ મારી દુઆ છે!" લગાર ઉશ્કેરાઇને આ દુઆ મેં દીધા! મેં આગળ ચલાવ્યું:—"પવિત્ર પ્રેમ શું છે તેનો શુધલો તમોને નથી! તમે પેલી છોકરીને તમોને ચાહવાની ફરજ **પારસો! ગુલામી હેત–પ્રીત! કુદરતી ખરો સાચ્ચો પ્રેમ તો નહીંજ!** જ્યારે મારો પ્રેમ તો કુદરતી છે! જે કુદરતી હોય તે કદી અકુદરતી નહીં થાય! તમે માનો કે નાં માનો!" મેં જોસ્સાથી કહ્યું.

"પણુ આપરે જીંદગી સુધી ભાઇ–બ્હેન તરીકે કાંય નહીં રહીયે? બે જાની દોસ્ત હોઇએ તેમ કાંય નહીં જીવ્યે?" તેણે ધીરજથી ધીમે અવાજે સૂચવ્યું. "તમે મારી સાથે કાગજ–પતરનો વેહવાર રાખશો તો મને ઘણો સંતોસ ને સધ્યારો મલસે, આપરે ભાઇ–બ્હેન તરીકે એકમેકની હાલતથી જાણીતાં રહીશું. તમે જીંદગી સુધી કુંવારા રહેવાનાં, સોગંદ લીધાછ, તે, હું જોવા માંગુંછ કે તમે તેમ રહેવોછ કે નહીં! ૫૦–૫૫ વરસ રહીને દાદારની દરબારમાં ખુદાની હાજરીમાં આ તારૂં અંતકરણુ એક છે કે બે, તે ખોલીને જોવસ કે ત્યાં કોઇ બીજો ચોર ભરાયલો છે કે?"

"ને લુટારૂબી!" મેં વાકય પૂરો કર્યો.

"એટલે તે શું? વરી ચોર તો ભરાયલો ઉતો, હવે લુટારૂબી ભરાયો કે?"

"હા!" મેં ભરમમાંજ જવાબ આપ્યો.

"તે લુટારૂ કોણ છે?" તેણે પૂછ્યું.

"તમેજ!" મે શાતિથી જવાબ આપ્યો.

"મે શું તારૂં લુટી લીધું?" તેણે ઉસ્કેરાઇને પૂછ્યુ.

"મારૂં જીંદગી સુધીનું સુખ! મારા મનની શાતિ! મારા જીગરની ખુશાલી!" મે ધીમેથી ગમગીન અવાજે તેના કાન બોલ્યા.

"એટલુ બધુ? મારામા છે શું કે તું એટનું મોટુ રૂપ આપેછ? હું તો ફક્ત મૅનીક થયલો છેવું!" તેણે જીજ્ઞાસુ થઇ પૂછ્યું.

"તારામા ગુણ, ખવાસ, સ્વભાવ, ખાનદાન, ખામીયત એ બધુ છે. વારૂં, વારૂ! જેજે! જેજે!" મે તુ–તાથી મોટેથી જવાબ આપ્યો "સાંભળ! ખુદાબી એકજ છે, ને અંતઃકરણબી એકજ છે! ૫૦–૫૫ વરસ કાય? તારી આગમજ હુ ખુદા આગળ જઇ ઇનસાફ માગસ! તે મારો ઇનસાફ કરશે! તારી જુદાઈ ખમી સકશ, પણ તારૂં માત નહીં ખમાશે, તે જાણજે ને માનજે! ખુદા મને નહિ દેખાડે!"

"નહી, હુ પહેલ્લા જવાનો છેવુ! તુ પછી આવજે! હુ તારી રાહ જેતો ત્યા થોભવાનો છેવુ!" તેણે ધીમેથી શોકાતુર અવાજે કહ્યુ.

"તારી માય–બ્હેનોનેજ પાછળ રાખજે! તેં કેમ જાણ્યુ?" મે પૂછ્યું.

"માયે તપકો દેખાર્યો, તે પરથી જાણ્યુ" તેણે ધીમેથી કોઇ સાંભળે નહિં તેમ મારા કાનમા કહ્યુ "આપરે હવે બેહસ્તમા મનશું!"

તે પછી તેણે બીજી–ત્રીજી વાત કરી મને ખુશ રાખવાની વ્યર્થ તજવીજ કીધી! મને મૂગી અને ગમગીન જેઇ તે થોડો વખત મૂગો રહ્યો, ને પછી દિલગીર દિલે 'શેક–હૅન્ડ' કરી ચાલી ગયો!

In sweet seventeen hopes blew away!
In sweet seventeen joy flew away!
In sweet seventeen Fate did cast a gloom
When real youth was in full bloom!

*Bhikhaiji*

નહિં, તોપણ વર્ષો સુધી અમો વચ્ચે એખલાસભર્યો પત્ર-વેહવાર ચાલુ રહેવાથી મને સંતોષ મળતો। એક વેળા તેણે કાગળમાં લખ્યું:— "I am cent per cent satisfied that you are true to *me*!" એક વિદ્વાન જાણીતા પારસી ગ્રહસ્થ સાથે મને પરણાવવાની (મારી જાણ વિના) તેણે વ્યર્થ તજવીજ કીધા પછી ઉપરો ઈંગ્રેજી વાક્ય તેણે લખી મોકલ્યો।

Remained a virgin chaste and true
To the sacred vow as pure as dew!

*Bhikhaiji.*

આ ૫૦ વર્ષો સુધી હું મારા અભ્યાસ અને ધંધામાં દટાઇ-અટવાઇ ગઇ.

કુટુંબી કુયલા-કંકાસ ઉપર પૂરો મૂંક્યો। બધું પગ તળે કચડેલુંજ રાખ્યું। મારાં મનના મહાભારત દુઃખ આગળ આવા કંગાળ કુયલા-કજીયા કચરા જેવા લાગતા! એવી બાબતને હું ઝાઝું વજન આપતી નહિં, અને બોલનારાંઓને કૂતરાંને અવતારે રહેવા દેતી। મારાં અંતઃકરણનો છૂપો સંતાપ એટલો અસહ્ય હતો કે આવા અદેખાઇના બખાલા બાળી મૂંકી, ઠોકરે મારવામાંજ શોભા-આબરૂ સમજી કોઇનેબી જવાબ નહિં આપવાના સોગંદ લીધા। જેને જે ગમે તે બકે-બોલે, જુઠાં તરકત-તોહમત ઊભાં કરે, પણ મારી જાણે બળા! હું મારા અભ્યાસમાં ને ધંધામાંજ ગરક થઇ જતી, અને મારી શકિત ઉપરાંત એટલી બધી મેહેનત-જેહેમત સહવારથી રાત્રિ સુધી કરીને થાકી જતી કે બિછાનાં ઉપર પડતાંજ નિદ્રાવશ થતી!

વર્ષો સુધી હું મારા માતાજીની પાસે એકજ પલંગ ઉપર સુતી હતી, ને તેથી નિરાંતે ઢોરની માફક ઊંઘાઇ જતી। કૈંક વેળા તેવણ બોલે, "તું કેમ રાતે સુવેછ? તારો દમ ચાલતોબી દેખાતો નથી!" એવી શાંતિ.થી (repose) હું ઊંઘાઇ જતી કે કૈંક વેળા તેવણ મારા નાંક આગળ હાથ ધરી દમ ચાલે છે કે નહિં તે જોતાં। આ મને કેમ ખબર પડે? પણ માતાજી સહવારે બોલે, ત્યારે જાણું.

આવી રીતે દિવસો ને વર્ષો પસાર થવાથી મનનું પોણું દુઃખ ભૂલી જતી.

એક નિર્દય **ઓરતે** મારો આખો ભવ ઊંધો વાળી **મારું** સુખ લૂંટી લીધું !

એક દયાહીણ પૂરૂષે પોતાની માયને રાજી રાખવા મને **દગો દીધા પછી,** મારી લાબી પવિત્ર જીંદગીમા

**આખી દુન્યાનાં કોઇ પણ પૂરૂષનો મે ખ્યાલ કીધો નહિ !**

બલકે માગીડાઓ તરફ મને **અભાવ ઉત્પન્ન થયો!** તોપણ અક્કલહીણ ઓરતો અને મૂર્ખા માગીડાઓ મને જોયા–જાણ્યા–પિછાણ્યા–ઓળખ્યા વિના, વગર સમજે, દુશ્મનોની મજબૂત શિખવણીથી નિંદા કરવા દયાહીણ બની ગયા! તેથીજ ૫૦ વર્ષો પછી આ સત્ય જાહેર કરૂ છુ આ જુઠી જગત મને જોવા ગમતી નથી।

Passed this way full fifty years!
In hidden grief and secret tears!

*Bhikhaiji.*

મે ખમ્યુ છે, તેમ દુન્યામા હઝારો સ્ત્રીઓએ ખમ્યુ હશે! આવી રીતે કેટલી બધી બિચારી નિર્દોષ નારીઓની તેઓની જાણ વિના પીઠ પાછળ નિંદા થતી હશે? તેથીજ મે શિક્ષકો અને શિષ્યોને સૂચના કીધી છે અને તેમા લખ્યુ છે કે પૂરૂષોથી બનતા સુધી અળગ રહેજો નાતરસ નિંદાખોરોની નજીસ ટેવ તેઓને જાહેરમા ઉઘાડા પાડી યા કાયદાથી શિક્ષા કરાવીને છોડાવવી જોઇએ

આ ૫૦ વર્ષોમા સેંકડો બનકે હઝારો બૈરા–માગીડાઓ અજાયબ થતા, પૂછતા ને મશ્કેરી કરતા કે પોશાક્ની અને વાળની વર્ષો–વર્ષ જાત–જાતની બદલાતી 'ફૅશન' પ્રમાણે હું ચાલતી કેમ નથી? કૈક બાનુઓ અને અહસ્થો મને જોવા ઇંતેજાર એક સાભળેલો દાખલો આપુ મારા એક શિષ્યના ભાઇના લગ્નનુ ઇજન મળ્યુ શિષ્યના માત–પિતા ઓહસા–ઓહસ લગ્નમા આવવા કરે! તેઓને રાજી રાખવા મે હા કહ્યુ, પણ તબિયત બિગડી આવવાથી નહિ જઇ શકી બીજી વેળા તે શિષ્ય શિખવા આવ્યા, ત્યારે દિલગીર થઇ ને બોલ્યા 'તમે નહીજ આયા કેની! તમોને લગ્નમા જોવા કેટના બધા ઇંતેજાર ઉતા! પેલા કહેજે 'જો તારા માસ્તર આવે તો મને દેખાડજે. કેટલાક અહસ્થો કહે જો મિસ પાલમકોટ આવે તો અમોને દેખાડજો–અમોને મેળવજો અમે તો એવણને

જોયાંજ નથી!" તે શિષ્ય એક વખત બોલ્યાં:—"પણ મીસ પાલમકોટ કંઇ મ્યુઝયમનું પુતળું છે કે તમે બધાં જોવા માંગોછ?" મેં તો કહ્યું. "હવે ભીખાઇજી, તમે મ્યુઝયમમાં જઇને બેસો કે તમોને બધાં જોય!" આવી રીતે અમો હસ્તાં હતાં!

કેંક બાનુંઓ અને સદ્ગ્રહસ્થો મને જોયા પછી બોલે:—"ભીખાઇજી! અમે તો સમજ્યાં કે તમે કેવાં એક 'ફૅશનેબલ' ને 'અપ-ટુ-ડેટ' ને મગરૂર હોસો! તમે તો કંઇ, 'ઑરથોડૉકસ', ને અસલી બૈરાં જેવાં સાદાં લાગોછ!"

કેંક બૈરાંઓ કહે, "તમારો જીવ કેમ રહેછ? બા, અમુને તો 'ફૅશન' પરમાણે પેહર્યા વગર નહીં ચાલે!"

Who heard the unsounded cries?
Who saw the stiffened sighs?
God! God only knows!
He sees my heart-rending woes!

*Bhikhaiji.*

૧૭ વર્ષની ભર જુવાનીમાંજ એક નાતરસ ઓરતે ને એક દયાહીણું પૂરૂષે મારો આખો ભવ ઊંધો વાળ્યો! તેઓએ મારાં સદાનાં સુખનો ભોગ લીધો! તે પછી મારે મનથી એશ-આરામ, ખુશાલી, વાળની અને પોશાકની 'ફૅશન' સઘળું બળી ગયું! એક કુંચી આપેલાં પુતલાં માફક ('માકેનીકલી') હું બધું કરતી ને ચાલતી!

Health shattered!
Wealth evapoured!
Happiness perished!
Consolation vanished!

*Bhikhaiji.*

નહિ છૂટાય તેવું હોય તોજ લગ્ન-નવજોતની મિજલસમાં ક-મને જતી, ને કયારે મારે ઘેર જઇ એકાંતમાં પડું, એવું ત્યાંજ-મિજલસમાં ઇચ્છતી! પાછળથી પાર્ટી-મેળાવડાઓમાં કે ફરવા જવાનું પણ મોકુફ રાખતી. પણ 'કૉનસર્ટસ' કે મ્યુઝિકનાં મેળાવડા ચૂકતી નહિ; કારણ ત્યાં મારો જીવ થોડો વખત ખુશ રહેતો ને સંતાપ ભૂલી જતી!

ચાર-પાંચ વર્ષે તબિયત નહિંજ સારી રહે, ત્યારે એક મહિનો 'હિલ-સ્ટેશન' કે દરિયા કિનારાનાં મહકે જતી. ત્યાં પણ ગમે નહિં! મારી એક સહીએ ૨૫) વર્ષો સુધી દરરોજ ફરવા જવાની દર કાગળે જાણે એક જાતની તાહી ધરી હતી!

તોપણ મોતે-ખોટે તો જરૂર જઇને ઊભી રહેતી! તે મારી ફરંજનું કરજ સદા અદા કરતી! કોઇનાંબી દુઃખે હું દાઝી જતી!

મારાં સુખનું સત્યાનાસ વાળનાર દયાહીણ ઓરત સો વર્ષો સુધી જીવે એવી નિશદિન દુઆ માંગતી!

મ્યુઝિકનો મારો માસ્તર, પ્રોફેસર સ્કીન્ઝી, પેહલ્લે કંઇ સમજ્યો નહિં. મારો ગંભીર, શોકાતુર દેખાવ જોઇ કોઇ વેળા ખભરે. "Always gloomy!"

એક વેળા 'વીનીસ્યન લેસ' નો 'કૉલર' જેમાં મને બે સોનાનાં ચાદ મળ્યા હતા, અને જે લેસ એમના સાથે મને સાત વર્ષો સુધી શિખવી હતી, તે પૂરો થયા પછી 'ફ્રેમ'મા મૂંકીને દેખાડવા લઇ ગઇ. જાણે મેં કીધો નહિં હોય તેમ મૂંગી મૂંગી ગંભીર ચેહરે ઊભી રહી-હસી નહિં, તેમજ ખુશ કે મગરૂર થઇ નહિં—તે જોઇને સાહેબનો મિજાજ બરખેલાફ થઇ ગયો! "આવી સરસ લેસ કીધી ને તમે જરા હસ્તાં નહીં કે ખુશ નહીં થતાં?" તે ખભરવા લાગ્યો! ને ચાલી ગયો!

૧૭ વર્ષની વયથી ખુશાલી મારાં જીગરમાંથી ઉડી ગઇ હતી!

પેલો બાપડો પ્રોફેસર ઘણે લાંબે વખતે સમજી ગયો કે આ બાઇનાં દિલમાં ગમ છે!

ઘણાં મોટાં મહાન 'મ્યુઝીસ્યનો' અને વિદ્વાનોએ આવી છૂપી નિરાશા ને મૂંગી આફતો ઘણી સબૂરીથી અને હિમ્મતથી ખમી છે. તેઓનું અધુર્ં દુઃખ ને પોણો ગમ મ્યુઝિકમાં અટવાઇ-દટાઇ ગયાથી ઓછો થયો છે!

જેઓમાં કુદરતની બક્ષેસ તરિકે મ્યુઝિક હોય, તેઓનાં અંતઃકરણમાં **પવિત્ર પ્રેમનો** આતશ કદી પણ બુઝાતો નથી. જેમ અગ્નિ ઉપર પવનની અસર થાય છે, તેમ જીગર ઉપર પ્રેમની અસર થાય છે! તે નાનાં બળતાંને બુઝાવી નાંખે; પણ મોટાં બળતાને ભડકો લેવા દેછે! આ અવનિથી બેહેસ્ત સુધી આત્માની સાથેજ (પવિત્ર પ્રેમનો આતશ) ધકધકતો, બળતો, સળગતોજ જાય છે!

સાધારણ સમજ શક્તિનાં ઇનસાનોને આરી બાબત ઉપર ઝાઝું લક્ષ હોવુંજ નથી. તેઓમાં આત્મિક બળ હોતું નથી!

And what was the consequence!
Struggle for existence!
This was the reward
For fifty years' sufferance!

*Bhikhaiji.*

જેઓ ઉપર આવાં દુઃખ, સંકટ, નિરાશા, આફત આવી પડયાં હોય, તેઓજ જાણી-પિછાણી-સમજી શકે! તેઓજ લાગણી-દિલસોઝી દેખાડી શકે, બાકી બીજાંઓ તો ખુશ થઇને નાચવા મંડી જાય!

મારે માટે દુઃખ ખમવાનાં ૫૦ વર્ષો જાણે ઓછાં હોય, તેમ આ દુન્યામાંથી મારી આગમજ તે સ્વર્ગમાં ગયો! ઇશ્વરનાં આ (ગેર) ઇનસાફમાં શું ભેદ-ભરમ હશે તે હું કલ્પિ કે સમજી શકિત નથી! અફસોસ! તેની આગાહી ખરી પડી કે "હું પેહલો જવાનો છેવું."

હું જયારે પરમેશ્વરના પાસાંમાં જઇને બેસું, ત્યારે ત્યાં તું મારૂં અંતઃકરણ ખોલીને જોવા માંગતો હતો; તે આગમજ તો તું પોતેજ. ત્યાં જઇ પ્હોંચ્યો તો તારા ખુદાનેજ પુછ કે હું મારાં વચનને વળગી રહી, એક સાધ્વી સ્ત્રી તરિકે ૫૦ વર્ષો સુધી વફાદાર (આ જેહાનથી પેલી જેહાન સુધી) ને પ્રમાણિક રહી છું કે નહિં!

ખુદાને પૂછ!

તે ખરી ખાતરી મારે વાસ્તે આપશે! કારણ ફકત ખુદાએજ જોયું છે કે ૫૦ વર્ષો સુધી મેં કેમ અને શું મારાં અંતઃકરણમાં મારી સુજતને શરણ થઇ મૂંગે મોંહડે સબુરીથી સહન કીધું છે!

To say this, is suffice,
That happiness sacrificed,
At the Altar of Love!
Seen by Heaven above!

*Bhikhaiji.*

મારી જગ્યાએ કોઇ નબળા-પોચાં મનની નાદાન ઉછાંછળી છોકરી હોત તો આપઘાત કીધો હોત!

આ અવનિનાં અદેખાં અને ફરેબબાજ ઇનસાનો (બૈરાં-માટીડાઓ) એ કર્પિણ કર્મ કરી તારાં કાયા કાનમાં ઝેર રેડી તારાં ભેજાંને ભમાવી ભાન-ભુલો અને વેહમી કરી મૂંકયો! તે કારસ્તાન કરનારાં કાવતરાંખોરો માટે મિનોતૃમ*નાં મકાનમાં જગ્યાજ નથી! ત્યાં તે કંગાળ કુકર્મીઓ કાવાદાવા કરવા જઇ શકશેજ નહિં!

**બેહસ્તનાં બારણાં તેઓ માટે બંધ છે!**

God will punish their posterity!
And will roll them in adversity!

*Bhikhaiji.*

મરદ શિક્ષકોએ વર્ષો સુધી ઘરમાં કે બાહેર મને માથાં ઉપરની સારીની સોડ વગર જોઇ નથી. તેઓ સાથે બાહેર ચાલીને જતાં કે ગાડીમાં જવું પડે તો અદબ-અદાથી તેઓની બોહેને પણ મારો હાથ નહિં લાગે તેમ આબરૂ-ઇજતે સ્વમાનથી બેઠી છું, તોપણ નજીસ અજીડી જીભલીઓ નિંદા કરવા ચૂકી નથી!

બીજો દાખલોઃ—

મારાં પીરોજબાઇ ૨૬ વર્ષો થયાં મારી સાથે રહે છે; તોપણ તેવણે એક પણ દિવસે કે રાત્રે મને સારી વગર જોઈ નથી. એવાં સ્વમાનથી હું રહી છું, તે છતા જાલેમ જસોદાઓ, ગટરનાં જેવી ગંધાતી ઓરતો, અને ભણેલા પણ વેહમી અક્કલહીણ ભાયડાઓ નિંદા કરવા ચૂકયાં નથી! તેઓ ધરતી ઉપર ધરફડી મારી ભોંયે પાપણ લાગે ત્યાં સુધી જીવે, એ મારી દુઆ છે! બન્ને જેહાંનમાં

**ઈશ્વરનાં ઇનસાફમાંથી તેઓ કદી પણ છટકી જઈ શકશે નહિ!**

૫૦ વર્ષો સુધી મારાં અંતઃકરણના અવાજને આધીન રહી એક

**સાધ્વી સ્ત્રી**

માફક વફાદાર અને પ્રમાણિક રહી છું. એવીજ સ્થિતિમાં આબરૂ-ઈઝતે માન-સ્વમાનમાં અહુરમઝદ મને ઉતાવળે બેહેસ્તમાં બોલાવે, એ મારી નિશદિન બંદગી છે!

આ કરૂણારસ કથા લખતાં મારી સાચ્ચી અને હિંમ્મતવાન કલમ પણ મારાં આંગળાંઓ વચ્ચે ધ્રૂજી રહી છે!

---

* ખુદા.

૭૦ મે વર્ષે કિસ્મતની આ કહાંણી કેહતાં મારી નબળી–ઝાંખી આંખ્યોમાંથી ગમખાર ગરમ આંસુઓ ગબડી પડે છે!

Passed each day
In grief-stricken way!
Passed each night
Heart fought heroic fight!

*Bhikhaiji.*

અરેરે! ખુદા! બાહેરથી ખુશ દેખાવ રાખી ૫૦ વર્ષો મેં કેમ પૂરાં કર્યા છે, તે જોનાર–જાણનાર તું શિવાય બીજું કોઇ નથી!

**મારાં 'ડીવાઇન આર્ટ,' મ્યુઝિકે મને ટેકવી રાખી!**

પેલાં તરકતી, નાતરસ, નિંદાખોર હેવાનો તરફ તિરસ્કારનો તીર ફેંકું છું, કે જેઓએ મારાં જીગરનું બારણું ઉંઘાડવાની મને ફરજ પાડી છે!

એક પવિત્ર અંતઃકરણનાં વફાદાર જોસ્સાઓ સહિત

**કિસ્મતની આ કહાંણી**

કહેવાની જરૂર જણાઇ છે!

૫૦ વર્ષ, સાત મહિના અને આઠ દિવસો પછી અચાનક **અજલનો ફરેસ્તો** તેને બેહેસ્તમાં મૂંકી આવ્યો!

તેણે જતાં જતાં મને કાનમાં કહ્યું હતુંઃ "આપરે બેહસ્તમાં હવે મળસું." હું ઇચ્છું છું કે આ તેની આગાહી ખરી પડે અને અમે બેહેસ્તમાં મળ્યે! અમો બન્નેને વિખુટાં પાડનાર તે જેહાંનમાં પોતાનાં વ્હાલાંઓથી વિખુટાં પડે! દાદાર હોરમઝદ તે જેહાંનમાં ઇનસાફ કરી શિક્ષા કરે!

તેની જુદાઇ મેં **૫૦ વર્ષો** સુધી **મૂંગે મોંહડે** ખમી, તેનું મોત હું ખમી શકી નહિં!!

પેલા યુરોપ્યન ખગોળશાસ્ત્રીએ ભવિષ્ય ભાખ્યું તે ખરૂં પડયું!

"Some obstacles will possibly be met with in *affairs of the heart*, but a *policy of patience* should enable you to overcome them. It happens that some one enters your life, whose influence over you becomes stronger than the stellar

indications and upsets all calculations, just as in weather predictions a contrary wind will drive a storm cloud across a clear horizon hiding the sunshine indicated from our view."

દાદાર હોરમઝદ અમારો મિલાપ બેહેસ્તમાં કરાવે!

બખ્શાયશગર તેને બિલોરનું બેહેસ્ત બક્ષે!

અહુરમઝદ તેનાં અમર આત્માને આનંદ અને શાંતિ: બક્ષે!

શાંતિ:! શાંતિ:!!

* * * * * *

૧

કહી ગયાછ કાબિલ કે આત્મા અમર—
છે બ્યાકી કે મીનોઇનાં તખ્તા ઉપર;
જીંદગી છે ક્ષણિક—ને પ્રેમ છે અમર,
આત્મા ને પ્રેમ કરેછ સાથેજ સફર!

૨

સાંભળ મુજ અરજ! ઓ આકાશી બાપ!
મિથ્યા છે મહાતમ ને વ્યર્થ છે વિલાપ!
આપનાર કે લેનારનો રાખેછ તું છાપ!
સ્વર્ગમાં તું કરાવશે મારો મિલાપ!

ભીખાઇજી ડી. પાલમકોટ.



સમાપ્ત.